પ્રકાશક :
શ્રી મગનભાઈ ગુલાબભાઈ દેસાઈ,
શ્રી હરિહર ભક્ત મંડળ,
સિદ્ધ-કુટીર આશ્રમ, વરાછા રોડ,
સુરત.



પ્રત : ૩,૦૦૦ (સન ૧૯૬૩)

કિંમત : ચાર રૂપિયા

મુદ્રક :
શ્રી ગોવિંદલાલ જેસંગભાઈ પટેલ,
મહેતા પ્રિન્ટિંગ પ્રેસ,
ક.મીઠાઈ રોડ, ભાવનગર.

# અનુક્રમણિકા

## ... आरती ....

आरती हंसदेवजीकी,
करेंगे जय जय हरिहरकी

कार्तिकी पूनम दिन आया,
विश्वमालिकने जनम लिया;
चांद हँस हँसके देख रहा,
बरसती धारा अमृतकी...

बरस तेरहसे छोड़ा घर,
तप किया जंगलमें जाकर;
ज्ञान-अनुभव गुरुसे पाकर,
बनी छवि ही खुद ईश्वरकी...

मधुरता बानीमें रहती,
हमेशा हँसी मुखसे दीखती;
देखके उन्हें शांति मिलती,
ये मूरत है सब सद्गुणकी...

त्यागमें हित है जीवनका,
भोगसे पाना है दुःखका;
नाम बस जपना हरिहरका,
कराये प्राप्ति ईश्वरकी...

यज्ञ महारुद्र करानेको,
प्रेरणा हुई जब स्वामीको;
देर लगी ना तैयारीको,
बड़ी इच्छा है संतनकी,
वंदना हम सब भक्तोंकी...



# આમુખ

પૂજ્ય મહારાજશ્રીના જીવનપ્રસંગોના પુસ્તકનો આમુખ લખવો એ મારે માટે ધન્ય ઘડી છે, એમ હું સમજું છું. પૂ. મહારાજશ્રીના સમાગમમાં આવવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું છે અને આજે જે કાંઈ હું છું એ પૂજ્ય મહારાજશ્રીના આશીર્વાદને લઈને જ છે.

એઓશ્રીનાં પ્રથમ દર્શન મને સને ૧૯૨૧માં થયાં. ત્યારથી છેવટ સુધી એઓશ્રી સાથેનો સંબંધ નિર્વાણદિન સુધી ચાલુ રહ્યો. એ સમય દરમિયાનનાં કેટલાંય મીઠાં સ્મરણો જીવનના અંત સુધી તાજાં રહેશે.

પૂજ્યશ્રીની સૌમ્ય મૂર્તિ, પ્રેમાળ અમીદૃષ્ટિ, કાયમનું હાસ્યભરેલું મુખારવિન્દ, ગૌરવવંતી પ્રતિભા, અનેરું વ્યક્તિત્વ અને એ બધાંની પાછળ રહેલો અનંત સ્નેહનો અખંડ ઝરો એઓશ્રીના સંપર્કમાં આવેલા સૌ કોઈને પણ પ્રભાવિત કર્યા વિના રહ્યો નથી.

પૂજ્યશ્રીના સાન્નિધ્યમાં મળતી શાંતિ, એઓશ્રીનાં રહસ્યમય પ્રવચનો, એ પ્રવચનોમાં અપાતાં સચોટ ઉદાહરણો અને તે દ્વારા અપાતો આધ્યાત્મિક બોધ જેણે જેણે એ પ્રવચનોનો લાભ લીધો હશે તે બધાંને હંમેશ માટે યાદ રહ્યાં હશે એની મને ખાતરી છે.

અંગત એવા કેટલાય પ્રસંગો બન્યા છે, જે મને પોતાને એ મહાન વિભૂતિની શક્તિઓનો ઝાંખો ખ્યાલ આપે છે. કોઈ કોઈ પ્રસંગોને કાકતાલીય કહી શકાય અને છતાંય એ એવા અનેક પ્રસંગો છે, જે એઓશ્રીની અદ્‌ભુત શક્તિ, વચનની સરળતા અને સિદ્ધિઓની ઝાંખી કરાવે છે.

મારાં પ્રથમ દર્શન વખતે એઓશ્રીનું જીવન ખૂબ જ શાંતિમય અને પ્રભુ-સ્મરણમાં લીન હતું. ધીરે ધીરે એઓશ્રીએ કેટલીક પ્રવૃત્તિઓ આદરી અને તેથી જાણે કે એઓશ્રીએ પોતાનો માર્ગ બદલ્યો હોય એવું કેટલાકને લાગ્યું હશે. પરંતુ એ બધીય પ્રવૃત્તિઓ નિષ્કામ અને નિસ્પૃહ હતી અને એની પાછળ જનકલ્યાણનું કેટલું રહસ્ય હતું તે તો ફક્ત એઓશ્રીના અંગત પરિચયમાં આવનાર જ કહી શકે. ઘણાયે પ્રસંગો એવા બન્યા છે, જે ઉપરથી એઓશ્રી સાંસારિક અને માયામાં પડેલા જણાય, પણ અંતે તે બધા કેવળ નિઃસ્વાર્થી, નિસ્પૃહ અને નિર્વાસનામય દેખાયા છે. બહારથી દેખાતા રાજયોગીનું માનસ ખરી રીતે ત્યાગથી કેટલું

ભરપૂર હતું તે તો નિકટના સંપર્કવાળા જ જાણી શક્યા છે એ પુણ્યપુરુષનું પાવનકારી નામ દક્ષિણ ગુજરાતમાં તો આજે ઘેરઘેર જાણીતું છે. એઓશ્રીની પડછંદ કાયા, હાથમાં દંડ લઈ ફરવા જતી વખતની ગતિ, આજુબાજુના દેખાવનું સૂક્ષ્મ નિરીક્ષણ, સામાના સ્વભાવની પરખ અને તે માપી લેવાની દૃષ્ટિ, ક્રોધનો સદંતર અભાવ અને ચહેરાની તેજસ્વિતાભરેલી મૂર્તિ આજે પણ અંતચક્ષુથી દૃષ્ટિમાન થાય છે. શરૂઆતનાં વર્ષોમાં (૧૯૨૦ થી ૧૯૪૦ સુધી) એઓશ્રી દરરોજ સાંજે પ્રવચનો કરતા—એક જ વાત અનેક દૃષ્ટાંતોથી સમજાવતા અને છતાંય એકનું એક દૃષ્ટાંત ફરીથી સાંભળવાનું નહોતું મળતું. એ દૃષ્ટાંતોના ભંડારમાંથી જિજ્ઞાસુઓની પોતાની ગૂંચ ઉકેલાતી અને સૌ કોઈને દરેક પ્રવચનમાંથી એમ લાગતું કે આપેલ દૃષ્ટાંત એની પોતાની ગૂંચના ઉકેલ માટે જ છે. જીવનનાં ગૂઢ રહસ્યો આધ્યાત્મવાદની ગૂંચો, અનંત શક્તિના સાક્ષાત્કારની જુદી જુદી રીતો, મનને શાંત કરવાના જુદા જુદા પ્રયોગો—એવું તો કેટલુંય એઓશ્રી પાસેથી જાણવાનું મળતું અને છતાંય દરેક પોતાની શક્તિ પ્રમાણે તે મેળવતું. એઓશ્રીના આશીર્વાદે કેટલાયને શાંતિ આપી છે અને એ પૈકીનો હું એક છું એમ માનું છું. એ મહાત્માને મારા કોટિ કોટિ વંદન. એઓશ્રી પાસેથી મેં જે મેળવ્યું છે એનો બદલો હું કોણ વાળનાર? મારે તો એઓશ્રીને દંડવત-પ્રણામ કરવા રહ્યા.

છેવટના ભાગમાં એઓશ્રીએ પ્રવચનો ઓછાં કર્યાં અને મોટે ભાગે દિવસનો સમય ભજન સાંભળવામાં ગાળતા અને ભજન સાંભળતાં સાંભળતાં તેમાં લીન થઈ આંખો મીંચી જતા એટલો વખત એઓશ્રી બ્રહ્મમાં લીન થઈ ગયા હોય એવું લાગતું અને જ્યારે આંખો ખોલતા ત્યારે એમ લાગતું કે જાણે કોઈ સમાધિમાંથી જાગ્યા છે. અંતર્મુખ થવાની એમની શક્તિ અલૌકિક હતી. એકાંતમાં હોય ત્યારે એઓશ્રીને હમેશાં અંતર્મુખ થયેલા જોયા છે; આખો વખત બ્રહ્મ સાથે તાર સાંધી રાખતા હોય એવું લાગતું. ખરેખર એ મહાપુરુષ ઘણી ઉચ્ચ કોટિના સંત હતા એટલું જ નહીં, પરંતુ સંતશિરોમણિ હતા એમ કહીએ તો જરાય અતિશયોક્તિ નથી. એ સંતનો પ્રેમ મારે માટેના "લાલજી"ના સ્નેહભર્યા સંબોધનમાં હંમેશને માટે રહ્યો છે. એઓશ્રીને મારા કોટિ કોટિ પ્રણામ. અસ્તુ.

લા. ર. દેસાઈ

ૐ શ્રી ૧।

હરિહર

# બે બોલ

પૂજ્યશ્રી મહારાજ હંસદેવજીનાં વિચાર, વાણી, વર્તન, વૃત્તાન્ત અને સિદ્ધાન્તનો આ સંગ્રહ સ્મૃતિપટ પરથી ઉતારવો પડ્યો છે એટલે સંભવ છે કે એમાંની કેટલીક બાબતો પાઠફેર થઈ હશે, કેટલીકમાં સમજફેરનો દોષ લાગ્યો હશે અને કેટલીક અગત્યની બીના રહી પણ ગઈ હશે.

કાળક્રમ પ્રમાણે પૂજ્યશ્રીનું જીવન વિકસિત કરતા પ્રસંગો ગોઠવી શકાયા હોત તો પુસ્તકની ઉપયોગિતામાં ઘણો વધારો થઈ શક્યો હોત, પણ તેમ થવું સંભવિત ન હતું. પ્રસંગોપાત્ત, પૂજ્યશ્રીએ તૂટક તૂટક હકીકત આપી હતી તેમાંથી ઉપરોક્ત ઉપયોગી જીવનવિકાસસામગ્રી મળી શકી નહીં. વળી બીજી કોઈ પણ રીતે તે સામગ્રી પ્રાપ્ત થાય એમ ન હતું એટલે મળ્યું તેટલાથી સંતોષ માનવો પડ્યો.

પૂજ્યશ્રીના સિદ્ધાન્ત સંબંધે સમજફેર થઈ હોય એ સ્પષ્ટપણે કહી દેવાની જરૂર છે. એક તો એ વિષય છે અઘરો અને અટપટો; બીજું, એઓશ્રી એ બાબતને સૂત્રરૂપે અને તેની જરૂર પ્રમાણે રજૂ કરતા, એટલે એ સૂત્રાત્મક ભાષાનો વિસ્તાર કરતાં ભૂલ થઈ જવાનો પૂરો સંભવ છે. એવી કોઈ ભૂલ બદલ વાચકવૃંદની ક્ષમા યાચવી રહી.

એક વિદ્વાન ભાઈની સૂચનાથી પુસ્તકનું નામ 'હંસાયન' રાખવાનું જે સૌપ્રથમ વિચારેલું હતું તે હવે બદલીને 'હંસસ્મૃતિ' રાખવામાં આવ્યું છે. વસ્તુતઃ આ 'હંસસ્મૃતિ' એ જ હવે તો આપણું 'હંસાયન' બન્યું છે.

ઋણની નોંધ:

લખાણની સામગ્રી એકત્રિત કરવામાં પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે ઘણી વ્યક્તિઓએ મદદ કરી છે.

ॐ હરિહર

# ૧. પરિચય

हंसाय परमहंसाय आत्मने परमात्मने ।
आद्यन्तरहिताय अद्वितीयाय नमो नमः ॥

**જન્મસ્થળ :** પંજાબનું એક નાનું સરખું ગામડું હતું. તે એક નાની શી ટેકરી પર આવ્યું હતું તેની તળેટીમાં થઈને એક નાનકડી નદી કલરવ કરતી વહી રહી હતી. આવા સુંદર દશ્યવાળા ગામમાં એક સંસ્કારી સુખી શીખ કુટુંબમાં મહારાજશ્રીએ જન્મ લીધો હતો.

પોતે કહેતા હતા કે લોકસમુદાયથી સુદૂર, નદીકિનારે કે ઊંચી ભૂમિ પર પોતાનાં ચાર આશ્રમસ્થાનોની પોતે પસંદગી કરી તેનું કારણ પોતાના જન્મ-સ્થળના આંતરમાનસમાં પડેલા આ સંસ્કારો હતા.

ભરૂચનો આશ્રમ નર્મદા તટે, સુરતનો તાપીકાંઠે અને જસીડી તેમ જ ઊટીના આશ્રમ ઊંચે સ્થળે આવેલા છે. પાસે નાની મોટી નદી તો ખરી. ચાર આશ્રમો જનસમૂહની પ્રવૃત્તિઓથી દૂર અને પ્રકૃતિદશ્યથી સૌંદર્યભર્યાં સ્થળે આવેલ છે.

**જન્મદિવસ :** કાર્તિકી પૂર્ણિમાનો દિવસ એઓશ્રીની જન્મતિથિ તરીકે ઉજવાતો આવ્યો છે. પણ એ સંબંધે એક વાર પૂછતાં એઓશ્રીએ હસતાં હસતાં ઉડાઉ જવાબ આપ્યો હતો કે સાધુમહાત્માનો તે વળી જન્મદિવસ કેવો ? અને તેની નોંધ રાખવાનું પ્રયોજન પણ શું ? બધા ભક્તમંડળને એકત્રિત કરવાનું કોઈ નિમિત્ત તો જોઈએ ને ?

પોતાની ઉંમર સંબંધે પણ એવો જ જવાબ ઘણુંખરું મળતો. પોતે નિર્વાણપદ લીધું તેની બે એક વર્ષ પૂર્વે પોતે પોતાનું થોડુંક જીવનવૃત્તાન્ત કહેવા માંડેલું, પણ તેમાંય સંદિગ્ધતા રહી છે. ૧૧૫થી ૧૨૩ વર્ષની અંદરનું એઓશ્રીનું આયુ ગણી શકાય.

પૂજ્યશ્રીના અંગત કુટુંબમાં માતા, પિતા, એક બહેન અને પોતે એમ

**કુટુંબ :** ચાર જણા ગણાય. માતાનું સુખ એઓશ્રીના નસીબમાં નહોતું. ફક્ત આઠ માસના એઓશ્રીને મૂકીને તે દેવલોક પામ્યાં. માશીમા, જે એમનાં કાકી પણ થતાં હતાં તેમણે માતાની ખોટ પૂરી પાડી. પોતે પાંચ વરસના થયા ત્યાં સુધી પૂરા લાડથી માશીમા (કાકી)એ એમનું લાલનપાલન કર્યું. એ સુખના દિવસોય ગયા. માશીમા પણ માતાજી પાસે સ્વર્ગે પહોંચ્યાં.

હવે સમય આવે છે, તાડનનો, કસોટીનો, પ્રેમાભાવનો. પિતાશ્રીએ ફરીથી લગ્ન કર્યાં. એ એઓશ્રીનાં અપરમા હતાં તો સગાં માશી પણ ભાણેજ તરફ તેનો પ્રેમ ન ઊભર્યો. પૂજ્યશ્રીને તીખા કડવા અનુભવો મળતા ગયા. પિતાશ્રીનો પ્રેમ પણ ઓસરતો રહ્યો. મહારાજશ્રીને કંઈક ખૂંચતું રહ્યું, જેના સંસ્કાર અંતરમાનસમાં સંઘરાતા ગયા

પૂજ્યશ્રીનાં બહેન બહુ સુંદર હતાં. પોતે કહેતા હતા કે મુગ્ધાવસ્થામાં આવેલ એ બહેનનું સૌંદર્ય એટલું બધું ખીલી ઊઠ્યું હતું કે બહુ થોડી છોકરીઓમાં એવું સૌંદર્ય જોવા મળતું. બહેનનો તો ભાઈ પર પ્રેમ હોય જ.

કુટુંબ સંસ્કારી અને પૈસેટકે, ઇજ્જત–આબરૂએ કંઈક સુખી હતું. સંત મહાત્માની સેવા કરવાનો લાભ જતો કરતું નહીં એટલે સારા સારા સંત-મહાત્માઓનો સમાગમ થયા કરતો. પૂજ્યશ્રી પણ મહાત્માઓની સેવામાં લાગી જતા. સંતમહાત્માઓને ત્યાં પ્રેમનું વાતાવરણ બન્યું રહેતું એટલે પૂજ્યશ્રીને તે તરફનું આકર્ષણ વધતું રહ્યું. પ્રારબ્ધનો કે ઈશ્વરનો પણ એ પરિસ્થિતિ ઉપસ્થિત કરવામાં હાથ હશે.

**ગૃહત્યાગ :** જેને પોતાની તરફ વાળવો છે, તેનું જાગતિક સુખ સુખસ્વરૂપ હરિ હરી લે છે, અને તેને નિમિત્ત બનાવીને તે દયાળુ પ્રભુ પોતાના ભક્તને ખરા સુખના માર્ગે મૂકી દે છે. સંતસંગ વધતે વધતે પૂજ્યશ્રીના પૂર્વજન્મના સંસ્કાર જાગ્રત થયા અને વિવેક વૈરાગ્યના વિચારોએ એઓશ્રીના મનમાં ઘર કરવા માંડ્યું. અપર માતાનાં કડુ વચનો કારણભૂત બન્યાં, એટલે કોઈ એક સુભગ (!) પળે એમણે એકાએક ચૂપચૂપ ઘર છોડ્યું. પણ કમનસીબે (!) એઓ શોધખોળનો ભોગ થઈ પડ્યા. ૧૦–૧૨ વરસનો છોકરો શી રીતે નિઃશંક અને નિર્વિઘ્ન રીતે છૂપે રસ્તે રહી શકે? પકડાઈ ગયો. પરાણે ઘેર પાછા ફરવું પડ્યું. બીજી વખત પણ

એવું જ બન્યું. પણ પાછીથી એવી સંભાળ, કાળજી અને ચાલાકીથી ઘર છોડ્યું કે તે હમેશ માટે છોડાયું. ફરી કોઈને હાથ પોતે આવ્યા નહીં.

જગતને એમણે પોતાનું ઘર બનાવ્યું અને જગતનાં સ્ત્રીપુરુષોને પોતાનાં માતપિતા, ભાઈભાંડુ બનાવ્યાં. ઈશ્વરના હાથમાં પોતાનું જીવનનાવ મૂક્યું. હંકાર્યું તે હંકાર્યું. સંસારસમુદ્ર પાર કીધો. જીવનનું લક્ષ્ય સિદ્ધ કર્યું. આવાગમનના ચક્કરમાંથી છૂટી ગયા. " ऋते ज्ञानान्न मुक्तिः । " જ્ઞાન વિના મુક્તિ નથી, તે જ્ઞાન પ્રાપ્ત કર્યું. પોતે તર્યા, બીજાને તાર્યા. માતાની કૂખ શોભાવી. કુળ તાર્યું. મનુષ્યજન્મ સાર્થક કર્યો. જીવનસૌરભ મૂકતા ગયા. જીવનસંદેશ આપી ગયા. પોતાની પાસે આવવાનો માર્ગ બનાવી ગયા. એમને શોધી કાઢવાનાં ભક્તિજ્ઞાન જોઈએ. એઓશ્રી જરૂર મળે પણ યાદ રાખીએ: सांई, तहां न जाईय, जहां न आप शोधाय ।

**સાધના:** ઘર તો છોડ્યું. વિવેકવૈરાગ્ય જાગતાં રાખ્યાં. અનેક મુશીબતોનો સામનો કરવો પડ્યો. પારાવાર પ્રલોભનો પાર કર્યાં. સાશનરસા હરેક પ્રકારના સાધુ મળ્યા હરકોઈ પાસેથી હરકોઈ જાતનો અનુભવ લેતા રહ્યા. ગુણગ્રાહી બની મધુકર—મધમાખની જેમ જીવન વિતાવતા રહ્યા. મઠમંદિરનો આશ્રય લેવો તો પડતો. તેમાંય કડવામીઠા અનુભવો મળ્યા કર્યા શિષ્ય બને તો સોનેરૂપે ભરેલા ચરુના ચરુ વાપરવા મળે, એવો મઠાધીશોએ લોભ બતાવ્યો. પણ પોતે સોનાને વરેલા નહોતા. એઓશ્રીને આરામી જીવન હરામ લાગતું હતું. લગની લાગી હતી તે ન સંતોષાય તો એમને જપ વળે એમ નહોતું. जाको मन लाग्यो नंदलालहि ताहि और नहीं भावे हो ॥

પ્રલોભનો વટાવ્યાં. લોભાવનારાં મઠમંદિરો છોડ્યાં અને સારા સદ્‌ગુણી જ્ઞાની અને અનુભવી મહાત્માઓની શોધમાં અને સહવાસમાં રહીને તથા તેમની તનમનથી પૂરી સેવાશુશ્રૂષા કરી તેમની પ્રીતિ સંપાદન કરી. પોતે કહેતા:

"જૂના જમાનાના પુરાણા, સચ્ચા, સારા સંતમહાત્માઓ પૂરેપૂરી અને સચોટ પરીક્ષા કર્યા વિના સાધકને પોતાના અનુભવજ્ઞાનનો પ્રકાશ નહોતા આપતા. અધિકારી વિના જ્ઞાનનિષ્ઠા આવે નહીં. વળી ગુરુમહાત્માઓ જે કોઈ સાધન-સામગ્રી બતાવતા તે એકી વખતે અને એક સામટી નહોતા આપતા. કટકે કટકે અને પગથિયે પગથિયે ખરા અધિકારી, જિજ્ઞાસુને તેઓ ઉપર ઉઠાવતા રહેતા.

અભિમાન તોડવાને માટે તો ડગલે અને પગલે માનભંગ કરતા. વિના વાંકે ખીજવાતા. સેવા, આજ્ઞા ઉઠાવવા હું ઊભો રહેતો તો પજવતા કે બેવકૂફની માફક ઊભો છે. હટી જા અહીંથી, શું કામ છે તારું અહીં ? બેસનો તો પોકારી ઊઠતા કે કેવો મૂઢ, પ્રમાદી, આળસુ છો ! ચાલ્યો જા અહીંથી. કોઈક વાર અણધાર્યાં માનમોટાઈ મળતાં. એમાં જો ફસાઈ પડી ફુલાઈ જતો, તો કોઈ જુદા જ પ્રકારના ચાબખા ખાવા પડતા. ટૂંકમાં, આવા અનેક પ્રકારનાં માનઅપમાનમાંથી પસાર થઈ આકરી અગ્નિપરીક્ષામાં તવાવું પડતું.

"પણ એ સારા મહાત્માનો આંતરિક છૂપો પ્રેમ પણ એટલો જ વહેતો કે એમની પાસેથી ગુણ મેળવ્યા વિના ખસી શકાતું નહીં. આ રીતે દોષ મટાડી, સદ્‌ગુણ વધારી સાધનસંપન્ન બનવામાં તેમની ખૂબ મદદ મળી. દુઃખ તો સહન કરવું પડતું પણ તે સુખમાં પરિણમતું. દુઃખ-સુખ, સુખ-દુઃખનો સારો મેળ મળતો ગયો ને અનુભવ વધતો ગયો. શરીર દૃઢ, મજબૂત અને ખડતલ, તાપ, ટાઢ અને ઉજાગરા વેઠી શકે એવું બનતું ગયું.

"વ્યાયામ, દંડબેઠક, યોગાસન, પ્રાણનિરોધ, ત્રાટક, છાયાપુરુષદર્શન-વિદ્યા અને આયુર્વેદિક જ્ઞાન વગેરે થોડેઘણે અંશે શીખવાનાં મળ્યાં અને તેને બને તેટલાં આચરણમાં ઉતાર્યાં પણ ખરાં. સાથે સાથે નામસ્મરણ, પાઠપૂજા અને ધ્યાન પણ યથાશક્તિ કરાતાં રહ્યાં. વેદાંત તરફ વલણ વળતું ગયું. યોગ્ય સમયે વેદાન્તના પ્રક્રિયા ગ્રંથ "વિચારસાગર"નો પાકો અભ્યાસ શ્રીગુરુમુખે કર્યો. યોગવાસિષ્ઠ, જીવનમુક્તિવિવેક, અનુભવપ્રકાશ અને આત્મપુરાણનો અભ્યાસ કર્યો. તુલસીકૃત રામાયણનો શોખ ઉત્પન્ન થયો. તે ગ્રંથ વાંચ્યો અને વિચાર્યો. પંચીકરણ જોયું. પ્રબોધચન્દ્રોદય નાટકનું વાચન કર્યું અને વિવેકવૈરાગ્ય પાકાં કર્યાં."

સંતસેવા કેવી રીતે કરતા તેનો પોતે જ પણ ચિતાર આપે છે :

"મહાત્માજીની શી શી દિનચર્યા છે, તેમની શી શી જરૂરિયાતો છે તે જોઈ, જાણી લઈ તેમના કહ્યા-સૂચવ્યા વિના બધી ચીજો હાજર કરી દેતો. તેમની ઝૂંપડી વાળીઝૂડી સાફસૂથરી રાખતો. પાણીનો છંટકાવ કરી આંગણાં સ્વચ્છ રાખતો. તેમનાં કપડાં લંગોટી ધોઈને એવાં સારાં રાખતો કે તેઓ ખુશ ખુશ થઈ જતા. સુંદર રસોઈ કરી જમાડતો અને પછી જે કાંઈ શેષ રહે તે જમી લઈ સંતોષ માનતો. પ્રસન્નચિત્ત રહેતો. સેવા કરવામાં જરા પણ કચાશ રાખતો નહીં. નહોતી તેમાં કોઈ દંભ કે જાત બચાવવાની રીતરસમ.

નિષ્કપટ ભાવે સેવા કરવાથી સંતો રાજી રહેતા. તેઓ કોઈ કોઈ વખતે અનુભવોની વાત સંભળાવતા અને આગળ વધવામાં મને ઉત્તેજિત કરતા. સેવાધર્મ ગહન છે. યોગીઓને પણ એ અગમ્ય છે એ યથાર્થ છે."

પોતે ઝાઝું ભણ્યા નહોતા. બચપણમાં ગામડી શાળામાં જે કાંઈ થોડુંઘણું શીખ્યા હતા તે જ. પછી નથી ગયા કોઈ મોટી શાળાપાઠશાળામાં કે નથી બેઠા કોઈ પંડિત મહાત્મા પાસે પૂર્ણ શાસ્ત્રીય જ્ઞાન શીખવા માટે. સંત-મહાત્માના સદ્વાસસેવાથી એમણે ખપ પૂરતું જ્ઞાન મેળવી લીધું. પછી તેનું ખૂબ પરિશીલન કર્યું, શ્રવણ કર્યું, મનન કર્યું, યથાશક્તિ-યથાસંભવ નિદિધ્યાસન પણ કર્યું. મૂળમાં વિવેકવૈરાગ્ય તો હતાં જ. મુમુક્ષુતાય હતી. સાધન-ચતુષ્ટયનાં શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ અને તિતિક્ષાનું પણ પૂરું સેવન કીધું હતું.

હજુ પોતાને સંતોષ નહોતો. આ તો બધું પરોક્ષ જ્ઞાન થયું. પ્રત્યક્ષ જ્ઞાન ન થાય ત્યાં સુધી સંતોષ આવે પણ શી રીતે? પ્રત્યક્ષ જ્ઞાનની એમને તાલાવેલી લાગી. ભિક્ષાભોજન, નિર્જન એકાંતવાસ અને એકાકી વિચરણનો રાહ લીધો. શુભેચ્છા, સુવિચારણા, તનુમાનસાનાં પગથિયાં ચઢતા ગયા. સત્ત્વાપત્તિના પગથિયા પર પગ દીધો. જન્મે શીખ પણ કર્મથી બ્રાહ્મણ બનતા ગયા.

પ્રેમરસ, રામરસ ઝરતો રહ્યો. સાધના કરવામાં ઉલ્લાસ બન્યો રહેતો. કોઈ વિચિત્ર તોરમાં પોતે ડૂબ્યા રહેતા સાધનો ખીલી ઊઠ્યાં.

**સાધનાસિદ્ધિ : અપરોક્ષ જ્ઞાન :**

સાધનોએ એમને શોભાવ્યા, સિદ્ધિ આપી. સાધનોને એમણે શોભાવ્યાં. જરા પણ તેમાં આંચ આવવા દીધી નહીં, તેનું પરિપૂર્ણ પાલન કર્યું. "धर्मो रक्षति रक्षितः" એ ન્યાયે એમને સાથ દીધો. સાધનોને એમણે ન છોડ્યાં તો સાધનો એમને શી રીતે છોડે? તેમણે એમનું રક્ષણ કર્યું, ફળ આપ્યું. કોઈ એક શુભ ઘડીએ એમનાં જ્ઞાનચક્ષુ ખૂલી ગયાં.

મીરાં કહે છે તેમ "आधी रात प्रभु दर्शन दैहै प्रेमनदीके तीर." એટલે આનંદ આનંદ ફેલાઈ ગયો.* કોઈ અવનવી દુનિયામાં પોતે જઈ પહોંચ્યા, જ્યાં ન કોઈ બીજો રહ્યો. એક સર્વવ્યાપી, સર્વાન્તર્યામી સત્તાનાં દર્શન થયાં. પ્રત્યક્ષ જ્ઞાન થઈ ગયું. આત્મસાક્ષાત્કાર થઈ ગયો. "तरति शोकम् आत्मविद्" । શોકની પાર પહોંચી ગયા. કોઈ દિવ્ય શાન્તિ પથરાઈ ગઈ, જેમાં બધા સંશયો ઓગળી

*એ આનંદની અવધિ માટે વાંચો તૈત્તરિય ઉપનિષદનો આઠમો અનુવાક.

ગયા અને બધાં સાધનો સમાઈ ગયાં. ન કોઈ શાસ્ત્રની કે ન કોઈ ગુરુની હવે જરૂર રહી. ઘર છોડ્યું તો ઘર મળ્યું. નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ થઈ. નિત્યમુક્તની મુક્તિ થઈ. પોતે અસતમાંથી સતમાં ગયા. અંધકારમાંથી પ્રકાશમાં પહોંચ્યા. મૃત્યુ પાર કરી અમૃત મેળવ્યું.

સ્વસ્વરૂપના અનુભવજ્ઞાનના અનુમોદનમાં પોતે વિચારસાગરમાંનું કવિત ગાતા :

जीवको स्वरूप अति आनन्द कहत वेद ।
ताकु सुखप्राप्तिको असंभव यम्मानिये ।
आगे जो अप्राप्त वस्तु ताकी प्राप्ति संभवत ।
नित्यप्राप्त वस्तुकी तो प्राप्ति किमि मानिये ।
ऐसी शंका लेश आनी कीजे न विश्वासहानि ।
गुरुके प्रसादतें कुतर्क भले भानिये (भागिये) ।
करको कंकन खोयो ऐसो भ्रम भयो जिमि ।
ज्ञानतें मिटत इमि प्राप्त प्राप्ति मानिये ॥

જીવ આનંદ સ્વરૂપ છે, આનંદસ્રોત છે, જ્ઞાન-દર્શન સ્વરૂપ છે. ભ્રાંતિથી પોતે જુદો છે, એમ માની રહ્યો છે. ભ્રાંતિ જાય તો સાક્ષાત અનુભવ થાય કે આત્માને કંઈ ખોળવા જવું પડે એમ નથી. કેટલીય વાર મનુષ્યને એવો ભ્રાંતિ-અનુભવ થાય છે કે પોતાના હાથમાં રહેલી પ્રત્યક્ષ વસ્તુને તે ગુમ થયેલ માનીને ચિંતાયુક્ત બની ખોળ ખોળ કર્યા કરે. એની ભૂલ પકડાતાં એ હસી પડે અને કહે કે હું કેવો મૂર્ખ કે છતી વસ્તુને અછતી માનીને મેં દોડાદોડ કરી મૂકી !

વળી શ્રીશંકરાચાર્યજીના શબ્દોમાં એ અનુભવનું ભાવાત્મક વર્ણન કરતા :

अन्तर्ज्योतिर्बहिर्ज्योतिः प्रत्यग्ज्योतिः परात्परः ।
ज्योतिर्ज्योतिः स्वयंज्योतिरात्मज्योतिः शिवोऽस्म्यहम् ॥

## ૨. સાક્ષાત્કાર યા અનુભવજ્ઞાન

આત્મસાક્ષાત્કાર સંબંધે પોતે આમ પ્રબોધતા : મોક્ષ મેળવવો છે, આત્માનો સાક્ષાત્કાર કરવો છે. આ અને આવી ઉક્તિઓ એ જ મિથ્યાજ્ઞાન, ભ્રાંતિ, અવિદ્યા, અજ્ઞાન કે માયા છે. જે નથી છતાં જે બતાવે તે માયા—વિચિત્ર અનિર્વચનીયતા. મારો મોક્ષ થયો એમ કહેવું એ વદતોવ્યાઘાત દોષ છે. મોક્ષ તો હરકોઈનો જન્મસિદ્ધ હક છે, એ કેમ ભૂલી જવાય એ જ વિચિત્રતા

છે. આત્મા ( અર્થાત્ હું ) એ કદી બંધાયેલ નથી. એ તો સદા મુક્ત અને પ્રત્યક્ષ સિદ્ધ છે. "હું નથી" એમ સ્વપ્નમાં પણ કોઈને પ્રતીત થતું નથી. હું (આત્મા)ના અસ્તિત્વ વિના કોઈ પણ પદાર્થ કે જ્ઞાન સંભવિત કે સિદ્ધ થતું નથી. છતાંય આવું પ્રત્યક્ષ અને સ્વભાવસિદ્ધ જ્ઞાન સર્વ કોઈને સ્ફુરતું નથી એ જ એક વિચિત્ર સમસ્યા છે. અને તે અનાદિકાળથી ચાલી આવી છે. માયામાં માયાથી અજ્ઞાન ઊપજે છે અને માયામાં જ માયાથી જ્ઞાન થાય છે. યથાર્થ જ્ઞાન થયે માયા ઊડી જાય છે, અદૃશ્ય થઈ જાય છે, ઓગળી જાય છે, વિલીન થઈ જાય છે, શોધ્યે જડતી નથી. માયાને મારવામાં માયાનો જ આશરો લેવો પડે છે. માયા જાતે છે નહીં અને જે નથી તેને તે દેખાડે છે. માટે એને અનિર્વચનીય કહેવી પડી છે. પ્રત્યક્ષજ્ઞાન થાય ત્યાં સુધી માયા છે અથવા તો એવી માયાની કલ્પના કરવી પડે છે. માયા ગયે, જગત જાય અને જે શેષ રહે તે બ્રહ્મ. આ નિઃશંક જ્ઞાન સિદ્ધ થયે પોતે જ પોતાના અજ્ઞાન અને અજ્ઞાનની પ્રવૃત્તિ કે સાધના પર હસે છે:

કેવો મૂઢ કે પ્રકાશ છોડી અંધકારમાં ભટકયા કર્યું ! નિરાકાર, નિરંજન, નિર્મલ બ્રહ્મ એકરસ સદા સર્વદા પોતાના મહિમામાં સ્થિત છે. વાસ્તવિક સત્ય તે જ છે. જગત કેવળ ભ્રમમાત્ર છે, પ્રતીતિ પૂરતું છે. ત્રણે કાળમાં તેની સ્થિતિ છે નહીં, ટકી શકે એમ નથી. એ કેવળ સ્વપ્નમાત્ર છે. પ્રકાશમાં અંધકાર હોય નહીં.

પૂજ્યશ્રીની તો આવી દૃષ્ટિ થઈ ગઈ હતી કે, तूं तूं करतां तूं भया मुझमें रहा न हुं । बलिहारी तुज प्रेमकी जीत देखुं तित तूं ही तूं।

પણ ઉપરની બ્રહ્મદૃષ્ટિ આવવી અઘરી છે. "दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येत् ब्रह्ममयं जगत्।" "જગત દૃષ્ટિ દૂર કરી કેવળ બ્રહ્મ જ બ્રહ્મ જોવું અને થઈ જવું એવી સમજણ આવવી અને સ્થિતિ થવી એ સાધારણ બાબત નથી. યથાર્થ કહ્યું છે કે : दुर्लभः विषयत्यागः दुर्लभम् तत्त्वदर्शनम् । માટે જ પુરુષાર્થ કરવો પડે છે. "અનાદિકાળનું સ્વપ્ન પણ જાગ્રત થતાં દૂર થાય" એ અનુભવી કવિની ઉક્તિ સાર્થક ત્યારે જ થાય જ્યારે જ્ઞાનની પ્રાપ્તિ થાય. ભક્ત કવિ નરસિંહ મહેતા વધુ સાક્ષી પૂરે છે કે:

"જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે."
પણ ફરીને ઊંઘમાં પડાય નહીં તેવી જાગ્રતિ આવતાં આવર્તો જન્મોજન્મ નીકળી

મુસાફરીમાં બદન ફાટી જશે. બીમાર પડી જશો." પણ મને તો તેની કશી અસર નહોતી થતી. ખુશમિજાજ રહેતો. બની શકે તો કોઈ બીમાર પડી ગયેલ મહાત્મા માટે બબ્બે ત્રણત્રણ માઈલ દૂર જઈ ભિક્ષા માગી લઈ આવતો અને તેમની શક્ય એવી બધી સેવા કરતો. ખરું ગવાયું છે કે:

हरिजन ऐसा होव है जाको हरिका संग ।
विपद पडे विसरे नहीं चढे चौगुना रंग ।

ઉપરનું વર્ણન કરતી વેળા પૂજ્યશ્રીનું મુખડું એવું તો દીપી ઊઠતું કે તે જાણે ખીલેલું લાલ કમળ તો ન હોય. ગૌર વર્ણ, તેમાં ઝગતી વિવેક-વૈરાગ્યની લાલિમા, આછું સ્મિત કરતા હોઠ અને વિચિત્ર ચમકારો મારતી આંખવાળું મુખ જોવાનો જેમને લાભ મળ્યો હતો તેઓ ખરા ભાગ્યશાળી હતા. તે લાલ મુખ તેઓના સ્મૃતિપટ પર હમેશ માટે કોતરાઈ જતું. અવધૂતીમાં કે જેમાં ઉપર કહ્યું છે તે પ્રમાણે હરકોઈ વસ્તુનો—શરીરદૃષ્ટિનો પણ—ત્યાગ કરવો પડે છે અને જેમાં ઉદરપૂર્તિ માટે જ જનસમુદાયમાં જઈ ભિક્ષા માગવી પડે તેવી કડક દશાની તપસ્યા તેઓશ્રીએ ૧૨થી ૧૪ વરસ સુધી એકધારી અણીશુધ્ધ નિભાવી.

એ પરીક્ષામાં પોતે પાસ થયા. તેમના મનને સંતોષ થયો. જ્ઞાનનિષ્ઠા ટકી રહી અને જ્ઞાનભૂમિ સુદૃઢ થઈ. અનુભવજ્ઞાન સ્થિર થયું. સ્થિતપ્રજ્ઞતા થઈ તે થઈ. કોઈ અજબ શાન્તિ વ્યાપી રહી. મન અમન થયું. કોઈ પણ વાસના રહી નહી. સુખદુઃખ, માનઅપમાન, ટાઢોતડકો વગેરે દ્વંદ્વોથી પર થયા. પર તો હતા જ પણ હવે કસોટીપૂર્વકની તેની પાકી ખાતરી થઈ. મનનું સમતોલપણું બન્યું તે બન્યું. દૃષ્ટિ આત્મામાં સ્થિર થઈ તે થઈ. સહજ-સમાધિનો યોગ લાધ્યો. સંતમહાત્માઓએ એમને હવે અવધૂત તરીકે બિરદાવ્યા. એ 'નામને એમણે શોભાવ્યું. પોતે સર્વાતીત-આશ્રમાતીત થયા.

ઉત્તર અવસ્થામાં પોતે શાહી ઠાઠમાં રહેતા હતા છતાંય અંતરમાં તેઓ પાકા અવધૂત રહ્યા. કોઈ પણ વસ્તુ પર એમને મોહ નહોતો. ઉપલક દૃષ્ટિએ જોતાં તો એમ લાગતું કે એમની પાસે વસ્તુઓ-કિંમતી વસ્તુઓનું સંગ્રહસ્થાન હતું. છતાં પણ તેઓ મનથી મુક્ત હતા, નિર્લેપ હતા. એ જ તો એમની વિચિત્રતા હતી. વિરોધી તત્ત્વોનું એઓશ્રીમાં વિચિત્ર મિશ્રણ હતું. સાથે સાથે તેમનો સુંદર સમન્વય પણ હતો. વિવેક અને વૈરાગ્યવૃત્તિનો એમને હમેશ સાથ અને ઓથ મળતાં રહ્યાં.

કોઈ એમને સહાનુભૂતિપૂર્વક યાદ આપતા કે આપ બુઢ્ઢા–બીમાર થઈ ગયા. તો પોતે વિનોદપૂર્વક ઉત્તર આપતાઃ ના ભાઈ, હું કદી બુઢ્ઢો થયો–થતો નથી. મારી દૃષ્ટિમાં હું શરીર નથી તો મને બુઢ્ઢાપણું કે બીમારી આવે જ ક્યાંથી ? આત્મા તો અજર, અમર, અજન્મા છે.

પોતે શરીરદૃષ્ટિને હડધૂત કરી હતી અવધૂત થયા તે થયા. વાસ્તવે બ્રહ્મ હમેશાં અવધૂત જ છે. તેમાં કોઈ પણ બીજો પદાર્થ છે નહીં. તો તે કઈ વસ્તુ ત્યાગી કે ગ્રહી શકે ? શિષ્યો અને ભક્તોને તેઓશ્રી વારંવાર યાદ દેવરાવતા કે શરીરદૃષ્ટિએ જ જો તમે મને જોયા કરશો તો પસ્તાવાનો વારો આવશે હું શુદ્ધ સ્વરૂપે શું છું તે પર લક્ષ રાખો.

એક વાર એક ભક્તને બહુ જ સુમધુર પણ કરુણ અવાજે સંગીતનો ઉપાડ કાઢ્યો : "जोगी मत जा मत जा।" ગીત પૂરું થયે પોતે બોલ્યા : જોગી કયાં જાય ? એ કશે જઈ શકે નહીં, હાજરાહજૂર રહે. શરીર તો જરૂર જાય, ખરો જોગી સ્વસ્વરૂપે રહે યા તો ભગવાનમાં સ્થિર થઈ રહે—જોગી અમર થઈ રહે.

**સાધનાત્યાગ :** હવે કયારે ? કેવી રીતે ? અને શા માટે ? એઓશ્રી બાહ્ય અવધૂતી છોડતા ગયા અને જનસમુદાયને જ્ઞાનોપદેશ આપી ધીરે ધીરે પ્રવૃત્તિમાં પડતા ગયા તે કહેવું મુશ્કેલ છે. તેઓશ્રી કોઈ પણ બાબત પરત્વે હમેશને માટે નિયમબદ્ધ રહેવાના માર્ગના પક્ષકાર નહોતા. કોઈ પણ વસ્તુ કે સાધનાનો સારભાગ ગ્રહણ કરી બાકીના અનાવશ્યક ભાગને વળગી રહેવામાં ખાસ ફાયદો નથી એમ તેઓ માનતા અને મનાવતા. સાધન કર્યા પછી સાધનને શું કામ નિયમબદ્ધતાથી વળગી રહેવું જોઈએ, સિવાય કે તે પ્રમાણેનો સ્વભાવ ન બની ગયો હોય અને તે માટેની ઊંડી રહસ્યભરી સમજ કાયમ ના રહી હોય ? સિદ્ધિ મળ્યે સાધનો આપોઆપ છૂટવાં જ જોઈએ. ફળ પાકયે તે ડાળીએથી છૂટું પડે જ પડે.

પોતે વારંવાર સંભળાવતા : जकड़ बिन फकीरी करती नहीं वफा ॥ અર્થાત્ જુક્તિથી દુઃખમુક્તિ થાય.

જડસુની જેમ નિયમોને વળગી રહેવામાં કશો લાભ નથી. તેમાં સમયાનુસાર ફેરફાર કરવા પડે. એનો અર્થ એમ નથી સમજવાનો કે જ્ઞાની સ્વચ્છંદી થઈ જાય. કેટલાંક સાધનો સ્વભાવરૂપે બની રહે છે.

ઉપર નિર્દેશેલા વાસ્તવિક ગરીબ પુરુષોની ગરીબ સંસ્કૃતિથી જ હજી સુધી દેશ ટકી રહ્યો છે. આપણી સંસ્કૃતિએ Plain living and high thinkingનો બહુજનભોગી અને સુલભ સિદ્ધાંત આપ્યો છે, અમલમાં મૂક્યો છે. સાદા જીવન અને ઉદાત્ત વિચારને જીવનસૂત્ર બનાવીશું તો જ સુખી થઈશું. પણ આજે શું જોઈએ છીએ? ઊલટું વિધાન : High living and plain thinking. ખર્ચાળ જીવન અને નમાલા વિચારવાળી આજની અલ્પભોગી આર્થિક જીવનપદ્ધતિ ક્યાં લઈ જશે? અને તે ક્યાં અટકશે? મુક્તિના ભોગે આજે અર્થપ્રધાન ભુક્તિ થઈ રહી છે. ખરી સ્વતંત્રતાના અભાવે સુખ, સંતોષ, શાંતિ માનવતા દૂરને દૂર હડસેલાતાં જાય છે. ધર્મ-વિમુખતાનું બીજું શું પરિણામ હોઈ શકે? આપણા આગળ આવતા લોકોમાં તો ધર્મની ભડક પેસી ગઈ લાગે છે.

પૂજ્યશ્રીના વિચારોનું દોહન ઉપર આપ્યું છે. એવા વિચારોની ચર્ચાને અંતે પોતે પંજાબી ઉક્તિ ઉદ્‌ગારતા : जो तुद भावे सांईंया सोहि भलीकार । જે ઈશ્વરને ગમે તે ભલું. તે જેમ રાખે તેમ રહીએ. પછી ગુજરાતીમાં વિનોદ કરતાઃ એ તો એમ જ ચાલવાનું. આગળ હિંદીમાં ચલાવતા : समय समय बलवान है, नहीं पुरुष बलवान ॥ ભૂખ લાગે ત્યારે જ ભોજન ભાવે. અસ્થિર જગતના અસ્થિર વહેવારમાં સ્થિરતાની આશા ન રખાય. વળી પોતે કહેતા : "મનપક્ષી ક્યાં સુધી ઉડ્ડાન મારશે? થાકશે એટલે ઘોસલા (માળા) રૂપ સ્વસ્થાનમાં પાછું ફરશે. બ્રહ્મતેજ વિના સમાજ સુધરે નહીં એવી ખાતરી થયે નેતાના નેતા એવા ત્યાગી મહાત્માની જરૂર લાગશે. જરૂરતાની તીવ્રતા વધ્યે કોઈ ધર્મસંસ્થાપક ફૂટી નીકળશે. પછીથી જીવતાજાગતા ખરા સંતમહાત્માઓનું ગૌરવ વધશે અને દેશ હરેક વાતે જબરી પ્રગતિ કરી શકશે. ધર્મના જ્ઞાન વિનાની નેતાગીરી દેશને અને સમાજને પાછો ન પાડે તો પણ દેશમાં એકતા તો ન લાવી શકે એ ભારતીય પ્રજા માટે તો ચોક્કસ લાગે છે."

આપણા સંતમહાત્મા–અનુભવી જ્ઞાની પુરુષો આપણા જ્ઞાનમાર્ગના આધ્યાત્મિક વિષયોના સત્યસંશોધકો છે. ભૌતિક શાસ્ત્રોના વૈજ્ઞાનિક જેવા જ એઓ એમના વિષયોમાં પારંગત છે તેટલાં જ સાહસ, ચીવટપણું, તલ્લીનતા એકાંતતા, બાહ્ય જંજાળથી નિર્લેપતા અને મુક્તતાપૂર્વકના એમના પ્રયોગ એમણે એમની માનસ-પ્રયોગશાળામાં નિરીક્ષ્યા, પરીક્ષ્યા, ચકાસ્યા છે. સત્યની પુનઃ શોધ કરી છે અને તે જનતા સમક્ષ મૂકી છે, જ્ઞાનજ્યોત ઝળહળતી રાખી છે. તેઓ ધર્મથી

સાક્ષાત્ કરનાર અને સમજપૂર્વક સમૃદ્ધિ છોડી ગરીબીને મહાત્માની અગત્યઃ ભેખ ધારણ કરનાર સંતમહાત્મા પુરુષોનો દીર્ઘકાળ સુધી સમાગમ ન થાય ત્યાં સુધી ખરું ધર્મરહસ્ય ન સમજાય, ન સમજાય. કેવળ પુસ્તકમાંથી એ જ્ઞાન ન મળે. એવા સમરથ મહાપુરુષોની પરંપરા અહીં ચાલી આવી છે. જ્યાં સુધી આવા મહાન પુરુષોના પગ પાસે બેસી આપણા નેતા અને આગળ પડતા પુરુષો આત્મજ્ઞાનના, કર્તવ્યના, સેવાના, ભક્તિના, ગર્વરહિતતાના પાઠ ન ભણે ત્યાં સુધી તેઓના બધા મનોરથો મનમાં રહી જવાના છે. જોકે આની ટીકા કરવી એ પણ નિરર્થક છે.

જમાનો તો બદલાતો રહેવાનો. બધું જ અસ્થિર છે, તો નેતાઓનો પણ શો વાંક કઢાય ? જેવો જમાનો તેવા નેતા. જેવો સમાજ તેવા નેતા મળે. ખરો નેતા તો કોઈ વિરલો જ હોય, જે સમાજને પોતાની પાછળ પાછળ દોરે. વખત આવ્યે કોઈ રામજી નીકળી આવશે. નાનારત્નવસુંધરા. હજુ સુધી તો તે વાંઝણી રહી નથી. મોટા લોકો નિરભિમાની થાય તો આ શીખ તેમને ગળે ઊતરે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—એના પાઠ તો આપણી સમન્વયી અને તલસ્પર્શી સંસ્કૃતિ ગળથૂથીમાંથી ભણાવતી આવી છે. કામ સાધવા માટે અર્થની જરૂર છે પણ તેના મૂળમાં ધર્મ હોવો જોઈએ. ધર્મપૂર્વકની અર્થકામપ્રવૃત્તિ સ્થૂલ અને સૂક્ષ્મ—બાહ્ય અને આંતરિક, અચિરસ્થાયી અને ચિરસ્થાયી—એ બન્ને પ્રકારના મોક્ષ અપાવે.

બીજી રીતે ઉપરની ચાર બાબતોના પુરુષાર્થને ધર્મલક્ષણની બે મુખ્ય બાબતમાં સમાવી દેવાયા છે ધર્મનું લક્ષણ બાંધતાં શાસ્ત્રમાં ડાહ્યા પુરુષોએ કહ્યું છે કે અભ્યુદય અને નિ:શ્રેયસ અપાવે તે ધર્મ, અર્થાત્ જે ભુક્તિ (જાગતિક પદાર્થોનો ભોગ-સંયોગ) અને મુક્તિ અપાવે તે જ ખરો ધર્મ છે, પણ મુક્તિને ભોગે ભુક્તિ ન ખપે. ખપ પૂરતા જ ભોગો ભોગવવાના છે, શોખ માટે નહીં. યુક્તાહારવિહાર અપનાવાય તો જ મુક્તિનાં દ્વાર ખખડાવાય—નહીં તો વચ્ચે અટવાયા કરીએ.

જેમ તેમ કરીને પેટિયું કાઢતા આપણા ત્યાગી, સંતોષી ગરીબ, ઋષિ-મુનિઓએ આપણને ખરા ધનનો વારસો આપ્યો છે. પેટનો પટારો કરી મૂકનારા આપણા ભોગી તથા ધનાઢ્ય લાગતા ગરીબ લોકો, વધુ ને વધુ ભૂખ્યા અસંતુષ્ટ રહેનારા લોભી લોકો કઈ જાતની સંસ્કૃતિ આપશે, અપનાવશે અને મૂકી જશે ?

ઉપર નિર્દેશેલા વાસ્તવિક ગરીબ પુરુષોની ગરીબ સંસ્કૃતિથી જ હજી સુધી દેશ ટકી રહ્યો છે. આપણી સંસ્કૃતિએ Plain living and high thinkingનો બહુજનભોગી અને સુલભ સિદ્ધાંત આપ્યો છે, અમલમાં મૂકયો છે. સાદા જીવન અને ઉદાત્ત વિચારને જીવનસૂત્ર બનાવીશું તો જ સુખી થઈશું. પણ આજે શું જોઈએ છીએ ? ઊલટું વિધાન : High living and plain thinking. ખર્ચાળ જીવન અને નમાલા વિચારવાળી આજની અલ્પભોગી આર્થિક જીવનપદ્ધતિ કયાં લઈ જશે ? અને તે કયાં અટકશે ? મુક્તિના ભોગે આજે અર્થપ્રધાન ભુક્તિ થઈ રહી છે. ખરી સ્વતંત્રતાના અભાવે સુખ, સંતોષ, શાંતિ માનવતા દૂરને દૂર હડસેલાતાં જાય છે. ધર્મવિમુખતાનું બીજું શું પરિણામ હોઈ શકે ? આપણા આગળ આવતા લોકોમાં તો ધર્મની ભડક પેસી ગઈ લાગે છે.

પૂજ્યશ્રીના વિચારોનું દોહન ઉપર આપ્યું છે. એવા વિચારોની ચર્ચાને અંતે પોતે પંજાબી ઉક્તિ ઉદ્‌ગારતા : जो तुद भावे सांईंया सोहि भलीकार । જે ઈશ્વરને ગમે તે ભલું. તે જેમ રાખે તેમ રહીએ. પછી ગુજરાતીમાં વિનોદ કરતાઃ એ તો એમ જ ચાલવાનું. આગળ હિંદીમાં ચલાવતા : समय समय बलवान है, नहीं पुरुष बलवान ॥ ભૂખ લાગે ત્યારે જ ભોજન ભાવે. અસ્થિર જગતના અસ્થિર વહેવારમાં સ્થિરતાની આશા ન રખાય. વળી પોતે કહેતા : "મનપક્ષી કયાં સુધી ઉડ્ડાન મારશે ? થાકશે એટલે ઘોસલા ( માળા ) રૂપ સ્વસ્થાનમાં પાછું ફરશે. બ્રહ્મતેજ વિના સમાજ સુધરે નહીં એવી ખાતરી થયે નેતાના નેતા એવા ત્યાગી મહાત્માની જરૂર લાગશે. જરૂરતાની તીવ્રતા વધ્યે કોઈ ધર્મસંસ્થાપક ફૂટી નીકળશે. પછીથી જીવનાભિમતા ખરા સંતમહાત્માઓનું ગૌરવ વધશે અને દેશ હરેક વાતે જબરી પ્રગતિ કરી શકશે. ધર્મના જ્ઞાન વિનાની નેતાગીરી દેશને અને સમાજને પાછો ન પાડે તો પણ દેશમાં એકતા તો ન લાવી શકે એ ભારતીય પ્રજા માટે તો ચોક્કસ લાગે છે."

આપણા સંતમહાત્મા–અનુભવી જ્ઞાની પુરુષો આપણા જ્ઞાનમાર્ગના આધ્યાત્મિક વિષયોના સત્યસંશોધકો છે. ભૌતિક શાસ્ત્રોના વૈજ્ઞાનિક જેવા જ એઓ એમના વિષયોમાં પારંગત છે તેટલાં જ સાહસ, ચીવટપણું, તલ્લીનતા એકાંતના, બાહ્ય જંજાળથી નિર્લેપના અને મુક્તતાપૂર્વકના એમના પ્રયોગ એમણે એમની માનસ-પ્રયોગશાળામાં નિરીક્ષ્યા, પરીક્ષ્યા, ચકાસ્યા છે. સત્યની પુનઃ શોધ કરી છે અને તે જનતા સમક્ષ મૂકી છે, જ્ઞાનજ્યોત ઝળકતી રાખી છે. તેઓ ધર્મથી

વિમુખ કોઈ પણ પ્રવૃત્તિને ઉત્તેજે નહીં. પ્રવૃત્તિમાં દોષ નથી. દોષ છે પ્રવૃત્તિ કરનારની દૃષ્ટિમાં, સમજમાં.

એવા ઉપકારી પુરુષોની સંખ્યા આજે તો ઘટતી જાય છે. જે સારો મહાત્મા ગયો તેટલો સારો પાકતાં ઘણો સમય નીકળી જાય. જમાનાને જેની જરૂર નથી તેની અછત વર્તાય એ એક સામાન્ય નિયમ છે. પણ યાદ રાખીએ કે આ આપણા ધર્મધુરંધરો આપણા કહેવાતા બુદ્ધિશાળી પુરુષો કરતાં કદાચ વધારે બુદ્ધિશાળી હતા અને હશે, વધારે સુખસમૃદ્ધિવાળા હતા અને છે. બુદ્ધ, મહાવીર, મીરાંબાઈ અને બીજા અગીરોએ શાને માટે અમીરી છોડીને ફકીરી સ્વીકારી હતી ?

यद् यद् आचरति श्रेष्ठः तत् तदेवेतरो जनः ।

આપણા શ્રેષ્ઠ—આગળ પડતા પુરુષો જેવું આચરણ કરે તેવું ઇતર જન કરે એ ન્યાયે સારાનું અનુકરણ કરતાં આપણે સારા થઈશું. તેથી સારો સમાજ સ્થપાશે અને ઉત્તરોત્તર પ્રાંત-પ્રદેશ, દેશ-વિદેશમાં સારાપણું સારાપણે સ્થિર થશે. માન આપવાથી જ માની અને માનનીય થવાય છે. યોગ્યને માન આપવું રહ્યું. પરમાર્થથી જ સ્વાર્થ સધાય છે. ગૌરવશીલનું ગૌરવ વધારતાં સમાજનું ગૌરવ વધે છે. પણ આજે તો એ એક મોટા "જો અને તો"નો પ્રશ્ન છે. કોને યોગ્ય ગણવો ?

એ મહાપુરુષોનાં જીવન તપાસીએ. એઓ ઘરસુખ છોડે, કુટુંબસુખ, આરામી છોડે. ટાઢ, તડકો, ભૂખ, તરસ શારીરિક માનસિક દુઃખો વેઠે. ક્યાં અને શું ખાશું, પહેરીશું—પીશું વગેરેનું કોઈ ઠામઠેકાણું નહીં. ઈશ્વરભરોસે આકાશી વૃત્તિએ જીવન છોડી દેવું અને જીવનલક્ષ્ય-પ્રયોગો આદરવા અને તેનો ઉકેલ લાવી, જન સમક્ષ મૂકવામાં શી શી વિટંબણા પડતી હશે ? કેટકેટલાં વરસો આશા-નિરાશા, મૂંઝવણ, આસ્તિકતા—નાસ્તિકતામાંથી પસાર થયાં હશે ? એનો ફુરસદ સમયે વિચાર કરીશું ?

પૂજ્યશ્રીના શબ્દોમાં એવું કંઈક આબુ દશ્ય ખડું થાય છે. कभी घी घना, कभी मुठी चना, कभी सो भी न मना ॥ સંયમ, સહનશીલતા અને ધીરજની અવધિ આવે ત્યારે સત્યદર્શન થાય તો થાય અને એ બધું શાને માટે ? કોને માટે ? પોતાના સુખ, સંતોષ, શાન્તિ માટે તો ખરાં જ. લગની લાગી તે લાગી. એ છૂટી છૂટે નહીં. એ વાત પણ ખરી. એટલે જેની જેને લહે લાગી તેને તેનો લાભ ખરો પણ ખરું મનુષ્યત્વ શું છે ? ખરો માણસ કોણ છે ? શરીર કે કોઈ

બીજું ? દરેકોઈ સમજુ મનુષ્યને આ પ્રશ્ન મૂંઝવે છે. ત્યારે ભલેને એકાદ માણસ ખરું તત્ત્વ શોધી કાઢે અથવા એવું કોઈ " હું " થી નિર્દેશાતું અને લક્ષિત થતું અનાદિ અનંત તત્ત્વ છે એ સત્યની સાક્ષી પૂરે તો તે શોધના લાભમાં આપણો પણ લાભ છે. શોધક ઓછા રહે. શોધનો લાભ ઉઠાવનારા ઘણા થાય. બીજી કોઈ પણ શોધ કરતાં કઈ શોધથી જનતાને વધુ લાભ છે એ વિચારવાની અને અમલમાં મૂકવાની પહેલ કોણ કરશે ? રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર, મહમદ, ઈશુ હજુ કેમ જીવે છે એ વિચારશે ? અર્થપ્રધાનતાના વિચારો હઠાવાય તો સારા વિચારો સમાવાય.

પૂજ્યશ્રીના જીવનમાં આપણે શું જોઈએ છીએ ? ભુક્તિના ભોગે મુક્તિ. સાદામાં સાદું જીવન અને ઉચ્ચ વિચારસરણી એના ફળ-
મુક્તિ પછી ભુક્તિ સ્વરૂપે એઓશ્રીને ધર્મનું રહસ્ય સમજાયું. મુક્તિનું દ્વાર ખૂલી ગયું. વાસ્તવે તો શરીર રક્ષણાર્થક આવશ્યક જરૂરિયાતોની પણ પૂર્તિ નહોતી થતી રહેવાનું ઘર નહીં, પહેરવાનું સાધન નહીં, નરી લંગોટી પણ નહીં અને ખોરાકમાં જે કંઈ સૂકુંપાકું મળ્યું તે મળ્યું. નહીં તો તે દિવસોના ઉપવાસ. છતાં ભુક્તિનાં ભરચક સાધનોથી મદાલસા મનુષ્યો માટે મુક્તિનો માર્ગ ખુલ્લો કર્યો: " ઘરમાં રહો. સંયમપૂર્વક નિયમિત ભોગો ભોગવો. કામધંધા કરતા રહો. પણ બધી પ્રવૃત્તિઓ ઈશ્વરાર્પણ બુદ્ધિથી આદરો."

"ब्रह्मार्पणं ब्रह्महविर्"વાળા ગીતાજીના શ્લોકનું તેઓશ્રી વારંવાર ઉચ્ચારણ કરતા મુક્તિના માર્ગનું અનુસરણ કરવાથી જ ભુક્તિનું રહસ્ય સમજાશે. જરૂરિયાત વધારવાને બદલે અને મોજશોખની ચીજોને જરૂરિયાતોમાં ફેરવવાને બદલે, તેને ઘટાડવામાં જ લાભ છે. સ્વયંશાસિત જીવન જીવવાની ચાવી હાથ લાગશે. એવું મુક્તિપ્રધાન, સંયમિત ભુક્તિયુક્ત જીવન સુખ, સંતોષ, શાંતિ, દયા, કરુણા, પરોપકારાદિ અનેક સદ્ગુણો પ્રગટાવશે. સુખી કરીશું—સુખી થઈશું. અનુભવી તો સ્પષ્ટ વદે છે :

जहाँ राम तहाँ काम नहीं,
जहाँ काम तहाँ नहीं राम ।
तुलसी कबहु न रही शके
रवि रजनी एक ठाम ॥

આજે મુક્તિવિદ્યાને વિસારી દઈ ભુક્તિવિદ્યા પર પૂરો ભાર દેવાય છે, પણ એ જરૂર યાદ રાખીએ કે એનાં પરિણામ સારાં ન આવે. ભુક્તિમાર્ગ

વિલાસિતામાં લઈ જઈ વિનાશને પંથે વળે. ભુકિત માગતાં મુકિત તો જાય જ જાય. પણ ખરી ભુકિત પણ ન ભોગવાય. સંતોષ જાય, શાંતિ જાય. મુકિત પછીની ભુકિત ભોગવી શકાય. મુકિતને આગળ કરવાથી મુકિત અને ભુકિત એ બન્નેનું સુખ મળે.

પૂજ્યશ્રીએ પોતાના જીવનથી તેનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો છે. એઓશ્રીનું જીવન વિવિધલક્ષી હતું. મુકિત પછી ભુકિતનું સુખ પણ એઓશ્રીએ સારી રીતે ભોગવ્યું. રંકથી રાય સુધીનાં બધા પ્રકારનાં મનુષ્યોનો એમને પરિચય પડયો. ચિંતામુક્ત કોઈ ન દેખાયું. શાન્તિ પ્રાપ્ત કરવા એમના ચરણમાં ચિંતા-શીલોએ માથું નમાવ્યું-મૂક્યું.

આવા ઉત્તમ અનુભવજ્ઞાનની-મુકિતજ્ઞાનની તેમણે પાછળથી પરબ માંડી. તરસ્યાંની તરસ છિપાવી. જ્ઞાનદાન એ જ શ્રેષ્ઠ દાન છે એ હવે બરાબર સમજી શકાય. અને શા માટે તેઓશ્રીએ એવા શ્રેષ્ઠ દાનનું વિતરણ કરવાનો નિશ્ચય કર્યો તે પણ હવે સમજમાં ઊતરી શકે. તેઓ વૈરાગ્યયુકત ગંભીર ભાવે ગાન કરતા :

कोई हाल मस्त कोई माल मस्त ।
कोई मेना तोते मुगेमें ।
खुद मस्ती वीन और सब मस्ती ।
पडी अविद्या कूवेमें ॥

## ૩. મુક્તિપંથની વિકટતા

મુક્તિનો પંથ છે તો વિકટ પણ હરકોઈ મનુષ્યે એ સુખશાન્તિ અને વાસ્તવિક સ્વતંત્રતાનો સુગમ, સીધો, સરળ નિર્દોષ રસ્તો લેવો રહ્યો. ઈશ્વરદર્શન એ છે તો બહુ દૂરની વસ્તુ પણ તે પામ્યા સિવાય જીવનસાર્થક ન થાય, ન થાય; સુખસંતોષ ન મળે, ન મળે.

વિનોબાજી સાથે વિચરતા એક સત્યશોધક જિજ્ઞાસુના ઉદ્ગાર હમણાં જ પ્રસિદ્ધ થયા. દક્ષિણના કનકગઢના સુપ્રસિદ્ધ સંત શ્રી રામદાસજીને તેઓથી લખે છે : " અંગ્રેજીનો સારી પેઠે અભ્યાસ કર્યો છે. ગાંધીજીની અસહકારની ચળવળમાં કોલેજ છોડી તે છોડી. નિષ્કામ ભાવે દેશસેવામાં લાગી ગયો. હાલ શ્રી વિનોબાજી સાથે ભૂદાનપ્રવૃત્તિ માટે ફરી રહ્યો છું. રામનામનું પણ અહર્નિશ રટણ

કર્યા કરું છું. ૬૧ વરસનું આયુ વીતી ગયું છે. છતાંય મને ઈશ્વરદર્શનની તૃપ્તિ મળી નથી.''

આ ભાઈ તો વાસ્તવે એના જેવા બીજા કેટલાય સાચા સેવાભાવીઓના હૃદયના અસંતુષ્ટ ઉદ્ગાર ઠાલવે છે. કેટલાય સાચાબોલા પંડિત અને ધ્યાન-નામ સાધક મહાત્માના પણ એવા જ ઉદ્ગાર નીકળે છે. ધીરજપૂર્વક સાધનાને વળગી રહેવું પડે. સિદ્ધિ મળે જ મળે. એના સાક્ષી આપણા મહારાજશ્રી અને એમના જેવા સંતમહાત્માઓ પૂરે છે. સમાજમાં આવા સત્યશોધક, સત્ય-દર્શી, ત્યાગી, મુક્તિભોગી મહાત્માની કેટલી જરૂર છે તે હવે સમજાય. તેમનાં ગૃહત્યાગ, ભુક્તિત્યાગ, તપ, તપસ્યા, તિતિક્ષાની હવે કદર થઈ શકે. તેઓ દુઃખ ભોગવે છે સુખ આપવાને માટે. એવાઓનું જ્ઞાન તે જ સાચું જ્ઞાન છે અને એવા જ્ઞાની તે જ સાચા પરોપકારી જ્ઞાની છે. ખરું જ્ઞાન એ જ ખરો માનવ બનવા-બનાવવાને માટે ઉપયોગી છે. એ સિવાયનું જ્ઞાન પાંગળું રહે.

આ ખરા જ્ઞાનના અભાવે બીજા જ્ઞાનને અજ્ઞાન કહ્યું છે. અને એવા અજ્ઞાન-રૂપી જ્ઞાનના જાણકાર અભિમાનીને ''બાલ'' પંડિત કહેવામાં આવ્યા છે. એ આપણા વેદનો નિર્ણય છે. એ જ્ઞાન જ સંસ્કૃતિનો પાયો છે અને એ જ્ઞાન છે વેદાંત, જેને વેદના અંતભાગ ઉપનિષદમાં કથ્યું છે. ઉપનિષદશિરોમણિ ''ઈશોપનિષદ્''નો પહેલો મંત્ર કે જેના પર ગાંધીજી મુગ્ધ થઈ ગયા હતા, તે મંત્ર બોધ આપે છે કે ઈશ-ઈશ્વર-આત્મા-પરમાત્માથી આ ચરઅચર દેખાતી સર્વ વસ્તુ ભરપૂર છે, તેમાં ઈશ્વરનો વાસ છે. તે ઈશ્વરરૂપ છે માટે તેમાંથી બીજી બધી દૃષ્ટિનો ત્યાગ કરી તારો આત્મા કે જે મમત્વથી તેમાં બંધાઈ પડ્યો છે તેનું રક્ષણ કર જગતનું ધન તારું નથી. એ તો ઈશ્વરનું છે. માટે ઈશ્વરની વસ્તુ ઈશ્વરને અર્પણ કરી ઈશ્વરબુદ્ધિથી તેનો ઉપભોગ કર. અર્થાત્ મુક્તિ-પ્રધાન ભુક્તિ ભોગવ અને આત્માનું રક્ષણ કર.

બીજા એક ઉપનિષદ (કઠોપનિષદ્) માં નચિકેતા આખ્યાન દ્વારા ભુક્તિ મુક્તિનું સુંદર વિવેચન કરી તેનો સુંદર મેળ બેસાડ્યો છે. પૂજ્યશ્રી આપણા આ યુગના નચિકેતા હતા.

નચિકેતાને મૃત્યુ પછીની સ્થિતિનું જ્ઞાન મેળવવાની તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન થઈ, અર્થાત્ આત્મા સંબંધીના સંશયરહિત જ્ઞાનની ઇચ્છા જાગ્રત થઈ. યમરાજાને એ સંબંધી એ પ્રશ્ન પૂછે છે. યમરાજ એની પાકી કસોટી કરે છે.

પુષ્કળ પ્રલોભનો આપે છે. આ વિશ્વમાત્રમાંના સુખમાત્રનો નિચોડ કરી તેને પીવડાવી દઈ સુખી સુખી કરવાની લાલચ બતાવી તેણે તેને કહ્યું: "તું સુંદર, સુદૃઢ, નીરોગી, નિત્યનૂતન શરીર માગ. મન ચાહે તેટલું લાંબું આયુષ્ય માગ. હાથી, ઘોડા, રથ, મહારથ, હીરા, માણેક, મોતી, અખૂટ ધનભંડાર માગ. રાજ્ય, મહારાજ્ય, સામ્રાજ્ય, સ્ત્રી, પુત્ર, પૌત્ર આદિ અનેક સંપત્તિ માગ. હું તારી ઈચ્છા પૂર્ણ કરી દઈશ પણ મૃત્યુરહિત અમર તત્ત્વ આત્મા સંબંધેનો પ્રશ્ન છોડી દે." નચિકેતા એકનો બે થતો નથી નિશ્ચયારૂઢ બની રહે છે તે ઉત્તર દે છે: "યમરાજ, આપવું હોય તો મારું માગેલું વરદાન આપ. તારી આપેલી બીજી બધી વસ્તુ મને સારરહિત–નીરસ લાગે છે. જે સંશય હૃદયમાં પડ્યો છે તેનો નિકાલ થયા વિના બીજું બધું મને ફીકું લાગે છે. આત્મજ્ઞાન એ જ મારી મુક્તિનો માર્ગ છે. મુક્તિ મળ્યા પછી—સમજ્યા પછી—જરૂર હશે તો હું ભુક્તિનો માર્ગ ગ્રહણ કરીશ. તારી આત્મજ્ઞાન આપવાની કૃપા થયા પછી ભુક્તિ આપવી કે લેવી એ તો એક રમત છે." યમ રાજા ખુશ થયા. અમર–અમૃત જ્ઞાન આપ્યું. "પછી શું ! આખરે શું ?" એ પ્રશ્નોના સમાધાનકારી ઉત્તર મળ્યા વિના પ્રશ્નકારની મૂંઝવણ કદી ટળતી નથી. પૂજ્યશ્રી જેવા મહાત્મા આ ઉત્તર આપી શકે, અને શંકાશીલના મનનું સમાધાન કરી શકે.

આત્મજ્ઞાન પ્રાપ્ત કરેલ મનુષ્ય "આપ્તકામી" થાય છે. તેની સકળ કામના પૂર્ણ થઈ જાય છે. એવા આપ્તકામી મહાત્માની સેવાશુશ્રૂષા કરવાથી 'ભૂતિકામી–કામકામી' અર્થાત્ ભુક્તિની કામના કરવાવાળાની ઇચ્છા તૃપ્ત થાય છે, એવું એક બીજા ઉપનિષદ્ ( बृहदोपनिषद् )માં કહ્યું છે. ત્યારે "આપ્તકામી" પોતાની જરૂરી કામનાઓ પૂર્ણ કરી શકે એ તો સુસ્પષ્ટ જ છે.

નચિકેતાએ મુક્તિજ્ઞાન પછી ભુક્તિજ્ઞાનનો ક્રમ મૂક્યો છે તે આપણા પ્રસ્તુત વિષયને વધુ પુષ્ટ કરે છે. આપણા મહારાજશ્રી આપ્તકામી હતા. મુક્તિ માટે નિર્ણય થવાને માટે વૈરાગ્ય તો કેળવવો પડે. તે માટે ભર્તૃહરિનો અનુભવસિદ્ધ આ શ્લોક પોતે સંભળાવતા :

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद् भयम् ।
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद् भयम् ।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

વળી સંતોષથી ખરું સુખ મળે છે તે સમજાવવા ભર્તૃહરિનો આ શ્લોક પણ કહેતા :

> यथमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या ।
> सम इह परितोषो निर्विशेषो विशेषः ॥
> स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला ।
> मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥

રાજાને એક સંતોષી સાધુ કહે છેઃ—અમે વલ્કલ જેવાં જાડાં કપડાંથી પૂરેપૂરા સંતુષ્ટ રહીએ છીએ. તને લક્ષ્મીથી સંતોષ છે. એટલે એ બાબતે આપણા બેમાં કશો ભેદ નથી. જેની તૃષ્ણા વિશાળ છે તે દરિદ્ર છે ( તારી પાસે પુષ્કળ પૈસો છે છતાંય હજુ તને વધુ જોઈએ છે એટલે તું દરિદ્ર છે ). મનમાં જે સંતુષ્ટ છે તેની નજરમાં પૈસાદાર અને ગરીબ એ બન્ને વચ્ચેનો ફેર રહેતો નથી.

સંતોષ વિના ખરું અને શાશ્વત સુખ સાંપડતું નથી એ નિશ્ચિત છે. પોતે સંતોષ સંબંધે વધુ અવતરણ ટાંકતા :

> संतोषस्त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।
> त्रिषु नैव कर्तव्योऽध्ययने जपदानयोः ॥

( પોતાની પત્ની, ભોજન અને ધન એ ત્રણમાં સંતોષ કરવો. પણ અધ્યયનમાં, જપમાં અને દાનમાં કદી સંતોષ રાખવો નહીં. )

સંતોષ લાવ્યા વિના આધ્યાત્મિકતા આવે નહીં, આધ્યાત્મિક ગુણો ખીલે નહીં. યોગસૂત્રમાં સંતોષ દ્વારા જ ઉત્તમ સુખનો લાભ થાય છે, એમ કહ્યું છે :

> संतोषादनुत्तमः सुखलाभः ।

સંતોષને તો મોક્ષદ્વારના ચાર દરવાજા આગળનો એક દ્વારપાળ ગણ્યો છે.

> मोक्षद्वारे द्वारपालाः चत्वारः परिकीर्तिताः ।
> शमः विचारः संतोषः चतुर्थः साधुसंगमः ॥

## ૪. પરોપદેશે ........

આવા અનુભવસિદ્ધ, ઠરેલ, પરિપકવ તત્ત્વચિંતકને પણ બોધ આપવા કેટલાક અપકવ, છીછરા પુરુષો નીકળી પડતા. એઓશ્રીની યશોગાથા સાંભળી દર્શનને બહાને તેઓ આવી ચડતા અને કોઈક વાર ચર્ચા કરવા મેદાને પડતા.

મહારાજશ્રી, આપ દેશસેવા, દરિદ્રસેવા, લોકસેવા વગેરે પરોપકારનાં કામ કરો તો વધુ લાભ નહીં ! આપનું જીવન તો નીરસ અને નિષ્ક્રિય લાગે છે. આત્માની ઓળખાણ પછીથી થયા કરશે. તેઓશ્રી ખુશમિજાજમાં હોય ત્યારે તો ઉત્તર આપતા. નહીં તો નિરુત્તર રહેતા. ખોટા વિતંડાવાદમાં ઊતર્યાથી શો લાભ ! પૂરા મૌનમાં પોતે બેસી રહેતા. તે ભાઈના જવા બાદ કોઈક વાર બોલી ઊઠતા : " ગુરુ થવા આ બધા આવે છે. આ કરો, તે કરો, એમ પરોપદેશ કરે છે પણ હું શું કરું છું ? પોતાને શો અનુભવ થયો છે ? એ પ્રશ્નના ઉત્તરમાં તો કશું પ્રતીતિપાત્ર પ્રતિપાદન કરતા નથી, કરી શકતા નથી." પણ જો ખરી શંકા-પૂર્વક એવા પ્રશ્નો જુદી જુદી રીતે પુછાતા ત્યારે તો પોતે કહેતા :

" ભાઈ, હું તો તમે કહો છો તે બધું કરું છું. મારી સેવામાં તમારી બધી સેવા આવી જાય છે. વાસ્તવે તો હું જ ખરી સેવા કરું છું. તમે તો સેવાભાસ કરો છો. મારી સેવાથી જ તમારી સેવાની કિંમત અંકાશે. ' મારા દેશ અને લોક ' તમારા દેશ અને લોક કરતાં વધારે વિસ્તારવાળા છે. તે એટલા બધા વિશાળ છે કે તેમાં આ મારો દેશ, આટલા જ મારા લોકો, એ ભેદ ઓગળી જાય છે. તમારો પરોપકાર તો આખરે નવા નવા પ્રકારના અપંગ અને નિર્બળ લોકોને જન્માવે અને તેને પરાધીન અને પરવશ બનાવે. બંધાયેલો બીજાના બંધ છોડી શકે ખરો ? પરતંત્ર પુરુષ સ્વતંત્રતાના સીધા પાઠ ન ભણે, ન ભણાવી શકે. જે પોતાની જાતનો ઉપકાર કરતો નથી, કરી શકતો નથી, સમજી શકતો નથી તે બીજાને શો ઉપકાર કરવાનો ! આત્માને ઓળખ્યા વિના સ્વ-પરના ભેદ ન જાય. પહેલાં, આત્માને ઓળખ. પછી તને ખરું કર્તવ્યભાન થશે અને ત્યારે જ તું સેવાક્ષેત્રને અપનાવી શકશે, દીપાવી શકશે. બીજાની સેવામાં તું તારી જ સેવા કરે છે, એ ભાન જ્યારે ઊગશે ત્યારે જ સાચી સેવા સમજાશે અને આચરાશે."

" અર્જુન આત્મજ્ઞાન મેળવ્યા પછી પોતાનું ક્ષાત્રભાવનું કર્તવ્ય બરાબર કરી શક્યો. રસરૂપ પરમાત્માને ઓળખતા સંતોનું જીવન નીરસ ન હોઈ શકે.

તે તો એ રસનું આસ્વાદન કરતા કરતા રસનિમગ્ન રહી રસરૂપ થઈ જાય છે. ક્રિયાની અવધિ એવી નિષ્ક્રિયતામાં રૂપી જાય છે, જ્યાં વેગ પકડની ક્રિયા એટલી બધી વેગીલી થઈ જાય છે કે તે શાંત સ્થિર રૂપ ધારણ કરે છે. આવી નિષ્ક્રિયતાનું શી રીતે વર્ણન કરું ? બધી વિચારરૂપ સૂક્ષ્મ આંતરક્રિયા અને સ્થૂલ લાગતી બાહ્ય ક્રિયાનું એ છે. ઊગમ અને અંતિમ નિષ્ક્રિય સ્થાન એને શાસ્ત્રોમાં બ્રહ્મ કહ્યું છે. તેને પહોંચવાની તો પ્રાણીમાત્રની દોડધામ છે.

" જરા ઊંડો ઊતર અને તપાસ. માલૂમ પડશે કે નિષ્ક્રિયતામાં જ પૂર્ણ રસ, પૂર્ણ શાન્તિ, પૂર્ણ સુખ. પૂર્ણ જ્ઞાન પડ્યાં છે. એવી વિચિત્ર પૂર્ણ ક્રિયારૂપ નિષ્ક્રિયતામાં મહાલના અને મનને પરાણે બહાર કાઢી તારા જેવાને અને સમજદાર બીજાને તે લાભ આપવાને માટે મારા જેવા સંતો જ્ઞાનોપદેશ–આત્મા-પરમાત્માનું જ્ઞાન આપે છે. પહેલું કામ કરવાનું છે તે આ જ છે. એ જ્ઞાનના પાઠ પ્રથમ ભણ્યા પછી જ બીજા પાઠ ભણી શકાય અને ત્યારે જ તે લાભદાયી નીવડે. વળી એ પાઠ જુવાનીમાં જ શીખી શકાય. ઘડપણમાં ન શિખાય. ઘડપણમાં તો અનેક વિઘ્નો ખડાં થઈ જાય છે.

"સમજ પડતી હોય તો ઇશારામાં સમજી જા. નહીં તો તારી રીતે મોજ ઉડાવ. એ મોજથી તારી મોજ ઊડી ન જાય તે સંભાળજે. તું તારે રસ્તે જા. તારું કામ કરનારા તો અનેક મળી આવશે પણ મારું કામ કરનાર કોઈ વિરલો પાકશે. મારું કામ ખોરંભે પડતાં બધાં કામ લક્ષ્યહીન થઈ જશે. મારું કામ સિદ્ધ થયે તારા કામની સ્વયંસ્ફુરણા થશે. સ્વલક્ષી–સ્વકર્તવ્યલક્ષી બન, પરકર્તવ્યલક્ષી ન બન. સંતમહાત્માના સદ્‌ગુરુ ઈશ્વર છે. મનુષ્યના સદ્‌ગુરુ આવા મહાત્મા જ હોઈ શકે. ઈશ્વર ગુરુના ગુરુ છે. મહાત્મા નેતાના નેતા છે." ઉપર પ્રમાણે ગીતોક્ત " स्वधर्मे निधनं श्रेयः ના ભાવથી પોતે પૂર્ણાહુતિ કરતા.

સંત–સાધુ–મહાત્મા નિરુદ્યમી છે, ખાસ કોઈ પરોપકારનાં કામો કરતા નથી એવા અનેક પ્રશ્નોના જવાબનો સાર ઉપર આપવામાં આવ્યો છે. એક સમય એવો હતો, જ્યારે રાજામહારાજાઓ સંતમહાત્માના ચરણમાં બેસી પોતાનાં કર્તવ્યોના પાઠ ભણતા અને પોતાના વારસોને ઋષિમુનિઓના આશ્રમ પર વિદ્યાપ્રાપ્તિને માટે મૂકી આવતા અને કઠિન તપશ્ચર્યા દ્વારા અને સાદા જીવન દ્વારા જીવન-ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત કરાવતા.

કોઈક વાર પૂજ્યશ્રી વિનોદમાં કટાક્ષ કરી પ્રશ્નકારને ફટકારતા : "મહાજીએ

ભૂલ કરી કે બધાને એક સરખા, એક વિચારના અને એક કક્ષાના ન બનાવ્યા. પ્રજાજીએ એવી ભૂલ કરી છે એવું તને લાગતું હોય તો તે ભૂલ તું સુધાર્યા કર. જ્યાં ધર્મ છે ત્યાં નીતિ છે, ભૂતિ અને ત્યાં વિજય છે. સત્યનો જય થાય છે. તું તારી રીતે સત્યના પાઠ ભણ્યુ અને ભણાવ......હરિહર."

## ૫. વિદ્યાવિતરણ અને પ્રવચન-પદ્ધતિ

આપણે સમજી શકીએ કે એક સમયનું કલ્લોલ કરતું, કિલકિલાટ કરતું, મોતી ચરતું માનસરોવરનું હંસ પક્ષી, અવધૂત દશાની મસ્તીમાં કૂદાકૂદ કરતું, હસતું રમતું સ્વતંત્ર હંસ પક્ષી, શા માટે પોતાનું નિર્જન, એકાંતપ્રિય, પ્રકૃતિ માતાના સૌંદર્યનું પાન કરતું હેમગિરિનું વનસ્થાન તેમ જ એવાં બીજાં રમ્ય સ્થળોમાં ઘૂમ્યા કરતું જીવન છોડી બહુજનસેવિત, ઘોંઘાટભર્યાં, મનુષ્યકૃત, મનુષ્યનિકૃત શહેર ગામનો સંકુચિત વાસ લેવા ઊડ્યું ? એઓ પોતે તો ભાગ્યે જ "હૃદ્પદ" લક્ષી જવાબ આપતા. એમણે તટસ્થતાપૂર્વક આપેલ ઉત્તર તથા એમનું ત્યાર બાદનું આચરણ જોઈ આપણે અનુમાન કરવું રહ્યું :

बिनु बेगरजी प्रीति यार विरला कोई सांई।

પોતાને લાધેલું આત્મજ્ઞાન અને તેમાંથી ફલિત થતાં સુખ, સંતોષ અને શાન્તિનું લહાણું કરવા તેઓ નીકળી પડ્યા. ઋષિઋણમાંથી મુક્ત થવાનો માર્ગ તેમણે ગ્રહણ કર્યો. ઋષિકુળની માનસસંતાનો જન્માવવાં યા તો જન્માવવાના પ્રયાસ કરવા એ પણ જીવનનું કર્તવ્ય છે. જ્ઞાન-ચિનગારી ફેંકતા જાવ. કોઈક યોગ્ય સ્થળે તો તે જરૂર અગ્નિ પેદા કરશે. દીવાથી દીવો પ્રગટે એવી શ્રદ્ધા સાથે એઓશ્રીએ સ્વયંપ્રેરિત અને સ્વયંશાસિત કર્તવ્ય ઉઠાવ્યું અને તેનું પાલન કર્યું. આચરણ દ્વારા આચાર્ય બની અને ખરા અર્થનો સત્-સંગ કરાવી ઋષિમુનિની શાસ્ત્રજ્ઞાન અને સંતમહાત્માના અનુભવજ્ઞાનમાં તેઓશ્રીએ શ્રદ્ધા જગાડી-બેસાડી.

ટૂંકમાં જનહિત માટે તેઓએ મુક્ત-સ્વતંત્ર વાસ છોડી બંધનયુક્ત કારાવાસ રાજીખુશીથી સ્વીકાર્યો. જનહિત માટે જનસંપર્ક સાધવો તો રહ્યો પણ પોતે બને તેટલા અલગ રહ્યા. વસ્તીથી દૂર અને એકાંત સ્થળ પસંદ કરી ત્યાં માસ બે માસ રહી પોતે જ્ઞાનની પરબ માંડી અને તપેલાંને શાન્તિ આપવા માંડી. બીજી રીતે કહીએ તો જ્ઞાનક્ષેત્ર ખોલી તેઓએ જ્ઞાનભૂખ સંતોષી—જ્ઞાનદાન આપતા રહ્યા. આ જ્ઞાન છે આત્મજ્ઞાન—બ્રહ્મજ્ઞાન, સૌથી શ્રેષ્ઠ જ્ઞાન. મધુકરી

માગતા રહે. જ્ઞાનદાન આપતા રહે. મધુકરીરૂપી જાગીર છોડવાનું એમને ગમતું નહીં. લીયો ટીકરો હાથમેં દ્વા હોં દિશાં જગીર ।

આજથી લગભગ ૫૦–૫૨ વર્ષ પૂર્વે એટલે સને ૧૯૧૦માં એઓશ્રી પર્યટણ કરતા કરતા ગુજરાતમાં પધાર્યા હતા. ત્યારે તેઓ પાસે ઓઢવા માટે એક પાતળી ચાદર, પગમાં જોડા, મધુકરી માગવા માટેનો એક પથ્થરનો કટોરો અને પાણી ભરવાનો એક સુંદર પથ્થરિયો લોટો, આટલી સાધનસામગ્રી એઓ સાથે રાખતા. અમદાવાદવાળા સ્વ. ગે. શ્રી જમિયતરામ દાદા, કે જેમને પૂજ્યશ્રીનો પ્રથમ પરિચય આસામમાં થયો હતો તેમની વિનંતી અને આગ્રહથી પોતે ગુજરાતમાં પધાર્યા હતા. તે પૂર્વે પણ પોતે ભ્રમણ કરતાં કરતાં ગુજરાતમાં આવી તો ગયા હતા પણ ત્યારે અપરિચિત રહેલા. ઉમરેઠ કે જેને પોતે વિનોદમાં ગુજરાતનું પ્રવેશદ્વાર ગણ્યું હતું ત્યાં વસ્તીથી થોડે દૂર એક જિનમાં એકાંત સ્થળે એમનો મુકામ થયો. ત્યાર બાદ વીરમગામ, ભરૂચ, સુરત વગેરે સ્થળે પણ પોતે પધાર્યા હતા. પરિચય વધ્યે એઓશ્રી એક બે વરસને આંતરે ગુજરાતમાં જુદે જુદે અનેક સ્થળે ઘૂમતા રહેતા. ગુજરાતને તો એમણે જાણે કે ઘર ન ગણી લીધું હોય !

**દિનચર્યા :**

એઓશ્રી બહુ વહેલા સૂર્ય વહેલા બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠી જતા. પછી કંઈક ધ્યાનમાં કે ગૂઢ વિચારમાં બેસતા. પોહ ફાટતાં લોટો ભરી દૂર–સુદૂર ઘૂમવા નીકળી પડતા. શૌચક્રિયાથી પરવારી કોઈક એકાંત સુંદર સ્થળે વિચારમગ્ન દશામાં પડી રહેતા. સ્નાન કરવાનું કોઈ સ્વચ્છ સ્થળ મળી આવતું તો તે ક્રિયા ત્યાં જ કરી લેતા. ચાદર, લંગોટ ધોવાનું કામ પોતે જ કરી લેતા. પોતે કહેતા : स्वयं दासास् तपस्विन । પરિચય વધ્યે એવું કામ સેવક–ભક્ત કરી લેતા કે તેમને તે કરવા દેતા.

દરમિયાન આસન જમાવ્યું હોય તે સ્થળે કોઈ જિજ્ઞાસુ આવ્યા હોય તો તેમની સાથે જ્ઞાનગોષ્ઠિ કરતા અને કોઈક વેદાંત ગ્રંથનું વાચન કરતા કે કરાવતા. તેઓ વિચારસાગરનો ખાસ કરીને અભ્યાસ કરાવતા. ભોજન સમયે પથ્થરનો કટોરો લઈ નીકળી પડતા અને પાંચ કે સાત ઘરથી ભિક્ષા માગી તે ખાઈ લેતા. આરામદારી અને હવાઉજાસવાળું મકાન હોય તો તાપના સમયમાં ભોજન બાદ કલાક બે કલાક ભક્તના ઘરમાં વિશ્રાંતિ લઈ લેતા. નહી તો મુકામ પર આવી ત્યાં વિશ્રામ કરતા. પોતાંને ભાંગ પીવાની આદત હતી એટલે ત્રણેક વાગ્યાને સુમારે જાતે બદામ–ભાંગ પીસી વસ્ત્રગાળ કરી પોતાના પથ્થરના કટોરામાં ઢાલવી તે પી લેતા. કોઈને શોખ કે રુચિ હોય તો તેને તે આપતા.

એઓશ્રીનો નિયમ હતો કે પોતે જે કાંઈ ચીજ ખાતા કે પીતા તેના ફળફળાદિ ત્યાં હાજર રહેલાં બધાંને પ્રસાદરૂપે વહેંચતા કે વહેંચાવતા, જે સૌ-કોઈ યથારુચિ સ્વીકારતા. ત્યાર બાદ પોતે લોટો ભરી સવારની માફક સાંજે-ચારેક વાગ્યાને સુમારે બહાર ઘૂમવા નીકળી પડતા અને એક બે કલાક ગાળી પાછા આસન પર આવી રહેતા. પોતે બન્ને વખત સ્નાન કરતા. સાંજે છએક વાગ્યે કથા વાર્તા કરતા.

એમની કથા કરવાની શૈલી એવી સરળ અને સચોટ હતી કે એમનો કહેવાનો મુદ્દો સોંસરો હૃદયમાં પેસી જતો અને શ્રોતાવર્ગને મોટે ભાગે એ વાતનું રટણ થયા કરતું. સામાન્ય રીતે બોધવાર્તા કે રૂપક વાર્તાનો આધાર લઈ એઓશ્રી પ્રવચન કરતા. ઈસપની વાર્તા કે હિતોપદેશના જેવી વાર્તાઓનો-એમની પાસે અખૂટ ભંડાર હતો, જેનો તેઓશ્રી છૂટથી વાતચીતમાં વિનોદપૂર્વક ઉપયોગ કરતા. "કૈલાસપતિ"-"હંસરાજ" (પ્રકા૦ સસ્તું સાહિત્યવર્ધક મંડળ, અમદાવાદ) નામનાં પુસ્તકોમાં એમના ઉપદેશ, ઉપદેશશૈલી, કથાવાર્તાના સારા જેવા નમૂના આપ્યા છે. તેમાં એમનો કાંઈક આછો જીવનવૃત્તાંત પણ લેવાયો છે.

**પ્રવચનશૈલી:**

કથામાં વચ્ચે વચ્ચે ગિરિધરના કુંડળિયાની એવી સરસ મિલાવટ થતી કે જાણે એમની વાણી સાંભળ્યા જ કરીએ. કર્ણેન્દ્રિય શ્રવણામૃત પીતાં પીતાં કદી તૃપ્ત થતી નહીં એક તો એમની વાણી મીઠી અને ઓજસભરી, રાગ મધુર અને શાંત ગંભીર, સાથે સાથે અનુભવજ્ઞાનનું પીઠબળ ને પ્રેરણાબળ, પછીથી પ્રવચનના વિષય સાથે એમનો તાદાત્મ્યભાવ એટલે દૃષ્ટાંત વાર્તાના પ્રાચુર્યથી ભરેલું એમનું અર્થગૌરવમયું ગહન પ્રવચન કદી પણ નીરસ લાગતું નહીં. પ્રવચનની કળા એમણે હસ્તગત કરી હતી. "હરિહર" શબ્દધ્વનિથી એમનું પ્રવચન શરૂ થતું અને પૂર્ણ પણ થતું.

એમનો એ "હરિહર" શબ્દ અનેક અર્થસૂચક એક પરિભાષિક સંજ્ઞા બની ગયો હતો. કોઈને બોલાવવા હોય તો "હરિહર", આવકારવા હોય તો "હરિહર"; કોઈ નીરસ ચર્ચા કે વાદ ટૂંકાવી કાઢવો હોય તો "હરિહર" શબ્દપ્રયોગ થયા કરતો. જુદા જુદા સંદર્ભમાં એ શબ્દપ્રયોગનું અર્થસૂચન શ્રોતાવર્ગને મળી જતું.

કોઈ નાનું સરખું ભક્તમંડળ એમના દર્શન માટે જમા થઈ જતું તો

પ્રસંગોચિત ભર્તૃહરિ શતકમાંથી નીતિવૈરાગ્યના શ્લોકો બોલી તેનો અર્થ સમજાવી પોતાનો મુદ્દો પુષ્ટ કરતા. કોઈ કોઈ વાર દૈવાસુરસંગ્રામની વાત નીકળતાં "પ્રબોધચંદ્રોદય" નાટકમાંના દોહા, ચોપાઈ, છંદ એવી છટાથી ને ભાવવાહીપણાથી ઉચ્ચારતા કે શ્રોતાવર્ગ તે સાંભળીને મુગ્ધ થઈ જતો.

વિવેક રાજા અને તેની દૈવી સેના, મોહરાજા અને તેની આસુરી સેના, તેમની વ્યૂહરચના, બળાબળ, તેઓ વચ્ચેનું યુદ્ધ, એકબીજાની પીછેહઠ અને આખરી પરિણામ, એ બધું કવિની ભાષામાં પણ પોતાના અભિનય આચરણ અને અનુભવજ્ઞાનના બળે એવી સચેટતા, સ્વાભાવિકતા અને સંશયરહિતતાથી વર્ણવતા કે આખા દશ્યનું હૂબહૂ ચિત્ર ખડું થઈ જતું. એ વખતે એમની મુખમુદ્રા એવી આકર્ષક આકૃતિ ધારણ કરતી કે જાણે પ્રસ્તુત પ્રસંગના, ભાવો તેમાંથી રેલી રહ્યા છે. જાણે કે બધા ભાવો મૂર્તરૂપ લઈને તેમાં સ્થિતિ કરી રહ્યા છે. આ રહ્યું આવું એક અર્ધ સવૈયું, જેમાં ક્રોધ પોતાનું પરાક્રમ કહે છેઃ

अंधकरौं दृगवंतनको, श्रुतिवंतनको बधरौं कर डारौं ।
पतवंतनको अधीरकरौं, पुनि चातुरको मति दूर निवारौं ।
हितकार्य नाहीं दिखे कबही, जिनके उर भीतरमें पग धारौं ।
हित आत्मको न सुने कबही, पढ़जो जितनो क्षणमांहि बिसारौं ॥

બાપુશ્રીનાં પ્રવચનો અને કથા-વાર્તાના પ્રસંગો કોઈ એક સળંગ વિષય પર કડીબંધ હારમાળારૂપે નહોતાં થતાં. જે કોઈ વિષય બાપુશ્રીના મનમાં ઉપસ્થિત થઈ જતો કે સ્ફુરતો તે જ વિષય તે જ દિવસે નિમિત્તરૂપે બનતો. પણ તેનું કોઈ ખાસ લક્ષણ તો હતું. ઘણાખરા શ્રોતાવર્ગ તરફથી સાંભળવામાં આવતું કે આજના પૂજ્યશ્રીના પ્રવચનમાંથી કે વાતચીતમાંથી અમારા મનની શંકાઓનું સમાધાન થઈ ગયું છે, જે પ્રશ્ન અમારા મનમાં ઘોળાયા કરતો હતો તેના જ ઉત્તરરૂપે આજે પ્રસંગ નીકળ્યો હતો વગેરે.

આ આધારે તો બાપુશ્રીના ખાસ ભક્તોને એવું કોઈ પૂછતું તો તેઓ બેધડક જવાબ આપતા કે તમે પોતે જ એની ખાતરી કરી લો ને. તમારી ખરી શંકા મનમાં રાખી પૂજ્યશ્રીના રૂપનું અનુસંધાન કરી પ્રવચનમાં આવતા રહો. વિનાપૂછ્યે તમારી શંકાનું સમાધાન થાય છે કે નહીં તેની જાતે પરીક્ષા કરી લો.

એ શંકા કેવળ પરીક્ષા કરવા પૂરતી જ ઉપસ્થિત કરાતી તો તેમાં નિરાશ પણ થવાતું. જે શંકાનું સમાધાન મને કરી લીધેલ હોય અર્થાત્ જે શંકા

શંકારૂપે પ્રશ્ન કરનારને દૂરથી જ નહીં હોય તેવી શંકારહિત શંકા–કહેવાતી શંકા અર્થાત્ પ્રશ્નનો ઉત્તર ન મળશે તેમાં નવાઈ જેવું કશું નહોતું. નિખાલસતા જ નિખાલસતા ઉપજાવે. વિચારની સંક્રાન્તિ થાય છે એ તો સુવિદિત છે. મહારાજશ્રી આવી સંક્રાન્તિના પૂરક રૂપે તેનું દૃષ્ટાંત આપતા.

દૃષ્ટાંત : એક ડોશીમા ઘરનું ઝવેરાત લઈ બીજે ગામે જવા નીકળ્યા. રસ્તો લાંબો હતો. ચાલતાં ચાલતાં થાકી ગઈ. એટલામાં એક ઘોડેસવારને પોતાની દિશામાં આવતો જોઈ ખુશ થઈ. તે પાસે આવ્યો એટલે તે ડોશીમાએ તેને વીનવ્યો : "ભાઈ, આ મારું પોટલું રસ્તામાં આવતા મારા ગામમાં ન મૂકી જાય ?" ઘોડેસવારને જવાની ઉતાવળ હતી, વળી ડોશીમાનું પોટલું વજનદાર એટલે ઘોડાની દોડવાની ગતિ ધીમી પડે તેમ જ ગામમાં જઈ ડોશીમાનું ઘર શોધી તે પોટલું ત્યાં સોંપતાં વખત જાય તે વિચારે તેણે ડોશીમાની વિનંતી ધ્યાનમાં ન લીધી. થોડે દૂર ગયા પછી તેના મનમાં પાપી–લોભી વિચાર ભરાયો : "લાવને પોટલું લઈ લઉં. ડોશીમાના એ પોટલામાં કંઈક કિંમતી વસ્તુ હોવી જોઈએ, કારણ કે ડોશી એની બહુ સંભાળપૂર્વક સોંપણી કરતી હતી." આવા વિચારે તે પાછો ફર્યો અને ડોશીમાને કહ્યું કે, "લાવો, મા, તમારું પોટલું હું સાથે લઈ જાઉં." દરમ્યાન ડોશીમાને પણ વિચાર આવી ગયો હતો કે સારું થયું કે અજાણ્યા માણસ સાથે મેં પોટલું ન મોકલ્યું. મારી સાથે છેતરપિંડી એ ન કરે તેનો શો ભરોસો ? એટલે ડોશીમાએ પેલા ઘોડેસવારને જવાબ દીધો કે ના ભાઈ, તું તારે રસ્તે ચાલ્યો જા. તને જે કહી ગયો છે તેણે મને પણ કહી દીધું છે કે તું એકલી એકલી ધીરે ધીરે આગળ ચાલ. થાકી હોય તો જરા વિશ્રામ લઈ લે.

લક્ષ્મી ચંચળ છે, એક સ્થળે પડી રહેવું તેને પસંદ નથી, લક્ષ્મીનું વાહન ઉલ્લુ–ઘુવડ છે, એટલે લક્ષ્મીવાળાને તે ઉલ્લુ બનાવે છે. બીજા કોઈ પ્રવેશ — મદ, અભિમાન અને અનીતિનો તે પ્રવેશ કરાવે. લક્ષ્મી ચાતનું બીજું દૃષ્ટાંત પાછલે બારણે ખસવા માંડે. મોટે ભાગે તો લક્ષ્મીપતિઓ ત્રીજી પેઢીએ સાફ થઈ જાય–એક કુટુંબમાં સાત પેઢી સુધી લક્ષ્મીજીને ઘેરાઈ રહેવું પડ્યું. કોઈ પણ દોષ એ કુટુંબમાં દાખલ થયો નહીં. એક દિવસે લક્ષ્મીજીએ શેઠને દર્શન આપ્યાં ને કહ્યું : "હું હવે તારે ત્યાંથી ગણ્યા દિવસોમાં ચાલી જનાર છું." શેઠે જવાબ દીધો : "જેવી માતાજીની મરજી." પુષ્કળ દાનપુણ્ય કર્યા પછી તરત જ દરેક પેઢીને તેણે લખી દીધું :

"જે કોઈનું દેવું હોય તે એકદમ પતાવી દો. ભવિને લેવું જલદી વસૂલ ન થાય." લક્ષ્મીજીએ ફરી દર્શન દીધાં અને શેઠને કહ્યું, "તેં તો મને બાંધી દીધી છે. તારી તો મેં પરીક્ષા કરી હતી. તું પાસ થયો છે. તેં વધુ દાન-પુણ્ય કરી દીધાં છે. તારામાં નીતિ છે, સંતોષ છે. પ્રભુ જે સ્થિતિમાં રાખે તેમાં રહેવા તું રાજી છે. તને લોભ નથી. માથે દેવું રાખવું ગમતું નથી. તો તને ગુણિયલને છોડી હું ક્યાં જાઉં?"

× × ×

પોતે પ્રવચન કરતા ત્યારે મુદ્દાને પુષ્ટ કરતાં એમણે આપેલાં કેટલાંક વધુ દૃષ્ટાંતો ટૂંકાવીને કહીશું. એઓશ્રીની કથાશૈલી પર એ સારો જેવો પ્રકાશ પાડે છે.

× × ×

આ મનુષ્યજીવન એ તો શીતળતા—સુખ આપે એવું એક ચંદન વૃક્ષ છે. એ કેટલું બધું સુગંધી, પરોપકારી અને સહનશીલ છે! વગર માગ્યે સુગંધ ફેલાવે છે. સંતપ્ત થયેલાને શીતળતા, શાંતિ આપે છે. શરીરને લગાવવાથી તાપ મટાડે, ઠંડક આપે, સુગંધ આપે. કાપનાર કુહાડીને પણ સુગંધિત કરે. ઘસી-ઘસીને એના હાલ બેહાલ કરનારને અને તેના મદદગાર પથ્થરને પણ સુગંધ આપ આપ કરે. આવા સુંદર વૃક્ષનો સુ-ઉપયોગ કરવાને બદલે બેસમજ મનુષ્ય એને બાળીને, ભોગ ભોગવીને વિષયાસક્ત બની એનો કોલસો કરી મૂકે. શી વિપરીત બુદ્ધિ!

મનુષ્યજીવન આપણે વેડફી તો નથી રહ્યા? સર્વ સ્ત્રીપુરુષો પોતાનાં જીવન તપાસે.

× × ×

ઈશ્વરરૂપી રાજાએ આ જીવને સાત દિવસનું રાજ્ય આપ્યું છે (આખું જીવન સાત દિવસમાં જ પૂર્ણ કરે ને?) ચાહે તે રીતે રાજ કરવાની છૂટ આપી છે. સાત દિવસ પછી નદીના સામે પારના જંગલમાં દેશવટો ભોગવવાની શરત મૂકી છે. (મૃત્યુ બાદ અંધકારરૂપી જંગલમાં યથા—આચરણ ભટકવું જ રહ્યું ને?) અનંત સૃષ્ટિ આવી ને ગઈ. ચાર દિવસના ચાંદરણાના દિવસો ગયા. એક પછી એક એમ ઘણાં જન જંગલમાં જતાં રહ્યાં. ઘણા સમય બાદ કોઈ એક ડાહ્યો જીવ રાજા થયો. સાત દિવસમાં તેણે નદી પારનું જંગલ સાફ કરાવ્યું. નવાં મહેલમહેલાત બંધાવ્યાં. સ્વર્ગપુરી જેવું તેને સજ્જ કીધું.

સાત દિવસ પૂરા થયે સ્વર્ગમાં મુક્તિપ્રદેશમાં યોગ્ય અધિકારી બની ખરી ગયો. મૂળરાજા–ઈશ્વર પ્રસન્ન થયો. આ છે મનુષ્યજીવનની સાર્થકતા.

× × ×

રાજાએ સુંદર ચિત્ર દોરનારને ઇનામ આપવું જાહેર કર્યું. બે ચિતારાએ બીડું ઝડપ્યું. એક જ ઓરડાની સામસામેની દીવાલ પર બન્ને કામ કરવા મંડી પડ્યા. એકે બહુ જ કાળજી અને ઝીણવટપૂર્વક રંગોની મિલાવટ કરી ચિત્ર દોરવા માંડ્યું. બીજાએ દીવાલને ઘસી ઘસીને સાફ કરવા માંડી. એક ચિત્ર દોરવાને મશગૂલ; બીજો દીવાલને ઉજળી–ચમકતી કરવામાં મશગૂલ. જોનારા એકને વખાણતા બીજાને મૂર્ખ ગણતા. ચિત્રો પર પડદા પડ્યા હતા. એકનું ચિત્ર બીજો જુએ નહીં. રાજા આવ્યો. પડદા ઊંચકાયા. દીવાલ ઘસનારને ઇનામ મળ્યું. તેણે દીવાલ ઘસી ઘસીને એવી પાલિશવાળી કરી કે તેમાં સામેનું ચિત્ર હૂબહૂ પ્રતિબિંબિત થયું. અસલ દોરેલા ચિત્રમાં દીવાલ અને રંગના ગુણદોષો ઉપસેલા દેખાતા. પ્રતિબિંબમાં એ બધું સમતલ ભાસતું. ગુણો વધારે ખીલેલા લાગતા, દોષો આછા ને ઢંકાયેલ લાગતા.

ઉપરનું દૃષ્ટાંત અનેક રીતે ઉકેલી શકાય. ચિત્ર દોરનાર જીવ અભિમાની બન્યો. આ બધું મેં કર્યું છે એની ભાવનાથી અને ઇનામની લાલચે એ બંધાયો. બીજો એવા અભિમાનથી દૂર રહ્યો. કર્તાનું અભિમાન તેને ન રહ્યું. ચિત્ત ભૂમિને તેણે દોષમુક્ત કરી; સાફ સ્વચ્છ કરી અને રાખી. કોઈ પણ વાસના સંઘરી નહીં. સ્વચ્છ ચિત્તમાં જ ઈશ્વરનું પ્રતિબિંબ પડે એટલે ઈશ્વરદર્શનરૂપી ઇનામ મળે, જીવન સફળ થાય.

× × ×

એક રાજાનો નિયમ હતો. પોતાના રાજ્યમાં જે કોઈ વેપારીનો માલ અણવેચાયેલ પડી રહે તેને તે ખરીદી લેતો. એક વાર એક વિચિત્ર વેપારી ત્યાં આવી ચઢ્યો. તેણે શેરીએ શેરીએ જઈ ટહેલ નાંખી "કોઈ દારિદ્ર લો, દારિદ્ર." પણ દારિદ્રને કોણ ખરીદે? નિરાશ થઈ રાજમહેલમાં ગયો. દારિદ્રનું મૂલ્ય ચૂકવાયું ને દારિદ્ર રાજમહેલમાં પ્રવેશ પામ્યું. રાજા દૃશ્ય જોતો રહ્યો. પ્રથમ લક્ષ્મીજી દેખાયાં: તે રાજમહેલ છોડતી દેખાઈ. રાજાએ પૂછ્યું: માતાજી! તમે કોણ છો? અને ક્યાં જાઓ છો? જવાબ મળ્યો: હું તારી લક્ષ્મી છું. દરિદ્રતા નામની શોક્ય સાથે હું નહિ રહી શકું. રાજાએ પ્રસન્ન ચિત્તે કહ્યું: ભલે જાવ. પછી રાજ્યલક્ષ્મી અને બીજાં સુખસાધનોએ

એક પછી એક આવી વિદાય માગી. રાજાએ શાંત ચિત્તે તે બધાંને પણ વિદાય કર્યાં. છેવટે ધર્મ મૂર્ત રૂપે ત્યાં ખડો થયો. રાજાએ પ્રેમપૂર્વક તેને પણ પૂછ્યું. ત્યારે તેણે જવાબ દીધો: લક્ષ્મી વિના અને તેનાં બીજાં પૂરક સાધન વિના તું મને શી રીતે જાળવવાનો? એટલે એ વિચારે હવે હું પણ ચાલવાની પકડું છું, મને જવા દે. રાજાએ પ્રત્યુત્તર વાળ્યો: વાહ રે વાહ, ધર્મદેવ, તને હું શી રીતે જવા દઉં? તારી રક્ષા માટે તો આ બધું દુઃખ મેં સહન કર્યું. ભલે દરિદ્રતા આવી અને મારી વિદશા આવી. તને તો હું ન છોડું, ન છોડું. ધર્મ રાજા ખુશ થયા. ત્યાં ઠરી ગયા. धर्मो रक्षति रक्षितः । એ ન્યાયે ધર્મે રાજાનું રક્ષણ કર્યું. પછી લક્ષ્મીજી પાછાં પધાર્યાં. રાજમહેલમાં ફરી દાખલ થયાં. ધર્મરૂપી વિષ્ણુથી લક્ષ્મીજી જુદાં પડે નહીં. ધર્મ અને લક્ષ્મીનું જોડાણ થયું એટલે બધી સુખ સામગ્રી આવે જ આવે. મુક્તિ પછી જ ભુક્તિની કીમત અંકાય. ઉપરનો "ધર્મ" શબ્દ અનેકલક્ષણી છે.

## ૬. નિવાસસ્થાન: ઇતરપ્રવૃત્તિઓ

જ્ઞાનસુધાનાં છાંટણાં છંટાતાં છંટાતાં દશ વર્ષ જોતજોતામાં વહી ગયાં. મહારાજશ્રીની ખ્યાતિ ફેલાતી ગઈ. ભક્તમંડળ વધતું ચાલ્યું. વીરમગામ-અમદાવાદથી ઠેઠ મુંબઈ સુધીના ગુજરાતીઓ એઓશ્રીના પરિચયમાં આવ્યા અને પાશમાં બધાયા. લગભગ દરેક વર્ષે જુદા જુદા પ્રાંતોમાંથી વિચરતાં વિચરતા પૂજ્યશ્રી ગુજરાતમાં તો પધારે જ. એમને રહેવાનાં સ્થળો પણ આગળથી નક્કી થતાં ગયાં ભરૂચમાં અને આસપાસ થોડાંક સ્થળે એમનું રહેવું થતું.

પણ સુરત અને સુરત જિલ્લાએ એમને વિશેષ આકર્ષ્યા. સુરતમાં ચારે દિશાએ એઓશ્રી રહ્યા. ખાલી બંગલામાં સગવડ કરાતી શહેર બહાર માઈલ બે માઈલના અંતરના સ્થળમાં ગામથી ઘણે દૂર નિર્જન, નિરુપદ્રવ સ્થળે ખેતરમાં કે આંબાવાડીમાં રમ્ય જગામાં એમને માટે ઘાસની ઝૂંપડી બાંધવામાં આવતી. ત્યાં રહેવાનું તેમને પસંદ પડતું. રાત્રીના તેઓ કોઈને પોતાની પાસે રહેવા દેતા નહીં. નિર્ભયપણે તેઓ ત્યાં રહેતા, ફરતા અને પ્રસન્ન ચિત્તે માસ બે માસ વ્યતીત કરતા યોગ્ય અધિકારી મનુષ્યને જ્ઞાનોપદેશ આપતા, શંકાશીલની શંકાનું સમાધાન કરતા.

એઓશ્રીની દિનચર્યા તો લગભગ પૂર્વવત્ રહી પણ રહેણીકરણીમાં સહેજ-સાજ ફેરફાર કરવો પડ્યો. ભિક્ષા માટે હવે ઘરઘર મધુકરી માગવી પડતી નહીં. ભક્તજનો તેમ કરવા દેતા નહીં; કાં તો ઘરે ભોજન માટે લઈ જતા, કાં

તો સ્થળ પર જ વ્યવસ્થા કરી દેતા. સુરતમાં તો લગભગ એક જ સ્થાન વખત જતાં તીર્થસ્થળ થઈ પડ્યું.

સુરત સ્ટેશનથી પૂર્વ દિશામાં અડધા માઈલ દૂર સ્વ. શેઠ શ્રી નાથુભાઈનો બંગલો એમને માટે હંમેશને માટે ખુલ્લો થયો. જ્યારે જ્યારે મહારાજશ્રી સુરત પધારે ત્યારે ત્યારે સંતપ્રેમી શેઠ એઓશ્રીને પોતાના બંગલામાં ઉતારે અને સેવામાં હાજર રહે. ઉપરાંત રામપરાના ભક્તમંડળનો, ખાસ કરીને પ્રભુદાસ ગંગાદાસવાળા સ્વ. શેઠ શ્રી વજાભાઈનો, તેમાં આગળ પડતો ભાગ હતો. શેઠ શ્રી નાથુભાઈએ બંગલાનું નામ પણ બદલી નાખ્યું અને "હંસબાગ"ની તકતી દરવાજા પર લગાવી દીધી. હંસબાગ સારા સારા સંતમહાત્માને મળવાનું તીર્થસ્થળ થઈ પડ્યું. મશહૂર મહાત્મા બ્ર. શાંતમૂર્તિ શ્રી શાન્તાનંદજી, વેદાચાર્ય શ્રી ગંગેશ્વરાનંદજી, નિ૰ તપસ્વીજી શ્રી પૂર્ણદાસજી આદિ ખ્યાતનામ મહાપુરુષોનાં દર્શન, સત્સંગાદિનો લાભ આ જ તીર્થસ્થળે પૂજ્ય મહારાજશ્રીની કૃપાથી થયો. પૂજ્યશ્રીએ સત્સંગના સંસ્કાર સીંચ્યા હતા એટલે સાચા સંતપુરુષ તરફ તેઓશ્રીનું ભક્તમંડળ આકર્ષાય જ.

મહારાજશ્રીના મુખ પર વૈરાગ્યની તરવરતી છાયા કંઈક આછી થતી ગઈ, શાન્ત ભાવના ઊપસતી ગઈ અને ચિત્તપ્રસન્નતા વધતી ગઈ. વિનોદવૃત્તિ પણ બહાર પડતી ગઈ. એમની પાસે પહોંચતાં અને બેસતાં જે ભીતિ અને ક્ષોભ થતાં તે હવે ઊતરતાં ગયાં અને દર્શનાર્થે આવેલ જિજ્ઞાસુનો સ્મિત વદને આવકાર થવા લાગ્યો. ઠંડીના દિવસમાં પૂજ્યશ્રી પાતળી ગરમ કામળીનો ઉપયોગ કરી લેતા અને ઠંડી ઊતરતાં તે કોઈ સાધુમહાત્માને આપી દેતા. પૈસાનું ગ્રહણ કરતા નહીં. સ્ત્રીઓનો પરિચય વધવા દેતા નહીં.

સને ૧૯૨૦–૨૨ નો સમય હતો. નાશક-ત્ર્યંબકનો કુંભમેળો ભરાવાનો હતો. એક શેઠે પૂજ્યશ્રીને વિનંતી કરી : "આપ કુંભમેળામાં અન્નક્ષેત્ર ખોલો તો હું ત્રીસ હજાર રૂપિયા આપવા તૈયાર છું" મહારાજશ્રી દાન લેવા લલચાયા. સાધારણ ઉપસ્થિત થયેલો પ્રસંગ જતો કરવાથી નિવૃત્તિભંગ તો થશે પણ શું સંતસેવા કરવાનો લાભ જતો કરવો ? ગડમાંજ થઈ, પ્રારબ્ધાધીન પોતે પ્રવૃત્તિમાર્ગ સ્વીકાર્યો પણ મુક્ત કંઠે, નિષ્કપટ ભાવે ઉદ્‌ગાર કાઢ્યો : "મારા મંદભાગ્યનો ઉદય થયો છે." ખરેખર એ મંદભાગ્ય જ નીવડ્યું—ખાસ કરીને એ પહેલા કુંભમેળામાં તો. કુંભમેળાની પ્રવૃત્તિ દેઠ સુધી વળગેલી રહી—

વળગાવેલી રાખવી પડી. છેલ્લો કુંભમેળો પ્રયાગનો કર્યો અને પોતે દેહવિસર્જન કરી દીધું. નિવૃત્તિપરાયણ વિરક્ત અવધૂત મહાત્માને પ્રવૃત્તિમાર્ગ દુઃખરૂપ પ્રતીત તો થાય.

નાશકના મેળામાં થોડીક સાધનસામગ્રી એકઠી થઈ-કરાઈ. શેઠે થોડા પૈસા આપ્યા પણ તેમને ધંધામાં ભારે ખોટ આવી પડી. મહારાજશ્રી કઢંગી સ્થિતિમાં મુકાયા. કુંભમેળાના પૈસા ખૂટ્યા, સહાય કરનારા સેવકો-વ્યવસ્થાપકો કાચા નીવડ્યા. પૂજ્યશ્રીને બધી જ આનુષંગિક બાબતો પર ધ્યાન આપવું પડ્યું. સારે નસીબે સુરતની રામપુરા ભક્તમંડળીએ યથાશક્તિ આર્થિક મદદ આપી. મેળામાં આવેલ સાધુપ્રેમી ગૃહસ્થોએ પણ કંઈક મદદ કરી, અને જેમ તેમ કરીને મેળો સમાધાનકારી વૃત્તિથી પણ કંઈક અસંતોષથી પૂરો કરવો પડ્યો.

પૂજ્યશ્રીનાં મન અને શરીર પર આ બાબતથી થોડીક અસર થઈ. મનનું સમાધાન થોડાક વખતમાં થઈ ગયું, પણ કુંભનો કડવો અનુભવ એક અસર મૂકતો ગયો. બીજો કુંભમેળો તો કરવો જ કરવો પણ તે પૂરી તૈયારી અને વ્યવસ્થાપૂર્વકનો. પછી તો એ બાબતનો રસ અને છંદ લાગ્યો. ત્યાર પછી એકએક કુંભમેળો પૂર્વના કુંભમેળા કરતાં ચડિયાતો થયો. સારા કામ કરનારા ભક્ત-સેવક પણ મળતા ગયા અને અનુભવરૂપી પાકો ગુરુ આવી મળ્યો.

પૂજ્યશ્રીના ભક્તો, શિષ્યો, સેવકો અને બીજા ભક્તમંડળની તન-મનની નિષ્કામ સેવાથી મહારાજશ્રીને નિરાંત રહેતી. મેળાનું કામ દીપી ઊઠતું. ધનિક ભક્તવર્ગ નિઃસંકોચ ધનની સહાય આપતો રહ્યો. એટલે પૂજ્યશ્રીને આરામદારી મળતી અને તેઓ પ્રસન્નચિત્તે નિર્વિઘ્ને કુંભમેળાનું કામ પૂરું કરી શકતા. એમના સ્વર્ગસ્થ શિષ્ય શ્રી રતિલાલનાં ધર્મપત્ની અને મહારાજશ્રીના પરમ શિષ્યાએ તો બાબાશ્રીને વીજળીવાળા બાબાનું બિરૂદ અપાવ્યું. કુંભમેળામાં બીજી કોઈ છાવણીમાં સરકારી રાહે વીજળી મળે તે પૂર્વે તો બાબાશ્રીની છાવણીમાં વીજળી-ઉત્પાદક ખાનગી યંત્રો કામે લાગી જતાં અને છાવણીમાં ઠેર ઠેર અને કુટિયે કુટિયે વીજળી ચમકી ઊઠતી. દૂરથી આવનારને છાવણી શોધી કાઢવાની નિશાની મળી રહેતી અને ત્યાંનો આગન્તુક સાધુસમાજ વીજળીવાળા બાબા તરીકે બાબાને ઓળખતો અને સંબોધતો થયો. ઉપરોક્ત બહેન અને તેમનાં માણસો સુરતથી આ બધી સામગ્રી લાવતા, ગોઠવતા અને લઈ જતા.

પૂજ્યશ્રીને અમુક બાબતની નિરાંત થઈ ગઈ પણ છાવણીમાં આવનાર

દરેકોઈને પૂરતી સુખસગવડ–આરામી આપવાને પોતે ચિંતિત રહેતા. આવનારને તેઓ મહેમાન તરીકે માનતા. છાવણીમાં આવતા સંતમહાત્મા, સજ્જન, સન્નારીઓને રહેવા માટે સરૈયાપટ્ટી (બિહાર) ના એઓશ્રીના પ્રેમી ભક્તજનોએ મોકલેલ કુશળ માણસો ઘાસની સુંદર કુટિયા તૈયાર કરી દેતા. વધુમાં રાવટી ઠોકાઈ જતી. કુદરતી હાજતને માટે પાકો બંદોબસ્ત થઈ જતો અને તે માટે ખાનગી ભંગીઓ આખો દિવસ કામમાં રોકી રખાતા. બધાને ચાહ, કાફીની સગવડ મળતી અને સુંદર, પાચક, પોષક, રોચક, રસાળ ખોરાક પીરસાતો. વળી ખાનગી નોકરની વ્યવસ્થા થતી. આ બધાં કારણે ત્યાં રહેનાર મહેમાનો પૂજ્યશ્રીના ભક્તો, પ્રશંસકો તેમજ પરિચિત કે અપરિચિત વ્યક્તિઓ, મન ચાહે ત્યાં સુધી સુખપૂર્વક વિનાસંકોચે છાવણીમાં રહી શકતા અને સંતમહાત્માનાં દર્શન, તીર્થસ્નાન અને પ્રાકૃતિક સૌંદર્યવાળાં પરપ્રાન્તનાં સ્થળોનું સ્વાનુભવપૂર્વકનું જ્ઞાન–પ્રત્યક્ષ જ્ઞાન લઈ શકતા.

અનસેત્રનું રસોડું રાતના બાર વાગ્યા બાદ ઊપડી જતું. રસોઈયા પ્રેમપૂર્વક દરરોજ ત્રણ ચાર હજાર વ્યક્તિઓ માટે રસોઈ બનાવી દેતા અને સવારે ૯–૧૦ વાગ્યે તો દૂર દૂરથી સંતમહાત્માઓની હારની હાર ભિક્ષા લેવા આવી પડતી. પ્રેમપૂર્વક તેમને રોટી, દાળ, શાક અને કોઈ કોઈ દિવસ મીઠાઈની વાનગી વ્યવસ્થાપૂર્વક અને શાન્તિથી વહેંચાતી. ભીખમંગાઓની પણ હારની હાર લાગતી અને તેમને પણ પ્રેમપૂર્વક બીજે દરવાજેથી ભિક્ષા મળી રહેતી.

આ અને આનુષંગિક બીજી કામગીરી પર પૂજ્યશ્રીનું ધ્યાન લક્ષિત રહેતું. રાતના બે ત્રણ વાર ઊઠીને છાવણીમાં ઠેર ઠેર ફરી આવતા. ચોકીદાર, રસોઈયાઓ બરાબર કામગીરી કરે છે કે નહીં તેની જાતે ચકાસણી કરી લેતા. પિશાબઘર–જાજરૂ બરાબર સાફ–સ્વચ્છ થાય છે કે નહીં તેમ જ ત્યાં ફિનાઇલ છંટાય છે કે નહીં તેય જોઈ લેવાનું ચૂકતા નહીં.

દરરોજ છાવણીના નાના મોટા રસ્તા પર પાણી છંટાતું, ઝૂંપડીએ ઝૂંપડીએ ધૂપ થતો અને તેમાં રાત્રે દીવા ઝગઝગી ઊઠતા. કચરામાત્રનું નામનિશાન જોવા મળતું નહીં. મેળાની કાળજી રાખવું સરકારનું આરોગ્યખાતું પણ સ્વચ્છતા અને નીરોગતાના પાઠ કદાચ ત્યાં આવી શીખતું હશે.

પૂજ્યશ્રીની છાવણીમાં પ્રવેશ કરનારને દરવાજામાં પગ મૂકતાં જ કોઈ એક વિચિત્ર, શાંતગંભીર, સુંદર વાતાવરણનો ભાસ થતો અને એ સૌંદર્યનું પાન કરવા,

તે ત્યાં જરા થોભી જતો. વિશાળ મેદાન તેમાં હારબંધ દેખાતી અનેક કુટિઓ અને તંબુઓ, મધ્યમાં આવેલ સભામંડપ, એક બાજુ આવેલાં અલગ રસોઈઘર-કોઠાર અને દરેક સ્થળે લઈ જનાર નાના મોટા સીધા રસ્તા, અને એ બધાની વ્યવસ્થા આ બધું આગન્તુકનું ધ્યાન ખેંચતું, અને પૂજ્યશ્રીની વ્યવસ્થાશક્તિ અને કલા-રસિકતાનું ભાન કરાવતું. પાંચસોથી હજાર વ્યક્તિઓને માટે છાવણીમાં ગોઠવણ કરવી, તેમની બધા પ્રકારની સગવડ કરી આપવી, તંદુરસ્તીની કાળજી રાખવી, તેમની જવાઆવવાની સુવિધા કરવી, ત્રણથી ચાર હજાર વ્યક્તિઓની ભોજનસામગ્રી એકઠી કરવી, તૈયાર કરવી અને વહેંચવી, ગંદકી ન થવા દેવી, અને સંતમહાત્માઓનાં પ્રવચનો ગોઠવવાં એ એક સાધારણ પુરુષનું ગજું નથી.

લગભગ બે મહિના સુધી એકધારી ચાલુ રહેતી આ કામગીરી મહારાજશ્રીના મહાન ગુણોનું દર્શન કરાવે છે અને પ્રશ્ન ઉદ્‌ભવાવે છે કે જંગલમાં રહેતી અને જનસમૂહથી દૂર ભાગતી આ વિચિત્ર મૂર્તિ આ બધા પાઠ કઈ શાળામાં ભણી આવી હશે? નિવૃત્તિમાં મહાલતી આ વ્યક્તિ પ્રવૃત્તિમાં શી રીતે પડી રહેવું પસંદ કરતી હશે?

પ્રારબ્ધવશાત્ આવી પડેલી પ્રવૃત્તિ પ્રેમપૂર્વક વધાવી, નિભાવી લેવી, એ જ એનું પ્રધાન કારણ હોઈ શકે. વિશેષમાં સંતસેવાના લોભે પણ એમને ટકાવી રાખ્યા હશે અને હર હાલતમાં પ્રસન્નમુખ રહેવાનું તેમને શીખવ્યું હશે. વાસ્તવે એઓશ્રી તો પ્રવૃત્તિમાં પણ નિવૃત્તિ જોતા, ક્રિયાશીલતામાં નિષ્ક્રિય રહી શકતા. પૂરા જ્ઞાનીને—પ્રવૃત્તિ-નિવૃત્તિની ભાવનાથી પર થઈ ગયેલ જ્ઞાનીને—કયું ત્યાજ્ય અને કયું ગ્રાહ્ય હોઈ શકે, જો બધું જ બ્રહ્મમય-જ્ઞાનમય હોય તો? આપણી નજરે ભેદ દેખાય. એમની દૃષ્ટિ તો અનુભવીઓ જ સમજી શકે.

અનેક મનુષ્યોને એકસાથે ભોજન લેતાં જોઈ એઓ કહેતા: જુઓ, પ્રભુ વિરાટ વિશ્વમુખે ભોગ લગાવી રહ્યો છે. "મંદભાગ્યને" એમણે અન્નદાન દ્વારા સંતમહાત્માની સેવાનિમિત્તે સદ્‌ભાગ્યમાં ફેરવી દીધું. પ્રતિકૂળતાને અનુકૂળતામાં સંક્રાન્ત કરી. સાથે સાથે ઈશ્વરાભિમુખી રહી પ્રવૃત્તિ આદરવામાં કશી હાનિ નથી એના પ્રત્યક્ષ પાઠ પણ ભણાવ્યા હશે. યજ્ઞસબંનું એ ઉદાહરણ હશે.

કુંભમેળાની પ્રવૃત્તિની સાથે સાથે બીજા એક પ્રારબ્ધયોગે મહારાજશ્રીને એક બીજી પ્રવૃત્તિમાં ઉતાર્યા. મેળાની પ્રવૃત્તિને લીધે એમને શારીરિક અને માનસિક આરામની જરૂર લાગી. ભક્ત લોકો એમને માટે અનેક સ્થાનો તૈયાર તો કરી

**આશ્રમપ્રવૃત્તિ**

રાખતા. પણ એમને એ જૂનાંનવાં સ્થળો અનુકૂળ ન લાગ્યાં. એકલા સુરતમાં અને સુરત જિલ્લામાં એઓશ્રી એકેક અઠવાડિયું રહે તો પણ એક વરસમાં બધે સ્થળે પહોંચી શકે એમ નહોતું. બીજાં શહેર અને પ્રાંતો પણ એમની પધરામણીને સુખપૂર્વક વધાવી લે એમ હતું. પણ એઓશ્રીનું મન ત્યાં ન ચોંટ્યું. જે સ્વતંત્રતા અને સુખસગવડ એમને જરૂરી લાગતાં હતાં તે ત્યાં એમને ન દેખાતાં. એમની ખ્યાતિને લીધે અનેક સંતમહાત્માઓ અને ભક્ત ગૃહસ્થો એમનો સહવાસ ઇચ્છી રહ્યા હતા. આ બધાનાં સુખસગવડ ચાલચલાઉ મળતા બંગલા, કુટિરોમાં શી રીતે જાળવી શકાય ? લગભગ આ બધા વિચારે એઓશ્રી આશ્રમપ્રવૃત્તિમાં પડ્યા. પરવશ રહેવું પડે તેમાંય એમને કંઈક ખૂંચ્યું તો હશે. પણ પ્રવૃત્તિમાં દુઃખ આવે જ એ વિચાર એઓશ્રીને આવતો રહ્યો અને તે પ્રમાણે દુઃખનો અનુભવ મળતો પણ રહ્યો. સુખમાં દુઃખ છે.

**જસીડી આશ્રમ**

આશ્રમ માટે એમણે પ્રથમ સ્થળ જસીડી પસંદ કર્યું. બિહારના તો એઓશ્રી સારી પેઠે પરિચિત હતા પ્રખ્યાત વૈજનાથ ધામથી બહુ દૂર નહીં એવા આ બિહાર પ્રાંતના જસીડી ગામની એક ઊંચી ટેકરી પર પસંદગી ઉતરી. જનસમૂહથી દૂર અને સ્ટેશનથી પણ થોડે દૂર આ ટેકરી પર મહારાજશ્રી ઈશ્વરભરોસે જઈ બેઠા. એમનું પ્રભાવશીલ મુખ સર્વને આકર્ષી શકે એવું હતું. આવા સુંદરકાય ભવ્યમૂર્તિ મહાત્માને આ સ્થળે પથ્થર ભાંગી ફોડીને તથા પદ્ધતિસર ગોઠવીને રહેવા જેવું કોઈ એક સ્થાન બનાવતા જોઈ એક શેઠશ્રી એ તરફ આકર્ષાયા. તેમણે આર્થિક મદદ કરી. બંગાળમાંથી સહાય મળી, ગુજરાતના લોકોને ખબર પડતાં તેઓએ પણ થોડી મદદ પહોંચાડી, અને સારું સરખું એક પાકું મકાન ઊભું થયું, જે વધતાં વધતાં આજે તો ઘણું વિશાળ થઈ ગયું છે. સંતમહાત્માઓ અને ગૃહસ્થોને રહેવાને માટે અલગ અલગ મકાનની વ્યવસ્થા છે. પછી ગૌશાળા બંધાઈ. ગાયો આવી. સારી એવી ખેડ જમીન ખરીદાઈ–કૂવા ખોદાયા, તેમાં પંપ મુકાયા, ટાંકી બંધાઈ, ઠેર ઠેર પાણીના નળ-નળીથી ખેતીને, બાગને, સ્નાનાગારને, રસોઈઘરને પાણી પહોંચાડવાની વ્યવસ્થા થઈ. મકાનમાં અને ચોગાનમાં છૂટથી પાણી મળે. ભજન કરનારને માટે એક એવું સુંદર સ્થાન તૈયાર થઈ ગયું કે જેમાં પાણી, ભોજન અને વીજળીના પ્રકાશ સહિત આધુનિક સુખસગવડની ઘણીખરી સામગ્રી મળી શકે.

ત્યારબાદ ભરૂચ, સુરત અને ઊંડીમાં એવી જ સાધનસામગ્રીવાળા આશ્રમ બંધાયા. દરેક આશ્રમમાં સ્વચ્છતા તો ખરી જ. આશ્રમમાં પેસતાં જ એ

સ્વચ્છતા હરકોઈનું ધ્યાન ખેંચે. વાસ્તવે તો એ સ્વચ્છતા મન, વચન અને કર્મથી સ્વચ્છ રહેતા મહાત્માજીનું અને તેમના હૃદયમાં બિરાજતા નિર્મલ સ્વચ્છ બ્રહ્મનું પ્રતિબિંબ પાડતી હતી. સ્વચ્છતા સ્વચ્છતાને ખેંચે, પાળે અને પોષે. પૂજ્યશ્રીની સ્વચ્છતા એ તો એવો મૂક ઉપદેશ હતો, પ્રત્યક્ષ પાઠ હતો કે સ્વચ્છ બનો તો સ્વચ્છ બ્રહ્મ, આત્મા, પરમાત્મા, પરમેશ્વરને ઓળખી તેને પામી શકો; તે-રૂપ થઈ શકો.

**આશ્રમ ભરૂચ**

ભરૂચના પહેલા આશ્રમનું મકાન સુરતના એક પ્રેમી લાગતા ભક્તની આર્થિક સહાયથી ઊભો કરાયો. સુંદર સ્થળ, સરસ પાકું મકાન, વિશાળ બાગબગીચો, સારી જેવી ખેડ જમીન, આટલાં વાનાં તૈયાર થયાં. દર વર્ષે થોડા ઘણા ફેરફાર તો થાય એટલે સ્થાનના સૌંદર્યમાં તેટલા વધારા થાય. ભરૂચને સામે કાંઠે પણ બરાબર મધ્યમાં રહી ભરૂચ શહેરનું સુંદર દૃશ્ય જોતું—તેમાંય ખાસ કરી વીજળીના પ્રકાશથી જગઝગી ઊઠતા ટેકરી પર પાઘડીપને આવેલા એ શહેરનું રાત્રીનું પરીપ્રદેશને મળતું આવતું સૌંદર્ય જોતું—આ સ્થળ તીર્થરૂપ બની ગયું. લોકોની અવરજવર વધી ગઈ.

આશ્રમ મકાનની બરાબર સામે પૂર્વ દિશામાં ઊભો કરાયેલ કેવળ ઘાસની છતવાળો ઊંચો, ખુલ્લો, વિશાળ સભામંડપ ખૂબ આકર્ષક લાગતો. પૂજ્યશ્રી તેમાં સવારે અને સાંજે આસન જમાવતા અને દર્શનાર્થીઓને દર્શન આપી ખુશ કરતા અને જિજ્ઞાસુઓને કથામૃતનું પાન કરાવતા કોઈ પંડિત મહાત્મા આવી ગયા હોય તો તેમની પાસે પ્રવચન કરાવતા, નહીં તો પોતે તે લાભ આપતા. શ્રોતૃવર્ગ પ્રસન્ન ચિત્તે પ્રવચન સાંભળતો અને યથામતિ–યથાશક્તિ તેમાંથી સાર ગ્રહણ કરી ખુશ ખુશ થઈ રહેતો. વસ્તીથી દૂર, નિર્જન, શાંત વાતાવરણમાં કોઈ ઓર શાંતિ ફેલાઈ રહેતી. રમ્ય સ્થાનમાં રમ્ય મહાત્માઓનાં દર્શન–પ્રવચનથી રમ્યતા રેલાઈ રહે તેમાં શી નવાઈ? સમય પૂરો થયે આવા અદ્ભુત સ્વર્ગીય વાતાવરણમાંથી દર્શન માટે અને પ્રવચન માટે આવેલ સ્ત્રી પુરુષો ખિન્ન હૃદયે ઘર તરફ પગ ઉપાડતા, અને દૂર ભરૂચ શહેરમાં તેમજ પાસેના ભાડા ગામમાં ઘર ભેગા થતા.

વિધાતાની ગતિ વિચિત્ર છે. એક વર્ષે નર્મદામાં ભારે રેલ ચઢી. મહારાજશ્રીના ખેતરોમાં પાણી ભરાયાં. બાગબગીચા ડૂબી ગયા. સભામંડપ ખેંચાયો. પૂજ્યશ્રીના આશ્રમ (બંગલા)નાં પગથિયાં ચઢીને પાણી ઊંચે ને ઊંચે આવવા લાગ્યાં.

અધિકારી વર્ગે, ભક્ત લોકે મહારાજશ્રીને મકાન છોડવા વિનંતી કરી. મહારાજશ્રીએ પહેલાં તો ન માન્યું. નર્મદા માઈની મરજી હોય તો ભલેને મકાન સાથે પોતાને પણ ખેંચી જાય. પાણી વધતાં ગયાં. હોડી મોકલવામાં આવી. પૂજ્યશ્રી સમજી ગયા. ખોટી હઠ પકડી રાખે એવા નહોતા. સમયાનુકૂળ થઈ જતા. હોડીમાં બેસી સલામત સ્થળે ઊતર્યા. કકડભૂસ પ્રચંડ અવાજ કરતું આખું મકાન તૂટી પડ્યું. ઊંચે ઊછળતા એક મહાન મોજાએ તેને હંમેશ માટે નર્મદા મૈયાના ખોળામાં સુવાડ્યું. રેલ ઊતર્યે જોયું તો મહારાજશ્રીના આશ્રમનું નામનિશાન રહ્યું નહોતું. રેલે લગભગ અડધા માઈલ પથરાતી બધી જમીન ધોઈને ખોદી કાઢી હતી.

મહારાજશ્રીના એક ભક્તની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. ભગ્ન અવાજે તે રડ્યો: "મહારાજશ્રી, ભરૂચનું હીન ભાગ્ય કે આપનો આશ્રમ ગયો અને આપના દર્શનનો સુલભ લાભ હવે જરા દુર્લભ થઈ જવાનો." પોતે પૂરી શાંતિથી બોલ્યા: "બચ્ચા, ગભરા નહીં. આના કરતાં વધુ સુંદર અને વધુ વિશાળ આશ્રમ પાછો થનાર છે." અને બન્યું પણ તેમ જ.

આજનો જે આશ્રમ છે તે આ બીજો આશ્રમ. વિશાળ દરબારી ઠાઠનું, માળવાળું, પાકું મકાન, ચોગાનમાં સામે ઊડતો પાકો ફુવારો, ફરતે ગુલાબ-મોગરાનો બાગ, એક બાજુ આવેલી જમરૂખ વાડી અને ચોમેર ફેલાયેલી આંબાવાડી (જેમાં ભરબપોરે હજારો માણસ નિરાંતે છાયામાં બેસી, ઊઠી, જમી શકે એટલી વિશાળ અને ખુલી) તેની સામે પણ દૂર રસોઈઘર, જેની પાસે દક્ષિણે નાનુંસરખું અતિથિઘર, અને તેનાથી થોડે દૂર બીજું મોટું અને બધી સગવડવાળું અતિથિઘર (જેની શરૂઆત ત્યાંના એક સેવક શિષ્યે કરાવી આપી હતી), રસોડાની સામે પાણીની ટાંકી અને તેમાંથી લીધેલા જુદા જુદા નળ-નળ અને તેની બરાબર સામે અને રસોડાની પાછળ થોડે દૂર મોટો પંપ મૂકેલો કૂવો અને પાસે પાકી બાંધેલી સ્નાનાગારની ઓરડીઓ અને ગાયો માટેનું કોઠારઘર, શેરડી, શાકભાજી અને લીલા મોલથી ઝૂકી રહેલી ત્યાંની હરિયાળી જમીન, લગભગ ૨૫-૩૦ વીંઘાં જમીનમાં પથરાયેલ આ બધાં સ્થાનો અને ફરતે તારની પાકી વાડ, બરાબર વચ્ચે મોટો-દરવાજો, તેની પાસે ઉત્તરમાં આવેલી પાકી ગૌશાળા અને આ દરેક સ્થળે લઈ જનાર એક મોટો સીધો માર્ગ અને તેમાંથી ફંટાતા નાના મોટા રસ્તા, રસ્તાઓની બન્ને બાજુએ સમાન અંતરે ઉગાડેલાં નાળિયેરી અને ફળફૂલનાં વૃક્ષ, વેલી અને નર્મદાજીમાં સ્નાન-

સગવડ કરી આપતો પાકો ઓવારો ( જે આજે રેલથી તૂટી પડ્યો છે ): આ બધાં આશ્રમની રોનકમાં એટલો બધો વધારો કરે છે કે પ્રશ્ન થાય કે આના વિધાતા કયારે, કયાં અને કેવા મનમાંથી—મસ્તિષ્કમાંથી—આ બધી યોજનાને ઘડી કાઢી અમલમાં મૂકતો–મુકાવતો હશે! મન નાનું પણ સમાવી શકે જગતનાં જગત! વિચિત્ર રચના–વિચિત્ર કારીગરી અને કામગીરી.

વળી દરવાજા બહારની તારની વાડથી ઘેરેલી લગભગ ત્રીસ–પાંત્રીસ વીંઘાં તૈયાર કરાતી નવી જમીન અને તેમાં મહારાજશ્રીના હુકમથી રોપાયેલ અને રોપાતા નાના ફળફૂલના છોડ અને એ બધાની સેવાતી ઊંડી તપાસ અને દેખભાળ, પૂજ્યશ્રીની શક્તિ અને ઉપાડેલા કામને અનુરૂપ થઈ જવાની એકધ્યાનતા આપણને કોઈ ઓર અચંબામાં મૂકી દે છે.

પોતે ત્યાં હોય ત્યારે બધે સ્થળે ફરવાને બહાને આંટો મારી આવવાનું ચૂકતા નહીં. કોઈને કોઈ સુધારાવધારા કરાવતા રહે. ગૌશાળાની મુલાકાત તો લેવાના જ અને અંતરના પ્રેમથી નામ દઈ દઈ ગોમાતાને પંપાળી આવવાના. ગાય જરા દૂબળીપાતળી, સાફસફી વગરની લાગતી તો તેની દેખરેખ રાખનારની ઝાટકણી કાઢતા: "ગોમાતા કેટલું બધું ઉપકારી પ્રાણી છે! આપો છો તેના કરતાં વધુ આપે છે." સેવા કરી સેવા લો, એવો મીઠો ઠપકો પણ આપતા.

વળી સાથે સાથે ઉપદેશ-વચન સંભળાવતા: "ઝાડપાન પણ પોતાના માલિકની કાળજી જોઈ પ્રસન્ન થાય છે. પૃથ્વીમાતાને બરાબર ખવડાવો. તેનું રક્ષણ કરો. તમને તે સારી પેઠે ખવડાવશે અને તમારું રક્ષણ કરશે. આળસુ–બેદરકારને ત્યાંથી લક્ષ્મીજી રિસાઈ જાય છે." કેટલી ઊંડી સમજ અને ગહેરો બોધ! જાણે કે ગીતાએ બોધેલ યજ્ઞોપદેશનો અનુવાદ.

મહારાજશ્રી બધા આશ્રમોમાં આવી પરિચર્યા કરતા અને તે સ્વાભાવિક થઈ ગયેલી. તેથી કામ કરનાર સેવક–નોકરવર્ગ ચોકિલો રહેતો અને આશ્રમનાં ઝાડ, પશુ, પંખી ફાલેલફૂલેલ, પ્રસન્ન લાગતાં. જડ જમીન પણ ચેતનવંતી બની જતી. સાફ, સ્વચ્છ, પાણીથી તર રસ્તાવાળી, ગંદકી અને માખના ઉપદ્રવ રહિત જમીન ખૂબ દિલખુશ, મનોહર લાગે. જેના પર માલિકની મહેર ઊતરી હોય અને જેને નીરખી માલિક પ્રસન્ન થાય, એવી પરસ્પર પ્રસન્ન રહેતી ચર અચર વસ્તુઓને જોવી એ પણ એક ધન્ય ઘડી છે. . .

**આશ્રમ ઊટી**

નીલગિરિ–ઊટી આશ્રમ તો જેણે જોયો હોય તે જ તેની ખૂબી વર્ણવી શકે સમુદ્રની સપાટીથી ઘણે ઊંચે સ્થળે સ્થપાયેલ એ આશ્રમની રોનક, બાંધણી અને ત્યાંની પ્રકૃતિનું રમ્ય દૃશ્ય એ બધું સુંદરતા અને સરસતાની કોઈ જુદી ભાત પાડે છે. આધુનિક સુખસગવડવાળાં આવશ્યક બધાં સાધનો ત્યાં છે. પાણીના નળ, વીજળી, ફ્લશના જાજરૂઓ, બાથ, ગૃહસ્થો અને સંતમહાત્માને રહેવાનાં રાચરચીલાંથી સજ્જ અલગ અલગ સ્થાન તો હોય જ. મહારાજશ્રી પોતે જેટલી સગવડ ભોગવે તેટલી આમન્તુક મહેમાનો માટે પણ રાખે. ફળ-ફૂલનો બાગ ખરો. બાકી રહેલ વિશાળ ખેતીલાયક જમીનમાં યુકેલિપ્ટસનાં ઝાડોની હારોની હાર લાગે. વળી તેમાં બટાટાની ખેતી તો ખાસ થાય. ઉપરાંત શાકભાજીના કયારા પણ ખરા. ભર ઉનાળામાં પણ ત્યાં ગરમ કપડાંની જરૂર પડે એવું એ ઠંડું સ્થાન છે; પૂજ્યશ્રીની હાજરી હતી ત્યારે તો ત્યાં સંતપ્તોને હર પ્રકારની ઠંડક મળતી.

**આશ્રમ સુરત**

સુરતનો આશ્રમ ક્રમ પ્રમાણે ત્રીજો આવે છે. પણ તેનાં મૂળ બહુ સમય પૂર્વે નંખાયેલાં હતાં. એક વખત ઘૂમતાં ઘૂમતાં મહારાજશ્રી હાલના આશ્રમને સ્થળે પહોંચી ગયા. સાથે સ્વ૰ શ્રી મગનભાઈ જોષીના અને એક બે ભકત શિષ્યો હતા.

જૂનો વિશાળકાય વડલો, પાસે કપિલેશ્વર મહાદેવનું પુરાણું મંદિર, થોડે દૂર વહેતી તાપી નદીનો હરિયાળો કિનારો અને સામે કાંઠે ઊંચી ભેખડવાળો રમ્ય પ્રકૃતિપ્રદેશ. આવા સુંદર સ્થળે પૂજ્યશ્રીનું મન હરણ કર્યું. પોતે મુગ્ધ થઈ બોલ્યા : કેવું પ્રકૃતિમાતાનું સુંદર સ્થાન ! શ્રી મગનભાઈના તીણા કાને આ શબ્દો પકડી લીધા, હૃદયમાં પૂરી રાખ્યા. પૂજ્યશ્રીને પૂછ્યા વિના તેમણે એ નવ વીઘા જમીન ખરીદી લીધી, અને પૂજ્યશ્રી પાછા સુરત પધાર્યા ત્યારે શ્રીચરણમાં એ જમીન ભેટ ધરી દીધી.

બાબાશ્રીએ મગનભાઈને બહુ સમજાવ્યા : " મને વધુ પ્રવૃત્તિમાં ન નાંખ. ગુજરાતમાં મારો એક આશ્રમ ભરૂચનો તો છે. હું બીજાને શું કરું ! પૈસા મેળવવાની ફિકર લાગે તે એક વાત અને જમીનની વ્યવસ્થા કરવી એ બીજી વાતનો વિચાર કરવો પડે. હવે એ મારાથી ન બને. માટે તું તારો વિચાર માંડી વાળ. મેં તો એ સ્થળના સૌંદર્યનું સ્વાભાવિક વર્ણન કર્યું હતું. છ

તો એ જરૂર તપોભૂમિ." પાછળથી ખબર પડી હતી કે ઘણાં વર્ષ પૂર્વે અહીં એક તપસ્વી વડલા નીચે રહેતા હતા અને મહાદેવ સાથેની ધર્મશાળા પાસે ભોંયરામાં ધ્યાન માટે બેસતા. આજે તો ભોંયરું બંધ થઈ ગયું છે.

મગનભાઈએ ન માન્યું અને પૂજ્યશ્રીએ કેટલાક ભક્તજનોની વિનવણીથી એ ભેટ સ્વીકારી. મગનભાઈએ પછી એ ખુલ્લી ખેડજમીનમાં તારની પાકી વાડ કરી, આંબાવાડિયું બનાવવા માંડ્યું. દરમ્યાન મગનભાઈ દેવલોક પામ્યા. પૂજ્યશ્રીને એ જમીન પર પાકો આશ્રમ બાંધવાનો વિચાર આવતો નહીં.

વળી એક અંતરાય પણ ઊભો થયો હતો, અને વર્ષો વહી ગયાં. કુંભમેળામાં સુરત સારો સરખો ફાળો આપતી. ભરૂચના બીજા આશ્રમ પેટે પણ તેણે મદદ કરેલી. "હંસબાગ" તો એમને માટે ખુલ્લો રહેતો એટલે સુરતમાં એમને સગવડપૂર્વક રહેવાકરવાની ખાસ અગવડ નહોતી, છતાંય ભક્તલોકોનો એકધારો પ્રેમ જોઈ સુરતમાં પણ એક સ્વતંત્ર સ્થાન જોઈએ એ વિચારે જોર કર્યું અને મહારાજશ્રીએ પ્રવૃત્તિ ઉપાડી.

એક ઉમંગી ભાઈએ આશ્રમના બાંધકામની જવાબદારી ઉપાડી. નકશા તૈયાર થયા, પાયા ખોદાયા. તળે પાકું ઉજાસવાળું ભોંયરું થાય તેવી રીતનું જમીનપરનું થોડું બાંધકામ થયું, પણ તેમાં ધાર્યા કરતાં વધુ ખર્ચ થઈ ગયો. જવાબદારી લેનાર ભાઈ કાચા અને બિનઅનુભવી નીવડ્યા, એટલે એ બાંધકામ અટકાવી દેવામાં આવ્યું. બે-ચાર વર્ષો નીકળી ગયાં. ભોંયરામાં વરસાદનાં પાણી ભરાઈ રહેવા લાગ્યાં. તેના નિકાલનું સ્થાન બંધ થયું એટલે ભોંયરું બેઠું અને સાથે સાથે થોડુંઘણું ચણતર થયેલું કામ તૂટ્યું. લગભગ ૭ હજાર રૂપિયા પાણીમાં ગયા.

ત્યાર બાદ ભોંયરાવાળા ભાગની દક્ષિણે આજનો આશ્રમ ઊભો થયો. પંપવાળો કૂવો, નળ, વીજળી, ફ્લશનાં જાજરૂ, બાથ વગેરે આધુનિક સગવડો તો આપવી રહી. મહારાજશ્રી દર વરસે થોડો ખર્ચ કરતા રહ્યા અને સગવડો વધારતા રહ્યા. આશ્રમમાં પ્રવેશ કરાવનાર ભવ્ય કમાનવાળો મોટો દરવાજો બંધાયો. આશ્રમની રોનક વધી. આશ્રમ પેટે ખેડજમીન ફક્ત સાત-આઠ વીઘાં જ છે. એ ઘણી ઓછી પડી. વધુ જમીન લેવાની ચેષ્ટા કરાઈ પણ તે અનેક કારણોસર અમલમાં ન મુકાઈ. સ્વ૦ મગનભાઈના ભાઈ મારફત આશ્રમના બાંધકામ પેટે સારી સરખી આર્થિક મદદ મળી છે.

આશ્રમના નિભાવ ખર્ચ માટે સજ્જન ભક્ત લોકોએ એક રોકી ફંડ શરૂ કર્યું, જેની વાર્ષિક આવક રૂપિયા આઠસેથી નવસો સુધી પહોંચી છે. આશ્રમને હજુ વધુ પગભર કરવાની, રસોઈઘર અને ધર્મશાળાને વિસ્તારવાની, મહાદેવના મંદિરનો ચોક છતરબંધ કરવાનો, અતિથિઘર બાંધવાનો—એ અને એવા વિચાર પૂજ્યશ્રીના મનમાં જ રહી ગયા. સુરત એમને ગોઠી ગયું હતું. ભક્ત લોકો અને બીજી ભાવિક વ્યક્તિ નિખાલસ અને પ્રેમી હતી, સેવામંડળ ખડે પગે સેવા કરવા તત્પર રહેતું. આ અને એવાં બીજાં કારણોને લીધે એઓશ્રીએ ઉત્તર અવસ્થા સુરતમાં ગાળવાનો નિશ્ચય રાખેલો. પરંતુ વિધિએ કાંઈક બીજું જ વિચારી રાખ્યું હતું.

એ વાત વિધિને મંજૂર નહોતી એટલે સુરતમાં લાંબો ગાળો રહી પૂજ્યશ્રી લથડતી તબિયતે પ્રયાગ પહોંચ્યા. કુંભમેળાનો સંકલ્પ પૂરો કર્યો. સંત-મહાત્માની સેવાને છેવટની સલામી આપી કલકત્તે જવું હતું. પણ માંદવાળ કરી જસીડી આશ્રમે જઈ તેની ફૂલતીફાલતી ફળવાડી નીરખી લેવાનો સંકલ્પ પૂર્ણ કર્યો. તબિયત વધુ લથડી. હવે જીવન લંબાવવાનો કશો અર્થ નથી એવું સૂચન તો એમણે ક્યારનુંય સુરતમાં કરી દીધેલું. તે અનુસાર જીવનલીલા સંકેલી લીધી. સન ૧૯૬૦ એપ્રિલ ૧૭મીએ ( ચૈત્ર વદ ૬ ને દિવસે ) છેલ્લો શ્વાસ નીકળી ગયો. શરીર પડી ગયું. પ્રથમ સ્થપાયેલ જસીડી આશ્રમ પૂજ્યશ્રીનું અંતિમ દર્શન કરી લેવા ભાગ્યશાળી બન્યું. સુરતમાં આદરેલું કામ અધૂરું રહ્યું, તેનો તેઓશ્રીને શોક નહોતો. કંઈ ને કંઈ કરતા રહેવું એવો એમનો સ્વભાવ બની ગયો હતો. ફળની આશા રાખતા નહીં.

આશ્રમપ્રવૃત્તિએ પણ એમને ઠીક ઠીક કરવા હતા. કડવામીઠા અનેક અનુભવો આપ્યા અને મંદ પ્રારબ્ધે અહીં પણ યાદ આશ્રમની જરૂર અપાવી. પણ માથે લીધેલું કામ પોતે પાર ઉતારે જ ઉતારે. પ્રતિકૂળતાને અનુકૂળતામાં ફેરવી દીધી. સંત-મહાત્માઓને વિશ્રામસ્થાન મળ્યાં, યથાશક્તિ ભોજન મળ્યાં, ભજન કરવાનાં એકાંત અને નિરાંત મળ્યાં, દર્દી સ્વામીઓને દર્દ (શારીરિક-માનસિક) નિવારક ઔષધ મળ્યાં. જરૂરી ચાદર-કાપડ-વાહનખર્ચ મળ્યાં. ભક્ત જનોને ભગવાન-ને વ્યક્ત કરનાર સંતમહાત્માનાં દર્શન, સહવાસ, સત્સંગ મળ્યાં. પોતે જે સુખ લેતા થયા તે સુખસાધનોના ભાગીદાર સંત, મહાત્મા અને શિષ્ય

ભક્તોને પંગુ બનાવ્યા. દર્શને આવનાર રંકરાય સૌને એઓશ્રીએ સ્મિત વદને આવકાર્યા અને અપનાવ્યાં. ઊંચનીચનો ભેદ અને-છેદ પ્રેમની મૂર્તિ મહારાજ સમક્ષ અને તેમના સાનિધ્યમાં ઊડી જતો. પૂજ્યશ્રીનો એકસરખો પ્રેમ પોતાના પર વરસી રહ્યો છે એવું સૌ કોઈ ભાવુક હૃદય સ્વીકારતું. સમદર્શી સેવા એ પણ પ્રભુભજન છે તેનો પુરાવો અત્રે જોવા અને અનુભવવા મળતો.

પોતાની દૃષ્ટિ તો ફરી ગયેલ હતી. તે તો જ્ઞાનમયી, બ્રહ્મમયી થઈ ચૂકી હતી એટલે એમનાં ભજન, ધ્યાન, પાઠપૂજા, નિત્ય નૈમિત્તિક કર્મ એ સર્વ એઓશ્રીની પ્રવૃત્તિરૂપે કે પ્રવૃત્તિમાં પૂરાં થતાં-સમાઈ જતાં, તદ્રૂપ થઈ જતાં: બ્રહ્મરથને હવે બીજાં ભજનસાધન કેવાં ! આવી એઓશ્રીની ઊંડી સમજ હતી છતાંય તેઓ સદા જાગ્રત-સાવધ રહેતા. વિવેક-વૈરાગ્ય અખંડ પહેરો ભરતાં રહ્યાં. રખેને માયા-વાસના-વિસ્મૃતિ રહતે રહતે ગાફેલિયતનો લાભ લઈ પ્રવેશ તો ન કરી દે તેની સાવધાની પોતે કાયમ રાખતા. તૂટી ગયેલ ચિદ્ગ્રંથિ પાછી તો ન સંધાઈ જાય તેની બીતિ રાખવી પડે.

કોઈક એમની પ્રશંસા કરતા કે પૂજ્યશ્રી, આપને તો માયા હવે બંધનમાં શું નાખે ? આપને તો પ્રવૃત્તિ નિવૃત્તિ બન્ને સમાન છે. તો તેને તળેની પંક્તિથી શરૂ થતું કવિત સંભળાવતા : कज्जलकी कोठडी में डाघ लागै हि लागै हि लागै...॥...॥

માયા મહાપાપિણી છે. કોઈ વિરલો જ એની પકડમાંથી બચે. ચડનારને એ અટકાવે અને ચડેલાને એ પાડે એવી એની વિચિત્ર અદૃશ્ય શકિત છે. માટે એના પર તો કડક ચાંપ રાખવી રહી. આ કડકાઈને પરિણામે એઓશ્રીએ માયા પકડી તો ખરી પણ માયાના બંધનમાં ન આવ્યા.

હવે એક શંકા ઉપસ્થિત થાય છે કે મહારાજશ્રી આવી પ્રવૃત્તિમાં પડ્યા જ શું કામ ? અને પડ્યા તો પછી તેને પ્રતિકૂળતા આવ્યે કેમ પડતી ન મૂકી ? પોતે કોઈ કોઈ વાર ગોળમોળ જવાબ આપતા : क्या करे ? प्रवृत्ति मेरे सिर पर आ खडी । मेरी कोई मंद प्रारब्ध का उदय हुवा । बीना भोगे प्रारब्ध न छूटे । अब उसे हसकर भोगो चाहे रोकर ।

પોતે પ્રારબ્ધને હસીને તો ભોગવ્યું છતાંય કોઈ કોઈ વાર ઉદ્ગાર કાઢતાઃ " હું આ પ્રવૃત્તિમાં ન ફસાયો હોત તો સારું. આપણા જેવાને એ પુરુષાર્થ-પ્રારબ્ધમાં

પૂરી ગમ ન પણ પડે. તેમાં આવા અનુભવી પીઢ મહાત્માના વિરોધાભાસી બોલ કંઈક વિમાસણમાંય મૂકી દે. પૂજ્યશ્રીના અંતરમાનસના વિચારો પકડવાનું કામ કપરું હતું છતાંય આ દુઃખમૂલક અને દુઃખ-ઉત્પાદક પ્રવૃત્તિના પ્રેરક બળ પર પોતાના તરફથી કોઈ કોઈ વાર મળેલાં સૂચનો એકઠાં કરીને કોઈક તારવણી કાઢીએ તો કહી શકાય કે પ્રભુશ્રીને થોડાક સ્વાનુભવના અને એને પૂરક બીજા થોડાક પરાનુભવના અસરકારી આઘાતો—આંચકાઓ લાગ્યા હતા, જેણે એમને પ્રવૃત્તિમાર્ગમાં ઉતાર્યા.

પૂર્વે કહ્યું તેમ પ્રભુશ્રીને કુંભમેળાની પ્રવૃત્તિથી થાક લાગતો. વળી વયોવૃદ્ધ પણ થતા લાગ્યા. અમુક સ્થળે પૂરો આરામ મળી રહેશે એમ માની ત્યાં ગયા તો કમનસીબે તે હમેશ મળી રહેતું સ્થળ રોકાયેલું હતું. બીજા સગવડવાળા સ્થળની ભક્તજનોએ તપાસ કરી. માલિકે કંઈક આનાકાની બતાવી. ચકોર પૂજ્યશ્રીને કડવો અનુભવ થયો. જેવી મળી આવી તેવી બીજી જગ્યાએ વ્યવસ્થા કરાઈ પણ એ બહુ અનુકૂળ સ્થાન નહોતું. ગમે તે પ્રકારે નિભાવી લેવું પડયું.

બીજી વાર બીજા એક એવા જ કડવા અનુભવની આવૃત્તિ થઈ. સેવામાં તત્પર રહેનારા એક સેવકના પસંદગીના સ્થાનની ધારણા નિષ્ફળ ગઈ. જરૂરી સમયે પૂજ્યશ્રીની પધરામણી ન કરાવી શકાઈ. તેમની આરામદારી ખોરવાઈ ગઈ. આ એક બીજો જબરો આંચકો પૂજ્યશ્રીને અનુભવવો પડયો.

ઉપરાંત સારા સારા સંતમહાત્માઓને વેઠવી પડતી મુશ્કેલીઓ સાંભળી પૂજ્યશ્રી ખિન્ન થતા રહ્યા. અનેક મુખે સાંભળ્યું : "અવધૂતજી, ભિક્ષા માગવામાં વિચિત્ર અનુભવો મળવા લાગે છે. સારા પ્રતિષ્ઠિત લાગતા પુરુષોના મકાનમાંથી જાકારો મળે. કોઈ પતિપત્ની ખુરશીમાં બેઠાં બેઠાં હાથના ઇશારાથી હાંકી કાઢે. કોઈ સામી દૃષ્ટિ કર્યા વિના નોકરને હુકમ કરે કે હકાલી દે એ ભિખારીને, અને કોઈ કોઈ તો પાળેલા કૂતરા પણ દોડાવે, શેરીશેરીએ ભટકતાં માંડ માંડ ભિક્ષા મળે ત્યારે ખરે બપોરે જવું પણ ક્યાં? ન કોઈ વિશ્રામનું સ્થાન, ન ક્યાંય એકાંત જગ્યા. મઠમંદિરમાંથી પણ પરોક્ષ–અપરોક્ષ રીતે બિનઆવકારી આવકાર મળે. જનસમુદાયથી દૂર ન કોઈ ભજનલાયક સ્થળ. કદાચ મળે તો સ્વાર્થી—સકામી લોકો ઘેરી વળે. પૈસા કેવી રીતે મળે તેવી આડીતેડી વાત ઉપાડે. પૂજ્યશ્રીએ આવતા કાળનાં એંધાણો પારખી લીધાં.

એમણે ઊંડા વિચારપૂર્વક પ્રવૃત્તિ આદરી. ગમે તેટલી તકલીફ વેઠવી પડે તો વેઠી લેવી પણ સ્વતંત્ર સ્થાન થવું જોઈએ એ નક્કી કરી લીધું. આશ્રમ પર આશ્રમ અને તે એકેકથી ચડિયાતા બનતા ગયા. ઉઘરાણું તો કર્યું નહીં. આકાશી વૃત્તિએ અને ઈશ્વર ભરોસે શરૂઆત કરી તેમાં કુંભમેળામાંના બચેલા પૈસાનો ઉપયોગ પણ થતો ગયો. પાછળથી ભકત લોકોએ યથાશકિત યથાભક્તિ સહર્ષ સહાય કરી.

ચર્યા

કુંભમેળાએ એમની એક પ્રકારની કીર્તિ ફેલાવી હતી. આશ્રમનાં સૌંદર્ય, કળાપૂર્ણ રચના અને આતિથ્યસત્કારે કોઈ જુદી સુવાસ ફેલાવી. પોતે રહેતા હોય ત્યારે દરરોજ ચાલીસ પચાસ વ્યકિતઓની રસોઈ થાય. પુર્ણિમા, અમાસે પાકી રસોઈ પીરસાય અને સ્થાનિક ભકતમંડળ સહિત સિત્તેરથી એંસી વ્યકિતઓ તેનો ઉપયોગ કરતા હોય. આવનાર મહેમાન માટે તેની યોગ્યતાનુસાર સરસ ભોજન બનાવાય તો પર્વના દિવસો ખાલી કેમ જાય ? મહાશિવરાત્રીએ મોટો ભંડારો થાય. ગુરુપૂર્ણિમાએ અને કાર્તિકી પૂર્ણિમા એટલે એઓશ્રીના જન્મજયન્તીના દિવસે ખુલ્લો ભંડારો થાય. તેમાં શ્રીમંતથી રંક સુધીનાં પાંચથી સાત હજાર નાનામોટાં સ્ત્રીપુરુષો ભેગાં મળી વિરાટ સુખે ભોજન કરે. સંતમહાત્મા- ઓની અવરજવર થયા કરે અને જ્ઞાનલહાણીઓ વહેંચાતી રહે.

ટૂંકમાં પ્રભુશ્રીની પ્રવૃત્તિ વરસે વરસે વધતી જાય અને નવે નવે રૂપે પ્રગટ થતી રહે. કોઈ નવો આગન્તુક આશ્ચર્યયુકત સ્વરે બોલી ઊઠે : મહારાજશ્રીએ કામધેનુ તો નથી બાંધી ? નહીં તો આટલો બધો વૈભવ એમને મળે શી રીતે ? ખુદ એમના અંતેવાસી ભકતો અને પૈસા આપનાર શ્રીમંત વર્ગને પણ શંકા પડતી કે મહારાજશ્રીને આ બધો પૈસો કયાંથી મળતો હશે ? પોતે કોઈ કીમિયાગર તો નથી ને ?

મહારાજશ્રી રહેતા પણ ઘણા પૂરા ઠાઠથી, છતાં રહ્યા જલકમલવત્, અલગના અલગ. દર કુંભમેળા પ્રસંગે એમને માટે જરીનો પોશાક બનતો. જરીની અલફી, તેની તે જ રંગની ટોપી (મુગટ) અને તેવા જ સમરંગી અને સંવાદી જોડા અને મોજાંમાં સજ્જ થયેલ પ્રભાવશીલ, સુંદરકાય, અત્તરના સુવાસથી મધમઘતા મહારાજશ્રી જ્યારે હાથમાં મોરો શોરો લઈને બહાર નીકળતા ત્યારે એમ લાગતું કે આ ભૂલોકનો કોઈ રાજર્ષિ છે કે સ્વર્ગલોકનો દેવર્ષિ ? સાધુ ... એમનું ઓર માન રહેતું તો ભક્તમંડળ અને ગૃહસ્થોનું તો પૂછવું

જ શું ? ઋતુઋતુના રંગઢંગ પ્રમાણે મહારાજશ્રીના રોજના પોશાક પણ બદલાય. અનેક રંગની રેશમી કફનીઓ અને ટોપીઓ, સાથે તે જ રંગનાં મોજાં અને જોડા, વળી શિયાળાની ઠંડી માટેની ભાતભાતની ગરમ કફનીઓ અને ટોપીઓ તેમજ ઉનાળાના તાપમાં પહેરવાની અનેક મલમલિયા કફનીઓ પહેરાતી અને ઊતરાતી. કપડાં એઓશ્રીને શોભાવે તે કરતાં એઓશ્રી કપડાંને વધુ શોભાવતા. શોભાનો લહાવો લઈ કફનીઓ થોડે થોડે દિવસે ઊતરતી જતી અને સંતમહાત્માઓમાં વહેંચાતી જતી એટલે ભક્ત લોકો તેને સ્થાને નવી લાવી દેતા. સ્નાન માટે સુગંધી સાબુ આવતા. અત્તરની શીશીઓનો તો ભરગાળો રહેતો. ભાતભાતની અગરબત્તી અને ધૂપની સુવાસથી પૂજ્યશ્રીનો બેસવાનો ઓરડો સુવાસિત રહેતો. કમરામાંનાં ટેબલ, ખુરશી, સોફાસેટ, ગાલીચા, તકિયા વગેરે રાચરચીલું રાજશાહી દરબારનું ભાન કરાવતા. સુરતમાં તો ભક્ત સેવકે મૂકેલો રેડિયો મહારાજશ્રીને ફુરસદને સમયે સંગીત સુણાવ્યા કરતો. છેવટના ભાગમાં તો એ કમરામાં એમના એક મૂક સેવાભાવી શ્રીમંત શિષ્યે ઍર–કન્ડિશન સામગ્રી મુકાવી આપીને એઓશ્રીની આરામીમાં અછત પડતી કોઈ પણ સુખસામગ્રી પૂરી કરી આપવાની ખાતરી આપી હતી.

પ્રવૃત્તિની પરાકાષ્ટા પણ સુરતના ભાગ્યમાં નિહાળવાની મળી. દશેક વર્ષ પૂર્વે કુંભમેળામાં પૂજ્યશ્રીને જરૂર હતી તેના ચક્ર અને શાહી કરતાં ઘણા વધારે પૈસા મળ્યા એટલે તે બચત પડ્યા. મહારાજશ્રીને સંકલ્પ થયો કે એક મહારુદ્ર કરાવવો. વ્યવસ્થા થઈ ગઈ અને સાકોરી આશ્રમનાં પૂ. શ્રી ગોદાવરી માતા કે જેઓની પૂજ્યશ્રી માટે ઘણી માયામમતા હતી અને છે, તેઓએ વેદોક્ત વિધિએ કામ કરવાનું સ્વીકાર્યું. એક વિશાળ યજ્ઞમંડપ ઊભો કરાયો. હજારો માણસ સુખપૂર્વક બેસી શકે અને જોઈ શકે તેવી વ્યવસ્થા થઈ. તેમને રહેવાની, ભોજન વગેરેની પણ વ્યવસ્થા કરાઈ, ઠેર ઠેર વીજળીના દીવા ગોઠવાયા અને પાણીના નળ બેસાડાયા. પૂ. ગોદાવરી માતાજીના અધ્યક્ષપણા નીચે તેઓના આશ્રમની કુંવારી કન્યાઓના સુમધુર શુદ્ધ વેદમંત્રોચ્ચારથી વાતાવરણ ગૂંજી રહ્યું. જે ભાવથી અને તલ્લીનતાથી તેઓ આરતી ગાતાં તે સાંભળી શ્રોતાવર્ગ મુગ્ધ થઈ જતો. રેડિયો અને ધ્વનિવર્ધક યંત્રોની વ્યવસ્થાને લીધે પૂરી શાન્તિ જળવાઈ રહેતી.

પંદરેક દિવસ સુધી મહારાજશ્રીનો આશ્રમ નંદનવન સમો બની રહ્યો અને એ સ્થાન છોડતી વેળા હરકોઈનું હૃદય ભરાઈ આવતું, યજ્ઞની પૂર્ણાહુતિ

લગભગ પંદર હજાર મનુષ્યો-મહેમાનોના ભોજનવિધિથી થઈ. ઈશ્વર વિરાટ રૂપે જમી ગયો. અંત વિભાગની પ્રવૃત્તિ હજુ બાકી રહી. પૂજ્યશ્રીની શાહી (સવારી-છડી) નીકળી. રામપરાની ભક્તમંડળીએ વ્યવસ્થા કરવામાં કમાલ કરી. જાણીતા હંસબાગથી સવારી નીકળી. રામપરામાં થઈ મોટે રસ્તે કિલ્લાના મેદાન આગળ પૂરી કરવાનું નક્કી થયું. સ્વયંસ્ફુરણાથી લોકોએ રસ્તા પર ઠેર ઠેર કમાનો ઊભી કરી, વચ્ચે વચ્ચે વાવટાતોરણો બંધાયાં અને જોનારાઓની ઠઠ જામી. મહારાજશ્રી હંસદેવજી કળાત્મક રીતે શણગારેલી મોટર ટ્રકમાં ઊંચે આસને મોટા રાક્ષસી કદના "હંસ" પર સર્વ કોઈથી દર્શન થઈ શકે તેવી રીતે બેઠા. પાછળ ખુલ્લી મોટરોમાં પૂજ્ય ગોદાવરી માતાજી, તેમના આશ્રમની વ્યક્તિઓ અને સંતમહાત્માઓ બેઠાં. ધીમે ધીમે હર્ષનાદ અને જયનાદ ઝીલતી અને કોઈ કોઈ સ્થળે ફૂલમાળા, કલગી સ્વીકારતી એ સવારી આગળને આગળ ચાલી. ટેઈપ-રેકર્ડ કરનારે સવારીનાં દશ્યો રેકર્ડ કર્યાં. સુરત શહેરમાં આવું અપૂર્વ દશ્ય ભાગ્યે જ જોવામાં આવ્યું હતું.

પણ આ હતી સવારી કોઈ ત્યાગી વૈરાગી મહાત્માની કે દિગ્વિજયી રાજા-મહારાજાની? આવી શંકા સ્વાભાવિક રીતે ઊઠે અને કેટલાયના મનમાં ખુદ મહારાજશ્રીની સેવામાં રહેનારાના મનમાં પણ એ શંકા ડોકિયું કરી ગઈ. પણ પૂજ્યશ્રીના અંતરંગ જાણનારી થોડીક વ્યક્તિઓ એને પૂજ્યશ્રીની એક લીલાના રૂપમાં જોતી હતી. તેઓ શાંત પ્રસન્ન ચિત્તે જોઈ રહ્યા હતા કે એઓશ્રી હતા મહા-આત્મા, રાજાઓના રાજા-મહા-રાજ, ભક્તના ભગવાન-રાજારામ અને અનુભવી સંતમહાત્માઓના લાટરાજા અને હર હાલતમાં એકરસ-એકરૂપ રહેનારા મહાપુરુષ હંસદેવ અવધૂત.

અનુભવીની ગત અનુભવી જાણે. પૂજ્યશ્રીને એમના ખરા રૂપમાં જોવાને-સમજવાને તો જોઈએ છે દિવ્યચક્ષુ; ચર્મચક્ષુ ત્યાં કામ ન લાગે. ગમે તેવી પ્રખર બુદ્ધિ પણ એમને પકડવાને માટે વામણી થઈ પડે. બિનઅનુભવી જીવો પૂજ્યશ્રી જેવાની અગમ્ય રીતિનીતિનાં ટીકા-ટીપ્પણ કરે તો તેમનો શો વાંક કહાય?

સવારી કાઢવામાં પૂજ્યશ્રીનો વિચાર કોઈ માન-અકરામ લેવાનો નહોતો. માન લેવાના અનેક રસ્તાઓ એમને માટે ખુલ્લા હતા. પણ તેઓ તે રસ્તે નહોતા જતા. એવું માન લેતાં પોતે સંકોચ અનુભવતા. શાહી માટેનો એઓશ્રીનો

શુદ્ધ હેતુ એ હતો કે લોકોમાં ઈશ્વર તરફ પ્રેમભાવના જાગ્રત થાય યા તો વૃદ્ધિંગત થાય. વળી ઈશ્વરના હાથમાં પોતાનું જીવનસુકાન મૂકનારને ઈશ્વર ધારે તો ક્યાં સુધી ચડાવે તેનાય સંસ્કાર પાડવાનું પ્રયોજન હશે. આખરે તો મુક્તિસ્થાન મેળવ્યા પછી જ ભુક્તિસ્થાન શોધે એ વિચાર પણ જગવવા હશે. શ્રીની શોભા સરસ્વતીથી થાય.

પૂજ્યશ્રીના કાને વિરોધી સૂરના રણકા પડતા પણ તેને તેઓ હસી કાઢતા. એઓશ્રીની વણજાર તો પોતાને રસ્તે ચાલ્યે જતી. કોઈ નિરાંતને સમયે ખુશ-મિજાજમાં હોય ત્યારે સચક જવાબ આપતા :

" मच्छली कब सोती है सो तो मच्छली बनकर देखो। "

એક દર્ષ્ટાંતમાંના પૂરા પહોંચેલા સંતમહાત્માના શબ્દો દ્વારા કહેતા કે વખાણે તેના મુખ પર ધૂળ અને વખોડે તેના મુખ પર પણ ધૂળ બીજાની બુદ્ધિ પર ચાલે તેના હાલહેવાલ થાય. તે ગૂંચવાઈ જાય. આ વિધાનની પુષ્ટિ માટે એઓશ્રી એક બીજું રમૂજી દર્ષ્ટાંત આપતા :

એક વાર મહાદેવજી વૃદ્ધ રૂપ ધારણ કરીને અને પાર્વતીજી સુંદર રૂપવાળી યુવતી બનીને નંદીને આગળ કરી પાછળ પાછળ ચાલતાં થયાં. રસ્તામાં લોકોનું એક ટોળું મળ્યું. કહેવા લાગ્યું કે, " આ કેવા મૂર્ખ લોકો છે ! નંદી છે છતાં કોઈ એના પર બેસતું નથી ! " મહાદેવજી પોઠિયા પર સવાર થયા. થોડે આગળ ચાલ્યા એટલે બીજા એક ટોળાએ મશ્કરી કીધી : " ડોસો કેવો સ્વાર્થી છે ! જુવાન સ્ત્રી ચાલે અને એ મોજથી સવારી કરતો જાય ! " હવે એની એ વાત અને એવી જ મશ્કરી. પાર્વતીજી નંદી પર બેઠાં તો બેશરમ સ્ત્રીનો ઇલ્કાબ મળ્યો. બન્ને સવાર થયાં તો ક્રૂર અને નિર્દય ગણાયાં.

---

## ૭. કેવા હતા ?

મહારાજશ્રી એક મનમોજી સ્વતંત્રમિજાજી મહાત્મા હતા. એમનાં વાણી અને વર્તનમાં કોઈક વાર અગમ્ય વિરોધાભાસ લાગતો પણ તેઓ કદી યે લક્ષ્યભ્રષ્ટ થયા નથી. એક નિર્ણય કરી લીધો તો પછી તેમાંથી તેઓ પીછેહઠ કરતા નહીં, ભલેને તેમાં ગમે તેટલી તકલીફ આવી પડે. વાઘનો દાખલો આપી

તેઓ સૂચવતા કે કૃતનિશ્ચયી પુરુષ કામ પાર પાડ્યે જ છોડે. વાઘ સામે-પારનું નિશાન બાંધી નદીમાં કૂદી પડે. પાણીનો પ્રવાહ જરા આગળ ખેંચી જાય તો તે પાછો ફરે અને ફરી પાછો નદીમાં પડે; લક્ષ્યસ્થળે સીધો ને સોંસરો પહોંચે જ પહોંચે.

પૂજ્યશ્રી વિવિધ પ્રવૃત્તિમાં કેમ અને કેવી રીતે ખેંચાતા ગયા તેનું દિગ્દર્શન પૂર્વે કરવામાં આવ્યું છે. પ્રારબ્ધપ્રધાન પ્રવૃત્તિ કે નિવૃત્તિને અપનાવતી રહી. જ્ઞાની અને અજ્ઞાનીઓની પ્રવૃત્તિઓનાં બાહ્ય સ્વરૂપો તો એક સરખાં લાગે. પણ તેઓના દૃષ્ટિભેદમાં આસમાનજમીનનું અંતર હોય છે. એકની પ્રવૃત્તિમાં કે કર્મમાં પણ નિવૃત્તિ કે અકર્મ છે. બીજાની નિવૃત્તિમાં પણ પ્રવૃત્તિ છે. એક બંધનમુક્ત છે. બીજો બંધનયુક્ત છે. પૂજ્યશ્રી પ્રવૃત્તિની ટોચે પહોંચ્યા છતાં નિર્લેપ, નિરાકારી રહ્યા અને તળેના શાસ્ત્રવચનના સાક્ષીભૂત થયાઃ

विकारहेतौ सत्यपि येषां चेतांसि न विक्रियन्ते त एव धीराः ।

( વિકાર ઉત્પન્ન કરે તેવું કારણ ઉપસ્થિત થાય છતાં પણ જેમનાં ચિત્ત વિકાર પામતાં નથી તે જ ધીર-સંત પુરુષો છે. )

ઘરનાં સુખસામગ્રી–સમૃદ્ધિને ઠોકર મારનાર, કાંચનકામિનીનાં પ્રલોભનોનો તિરસ્કાર કરનાર બાળબ્રહ્મચારી, તપતેજથી દોષને દગ્ધ કરનાર વીર તપસ્વી, સકળ ઇન્દ્રિયોને બ્રહ્મચારી બનાવી બ્રહ્મમાં અને બ્રહ્મનો વિચાર-આચાર-પ્રચાર કરનાર બ્રહ્મસ્થ મહાત્મા કોઈ બન્ધનમાં ફસાય ખરા ? સાધન દશામાં સ્થિર થયેલ–રહેલ ઊર્ધ્વરેતા મહાપુરુષ સિદ્ધ દશામાં અસ્થિર થાય ખરા ? વિવેક અને વૈરાગ્યનાં તલવાર–ઢાલરૂપી હથિયારો તેમનું હરહંમેશ રક્ષણ કરતાં રહ્યાં હતાં.

સદા જાગતને શી રીતે સ્વપ્નું આવે ? તેઓ વારંવાર યાદ કરાવતા કે માબાપે આપેલું કલ્પિત નામ જ્યારે સ્વપ્નમાંયે ભુલાતું નથી-તેને ગોખવું પડતું નથી ત્યારે જેની દિવ્ય દૃષ્ટિ ખૂલી ગઈ છે અને જેને ખરું નામ હાથ લાગી ગયું છે તેની તેને સદા સ્મૃતિ બની રહે તેમાં શી નવાઈ ?

આપણા મહારાજશ્રી આવા જાગરૂક પુરુષ હતા. તેઓ યોગભ્રષ્ટ હતા. પૂર્વજન્મે મદાલસા જેવી કોઈ દયાળુ માતાએ એમને તળેના શ્લોકનો પાઠ ભણાવ્યો હતો કે જેનો તેઓ વારંવાર ઉલ્લેખ કરતા હતા. તેઓ તો તેમનો

અધૂરો રહેલો યોગ પૂરો કરવા આવ્યા હતા. યોગ પૂરો થયો. સિદ્ધિ મળી ચૂકી. જીવનલક્ષ્ય સિદ્ધ કરી લીધું. લીલા સંકેલી લીધી પછી ગયા તે ગયા. છુપાઈ ગયા. સંદેશો મૂકતા ગયા કે મને શોધી કાઢવાની ચાવી ખોળી કાઢો :

મદાલસાનું હાલરડું

शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि ।
संसारमायापरिवर्जितोऽसि ।
संसारस्वप्नं त्यज मोहनिद्रां ।
मदालसा वाक्यमुवाच पुत्रम् ॥

(તું તો શુદ્ધ, બુદ્ધ, નિરંજન, માયારહિત છે. સંસારરૂપી સ્વપ્નને અને મોહરૂપી નિદ્રાનો ત્યાગ કર અર્થાત્ તારા સ્વ-સ્વરૂપમાં જાગી ઊઠ.)

મહારાજશ્રી આવા સ્વ-સ્વરૂપસ્થિત મહાત્મા હતા. તેઓની બધી પ્રવૃત્તિઓ આત્મલક્ષી-ઈશ્વરાભિમુખી હતી. પોતે શ્રીમુખે આપેલ દૃષ્ટાંતમાંના બેડુ જેવા કાચા નહોતા. રાજાને પ્રસન્ન કરી એક ગાડું ઘાસ માગે એવા બેઅક્કલ નહોતા અથવા તો હીરામાણેકની ખાણ છોડી કોલસા, ત્રાંબુ, રૂપું અને સોનાની ખાણમાં અટવાઈ ગયેલા અધીરા અને કાચી અક્કલવાળા મૂર્ખ નહોતા. તેઓ તો 'मुए पीछे ज्यौं जावना है त्यौं जीवता क्युं न जाईयेजी ।' (મર્યા પછી જ્યાં જવાનું છે ત્યાં જીવતા કેમ ન જઈએ ?) એ ઉક્તિ અનુસાર જીવતા છતાં મૃત્યુની પારના અમરત્વને પામી ચૂકેલા જીવનમુક્ત મહાત્મા હતા. જીવનમુક્તની ચર્યા જીવનમુક્ત જ પિછાની શકે. विद्वान् एव विजानाति विद्वत्-जनपरिश्रमम् ॥ (વિદ્વાન જ વિદ્વાનનો પરિશ્રમ જાણી શકે.)

પ્રખર પંડિતશ્રી ઓંકારમુનિજીએ જ્યોતિષના આધારે સિદ્ધ કર્યું છે કે શ્રીહંસદેવ અવધૂતજીમાં એક સિદ્ધ યોગીનાં લક્ષણો હતાં. મહારાજજીના નિર્વાણ ઉત્સવ નિમિત્તે પધારેલ ખ્યાતનામ મહાત્મા શ્રી ગંગેશ્વરાનંદજી, શ્રી ગણેશદાસજી અને શ્રી ઓંકારમુનિજીનાં પ્રવચનોનો પ્રધાન સૂર એક જ હતો કે મહારાજશ્રી હંસદેવજી તો સાધુસમાજની એક વિચિત્ર વિભૂતિ-મહામૂલું ધન હતા. તેમણે ધન્ય મનુષ્યજીવન જીવી જાણ્યું અને જીવી બતાવ્યું.

પ્રજ્ઞાચક્ષુ પંડિતજી શ્રી ગંગેશ્વરાનંદજી મહારાજને ઓળખાવવા પડે એમ નથી. એઓશ્રીનો ઘણાંને અંગત પરિચય છે. એ બાળ જેવા કોમળ, નિર્દોષ સ્વભાવના, વિદ્વાને વિનયથી શોભાવનારા અને પરોક્ષ જ્ઞાન મેળવી જાણે

કે પ્રત્યક્ષ અનુભવજ્ઞાનમાં ડૂબતા અને જીવનમુક્તિનો આનંદરસ પીતા ન હોય એવા શાંત ગંભીર સ્થિતપ્રજ્ઞ, એ મહાત્મા મહારાજશ્રીના નિર્વાણ નૈમિત્તિક ઉત્સવમાં પ્રેમપૂર્વક હાજરી આપે, પૂજ્યશ્રીના શિષ્ય, સેવક, ભક્ત અને પ્રશંસક જનસમૂહને ધીરજ બંધાવે, સલાહ, સૂચન, માર્ગદર્શન આપે અને સાધુશિષ્યોને આશ્રમની ઉન્નતિને પંથે મૂકવામાં સંપૂર્ણ સહકાર આપવાનો ખરા દિલનો પ્રસ્તાવ મૂકે અને એ પ્રસ્તાવમાં શાંત, સૌમ્ય, ઔદાર્યમૂર્તિ વિદ્વાન મહાત્માશ્રી ગણેશદાસજી અને સ્વમાની, તેજસ્વી, સાધનાસંપન્ન, ગૌરવશીલ, દઢનિશ્ચયી, લબ્ધપ્રતિષ્ઠ પ્રજ્ઞાચક્ષુ પંડિત મહાત્મા શ્રી ઓંકારમુનિજી પોતાના સંવાદી સૂર મિલાવે ત્યારે પૂજ્યશ્રીનાં માનમહત્તામાં કોઈ અનેરો વધારો થાય છે અને આશા રહે છે કે પૂજ્યશ્રીના સેવક શિષ્યો તેનો લાભ ઉઠાવશે. ભાવિ ઈશ્વરને હાથ.

પૂજ્યશ્રી કેવા હતા એનું તારતમ્ય કાઢીએ તો તેઓ સર્વ રસના સમરસ શાન્ત, સૌમ્ય–શીતળ રસની બનેલી સરસ મૂર્તિ હતા, જેમાંથી વિનોદી મીઠી વાણીના ફુવારા ઊડતા અને આંખ અને કાન બન્નેને શીતળ કરતા. તેમાંથી કોઈક વાર ગમે તે કોઈ એક રસનો કણ સરી પડતો. પણ તે તો તેઓ ધારે ત્યારે જ તેને હેતુપૂર્વક સરવા દેતા. वसुधैव कुटुम्बकम् વાળું સાધુસૂત્ર તેમણે ચરિતાર્થ કર્યું હતું. કેટલાયના તેઓશ્રી મા, બાપ, ભાઈ, ભાંડુ, સુહૃદ, સ્નેહી બન્યા અને તેમની ઇચ્છા સંતોષી. ગરીબના બેલી, દુઃખિયારાને દિલાસા દેનાર અને માર્ગ ભૂલનારને માર્ગ બતાવનાર એવા સાચા રાહબર તેઓ નીવડ્યા છે. રોગપીડિતોને આશરો આપ્યો. ભૂખ્યાંને અન્ન, નવસ્ત્રાંને વસ્ત્ર, તરસ્યાંને પાણી અને જ્ઞાનભૂખ્યાંને જ્ઞાન આપ્યાં છે, જેમાં ઉપકારનો ભાર નહોતો અને પ્રત્યુપકારની આશા નહોતી. પ્રભુએ આપેલ વસ્તુ પ્રભુ નિમિત્તે વપરાતી. આપનારમાં આપવાનું અભિમાન નહોતું. પોતે સ્વ–સ્વરૂપમાં સ્થિત રહી સ્વાભાવિક રીતે આવશ્યક ક્રિયા કરતા. તેમનામાં શિલ્પકાર બ્રહ્માજી, ધ્યાનસ્થ શંકરજી અને શેષશાયી વિષ્ણુ ભગવાનનાં જુદે જુદે સમયે દર્શન કરવાનાં મળતાં. એક સાધુ પુરુષના શબ્દોમાં કહીએ તો તેમનામાં રામચંદ્રજીની મર્યાદા હતી તો શ્રીકૃષ્ણચંદ્રનાં બાજીગરી અને સ્વૈરવિહાર હતાં.

એક રમૂજી મહાત્માની પૂજ્યશ્રીના દર્શનાર્થે જનાર પોતાના મારવાડી શિષ્યને વિનોદભરી વાણીમાં આપેલી ચેતવણી યાદ રાખવા જેવી છે :

"સંભાળ રાખજે. હંસદેવજી તો પકકા ઇન્દ્રજાળી જાદુગર છે. એની જાળ–જાદુગરીમાં ફસાતો નહીં. દર્શન કરી વહેલો પાછો ફરજે."

પૂજ્યશ્રીના એક પ્રેમીએ એક સમયે હાસ્યવિનોદ કર્યો: "મહારાજજી, આપ તો જાણે અમીરના ફકીર જેવા લાગો છો." તેઓએ જરા હસીને સુધાર્યું: "એમ કહે કે મહારાજ અમીર ફકીર છે." પૂજ્યશ્રીએ ફકીરીમાં અમીરી ગુણ દાખવ્યા છે અને અમીરી રુઆબમાં ફકીરીને દીપાવી છે. બહારનો દેખાવ કે કપડાંલત્તાં ખરા ફકીરને ઢાંકી શકે નહીં, છુપાવી શકે નહીં. ફકીર ફકીર જ રહે છે. ભક્તબીજ પલટે નહીં. પોતે તળેનું સુભાષિત ચરિતાર્થ કર્યું હતું:

संत बडे परमार्थी शीतल जाको अंग ।
तपत बुझावे औरकी दे दे अपना रंग ॥

પૂજ્યશ્રીનો અમીરી ઠાઠ જોઈ ઘણા ભ્રમમાં પડ્યા છે ગૃહસ્થો તો ભૂલે પણ કેટલાક કાચા બિનઅનુભવી સાધુઓ ભૂલ કરી બેસતા કે સંતમહાત્મા તે વળી આવા દરબારી ભભકામાં રહી શકે ખરા? એમને શી રીતે વંદનીય મહાત્મા ગણી શકાય? એમનાં જ્ઞાન અને અનુભવ પ્રામાણ્ય કેની રીતે મનાય? પૂજ્યશ્રીને આવી ટીકા સંભળાવવામાં આવતી ત્યારે તેઓ ગણગણતા:

हाथी चलत है अपनी मौजमें
कुत्तर भुकत थाकु भुकने दे
तुं राम सुमर जग लडने दे ॥

વળી એક અનુભવસૂત્ર કહી સંભળાવતા: "મૂરખની ઉપેક્ષા કરવી." જે અંતરમાં છે તે જ આખરે તો બહાર આવે ને? સત્યને અસત્ય માનો સમય ઢાંકી રાખી શકે નહીં. ખુલ્લો વહેવાર કરો."

શ્રી કનૈયાલાલ મુનશીએ એમના Bhavan's Journal નામે પાક્ષિકમાં પૂજ્યશ્રીના સમગ્ર જીવતને આવરી લેતી એક સંક્ષિપ્ત પણ ભવ્ય શ્રદ્ધાંજલિ આપી છે. તેમાંનું એક સરસ વાક્ય કહે છે કે મહારાજશ્રી "as well integrated Personality—" મહારાજજી એક પૂરા-પૂર્ણ માનવ હતા અર્થાત્ તેમનામાં શરીર, મન અને આત્માના વિકાસનો સુંદર મેળ હતો. બીજી રીતે કહીએ તો તેઓ "सत्यं शिवं सुन्दरम्"નું વ્યક્ત રૂપ હતા. (વિગત માટે વાંચો ઉપરના પાક્ષિકના ૨૪મી જુલાઈ અને બીજી ઑક્ટોબર ૧૯૬૦ના અંક)

પૂજ્યશ્રી જેવા મહાત્માને ધ્યાનમાં લઈને કદાચ ગુજરાતના એક સંસ્કૃતિ-પ્રેમી કવિએ ગાયું હશે :

ચોખ્ખાં મારાં આંગણાં, ચોખ્ખા મારા હાથ,
ચોખ્ખા મારા હૃદયમાં, રહે જગતનો નાથ.

પૂજ્યશ્રીના સંબંધમાં એ બયાન અક્ષરશઃ ખરું પડે છે : તેમનાં આંગણાં, આશ્રમનાં મકાન, ચોગાન, રસ્તા અને શરીર (શરીર પણ આત્માની નજરે આંગણું ગણાય) અને તેના પરનાં કપડાં આંખને ઊડીને વળગે એવાં સ્વચ્છ રહેતાં. હાથ (મનસહિત બધી ઇન્દ્રિયો) નિર્મળ, નિષ્પાપ, સ્વચ્છ હતા અને એમનું હૃદય પણ મળવિક્ષેપ અને અજ્ઞાનરહિત શુદ્ધ સ્વચ્છ હતું. આવા શુદ્ધ હૃદયમાં જગતનો નાથ–ઈશ્વર–આત્મા–પરમાત્મા પ્રગટ થાય, હંમેશને માટે રહે. ગીતાજી કહે છે "सत्त्वात् संजायते ज्ञानम्" સત્ત્વમાં શુદ્ધ જ્ઞાન–પ્રત્યક્ષ જ્ઞાન–ઈશ્વરદર્શન થાય છે. [શુદ્ધ મનને સત્ત્વ કહેવાય છે.]

પૂજ્યશ્રી તો સ્વચ્છતાની મૂર્તિ હતા. એમનું સ્વચ્છ શરીર નિર્લેપ, નિર્મલ, નિર્વિકાર, નિરંજન આત્માનું પ્રતિબિંબ પાડતું. સ્વચ્છતા એ બ્રહ્મનું રૂપ છે. એટલે પૂજ્યશ્રી તો બ્રહ્મનું સગુણ, સાકાર, વ્યક્ત રૂપ હતા. એઓશ્રીની હરકોઈ શારીરિક, માનસિક, વાચિક પ્રવૃત્તિમાં સ્વચ્છતા તરી આવતી. આહારશુદ્ધિથી માંડી હરકોઈ બીજા પ્રકારની શુદ્ધિ–સ્વચ્છતા માટે પોતે પૂરો આગ્રહ રાખતા. શ્રુતિ પણ સમર્થન કરે છે કે :

आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः ।
स्मृतिलाभे सर्वग्रन्थीनां विप्रमोक्षः ॥

[ આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ થાય. સત્ત્વશુદ્ધિથી કાયમની સ્મૃતિ બની રહે અથવા આત્મા, પરમાત્મા, ઈશ્વર બ્રહ્મની સહજ સ્મૃતિ બની રહે. પરિણામે અજ્ઞાનની બધી ગાંઠો છૂટી જાય, નિત્ય મુક્તિ – નિત્ય શુદ્ધિ થાય. ]

---

## ૮. ઉમ્મર-નિર્ણય

ગુજરાતમાં એઓશ્રી પધાર્યા ત્યારે એમની ઉમ્મર કેટલી લાગતી એવો એક ભાઈએ પ્રશ્ન કર્યો. એનો શો જવાબ આપી શકાય ? અનુમાન કરવું

રહ્યું, કારણ કે તે વખતે એઓશ્રીમાં અગ્નિની ઉષ્મા, સૂર્યની તેજસ્વિતા અને ચંદ્રની શીતળતા જોવા મળતી. અગ્નિ ટાઢ તો ઉડાડે પણ બાળે તેવી બીતિ લાગતી. પૂર્ણ જ્ઞાનનો પ્રકાશ ચમકારા મારતો અને પાસે આવનારને શીતળતા—ઠંડક મળતી. એઓ પ્રભાવશીલ લાગતા અને કોઈ પણ વ્યક્તિ એમના તેજમાં અંજાતી. વૈરાગ્યની છાયા ચહેરાને ગંભીર બનાવતી. એ સમયે એમની ઉમ્મર કેટલી હશે એ યથાર્થ કહેવું કપરું છે. પોતે તો એ બાબત વિષે પ્રશ્ન પૂછવા દેતા નહીં. કોઈ ભૂલથી એવો પ્રશ્ન ઉઠાવતો તો તેને અસંગત, નિરર્થક અને કુતૂહલખોરીસમો ગણી ઉડાવી દેતા અને પ્રશ્નકર્તાને મીઠો ઠપકો આપતા કે સંતમહાત્માને તેમના પૂર્વાશ્રમ સંબંધીના પ્રશ્નો ન પૂછવા. બીજો કોઈ મહાત્મા તો તમને સત્સંગ કરતાં નથી આવડતું એમ કહી ધૂનકારી કાઢે.

એક તો પોતે ગૌર વર્ણના, ઊંચા, પ્રચંડ કાયાધારી, સુડોળ કાઠાના, નહીં બહુ સ્થૂલ કે નહીં બહુ પાતળા એવા મધ્યમ બાંધાના, બાળબ્રહ્મચારી, તપ, તિતિક્ષા, શમ, નિયમ, સંયમના તેજથી દીપતા. કસાયેલ શરીરના અને ઠંડા પ્રદેશમાં રહેનારા એટલે એમની ઉમ્મર સંબંધે અટકળ બાંધવી પણ આપણા જેવા—તેમાં વળી માયકાંગલા ગુજરાતી—માટે અસંભવિત હતું.

સયમી મનુષ્ય ૭૦–૮૦ વરસ સુધી તો જુવાન રહેવો જોઈએ, એવી એઓશ્રીની માન્યતા હતી એટલે તે આધારે અને તે માપે એમને માપીએ તો કહી શકાય કે એઓશ્રી તે સમયે ૬૫–૭૦ વરસની આસપાસના હોવા જોઈએ. ગુજરાતમાં પ્રવેશ કર્યો તે પૂર્વે એમણે સારાયે હિંદુસ્તાનનો સારો જેવો પરિચય મેળવી લીધો હતો. સિંધ–મારવાડના લોકો તો એમને બહુ સારી રીતે ઓળખતા અને આવકારતા એમ એમની વાત પરથી પ્રતીત થતું હતું. વળી દરેક પ્રાંતના રીતરિવાજ અને લોકો સંબંધે એઓશ્રી બહુ જ ઝીણવટભરી વિગતોની વાત કરતા એટલે માલૂમ પડતું કે તેઓ ભારતને ખૂણે ખૂણે, જંગલે જંગલે અને તીર્થે તીર્થે પરિભ્રમણ કરી આવ્યા હતા. તિબેટથી લામા ભારત ભાગી આવ્યા તે જે જે રસ્તે અને શહેરમાં થઈ પસાર થયા હતા તે રસ્તા અને શહેરો સંબંધે તેમને ઘણુંખરું અંગત જ્ઞાન હતું. તેઓ તિબેટ ગયેલા અને નેપાળમાં પશુપતિનાથના દર્શન માટે અનેક વાર જઈ આવેલા. કાશ્મીર પણ એકેક વાર જઈ અમરનાથના દર્શન કરી આવ્યા હતા. વળી અટક, પેશાવર, રાવલપીંડી થઈ પહાડી પ્રદેશમાં રહી કાબુલ સુધી જઈ આવેલા અને ત્યાંના હિંદુ–મુસલમાન સંબંધે રસભરી વાતો કરતા. આમ ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમનો એવો કોઈ પણ પ્રાંત કે પ્રદેશ નહોતો કે

જ્યાં તેઓ ન પહોંચ્યા હોય. ખુદ ગુજરાતમાંય ઘણી વાર વિચરેલા. સૌરાષ્ટ્રનો તેમણે ખૂણેખૂણો ખૂંદ્યો હતો. આમ કાશ્મીરથી કન્યાકુમારી અને પૂર્વ પશ્ચિમ આસામ બંગાળથી સિંધ સુધીના અનેક પ્રદેશોમાં તેઓ ફરી વળ્યા હતા અને તેમણે એ બધી યાત્રા પગરસ્તે કરી હતી.

લગભગ ૧૦–૧૧ વર્ષની ઉમ્મરે પોતે ઘર છોડેલું. જ્ઞાન મેળવવા અનેક વર્ષો સુધી અનેક સંતમહાત્માઓની સેવા ઉઠાવેલી. ૧૨–૧૪ વર્ષો સુધી અવધૂતી સ્વીકારી. ત્યાર પછી કેટલાંય વરસો સુધી દેશપરદેશમાં પર્યટન કર્યું એટલે ગુજરાતમાં પરમહંસ તરીકે પરિચયપૂર્વક આવી એક સ્થળે માસ બે માસ સુધી વાસ કરી કથાપ્રવચનનો લાભ આપ્યો તે સમયે શ્રીઓશ્રીની ઉમ્મર ઉપર નિર્દેશી છે તે પ્રમાણે ૬૫–૭૦ની હોવી જોઈએ એમાં નથી અલ્પોક્તિ કે અતિશયોક્તિ. ગુજરાતમાં લગભગ ૫૦–૫૨ વર્ષ પૂર્વે તેઓ આવ્યા હતા.

પરમહંસ પદ લીધું હતું તે રૂપે વિચરતાં વિચરતાં કલકત્તા જઈ પહોંચ્યા હતા. ત્યાં રામકૃષ્ણ પરમહંસ [ ૧૮૩૬–૧૮૮૬ ] સંબંધે સાંભળ્યું કે એ એક દેવીભક્ત હતા. આવો પરિચય મળવાથી દર્શને જવું માંડી વાળ્યું હતું. પાછળથી ખબર પડી હતી કે રામકૃષ્ણ તો તે વખતે પરમહંસ થયા હતા. આવી પાકી ખાતરી હોત તો પોતે પરમહંસને જરૂર મળત. પરમહંસ પરમહંસને મળે. આ હકીકત પણ પૂજ્યશ્રીની ઉમ્મર સંબંધે પ્રકાશ પાડે છે. પરમહંસજી આજથી લગભગ પોણોસો વર્ષ પૂર્વે શાંત થયા હતા.

સન ૧૮૫૭ના બળવા—સ્વાતંત્ર્યયુદ્ધ—સંબંધે એક પ્રસંગે વાત નીકળતાં પૂજ્યશ્રીના એક વયોવૃદ્ધ પુરાણા શિષ્યે પ્રશ્ન કર્યો : " મહારાજશ્રી, એ બળવા અંગેની કોઈ ખાસ પ્રત્યક્ષ બીના આપને યાદ છે ? " શ્રીઓશ્રીએ જવાબ આપ્યો : " બળવાની અસર તો મોટાં શહેરોમાં પ્રતીત થઈ હતી. અમારું ગામ તો શહેરથી ઘણે દૂર હતું. ત્યાં યુદ્ધના કાનોકાન ભણકારા આવતા. કોઈ ખાસ અસર ત્યાં પહોંચતી નહીં. વળી તે વખતે મારી ઉમ્મર પણ નાની હતી.

અત્રે એ યાદ રાખવું જરૂરી છે કે પૂજ્યશ્રીના કહેવા પ્રમાણે તે સમયનાં ૧૨–૧૪ વરસનાં છોકરાં નિર્લેપ, નિષ્પાપ બાળકો લેખાતાં. પૂજ્યશ્રી નિર્વાણ પામ્યા સન ૧૯૬૦માં.

આજથી લગભગ પાંચ-સાત વર્ષ પૂર્વે પૂજ્યશ્રી પૂનામાં હતા ત્યારે

એઓશ્રીના એક ભક્તે ચાલુ સમયની ફિકર-ચિંતાનાં કારણોનો ઉલ્લેખ કરી પોતાનો ફોટો બનાવીને કહ્યું : " મહારાજજી, હું પહેલાં પહેલવાન જેવો લાગતો પણ આજે સાવ દૂબળો પડી ગયો છું." તેની ચાલુ ઉમ્મર સંબંધે પૂછતાં જવાબ મળ્યો કે ચાલીશ વરસની. પૂજ્યશ્રીએ ઉદ્દગાર કાઢ્યા : " મારી તિહાઈ ( ત્રીજા ભાગ )માં તું આવો દુર્બળ બની ગયો ? "

પૂર્વે ઉલ્લેખાઈ ગયું છે કે પૂજ્યશ્રીએ અનેક કુંભમેળા જોયા છે-કર્યા છે, બાર-બાર વર્ષે આવતા એવા ૯-૧૦ કુંભમેળામાં પોતે હાજર હતા એટલે ઉપરની બધી બાબતોનો વિચાર કરતાં એઓશ્રીની ઉમ્મર સંબંધે એટલું તો જરૂર તારવી શકાય કે એઓશ્રીનું આયુષ્ય ૧૧૫ વરસની ઉપરનું હતું.

પરિશિષ્ટ કમાં એઓશ્રીએ પોતે લખાવેલું પોતાનું થોડુંક જીવન-વૃત્તાંત આપ્યું છે. તે પરથી પણ નિશ્ચયાત્મક રીતે એઓશ્રીની ઉમ્મર સંબંધે કશું કહી શકાય એમ નથી. ૧૮૫૭ના બળવા સમયે એઓશ્રીની ઉમ્મર ૧૩ વરસની સાચી માનીએ તો ૧૮૫૬ના પ્રયાગના કુંભમેળા વખતે એઓશ્રીની ઉમ્મર ૧૨ વરસની થાય, જે હકીકત તે પૂર્વેની હકીકત સાથે મેળ ખાતી નથી. પોતે ૧૦મે વર્ષે ઘર છોડેલું. ત્યારપછી ફરતા-રખડતા બેત્રણ વરસ બાદ લાહોર-માં આવ્યા હતા અને નીચુરામ નામે સંબોધાતા. ત્યાંથી કેટલાક સમય પછી એક સ્થાનમાં ત્રણ વર્ષ રહ્યા અને ફરતા-વિચરતા પ્રયાગ આવ્યા. તે વખતે દાઢી ઊગી નહોતી; મૂછના દોરા ફૂટવા માંડેલા. એટલે લગભગ ૧૮મે વર્ષે કુંભમેળામાં પધારેલા, એ ગણતરીએ એઓશ્રીએ ૧૨૨મા વર્ષે દેહ-વિસર્જન કરેલું.

---

ॐ

श्री शंकराय नमोनमः ।

हंस हंस परमहंस, देव देव महादेव ।
रक्ष रक्ष मां रक्ष, रक्ष मां महेश्वर ॥

# મધ્યમપદ

યા

# જીવનપ્રસંગો



# ૧. જ્ઞાનસિદ્ધ યોગી

પૂજ્યશ્રી સંબંધેની કેટલીક લોકમાન્યતાઓનો ઉલ્લેખ કરી તેનું સ્પષ્ટીકરણ કરવાનું આ સ્થળે ઉચિત છે, જેથી કરીને કેટલાકની કુતૂહલવૃત્તિ સંતોષાશે અને કેટલાકની શંકાનું નિરાકરણ કે સમાધાન થશે. તેથી એઓશ્રી તરફના અતિશયોક્તિભર્યા અને અલ્પોક્તિભર્યા હેવાલો દૂર થશે.

એઓશ્રીના કેટલાક શિષ્યો અને ભક્તો તો એઓશ્રીને એક મહાસમર્થ સિદ્ધ મહાત્મા માનતા અને માને છે. પણ આ વર્ગ પ્રમાણમાં નાનો છે. બાકીના બીજા કેટલાક એવા છે કે તેઓ એઓશ્રી સંબંધે કશો નિર્ણય કરી શકતા નહીં, સંશયને હિંડોળે ચઢ્યા કરતા. ઘડીકમાં પૂરા પ્રેમી બની જતા તો ઘડીકમાં ડામાડોળ.

પૂજ્યશ્રીનું વર્તન પણ કોઈક વાર શંકાશીલ કરે એવું બની જતું. જાણી-સમજીને જ્યારે પૂજ્યશ્રી અટપટું વર્તન દાખવતા ત્યારે એમને સમજવામાં, પારખવામાં સામાન્ય મનુષ્ય શી રીતે સફળ થાય? શ્રીકૃષ્ણચંદ્રની બાળ-લીલાથી જશોદામૈયા પણ ભૂલમાં પડી જતી તો કૃષ્ણશી મહારાજશ્રીની લીલામાં–માયામાં કોઈ ચકાવે ચઢી જાય તો કશી નવાઈ નથી. શિષ્ય–ભક્ત-મંડળ સિવાયના બીજાની પણ એવી જ સ્થિતિ હતી. સાચા સંતમહાત્મા સંબંધે પૂજ્યશ્રી કોઈક વાર એકાદ રમૂજી દૃષ્ટાંત આપી હસાવતા.

બે સાધુઓ એક સ્થળે એકઠા મળ્યા. ઉચ્ચ કોટિના વિરક્ત મહાત્મા હતા એટલે લોકો પર તેમનો પ્રભાવ જામતાં વાર ન લાગી. મહાત્માઓની ખ્યાતિ વધતી ચાલી, અને લોકોની—દર્શનાર્થી લોકોની—ભીડ પણ વધતી રહી. એક દિવસ મહાત્માઓને તરંગ આવ્યો કે લોકોને જરા હઠાવવા જોઈએ, જેથી પોતાની નિરાંતમાં, એકાંતપ્રિયતામાં વારંવાર દાખલ ન થાય. એ વિચારે એ બંને માંહોમાંહે લડવા મંડી પડ્યા. લોકોએ જોયું કે મહાત્મા દંભી છે. परोपदेशे पाण्डित्यम् । (પારકાને ઉપદેશ આપવામાં ચતુર છે), બનાવટી મહાત્મા છે. અરે, એક રોટલીના ટુકડા માટે લડી રહ્યા છે. એક કહે: તેં કેમ મોટો ભાગ લીધો? અને બીજો કહે: તેં કેમ મોટો લીધો? લોકોની ભીડ રહતે રહતે ઓછી થતી ગઈ. મહાત્મા મોજથી મનગમતા દિવસ ત્યાં રહ્યા, અને પછી તેઓએ સ્થળાંતર કર્યું.

સાધારણ સ્થિતિના જ રહ્યા છે. કેટલાક ઊંચી પાયરીએ ચઢી ગયા પણ તે તો હરકોઈના પ્રારબ્ધાનુસાર બન્યે જતું. હા, પૂજ્યશ્રી કોઈને રાયના રંક થવાની બદદુવા કરે એવા નહોતા. તેમનાં આશીર્વચનો તો આવાં નીકળતાં : सर्वे सुखिनः सन्तुः । સર્વ સર્વવાતે સુખી થાવ. કોઈ પણ દુઃખી રહો નહીં. કદાચ એમના સંબંધમાં આવેલ કોઈ ભક્ત ગરીબીમાં આવી પડ્યા હોય તો તેમાંય તેનું બહુ પ્રબળ નીચ પ્રારબ્ધ કામ કરી ગયેલ. મહારાજશ્રીના નિમિત્તે તેણે કોઈ દાન-પુણ્ય કર્યું હશે તો તેટલું તેનું સદ્‌ભાગ્ય હતું. અનીતિ-અન્યાયમાં વેડફાઈ જતો પૈસો સન્માર્ગે તો ગયો.

પૂજ્યશ્રી રાજયોગી હતા. એઓ વિરતિ (વૈરાગ્ય)ને વરેલા હતા. વિવેક-વિચારે એમને જ્ઞાનસંતતિ આપી. એઓશ્રી એક જ્ઞાનસિદ્ધ મહાત્મા હતા. એ જ્ઞાનના 'માહાત્મ્ય' સંબંધે ઉપનિષદનું વચન છે કે, " एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवति । " એકના વિશેષ જ્ઞાનથી જાણવા યોગ્ય બધું સારી પેઠે જાણી શકાય છે, નકામું જાણવાની જિજ્ઞાસા ન થાય. આ એકનું જ્ઞાન તે આત્મજ્ઞાન છે અને એ આત્મજ્ઞાનનિષ્ઠાથી તેઓશ્રી ત્રિકાળજ્ઞ થયા હતા. એમને ત્રણે કાળનું જ્ઞાન હતું. વળી તેઓ ત્રણે કાળથી પર પણ થઈ ગયા હતા.

હઠયોગી જુદા પ્રકારનો ત્રિકાળજ્ઞ થઈ શકે. તેને ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું—ત્રણ જન્મનું પણ—જ્ઞાન થઈ શકે પણ પૂજ્યશ્રી એવા હઠયોગી નહોતા. એઓશ્રીને આપણા જેવું ભૂત અને વર્તમાનનું તો જ્ઞાન હતું. આપણે બધા મદદંશે દ્વિકાળજ્ઞ તો છીએ પણ—પૂજ્યશ્રી કોઈ કોઈ વાર ભવિષ્યમાં પણ ડોકાવીને જોઈ શકતા એટલું તેમનું વિશેષ જ્ઞાન હતું. એટલે એ રીતે તેઓ ત્રિકાળજ્ઞ હતા.

ગમે તેવા હઠયોગીને આખરે તો પૂર્ણ સંતોષને માટે રાજયોગી થવું પડે છે. રાજયોગ વિના મુક્તિનો માર્ગ રુંધાયેલો રહે. પૂજ્યશ્રીએ તો મુક્તિનો માર્ગ ગ્રહણ કીધો હતો. મુક્તિ માટે ઘરબાર છોડવાં નહોતાં. હઠયોગના પ્રયોગને માયામાં, પ્રકૃતિ જગતમાં ગણી શકાય. એટલે आत्मार्थे पृथिवीं त्यजेत् । એ શાસ્ત્રોક્તિને અનુસરનાર હઠયોગને બદલે રાજયોગને પ્રાધાન્ય આપે એ વિવેકીને અને સંસ્કૃતિના જાણકારને સમન્વય તો સમન્વય.

મનુષ્યમાત્રનું જીવનધ્યેય મુક્તિ-મોક્ષ છે. એ જ્યારે સમજાય ત્યારે જ ખરો માનવ, ખરી માનવતા, ખરો વિશ્વપુરુષ, ખરો વિશ્વધર્મ શું છે તે

જીવનમુક્ત મહાત્માઓનાં વર્તન વિચિત્ર રહે છે. અનુભવીઓએ કહ્યું છે કે કોઈક વાર તેઓ બાળવત્, કોઈક વાર પંડિત જેવી, કોઈક વાર મૂર્ખની જેમ અને કોઈક વાર પિશાચ જેવી ચેષ્ટા કરે છે.

પૂજ્યશ્રી કોઈક વાર ચેતવતા હતાઃ " રાજા, જોગી, અગ્નિ, જળ—આ ચારનો બહુ નજીકનો પરિચય ન કેળવવો : " राजा, जोगी, अगन, जळ इनकी उलटी रीत । डरता रहिये परसराम थोडी करिये प्रीत ॥ કઈ વખતે એઓ પોતાના સ્વતંત્ર મિજાજનો પરચો-પરિચય બતાવે એ વર્તી શકાય નહીં. " જેઓ નિષ્કામભાવે અને નિષ્કપટપણે એમની સેવા કરતા તેમને તો પોતે બહુ આકરી કસોટીએ નહીં ચડાવતા પણ જેઓ ભાવ ઓછો અને ભક્તિ વધારે એવો ડોળ કરી યા તો પૂજ્યશ્રી કેટલા પાણીમાં છે તેનું માપ કાઢવા આગળ પડી પડીને સેવા કરવા તત્પર થતા તેમની પરીક્ષા કંઈક કડક થતી ખરી.

સેવા કરો તો પૂરા પ્રેમથી કરો, શક્તિ પ્રમાણે ભક્તિ કરો, એ સૂત્રની એઓશ્રી વારંવાર પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે ટકોર કરતા. વહેલુંમોડું અંતરની કંઈક જુદી ભાવનાવાળા સિદ્ધિપ્રિય ભક્તોને પાછા પડવું પડતું, અને એ કારણને લીધે પૂજ્યશ્રીના ભક્તમંડળીની સંખ્યા વધઘટ થયા કરતી. પણ જે જતો કે ઢીલી ભક્તિવાળો થતો તેને સ્થાને તેના જેવો—અરે કે તેનાથી વધુ સારી સેવા આપતો—બીજો ભક્તજન પૂજ્યશ્રીને મળી રહેતો, જેની બીજા કોઈને ભાગ્યે જ ખબર પડતી. જતા તેના કરતાં આવતા વધારે.

એક રીતે જોતાં પૂજ્યશ્રી એક સિદ્ધ મહાત્મા હતા. પણ લોકો માને તેવા સિદ્ધ નહોતા લોકો માને કે મહાત્મા થયા, સિદ્ધ થયા એટલે તેને ખાવાપીવાનું ન જોઈએ, એ આકાશમાં ઊડે અને અદશ્ય થઈ જાય. ગમે તે સ્થિતિમાં તે પડ્યા રહે અથવા તો ગમે તે ખાઈ લે. લોકો રાખે તેમ રહે અને તેની રૂખ પ્રમાણે વર્તે.

પૂજ્યશ્રી આવા મહાત્મા નહોતા. એટલે પૂજ્યશ્રીના દરબારી ઠાઠ અને આદરશ્રી સમૂહભોજનાદિ વ્યવસ્થાની તેઓ ટીકા કરતા અને નિરાશ થઈ દૂર ચાલ્યા જતા એવાને તેઓ માને તે પ્રમાણે પૂજ્યશ્રી પૂજન-અર્ચન કરવા દેતા નહીં એ પણ ટીકાનું એક કારણ ખરું.

ખુશ થાય તો મહાત્મા ધારે તે કરી શકે. રંકને રાય કરે અને રાયને રંક. પૂજ્યશ્રી આવા મહાત્માય નહોતા. એમના કેટલાય અંતરંગ સેવકો

કુંભમેળાના દિવસો પાસે આવી રહ્યા છે. કશી તૈયારી છે નહીં. શી રીતે એ કામ ઉપાડું ? જવાબ મળ્યો : "બધું ઠીકઠાક થઈ જશે, ફિકર કરો નહીં." તાબડતોબ જવાની તૈયારી કરી અને નિર્વિઘ્ને કુંભમેળાની પ્રવૃત્તિ પાર પડી.

પોતાનામાં સંકલ્પબળ તો હતું. એમાં શંકાને સ્થાન નથી. પણ એ સંકલ્પનો ક્યારે ઉપયોગ કરવો કે ન કરવો તે સંબંધે એમને પ્રેરણા મળતી, અને તે અનુસાર એઓશ્રી વર્તતા એ ચોક્કસ છે. અહીં પણ ઈશ્વરેચ્છા કે પ્રારબ્ધ કામ કરી જતું એ પણ માનવું રહ્યું. હું આ કામ કરું છું, એવું તેમને અભિમાન કે અહંભાવ નહોતો અને તેથી તેઓ ભાગ્યે જ અહંભાવ-લક્ષી વાત કરતા. પોતે માત્ર નિમિત્ત બનતા એવું એઓશ્રી માનતા અને મનાવતા.

પૂજ્યશ્રીના ગાઢ પરિચય, સમાગમ અને સેવામાં રહેનાર એક કુટુંબના એક ભાઈએ પોતાનો અનુભવ વર્ણવ્યો છે :

હું કૉલેજમાં ભણતો હતો ત્યારે પૂજ્યશ્રીના પરિચયમાં આવ્યો. મારા પર પૂજ્યશ્રીની સારી જેવી કૃપા હતી. બી.એ.ની પરીક્ષાના બેએક મહિના પૂર્વે હું સખત બીમાર પડી ગયો. મારો એક મિત્ર મને વડોદરા કૉલેજમાંથી મારે ઘેર (ભરૂચ) છોડી ગયો. પૂજ્યશ્રી તે વેળા સદ્ભાગ્યે ભરૂચમાં બિરાજતા હતા અને ભિક્ષા માગી ખાતા હતા.

તાવ ઝેરી હતો. કેમે કરી ઊતરે નહીં. પૂજ્યશ્રીને ખબર પડી. પિતાશ્રીને કહ્યું, "થોડીક મીઠાઈ લઈ તેને દર્દીના હાથનો સ્પર્શ કરાવી ગરીબ લોકોમાં વહેંચી દો. ગરીબ લોકો ખાઈને તૃપ્ત થશે. આપોઆપ તેમના હૃદયમાંથી દુઆના ઉદ્ગારો નીકળશે. પ્રભુના દરબારમાં તે સંભળાશે. દર્દીને રાહત મળશે."

એ પ્રયોગ કર્યો. ડાક્ટરની દવા પણ ચાલુ હતી. ઘણા દિવસ બાદ તાવ ઊતર્યો પણ એટલી બધી અશક્તિ થઈ ગઈ હતી કે પથારીમાં પડી રહેવું પડતું. પરીક્ષાના દિવસો પાસે આવ્યા. તે વખતે પરીક્ષા મુંબઈમાં થતી એટલે મુંબઈ પ્રાંતની બધી કૉલેજના પરીક્ષાર્થીઓને ફરજિયાત મુંબઈ જવું પડતું. હવે મારે મુંબઈ જવું શી રીતે ? કદાચ જાઉં તો રોજના ૭ કલાક પરીક્ષા માટે બેસી લખ લખ કરવું એ બને પણ શી રીતે ? વળી અભ્યાસનું સંતોષ-કારક પુનરાવર્તન પણ ન થઈ શક્યું. એટલે પરીક્ષામાં બેસવાની મારી હિંમત ભાંગી ગઈ હતી. બધા ઉદાસ થયા કે આ બીજું વર્ષ પણ બગડવાનું.

પૂજ્યશ્રીને આ વાતની ખબર પડી એટલે એક દિવસે એઓશ્રી ભિક્ષા માગી ખાઈ સીધા ઘર પર આવી ચડયા અને પૂછ્યું : પરીક્ષામાં કેમ ન જવાનો વગેરે ? બધી વાતથી એઓશ્રીને વાકેફ કર્યા. એઓશ્રી સહજ વાર શાંત રહ્યા. પછી નિશ્ચયાત્મક વિશ્વાસદાયી ઊંચા અવાજે કડાકો કરી બોલ્યા : "હું આજ્ઞા કરું છું કે તું જા. તું પાસ થનાર છે. કોઈ 'દુસરો' તને સહાય કરશે. બોલ જશે કે નહીં ?" હવે હું શી રીતે ના પાડું ? મારાથી બોલાઈ ગયું: હું જઈશ. પોતે ખુશ થયા. જરા હસી પડયા. પછી વાતને જરા પલટો આપી સમાધાનકારી વાણી સંભળાવી : જો તું ન જાય તો નાપાસ થાય જ. ત્યારે પરીક્ષામાં જવાથી ગેરલાભ તો છે નહીં. પાસ થવાની જરા આશા તો ખરી. ઘરનાં અને બહારનાં ઘણાં સ્રીપુરુષો ત્યાં બેઠાં હતાં. પૂજ્યશ્રીની વાત સાંભળી બધા વિસ્મિત વદને નિહાળી રહ્યાં. પૂજ્યશ્રી કટોરો લઈને વિદાય થયા.

હવે પરીક્ષાની તૈયારી થવા માંડી. મને જરા વધુ શક્તિ આવવા માંડી. ડાકટરની દવા સાથે લઈ હું મુંબઈ જવા ઊપડ્યો. સાથે મારી સંભાળ રાખવા મારા મોટાભાઈ આવ્યા. પરીક્ષાના મંડપમાંથી હું બપોરના રિસેસ–છૂટીના સમયમાં કે સાંજે મોડો બહાર આવું તો મોટાભાઈ ગભરાય કે શું થયું હશે. નિર્વિઘ્ને પરીક્ષા આપી. પરીક્ષાને છેલ્લે દિવસે છેલ્લા પેપર વખતે સમય પૂરો થાય તે પૂર્વે અડધાએક કલાક પર વરસાદ પડયો. મંડપમાં બધે ગળા ઊડયું. પરીક્ષાર્થીઓ ઉતાવળે ઉતાવળે લખવું બંધ કરી ઉત્તરપત્રો આપીને બહાર નીકળ્યા. [ પરીક્ષા તે વખતે નવેંબરમાં થતી. ] હવે વરસાદની અસર શરીર પર થાય તો વાંધો નહોતો. હું ભરૂચ આવ્યો.

પછી પૂજ્યશ્રીનો મુકામ સુરત પાસેના એક ગામમાં [ મારા મોસાળમાં ] હતો ત્યાં દર્શનાર્થે ગયો. પરીક્ષાની બધી હકીકત કહી સંભળાવી. અંગ્રેજીમાં કંઈક કચુંપચું લાગતું હતું એમ કહ્યું. બીજા વિષયોમાં 'સારું' લખ્યું હતું. એક દિવસે મને પૂછ્યું : તારા પરીક્ષકો શું કરતા હશે ? મેં કહ્યું : ઉત્તરપત્રો તપાસતા હશે. સહેજ આંખ મીંચી શાંત રહી પોતે બોલ્યા, 'તું પાસ છે' થોડા દિવસ પછી એક શીશી ખોલાવતાં મને પાછી યાદ આપી : 'તું પાસ છે.' અને હું પાસ થયો જ [ સન ૧૯૧૩ ]. લગભગ બીજા વર્ગના ગુણ મેળવી પાસ થયો. ખરી ખૂબી તો એ હતી કે અંગ્રેજીમાં બીજા વર્ગમાં જોઈએ તેના કરતાંય મને કંઈક વધુ ગુણ મળ્યા હતા અને અર્થશાસ્રના એક

પ્રશ્નનો હું બહુ જ સારી રીતે જવાબ લખી શક્યો હતો એ પ્રશ્ન હતો. પાઠ્ય-પુસ્તકની બહારનો. અર્થશાસ્ત્રનું બહારનું વાચન જેણે કર્યું હોય તે જ તેનો જવાબ લખી શકે એમ હતું. મારું એવું બાહ્ય વાચન હતું નહીં.

હું કેવી રીતે પાસ થયો તે જાણવાનું કુતૂહલ મારા મોટાભાઈને થયું. એક વેળા મહારાજશ્રી પ્રસન્ન ચિત્તે બેઠા હતા ત્યારે મોટાભાઈએ આ પ્રશ્ન ઉપાડ્યો. પૂજ્યશ્રીએ નમ્રતાથી જવાબ દીધો : હું તો એક નાનો સરખો મહાત્મા છું. ભલભલા મહાત્માઓ પડ્યા છે, જેમના હિસાબે હું તો કશી ગણતરીમાં નથી. છતાંય મારા અનુભવ પરથી હું એટલું કહી શકું કે સારા મહાત્માઓ જલદી જલદી આશીર્વાદ આપે નહિ. ખરા અંતરનો પ્રસન્નતાપૂર્વકનો આશીર્વાદ ફળે છે એ નિર્વિવાદ પણ મહાત્માઓને પ્રસન્ન કરવા મુશ્કેલ છે. પ્રસન્નતારહિત આશીર્વાદ ન હોય. તેવું વચન તો ઉપર ઉપરનું હોય. લોકોને રાજી રાખવા પૂરતું જ. પ્રસન્નતાપૂર્વકનો આશીર્વાદ આપોઆપ નીકળી જાય છે. એમાં બુદ્ધિ કે બીજા કોઈ આનુષંગિક વિચાર કામ આવતા નથી, જોકે અહીં પણ આશીર્વાદ લઈ જનાર વ્યક્તિનું પ્રારબ્ધ આગળ આવે છે. એવા પ્રારબ્ધનો ઉદય થયે ઈશ્વરેચ્છા ઉદ્‌ભવે અને એ ઈશ્વરેચ્છા મહાત્માને આશીર્વચન આપવા પ્રેરણા કરે.

સ્વયંસ્ફુરિત પ્રેરણાના અભાવે મન, બુદ્ધિ, અહંકારના પ્રદેશમાં રહી કદાચ કોઈક વાર મહાત્માજીને કંઈક કરવાની ઇચ્છા–દયા ઊપજે તો તે માટે તે મહાત્માને કેટલાં બધાં તપતેજનો ભોગ આપવો પડે છે. તે તો એ અનુભવવાળા મહાત્મા જ કલ્પી શકે. તપ–તેજ ક્ષીણ થાય છે. મોટા મોટા મહાત્માઓને પણ અણકલ્પેલ શારીરિક દુઃખો આવી પડે છે તેના કારણમાં પરોપકારાર્થે યા તો દયાભાવે ક્ષીણ થયેલ તપ–તેજ હોય છે એમ માનવું પડે.

બુદ્ધ ભગવાન કષ્ટમાં સપડાયા. શ્રી શંકરાચાર્યજીને ભગંદર થયેલું. મહર્ષિ રમણને કેન્સર અને પરમહંસ રામકૃષ્ણને પણ કેન્સર ! આપણા પ્રસ્તુત મહાત્માજી પણ શારીરિક રોગથી થોડીક વાર તો પીડાયા હતા. શારીરિક અશક્તિ એ વૃદ્ધાવસ્થાનો રોગ ગણાય છે. પણ એ રોગમાં બીજા અવાન્તર રોગ ભળે ત્યારે એવા આગન્તુક રોગ અસહ્ય થાય ખરા.

× × ×

એક વાર પૂજ્યશ્રી કંઈક ઓર મોજમાં આવી ગયા. સિદ્ધિની વાત નીકળતાં સિદ્ધિને ઉતારી તો કાઢી છતાંય સાક્ષી પૂરી : મનુષ્ય ચાહે તે કરી શકે એમ છે, તોપણ સમય એને વશ નથી. જે ખુરશી પર હું બેઠો છું એને યોગી ચાહે તો સોનાની કરી શકે. પણ માયિક પદાર્થને માટે એટલો બધો પુરુષાર્થ કરવાનું શું પ્રયોજન? એ વખતે કદાચ તેઓશ્રીના મનમાં પાતંજલ યોગસૂત્રનું આ સૂત્ર રમી ર હ્યું હશે : प्रकृतेः आपूरात्। (વસ્તુનું રૂપાન્તર થઈ શકે. પ્રકૃતિનાં અમુક તત્ત્વો કાઢી બીજાં જરૂરી તત્ત્વોની આપૂરણી કરવાથી) આવી સિદ્ધિમાંથી હટી જવાની ચેતવણી ખુદ પતંજલિ મુનિ પણ આપે છે, કારણ કે તેમ કરવાથી આત્મસાક્ષાત્કાર કરવાનું–દ્રષ્ટાનું સ્વ–સ્વરૂપમાં અવસ્થાન કરવાનું–રહી જાય, અને તેથી લક્ષ્યચ્યુત બની જન્મમરણના ચક્રમાં આવી જવું પડે. વળી પતંજલિ મુનિએ જાગતિક સર્વ સુખનો સાર આ સૂત્રમાં આપ્યો છે : परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्ति विरोधाच्च सर्वमेव दुःखं विवेकिनः। (વિવેકી પુરુષને બધું જ દુઃખરૂપ લાગે છે.) એથી સૂચિત થાય છે કે જુદા જુદા પ્રકારની સિદ્ધિઓ આખરે તો દુઃખરૂપ છે.

પૂજ્યશ્રી કહેતા : સંકલ્પની સિદ્ધિ માટે યોગીને હઠે ચડી જવું પડે અને સમયની મર્યાદા તેના હાથમાં ન હોવાથી તેને સંકલ્પની અસિદ્ધિનો અજંપો—વાસના રહી જાય છે. તેમ થયે તેને ફરી પાછું જન્મવું પડે છે. માટે રાજયોગી ત્યાગેલી માયાને પાછી ન પકડે. કેવળ હઠયોગીઓને પણ રાજયોગની લગામ ન હોય તો તેઓ માંહેમાંહે સ્પર્ધા કરે, ઈર્ષ્યા કરે અને પછી લડાલડી કરી જાતને હાનિ પહોંચાડે અને બીજાને પણ હાનિકારક થઈ પડે. આજની ભૌતિક સિદ્ધિવાળાઓનું માનસ ન સુધરે તો સરવાળે નુકસાન જ છે. જડ શક્તિનો ઉપયોગ કરનાર ચેતનશીલ સુધરવો જોઈએ. રાક્ષસી શક્તિનો ઉપયોગ કરનાર રાક્ષસ બને તો તોબાહ પોકરાવે.

× × ×

ગં. સ્વ. બચુબહેનના પતિ અને પૂજ્યશ્રીના શિષ્ય સ્વ. રતિલાલે વર્ણવેલ તળેની હકીકત છે :

પૂજ્યશ્રીની સેવાશુશ્રૂષા કરવાનો લોભ એક શેઠને લાગ્યો. પ્રીતિપૂર્વક મહારાજશ્રીનાં કાર્યો ઉપાડી લેતો. પણ કમભાગ્યે તેને વેપારમાં ભારે ખોટ ગઈ. પૂજ્યશ્રી સમક્ષ તે પોતાની દયામણી પરિસ્થિતિનાં રોદણાં રડ્યો. પૂજ્યશ્રીના હૃદય પર કંઈક કરુણાર્દ્ર અસર થઈ. દર્શનાર્થે આવનાર પર અંકુશ

મૂકયો. આવશ્યક શારીરિક ક્રિયાકર્મ પૂરતા બહાર નીકળતા, બાકીનો ઘણોખરો સમય ધ્યાનમાં કાઢતા. મૌન રહેતા. શરીર જોયું હોય તો લાલચોળ અગ્નિ જેવું. પૂરા ત્રણ દિવસ આમ ગયા. ત્યારબાદ શેઠિયાને કહ્યું: "જા, ધંધો શરૂ કર, જે કંઈ મળે તેમાં સંતોષ રાખ. ફરીને લોભ કરતો નહીં." શેઠિયાની સ્થિતિ સુધરી પણ ફરી પાછી ભૂલ કરી. શક્તિ બહારનો સોદો કીધો. પાયમાલ થયો. પૂજ્યશ્રીએ ફરી તેને ઊભો ન રાખ્યો. સાથ ન આપ્યો. શેઠને માયા મળી પણ પ્રારબ્ધે સાથ ન દીધો. જેવા હતા તેવા થઈ ગયા. નવું પ્રારબ્ધ ખડું થયું. ફળ મળ્યું ને ચાલી ગયું. જૂનું પ્રારબ્ધ બળવત્તર નીવડયું.

× × ×

પ્રારબ્ધમાં ન હોય તો મળેલું પણ પગ કરે; જતું રહે. બીજા એક ભાઈએ બીજો એક આવો જ પણ બીજા મહારાજશ્રીની દયાનો અનુભવ કહ્યો. એક મહાત્માની તેણે સેવા કરી. પ્રસન્ન કરી રાજા પાસે જઈ ઘાસના ગાડાની માગણી કરે તેવું કીધું. મહાત્માજીએ ખિન્ન હૃદયે તેને એક પ્રયોગ બતાવ્યો અને કહ્યું: "તારું નસીબ અજમાવી લે." સેવકે પ્રયોગ સિદ્ધ કર્યો. સિદ્ધિ મળી. સવાલાખ રૂપયાનો લાભ થયો. મોજથી રહેવા લાગ્યો. પૈસો ક્યાં પૂરો થવાનો છે એ ભાવે ખર્ચ વધાર્યે જ જતો. ખરાબ દિવસ આવ્યા. જોતજોતામાં તારાજ થયો. રડતે અવાજે તેણે પોતાનો કડવો અનુભવ વર્ણવ્યો: "મને આ પૈસો ન મળ્યો હોત તો સારું. પૈસાદારની સ્થિતિ પસાર કરી, બાળબચ્ચાંને સારી રીતે ખાનપાન-પહેરવેશથી ખુશ કરી પછીથી ગરીબીમાં સરી પડવું એના જેવું બીજું મોટું ને ખરાબ દુઃખ નથી. એ દુઃખ હોય તેના કરતાં વધારે ભારી લાગે અને દુઃખના દહાડા પણ લાંબા થાય.

પ્રારબ્ધ ભોગવ્યે છૂટે. એ કારણે મહારાજશ્રી ઘણી વાર ભારે હૃદયે બોલતા: "નવા નવા ભકતો નવી નવી રીતે સેવા કરે. પણ તેથી સાથોસાથ મને બીતિ પણ રહેતી કે રખેને એ કંઈ માગી તો ન બેસે. ભગવાન પણ માગમાગ કરનાર ભકતથી દૂર ભાગે."

પોતાની મહત્તાના ભોગે પણ પૂજ્યશ્રી વિનોદ કરવાનું ચૂકતા નહીં એટલે ઘણી વાર તો એવા ભકતો આવે ત્યારે પોતે ચૂપચાપ બેસી રહેતા યા તો તેમને કહી સંભળાવતા: "મારી પાસે જો તમને માગેલું આપી દેવાની શકિત હોય તો હું શું કામ તમે આપેલું ગ્રહણું કરું? હું સીધો જ વેપાર-ધંધો ન કરી લઉં? અથવા તો ઝાડ પરથી ફળની જેમ તેને તોડી ન લઉં?"

આવા ભક્તોને એઓશ્રી સોદાખોરીવાળા ભક્તો કહેતા. દશ આપીને સોની માગણી કરે. પોતે સંભળાવતા : " સેવા કરો તો નિષ્કામ ભાવે કર્યે જાવ. અંતર્યામીને કશું અજાણ્યું નથી. સેવાનું ફળ અનેકરૂપે અદ્રશ્ય રીતે મળે જ મળે. પછી તે આ જન્મે હોય કે આવતે. ભાવાનુસાર ભક્તિ ફળે. "

× × ×

પૂજ્યશ્રી ભવિષ્યમાં ડોકાવી શકતા હતા તેનો આ એક બીજો દાખલો છે :

**ભાવિમાં ડોકિયું**

પોતાનો મુકામ નવસારી પાસે જલાલપોરમાં હતો. એમના દર્શને અવારનવાર ઘણાં સ્ત્રીપુરુષો આવતાં. પ્રસન્ન ચિત્તે બધાં પાઠ કરતાં. પૂજ્યશ્રીનું ધ્યાન રોજ એક સાથે આવતી જતી બે બાઈઓ તરફ ગયું. એમાંની એક ઉદાસ રહેતી. એક દિવસ પૂજ્યશ્રીએ તેને પૂછ્યું : " માઈ, તું કેમ ઉદાસ ચહેરે બેસી રહે છે ? " સાથેની બાઈએ જવાબ દીધો : " મહારાજ, એ બાઈને પુત્રપ્રાપ્તિ નથી માટે એને અસંતોષ રહે છે. " પૂજ્યશ્રી જરા સ્વસ્થ થઈ બોલ્યા : " માઈ, તું ફિકર ન કર, ભગવાનને ત્યાં બધી નોંધ રહે છે. તારા નસીબમાં લડકો છે." થયું પણ એમ જ. બાઈને વરસેક દિવસમાં પુત્રપ્રસુતિ થઈ.

પૂજ્યશ્રીનો મુકામ જ્યારે સુરત પાસે કતારગામમાં હતો ત્યારે એ બાઈ એના એ નાના બાળકને પૂજ્યશ્રીના ચરણનો સ્પર્શ કરાવવા આવી હતી. ગામના એક ગૃહસ્થના ઓટલા પર બેસી જરા આરામ લઈ પૂજ્યશ્રીના દર્શનાર્થે તે નીકળી. ઘરના માલિકને કૌતુક ઊપજ્યું : આટલે દૂરથી આ તાપમાં એ કેમ આવી હશે ? એ બાબતની તેણે પૃચ્છા કરી. હકીકત જાણ્યા બાદ એનેય પૂજ્યશ્રીના દર્શન કરવાની ઇચ્છા જાગી.

પણ એ હતો એક મસ્તરામ. ન દેવને માને, ન ઇશ્વરને માને; તો સંત મહાત્માને શેનો માને ? વળી ગામમાં એની પ્રતિષ્ઠા પણ કંઈક ઓછી. એનો ગાઢ પરિચય પાડતાં લોકો ખંચકાતા. આ ભાઈએ મનમાં નક્કી કર્યું : " મહારાજજીના દર્શને જવું પણ આ મારી ભેંસ જે સાંજે દોહવા દેતી નથી તે જો દોહવા દે તો તેનું દૂધ લઈ દર્શને જાઉં. " દૈવસંજોગે બધું બન્યું અનુકૂળ. ઘણા દિવસથી એક જ વેળા સવારે દૂધ આપતી ભેંસ, સાંજે પણ દૂધ આપતી થઈ એટલે આ ભાઈને વધુ શ્રદ્ધા ઊપજી. મહારાજશ્રી પાસે

તે રોજ આવતો થયો. તેનામાં એક ગુણ હતો. હોશિયાર હતો, પોતાનાં પાપ છુપાવતો નહીં. મહારાજશ્રી આગળ તો તે છુપાવે જ શું કામ ? નિખાલસ હૃદયે અને ગામડિયા ભાષામાં તે મહારાજશ્રીને પોતાનું પૂર્વનું પરાક્રમી જીવન કહી સંભળાવતો એટલે મહારાજશ્રી ખુશ થતા. વખત જતાં એ સુધર્યો પણ ખરો. તેની આર્થિક સ્થિતિ પણ સુધરી.

× × ×

એક ભાઈએ પોતાનો એક વિચિત્ર અનુભવ કહી સંભળાવ્યો. તે મહારાજશ્રીનો પ્રેમી ભક્ત હતો. તે રોજ દર્શને જતો, સેવા કરતો, પગચંપી પણ કરતો અને સ્નાન કરતી વેળા કોઈ કોઈ વાર હાજર રહેતો. મહારાજશ્રી બંને વેળા કોઈ કોઈ વાર ખૂબ ખીલતા અને વિનાપૂછયે પોતાના અનુભવો કહી સંભળાવતા. એ ભાઈને એક રાત્રે સ્વપ્નું આવ્યું :

શંકર સ્વરૂપે જાણે મહારાજશ્રી દર્શન દેતા ન હોય તેવું દૃશ્ય જોયું. શંકરજી એક બાળક તેના ખોળામાં મૂકી દેતા હોય એવું એ દૃશ્ય હતું. બીજે દિવસે પતિપત્ની કેટલાંક ફળફૂલાદિ લઈ પૂજ્યશ્રીના દર્શને ગયાં. પગે પડી ભેટ મૂકી એક ખૂણામાં બેઠાં. જતી વેળા પૂજ્યશ્રીએ સ્વહસ્તે બંનેને એક એક ફળ આપ્યું. આ દંપતીને ત્યાર બાદ પ્રભુશ્રીની કૃપાએ પ્રથમ પુત્રપ્રસવનો લહાવો મળ્યો.

× × ×

**વિચારસંક્રાંતિ**

પૂજ્યશ્રીનું હૃદય બહુ સારૂં, સ્વચ્છ, નિર્મળ હતું. એમને અનુલક્ષીને કરેલા શુભ વિચારો એઓશ્રીના શુદ્ધ હૃદયમાં પ્રતિબિંબિત થતા. એના કેટલાય દાખલા જોવા સાંભળવા મળ્યા છે. એમનાં પ્રવચનોમાં જ ઘણાખરાની શંકાનું સમાધાન થઈ જતું એનો તો પૂર્વે ઉલ્લેખ કરાયો છે.

એમના એક પ્રેમી ભક્તને વિચિત્ર સંકલ્પ થયો. એ હતો એક ફક્કડ વિચિત્ર વૈદ રમણીક વર્મા. પૂજ્યશ્રીને માટે એ ફળફૂલાદિ લાવ્યો નહોતો. છતાં જોકે પોતાને ખાસ જરૂર નહોતી તોય પરીક્ષા કરવા પૂરતો તેણે વિચાર કર્યો : " મહારાજશ્રી મને અમુક ફળ આપે તો હું માનું કે પૂજ્યશ્રી એક ઉચ્ચ કોટિના મહાત્મા છે. " પૂજ્યશ્રીને એને માટે માન હતું. એ નિખાલસ હતો, ઉદાર હતો. ઉદાર ભાવે પૂજ્યશ્રીને દવા આપતો. પૂજ્યશ્રીએ એનો વિચાર ગ્રહણ કર્યો અને સ્વીકાર્યો. જતી વેળા એને એનું ધારેલું ફળ મળ્યું.

× × ×

બીજા એવા એક પ્રેમી ભક્તને સંકલ્પ થયો કે પૂજ્યશ્રી સ્વહસ્તે પોતાની અમુક છબી આપે તો કેવું સારું ! એનો સંકલ્પ પકડાયો-સ્વીકારાયો. પૂજ્યશ્રીએ આજ્ઞા કરી : "મારી પેટીમાં જે છબી છે તે લાવો." છબી આવી. પૂજ્યશ્રીએ જાતે તે છબી તે ભાઈને અર્પણ કરી.

× × ×

સુરતવાળા પ્રભુદાસ ગંગાદાસવાળા સ્વ. શ્રી વજાભાઈ શેઠ અને હંસબાગવાળા સ્વ. શ્રી નાથુભાઈ શેઠ એક વાર પૂજ્યશ્રીના દર્શનાર્થે ભરૂચ ગયા. પૂજ્યશ્રી તે વખતે ભરૂચના પહેલા આશ્રમમાં બિરાજતા હતા. બપોરનો વખત હતો. સૂર્ય તપતો હતો. શેઠ લોકો પાછા સુરત ફરવા માગતા હતા.

પૂજ્યશ્રીએ તેમને સમજાવ્યા. આવા તાપમાં તમારા જેવા શેઠિયા હેરાન થશો. સાંજે જાવ. શેઠ લોકોને જવાની ઉતાવળ હતી. એટલે ચાલીને સ્ટેશને આવવા પગ રસ્તે નીકળ્યા. એકાએક આકાશમાં વાદળાં ચઢી આવ્યાં અને સૂર્યને ઢાંકી દીધો. શેઠ લોકો આકાશી છત્રીના છાયામાં સુખરૂપ સ્ટેશને પહોંચ્યા. પૂજ્યશ્રીની દયાર્દ્રતા દયાળુ ઈશ્વરના મનમાં સંક્રાન્ત થઈ.

× × ×

પૂજ્યશ્રીએ એક વાર એવું કહ્યું હતું કે જ્યારે કોઈ સાચા ઉચ્ચ કોટિના અમારા પ્રેમી મિત્ર મહાત્માઓ ઘણાં વરસ સુધી ન મળ્યા હોય ત્યારે અમે તેઓનું અનુસંધાન કરીએ છીએ. સ્વપ્નમાં યા તો આકાશવાણીથી અમોને ખબર પડી જાય કે જે તે મહાત્મા જીવે છે કે શાન્ત થયા છે.

અને આવી જ દૃષ્ટિ લક્ષમાં રાખી તેઓશ્રીએ તેમના એક ગરીબ સેવકને સૂચના આપી હતી કે ગુરુજીનું ધ્યાન કરી તેમના સ્થૂલ શરીરના પ્રત્યક્ષ દર્શન કરવાની તીવ્ર જિજ્ઞાસા ન કરવી કારણ કે તેનો તે સંકલ્પ તેઓશ્રીના મનમાં સંક્રાન્ત થાય છે અને તેઓ એકદમ બીજે વિચરણ કરવાનું છોડીને શિષ્ય-સેવકસ્થાન તરફ વિનાકારણે ખેંચાઈ આવે છે. આ એક પરેચ્છા પ્રારબ્ધનો [illegible] છે. પોતાની ઇચ્છા ન હોય છતાં બીજાની ઇચ્છા પ્રમાણે મહાત્માજીને [illegible]વાની સ્ફુરણા થાય છે.

× × ×

પૂજ્યશ્રીના સાધુ શિષ્ય સુરતઆશ્રમવાસી શ્રીકૂટસ્થાનંદજી પાંચ-સાત વરસ પર બહુ બીમાર પડી ગયા હતા. પગે દર્દ થયું હતું અને ક્રમે કરીને મટતું

ન હતું. ડાક્ટર લોકોએ સલાહ આપી કે વાઢકાપ કરવી પડશે, અને પગનો ઘૂંટણથી નીચેનો બધો ભાગ કાપી કાઢવાથી જ લાભ થશે. કૂરસ્થાનંદજીને આ રુચ્યું નહીં. શરીરનું અંગભંગ કરાવી જીવવું તેના કરતાં દુઃખ સહન કરી મરવું બહેતર છે એમ તેમણે જણાવ્યું. વાઢકાપનું કામ તો ચાલચલાઉ મુલતવી રખાયું. કૂરસ્થાનંદજી કહે છે: " મેં પૂજ્યશ્રીનું અનુસંધાન કર્યું (પૂજ્યશ્રી સુરતમાં નહોતા, કલકત્તા તરફ હતા) અને પ્રાર્થના કરી: મારું અંગભંગ થતું અટકે તો સારું. પ્રભુના દરબારમાં જે જે અંગો લઈને આવ્યો છું તે અંગે પહોંચું એવી મારી નમ્ર વિનંતી અને અરજ છે." તે રાત્રે મળસ્કે તેમને પૂજ્યશ્રી સ્વપ્નમાં દર્શન આપે છે અને કહે છે: 'શું થયું છે તને ? શું કામ ગભરાય છે ? ઊઠ, બેઠો થા.' " સવારે ઊઠીને હું જોઉં છું તો મારા દર્દનો પાટો ઢીલો પડેલો દેખાયો. દર્દનું જોર જરા ઓછું થયેલ લાગ્યું." ડાકતરોએ સસ્મિત વિસ્મય ભાવે કહ્યું: " તમે ભયમુક્ત થયા છો. વાઢકાપ કરવાની હવે જરૂર નથી."

× × ×

**આશીર્વાદ અને દયાર્દ્રતા**

સુપ્રસિદ્ધ સાક્ષર અને નેતા શ્રી ક. મા. મુનશીજીનો દીકરો બહુ ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યો. ડાક્ટરોની મદદની આવા મોટા પુરુષોને ત્યાં કમી હોય નહીં. પણ માંદગી મચક આપતી નહોતી. દર્દીની દશા વિષમ થતી ચાલી. મુનશીદંપતી ચિંતિત થયાં. સદ્‌ભાગ્યે પૂજ્ય મહારાજશ્રીનું તે સમયે મુંબઈ પધારવું થયું હતું. મુનશીજી અને મહારાજશ્રીનો તે સમયે પરસ્પર પરિચય નહીં જેવો હતો પણ શ્રી ચિમનભાઈ દેસાઈના આગ્રહથી મુનશીજી પૂજ્યશ્રીના દર્શને ગયા અને પોતાના પાસે આવેલા બંગલામાં પૂજ્યશ્રીને પધારવા તેમણે વિનંતી કરી. વિનંતી સ્વીકારાઈ. દર્દીની ઉપર પૂજ્યશ્રીની અમીદષ્ટિ ફરી અને ત્યાર બાદ તેને આરામ થતો ચાલ્યો.

પોતે દર્દીને આશીર્વાદ આપી સારો કર્યો છે એવું અભિમાન તો મહારાજશ્રી કરે એવા નહોતા; ભલેને પોતે લોકોની નજરમાં નિમિત્તરૂપ બન્યા હોય. પોતે પ્રારબ્ધવાદી હતા એટલે ઈશ્વરની ઇચ્છા, દયા અને કૃપા વિના પોતે કશું પણ કરી શકે એમ નથી, એવા નમ્રતાસૂચક નિરભિમાની ઉદ્‌ગાર કાઢતા. "બીમારના પુણ્ય પ્રારબ્ધનો ઉદય થયો. ડાક્ટરોની મહેનત કારગત નીવડી. માબાપની અંતરની વેદનાની આર્તવાણી ઈશ્વરે સાંભળી. પૂજ્યશ્રીનો આશીર્વાદ કાકતાલીય ન્યાય પ્રમાણે નિમિત્ત માત્ર કામ આવ્યો. પૂજ્યશ્રી એવા નિમિત્તનું આ એક દૃષ્ટાંત સંભળાવતા:

× × ×

૧૦

એક મહાત્માજી માંદા પડયા. માંદગી વધતી ગઈ. ગંભીર માંદગીની અસર વિચારશક્તિ પર પણ થાય. ઘણો સમય નીકળી ગયો પણ માંદગીનું દુઃખ દૂર થાય નહીં. એક દિવસ ઝૂંપડી બહાર આડા પડીને. મહાત્માજી એકાગ્ર ચિત્તે વિચારે ચડયા. ઈશ્વરનું એકાગ્રતાપૂર્વક અનુસંધાન કર્યું કે આ માંદગીનો ઉપાય શો ? દુઃખ હળવું થયું. એકાગ્રતામાં તો બધું ભુલાય ને ? સામેની એક વનસ્પતિ પર એમનું ધ્યાન ગયું. વનસ્પતિને વાચા આવી અને તે બોલી : મારો રસ કાઢી હું પીનો રહે. આરામ થશે. મહાત્માજીએ પૂછ્યું : તો આજ સુધી કેમ બોલી નહોતી ? ઉત્તર મળ્યો : દુઃખના પ્રારબ્ધનો અંત આવવો આજથી શરૂ થાય છે. મહાત્માજી બોલ્યા : જ્યારે મારું પ્રારબ્ધ જ હવે પછી અનુકૂળ બને તો તારું શું કામ છે ? વનસ્પતિએ સમજાવ્યો : સારો તો તું પ્રારબ્ધ યોગે થનાર છે પણ વચ્ચે નિમિત્તરૂપે મને રાખવી પડશે.

મહાત્માજીએ વનસ્પતિ લીધી. આરામ થયો. નિમિત્ત તેનો ભાગ ભજવ્યો. અર્જુન નિમિત્ત બન્યો. પ્રારબ્ધ, પાપે અને તેથી વિરાટ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે હરાવેલી કૌરવસેના અર્જુનને હાથે હાર પામી.

× × ×

પૂજ્ય શ્રી કૂટસ્થાનંદના પૂર્વાશ્રમનો પૌત્ર (હરિહર) મહારાજશ્રીના દર્શને આવ્યા કરતો હતો. બહુ જ શાન્ત, સુંદર, પ્રકૃતિનો હસમુખો છોકરો હતો. રૂપાળી આકૃતિ કંઈક મોહક લાગતી અને તેમાંથી નિર્દોષના ટપકતી રહેતી. આજથી આઠદસ વર્ષ પૂર્વે પૂજ્યશ્રીએ કૂટસ્થાનંદજીને કહ્યું : આ હરિહરને મને સોંપી દેવાનું તારા પૂર્વાશ્રમના દીકરાને સમજાવ. (હરિહરની આ વખતે અઢારેક વર્ષની ઉંમર હશે.) આવા સરસ સુપુત્રને અળગો કરવાનું કોને ગમે ? કદાચ તેના બાપ તો તૂટતા હૃદયે હા કહે પણ માની શી રીતે મંજૂરી મળે ? વળી છોકરાની દાદીમા—કૂટસ્થાનંદના પૂર્વાશ્રમનાં પત્ની—તો પૌત્રને આંખની કીકીની જેમ સાચવતાં.

પૂજ્યશ્રીને ઘરનાં બધાં માણસો ગુરુજી તરીકે સ્વીકારે અને પરમાત્માની જેમ પૂજે. છતાંય માયાની એ બલિહારી છે કે બાવાજીના આશીર્વાદ લેવા મનુષ્ય ચાહે તેવી શુશ્રૂષા કરવા તૈયાર રહે પણ બાવો બનવા કે પોતાના અંગીને બાવો બનાવવાનું પસંદ ન કરે. દીકરો ઘરમાં રહ્યો. બે ત્રણ વર્ષ બાદ તેને ક્ષય રોગનાં લક્ષણ દેખાવા માંડ્યાં. ફરી પાછી મહારાજશ્રીએ માગણી કરી કે છોકરાને મને અર્પણ કરી દો. એ માગણી પણ પાછી પડી. પૂજ્યશ્રીએ દવા આપી. બીજી દવા પણ શરૂ થઈ. છોકરાને આરામ થયો. એક વાર ફરી

પૂજ્યશ્રીએ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. ઇચ્છા ન સ્વીકારાઈ, રોગે ભીજો ઊથલો ખાધો. લોહીની ઊલટી પર ઊલટી થવા લાગી. ડાક્ટરે આશા છોડી. દર્દીને હૉસ્પિટલમાંથી ઘેર ખસેડી લેવાની સલાહ આપી. છોકરાને પૂજ્યશ્રીના છેલ્લાં દર્શન કરી લેવાની તમન્ના જાગી. દયાભાવે પૂજ્યશ્રી ગયા. છોકરો રાજી રાજી થઈ ગયો. પોતે જ આશ્વાસન લઈ લીધું અને પૂજ્યશ્રીને કહ્યું : "પ્રારબ્ધકર્મ ભોગવ્યે જ છૂટકો."

પૂજ્યશ્રી પાછા ફર્યા. કહ્યું : "છોકરો હજુ જીવશે તો ખરો પણ આખરે પરિણામ પ્રતિકૂળ છે. રોગ સારો થાય એમ નથી." દવાના જોરે રોગ હઠે પણ થોડા સમય બાદ પાછો આવી ઊભો રહે. પૂજ્યશ્રીએ દેહવિસર્જન કર્યું કે બહુ ટૂંક સમયમાં આ જુવાન છોકરાએ પણ હમેશ માટે લગભગ સત્તાવીસ વર્ષની વયે વિદાય લઈ લીધી. પૂજ્યશ્રી એપ્રિલમાં ગયા. છોકરો મે માસમાં અનુગામી થયો. તેની દાદીમાને જબરો આંચકો લાગ્યો. બેહોશ થઈ તે થઈ. ત્રણ દિવસ બાદ તેનો પ્રાણ નીકળી ગયો, કદાચ દોડી ગયો હશે દાદીમાના સૂક્ષ્મ શરીરને લઈને પૌત્રના આતિવાહિક–સૂક્ષ્મ પ્રાણને પકડી લેવાને.

પૂજ્યશ્રીએ શા માટે આ છોકરાને લઈ લેવાની માગણી કરી હશે એ રહ્યો કેવળ કલ્પનાનો વિષય. કદાચ પોતે બીજા કોઈને માટે આવી માગણી કરી નહોતી. કદાચ એવો પણ હેતુ હોય કે આ સંસ્કારી છોકરાને સંન્યાસના સુસંસ્કાર નાંખી કેવળ ઈશ્વરાભિમુખ કરવો, જો એની જીવનદોરી તૂટી જતી હોય તો. સંતની ગતિ સંત જાણે.

× × ×

પૂજ્યશ્રીના શિષ્ય અને સેવક શ્રી મગનભાઈ એક વાર બહુ બીમાર પડી ગયા. પેટનું મોટું દર્દ હતું. ભારે શસ્ત્રક્રિયા કરવી પડી પણ ઘા કેમે કરી રુઝાય નહીં. એકેક હળવી શસ્ત્રક્રિયા ફરી પાછી કરવી પડી. ડાક્ટર સહિત બધા મૂંઝાયા. ફરી પાછી ભારે શસ્ત્રક્રિયા કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. સગાંસંબંધીની હિમ્મત ચાલી નહીં. હૉસ્પિટલથી દર્દીને ઘેર લઈ આવ્યા. ઘા દ્રવતો જ રહ્યો. સારવાર કરતાં લગભગ બધો ઘા પુરાઈ જાય પણ નાનું શું છિદ્ર રહી જાય અને તેમાંથી પરુ વહ્યા કરે.

દરમ્યાન કુંભમેળાનો સમય આવ્યો. પૂજ્યશ્રી પ્રયાગ ગયા. શ્રી મગનભાઈને

પણ સાથે લઈ ગયા. સારવારના ઉપચારો ચાલુ હતા. એક દિવસે "સાઇનસ" છિદ્રમાંથી ઘણું પરુ નીકળ્યું. બધા મિત્રો ગભરાયા. પૂજ્યશ્રીએ હકીકત પૂછી. સારવાર કરનારે ખરી હકીકત કહી. જરા અંતર્મુખ થઈ પોતે કડકાઈભર્યા શબ્દો ઉચ્ચાર્યા : "શું પીસ-પીસ" (પરુ-પરુ) કહ્યા કરો છો ?" આશ્ચર્યજનક હકીકત એ બની કે સાર બાદ ફરીને પરુ નીકળ્યું નહીં. થોડા દિવસમાં છેદ પૂરેપૂરો પુરાઈ ગયો અને શ્રી મગનભાઈની તબિયત બરાબર સુધરી ગઈ. એક વેળા વાત નીકળતાં પૂજ્યશ્રીએ સૂચક ઉદ્‌ગારો કાઢેલા : "જેની સેવા લેવી છે તેને સારો રાખવો પડે ને !"

× ×

બીજા એક એઓશ્રીના હાંસાપોરના ભક્ત, શિષ્ય અને સેવક શ્રી રતિલાલને કેન્સરનો વહેમ ગયો. ડાકટરે સલાહ આપી : "મુંબઈ જઈ એ દર્દના વિશારદ પાસે પાકી તપાસ કરાવો." એ ભાઈ મુંબઈ ટાટા હૉસ્પિટલમાં શસ્ત્રક્રિયા કે એવી બીજી ક્રિયા કરાવવામાં રાજી નહોતા. પૂજ્યશ્રીએ તેને હિંમત આપી : "તને કેન્સર નથી. તને એ રોગ થાય એમ નથી." એ ભાઈએ પૂરી શ્રદ્ધાથી દવા ખાયા કરી. વખત જતાં રોગ-સંશય મુક્ત થયા. આજે પણ પૂજ્યશ્રીને એ ભાવપૂર્વક યાદ કરે છે, અને કહે છે : "મહારાજશ્રીએ તો મને જીવનદાન આપ્યું છે." એ અને એમનું કુટુંબ પૂજ્યશ્રીની તન, મન અને ધનથી સેવા કરી રહ્યા છે. પોતાની હરકોઈ પ્રકારની પ્રમાણસર આબાદીના મૂળમાં એ કુટુંબ મહારાજશ્રીની અનહદ દયા અને કૃપાને જ આગળ કરે છે. પૂજ્યશ્રીની બાહ્ય ભક્તિ કરતાં વધારે આંતરિક, માનસિક ભક્તિ કરનારું એ કુટુંબ છે. બાબાશ્રીના મૂક અને ગુપ્ત સેવક શિષ્યોમાં એમને લેખી શકાય.

× × ×

કેન્સરનો ભોગ થઈ પડેલા બીજા એક સજ્જન સેવક શિષ્ય પૂજ્યશ્રીની આજ્ઞા શિરોધાર્ય કરી મુંબઈ જાય છે, ટાટા હૉસ્પિટલમાં સારવાર કરાવે છે, રોગમુક્ત થાય છે. પણ એ રોગમુક્તિ, ભયમુક્તિ માટે પૂજ્યશ્રીની દયા-અનુગ્રહને જ કારણ માને છે અને પૂરા પ્રેમથી પ્રભુશ્રીની સ્મૃતિ કાયમ રાખે છે.

× × ×

પૂજ્યશ્રીની દયા કેટલીક વાર તો પોતાના દર્દી સેવકને આશ્રમમાં ખેંચી લાવતી. પોતાની અંગત દેખરેખ નીચે તેને રાખી, એના યોગ્ય ખાનપાનનો જરૂરી બંદોબસ્ત કરી પોતે તેને દવા ખવડાવી સારો કરતા. परदुःख द्रवहि

સંત સુપુનીતા । પોતાના એક શિષ્ય અને સેવકના દીકરાને એ પ્રમાણે ક્ષય રોગમાંથી બચાવ્યો હતો. બીજાય એવા કેટલાક દાખલા સાંભળ્યા છે. પોતે યાદ કરાવતા: ઈશ્વરને અરજી કરો પછી છોડી દો. તેની મરજી પર.

ઉપરની સત્ય હકીકત ઉપરથી એટલું તો માલૂમ પડે છે કે પૂજ્યશ્રી સાધારણ લોકોની માન્યતા કે કલ્પના પ્રમાણેના ભલેને સિદ્ધ મહાત્મા નહોતા, તોય તેઓશ્રી શુદ્ધ હૃદયના એક જ્ઞાનસિદ્ધ મહાત્મા હતા. તેઓમાં જે સર્વોપરી સિદ્ધિ હતી તે એ જ્ઞાનસિદ્ધિ હતી. પોતે યાદ કરાવતા કે સર્વ સિદ્ધિનો શરતાજ જ્ઞાનસિદ્ધિ છે. ऋते ज्ञाना मुक्तिः । (જ્ઞાન વિના મુક્તિ નથી) એ વેદવાક્ય છે, અનુભવસિદ્ધ વચન છે એ સિવાયની બીજી બધી સિદ્ધિ બંધનકારી છે. ભલેને અણસમજુ લોકો તેને મોક્ષ-મુક્તિ કરતાં વધુ માને. યથાર્થ મુક્તિજ્ઞાન સહિતની બીજી સિદ્ધિ તારક કે ઉપકારક થાય. તે રહિત તે જ સિદ્ધિ મારક-અપકારક થાય. સમજુને આ સત્ય સમજાય.

ઇતિહાસનાં પાનાં ઉકેલો. સંસ્કૃતિના નાશ વિનાશનાં પાનાં વાંચો. ચડતી-પડતીનાં કારણો તપાસો. કેવળ હઠયોગની સિદ્ધિનાં પરિણામો જુઓ. આજની ભૌતિક સિદ્ધિનાં ફળ ચાખો. એક જ અનુમાન તારવી શકાય કે ખરા જ્ઞાન વિના ખરી દુઃખમુક્તિ, બંધનમુક્તિ છે નહીં. ભયભીત રહેવું પડે. द्वितीयाद् वै भयं भवति । બીજાને જુએ તેને ભય થાય એ શ્રુતિવચન છે. ઈશ્વરદૃષ્ટિ હટે એટલે જગતદૃષ્ટિ જાગે. જગત એટલે ભય, દુઃખ, દ્વેષ, અશાંતિ અને અસંતોષનું સંગ્રહસ્થાન. ઈશ્વરને આઘો કરવાથી દુઃખની માત્રા વધી જાય.

મુક્તિમાર્ગને અવરોધતી સિદ્ધિને મહાત્મા લોકો કેમ ગૌણસ્થાન આપે છે, અવગણે છે તે સહેજે સમજી શકાય એમ છે. વાસ્તવિક સુખ જોઈએ તો વાસ્તવિક સુખનો રસ્તો લેવો રહ્યો. પૂજ્યશ્રી કહેતા : "મુંબઈથી અમદાવાદ જવું છે, વચ્ચે વડોદરા આવવાનું. પણ જો વડોદરે અટકી જઈએ તો અમદાવાદ પહોંચવું રહી જાય. વડોદરા એ સિદ્ધિનું સ્થાન છે. એ વટાવવું પડે. ભલાજી યોગના પુરસ્કાર, પ્રણેતા છે. વિભુ પાસે જનારે ભલાજીને નમસ્કાર કરી આગળ વધવું રહ્યું."

હઠયોગની સિદ્ધિને ઉતારી પાડતાં પૂજ્યશ્રી કહેતા: આકાશમાં ચિડિયાં ઊંચાં ઊડે છે પણ તેથી શો લાભ? સમડી (ચીલ પક્ષી) ગમે તેટલું ઊંચે ઊડે પણ તેની નજર ઊંચે નથી જતી, નીચે પૃથ્વી પરના માંસ પર પડની

રહે છે માછલાં પાણીમાં ડૂબાડૂબ કરે. શો ફાયદો ? પ્રાણનિરોધ કરી જડ સમાધિ લગાવી જમીનમાં દટાઈ રહેવું, પાણીમાં ડૂબી રહેવું, કે વરસોના વરસ બીજી રીતે નિશ્ચેષ્ટ પડી રહેવામાં પુરુષાર્થનો ભોગ આપવો પડે તેના કરતાં ખરો પુરુષાર્થ કરી ચેતન સમાધિ-સહજ સમાધિ સિદ્ધ કરી સુખસમૃદ્ધ સુખરૂપ આત્મજ્ઞાન કેમ પ્રાપ્ત ન કરવું ? તેમાં વળી પેટને માટે આ વિદ્યાનો ઉપયોગ કરાય ત્યારે તો તે ઘૃણાજનક લાગે. કાંટા પર કે ખીલા પર સૂઈ રહેતા, રેતી કે ખાડામાં પુરાઈ રહેતા હઠાગ્રહીઓને એઓ મેળામાં જોતા ત્યારે ચેતવતા : "જુઓ ! પેટને માટે આ કેટલું અને કેવું દુઃખ વેઠી રહ્યા છે ! કોઈ ખાસ શુભ પ્રયોજન વિના પુરુષાર્થ વેડફી રહ્યા છે." આવા પ્રકારના હઠયોગને હસી કાઢતા પોતે આ દૃષ્ટાંત આપતા :

એક હઠયોગીએ રાજાને ખુશ કરી હાથી અને કંકણુ મેળવવાની ઇચ્છાએ સમાધિ પ્રયોગ આદર્યો. સમાધિ લાગી તે લાગી. પ્રાણ ઊંચે ચડી ગયો. નીચે ઊતરે જ નહીં. વરસોનાં વરસો વીત્યાં. પેઢીની પેઢી પસાર થઈ ગઈ. મહાત્માજીની સમાધિ ઊતરી નહીં. જમીનમાં પૂરો દટાઈ ગયો. કોઈ પ્રાણવિદ્યાના જાણકારે તેનો પ્રાણ નીચો ઉતાર્યો. સમાધિ ઊતરતાં તે બોલી ઊઠ્યો : લાવો, રાજા, મારો હાથી ને કંકણુ—ટૂંકમાં જે વાસના ભરી હતી તે વાસના હજારો વર્ષ બાદ બહાર નીકળી પડી. જે અંદર હોય તે જ બહાર આવે.

ઇન્દ્રજાળ-નજરબંધી-બહુરૂપી વિદ્યા એ પણ એક પ્રકારની હલકી સિદ્ધિ છે. ભૂત-પ્રેત-વશીકરણ વિદ્યા અને એવી બીજી હલકા પ્રકારની સિદ્ધિ આપતી વિદ્યા એ પેટ ભરવાનું સાધન છે. એનાથી એ વિદ્યાના જાણકારને કશો લાભ થતો નથી. ઊલટું, એ લોકો પાછળથી પસ્તાય છે. આના કરતાં જરા સારા પ્રકારની એક વિદ્યા સંબંધે પોતે અનુભવેલી એક સત્ય બીના એમના પોતાના શબ્દોમાં અહીં આપી છે :

× × ×

એક મહાત્માની સારી સરખી ખ્યાતિ જામી હતી. જે કોઈ જેવી ઇચ્છા કરીને જાય તેને તેવા પ્રકારનું એ ખવરાવતો. ફરતા વિચરતા અમે ત્રણ સંતો તે સ્થળે જઈ પહોંચ્યા. ઇચ્છા સ્ફુરી : "જોઈએ તો ખરા કેવા મહાત્મા છે." તેનું અનુસંધાન કરી અમે ત્રણે સંકલ્પ કર્યો : (૧) અમે મહાત્મા પાસે જઈએ કે તરત જ વિનાસંબોધ્યે જે કોઈ બેઠા હોય તેને તે વિદાય કરે. (૨) અમારી સાથે પ્રેમ ભાવે વર્તાવ કરે. (૩) એકને જલેબી, બીજાને રસગુલ્લાં અને

નોંજને માલપૂડા ખવડાવે.” ત્યાર બાદ અમે તે મહાત્માજીની પાસે પહોંચ્યા અને વિના ઇચ્છા પ્રગટ કર્યે તેમણે અમારી ત્રણે ઇચ્છા સંતોષી. પછી અમે તેમને પૂછ્યું : “મહાત્માજી, આપે આ વિદ્યા સંપાદન કરતાં કેટલાં વરસ ગાળ્યાં હતાં? અને એનાથી આપને શો લાભ થયો છે?” મહાત્માજીએ સખેદ કહ્યું : “વરસ નકામાં ગયાં અને એ સિદ્ધિ તો બેટાના ‘ડામ’ (પૂછડી) જેવી અને બકરીના ગળામાંના આંચળ જેવી ભારરૂપ નિરર્થક થઈ પડી છે. કેવળ લોકોની વાહવાહનો હું ભોગ થઈ પડ્યો છું.” પૂજ્યશ્રીએ ઉદ્ગાર કાઢ્યા: ‘જગતના લોકો, વ્યવહારકુશળ લોકો તો વાહવાહમાંથી ન બચે તે સમજી શકાય પણ સારા સારા મહાત્મા ત્યાગી વિરકતોમાંથી પણ કોઈ વિરલો એ બલામાંથી છટકી શકે. એ વાહવાહ ભારે ગળેપડુ છે.”

હઠયોગની સિદ્ધિ કે એવી કોઈ બીજી સિદ્ધિને ઉતારી પાડવાનો હેતુ એટલો જ છે કે તેને લીધે લક્ષ્યભ્રષ્ટ થવાય છે. આત્મજ્ઞાનના માર્ગમાં એ અંતરાય રૂપ નીવડે છે, છતાંય હઠયોગની કેટલીક આવશ્યક પ્રક્રિયાઓ શીખી લેવાથી અભ્યાસીને મનને વશ કરવાનું સુલભ થઈ પડે છે. યોગનાં કેટલાંક આવશ્યક અંગો—જેવાં કે યમ, નિયમ (સંયમ), આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા અને ધ્યાન—એનો ખપપૂરતો અભ્યાસ જરૂરી છે. કેવળ પ્રાણદમન, હઠાગ્રહ કે દુરાગ્રહ વર્જ્ય છે. હઠયોગ રાજયોગમાં પરિણમતો હોય તો ખાસ ખોટું નથી, બલ્કે કેટલેક અંશે તે સહકારી ને સહાયક થઈ પડે છે. હઠયોગમાં પ્રાણદમન પ્રધાનપદે છે, જ્યારે રાજયોગમાં મનદમન–મનના વશીકરણ માટેનો વિચાર પ્રધાન સ્થાને છે. મનોનાશ કે મનના ઉન્નતીકરણ વિના રાજયોગ સિદ્ધ ન થાય. મનને અમન–વિક્ષેપરહિત કરવાને, આત્માભિમુખી અને આત્મનિષ્ઠ કરવાને માટે પ્રત્યાહારાદિ અંગો આવશ્યક છે.

પૂજ્યશ્રી તો યોગભ્રષ્ટ પુરુષ હતા. એમને મનને વશ કરવાને ઝાઝી તકલીફ લેવી પડી નહોતી એટલે એમને યોગમાર્ગનો ઝાઝો આશરો લેવાની જરૂર પણ નહોતી છતાંય પોતે થોડાક પ્રયોગ કરીને એ યોગમાર્ગ છોડી દીધેલ લાગે છે.

પોતે પ્રાણ રૂંધી શકતા હતા. ત્રાટકનો પ્રયોગ પણ કરી જોયેલ. એમની આંખમાં કોઈ વિચિત્ર ચમક હતી. એટલે અનુમાન કરી શકાતું કે એઓશ્રીએ સૂર્ય સામે જોઈને ત્રાટક સાધ્યું હશે. આંખના એક નિષ્ણાત ડાકટરના કહેવા પ્રમાણે માની લેવાય કે એમના જેવી આંખનું નૂર બહુ થોડા મનુષ્યોમાં જોવા મળે છે. છાયાપુરુષને પોતે પ્રગટ કરેલો હોવો જોઈએ એવું એમના તે વિષેના

પર લઈ ગયો. એકેકથી ચડિયાતાં સુગંધી ફૂલોમાં તેણે તેને ફેરવ્યો. પણ કોઈ પણ સ્થળ તે છાણિયા કીડાને પસંદ ન પડ્યું. તેણે હઠ પકડી કે મને તો મારા પોતાના મુકામે જવા દે. મને ત્યાં પૂરતો આરામ અને સુખસંતોષ છે. ભમરો નવાઈ પામ્યો. આવા સ્વર્ગીય સ્થાનમાં આને સુખ નથી તો એનું સ્થાન કેવું સુંદર હશે? લાવ, જોઉં તો ખરો. દૂરથી દર્શન કરી ભાગી ગયો. ગંદકીમાં રહેનારો ગંદકી પસંદ કરે. એકનું સુખ બીજાને મારે.

**સર્વ રોગનું મૂળ**

બીજી રીતે પોતે સમજાવતા : સિદ્ધ મહાત્મા દુઃખ હરતા જાય અને લોકો પાપપુણ્ય કરતા જાય. સુખ લોકો ભોગવે અને દુઃખ સિદ્ધ મહાત્માને શિરે પટકે. એ તો વિચિત્ર ન્યાય. ક્યાં સુધી એમ નિભાવાય? વળી મહાત્મા લોકોને જ્યાં રાત્રિ દેખાય ત્યાં બીજા લોકોને દિવસ દેખાય. અવળા પાટા બંધાયા હોય તો કોણ છોડવે? કરે તે ભોગવે. દયાભાવે યથાશક્તિ તેનાં દુઃખ ઓછાં કરવાનો પ્રયાસ તો કરવો. પણ તે દુઃખનું મૂળ શોધી દુઃખ મટાડવાનો પ્રયત્ન કરવો તે વધુ સારી રીત છે. આધ્યાત્મિક દૃષ્ટિએ સર્વ દુઃખનું મૂળ અજ્ઞાન છે. તેને લીધે દેહબુદ્ધિ બંધાય છે અને તેને લઈને રાગદ્વેષાત્મક ભાવો કેળવાઈ જન્મમરણના ફંદમાં ફસાવું પડે છે. જન્મમરણ એ એક મહારોગ છે, મહાદુઃખ છે. એ દુઃખને જે ટાળી-ટળાવી શકે તે સર્વશ્રેષ્ઠ પરોપકારી, દયાળુ, દીર્ઘદૃષ્ટિવાળો મહાપુરુષ છે.

એ બાબતનો મહાત્મા લોકોને નિશ્ચય હોય છે અને તેથી જ તેઓ આ ભવરોગ કાઢવાનો ઉપાય કહે છે—બતાવે છે. દેહભાવને બદલે આત્મભાવ સ્થપાય ત્યારે જ જીવકૃત સર્વ દુઃખની જડ હાથ આવે અને તેને ઉખેડી શકાય, નિર્મૂળ કરી શકાય. કહેવાતા પરોપકારી પુરુષો તો આખરે પિંડપોષી નીવડે છે. ડાળપાંદડાં પર પાણી છાંટવાથી શું વળે? મૂળમાં પાણી રેડવાથી ડાળપાંદડાં ખીલી ઊઠે. જે પોતે સુખી નથી તે બીજાને કેવી રીતે સુખી કરે? પોતે કહેતા :

ભલભલા કહેવાતા સેવાભાવી લોકોનાં અંતર ઢંઢોળો—તપાસો. ત્યાં સંતોષ નથી, સુખ નથી, શાંતિ નથી. પોતાની જાતની જે પૂરી સેવા ન કરી શકે તે સેવાભાસી થાય, સેવાનો અભિમાની થાય. આવા મિથ્યાભિમાની લોકો ઘણી વાર લોકોને ઊંધા પાટા બંધાવે અને કહે કે "જન્મમરણથી શું કામ ગભરાવું? એ તો કાયરતા થઈ. ભક્ત લોકોએ તો જન્મોજન્મની માગણી કરી છે."

આવાં વિધાનોથી જે સંતોષ લે છે તે તેની અણસમજને લીધે છે. એ તો તેમનો સૂક્ષ્મ અહંકાર એ પ્રમાણે બોલાવે છે. ભક્તિનો–ભક્તોનો મહિમા બતાવવા માટેનાં આ રોચક વાક્યોનો આમ સામાન્ય ઉપયોગ ન થાય. અનુભવીઓની વાત અનુભવી પાસે રહેવા દેવામાં લાભ છે.

સારા સંતમહાત્માઓ " નિકમ્મા, " નકામા, કેવળ પેટભરા નથી, લોકોને ભારરૂપ પણ નથી. એક રોટી પૂરતા વેતનમાં તેઓ

જ્ઞાન ઔષધિ અમૂલ્ય સેવા આપે છે. આત્માની–ઈશ્વરની ઓળખાણ તો કોઈ વિરલો કરી શકે અને વિરલાઓ જ ખરા મનુષ્ય–માનવ છે. એમની માનવતા સર્વ ગુણોની ખાણ છે. સેવા શીખવી હોય તો આવા ખરા માનવ પાસે તેના પાઠ ભણવા પડે. ખરું કર્તવ્યભાન ત્યાર પછી જ આવે અને નિષ્કામ ભાવે અને સ્વાભાવિક સરળ રીતે ખરી સેવાનાં સારાં કામો સરસ રીતે થયાં કરે. આત્મદર્શી બન્યા સિવાય ખરી સેવાની ચાવી હાથ ન લાગે. ખરી સિદ્ધિ અને ખરી સેવા તો તે જ છે, જે હેવાનિયતને સ્થાને માનવતા સ્થાપે. ઉપરની બધી ચર્ચાનો સાર પૂર્વે ઉલ્લેખાયેલ આ દોહામાં આવી જાય છે :

रामनाम को अंक है सब साधन है सून।
अंक गये कछु हाथ नहीं अंक रहे दस गुन ॥

પ્રભુશ્રીએ તો રામનામરૂપી અમૂલ્ય અંકથી સેવા કરી–કરાવીને દરેક શૂન્ય જેવી લાગતી સેવાને દશ દશ ગણાં મૂલ્ય આપ્યાં–અપાવ્યાં છે. ઉપરના જેવી ચર્ચાના ગંભીર વિષયને હળવો બનાવવા પૂજ્યશ્રી તળેનાં વિનોદી પણ રહસ્યપૂર્ણ દૃષ્ટાંતો આપતા :—

ગામમાં એક કુંભાર હતો. તેના ગધેડાનું નામ મિરાંજી હતું. હવે રાજાના સાળાનું નામ પણ મિરાંજી હતું. મિરાંજી ગધેડો ઊંચે ચરવા ગયો. પગ લપસ્યો. પડી ગયો અને મરી ગયો. કુંભારે રડવા માંડ્યું કે મિરાંજી મરી ગયો. દેખાદેખીથી બીજા લોકો પણ રડવા લાગ્યા કે મિરાંજી મરી ગયા. રાજાના દરબાર સુધીનાં બધાં રડતાં રહ્યાં. કારણમાં જવાબ મળ્યો : મિરાંજી મરી ગયા. હવે રાણીના ભાઈ મિરાંજી તો જીવતા હતા. કોઈએ કોઈને પૂછ્યું નહીં કે મિરાંજી કોણ? મનમાં ને મનમાં માની લીધેલું કે રાણીના ભાઈ, રાજાના સાળા મિરાંજી મરી ગયેલા. આખરે ખરી હકીકત બહાર પડી અને

ટીમકાર? પોતાનો ભાર પોતે ઉપાડી શકે એવી શક્તિ આપે-અપાવે તે જ ખરી વિદ્યા અને કળા, દયા અને દાનવૃત્તિ. ખરી વિદ્યાનો જાણકાર પોતાના પગ પર ઊભો રહીને એટલે કે પ્રારબ્ધાનુસાર ઈશ્વરેચ્છાએ આવતાં દુઃખોનો ભાર હળવો કરીને અર્થાત્ પોતાનાં સુખદુઃખના મૂળમાં પોતે જ જવાબદાર છે એવું સમજીને ખરા જ્ઞાનની મસ્તીમાં પોકારી ઊઠે:

> टुकडे टुकडे देह हो तनसे निकलैं प्रान।
> तब भी मुख त्यागे नहीं रामनामकी ग्रान॥

અથવા તો મીરાંની પ્રેમનિભોર વાણી ગાય:

> आंसु यन जल सिंच सिंच प्रेम बेली बोई॥
> अब तो बेली फैल गई आनन्द फल होई॥

પૂજ્યશ્રી પાસે તેમ જ એવા વિરલ ઉચ્ચ કોટિના દુર્લભ થતા જતા અનુભવી જ્ઞાની-જ્ઞાનસિદ્ધ-જ્ઞાનનિષ્ઠ-મહાત્મા પાસે મુક્તિવિદ્યાના પાઠ ભણવા જોઈએ. જન્મજન્માંતરથી આપણે 'ભુક્તિ'ના પાઠ તો ભણતા રહ્યા છીએ. સરવાળે દુઃખનું દુઃખ માથે પડે છે. જેમ માન, ઇજ્જત, પૈસેટકે મનુષ્ય મોટો તેમ તેને મરણનો ભય મોટો--જાહોજલાલીમાંથી ગરીબીમાં સરી પડવાનો ભય મોટો, તેની ચિંતાય મોટી. મુક્તિજ્ઞાન સિવાય આ ચિંતા ન જાય.

પહેલું કામ તે પહેલું કરવાથી શાન્તિ મળે છે. સમજપૂર્વકના મુક્તિજ્ઞાન બાદની ભુક્તિ કોઈ ઓર રસાસ્વાદ આપે છે. 'तेन त्यक्तेन भुंजीयाः' નો ખરો અર્થ હવે સમજાય અને ત્યાગપૂર્વક-ઈશ્વરાર્પણ બુદ્ધિથી ભોગ ભોગવાય અને તેમાંથી ફલિત થતો આત્મરક્ષાનો નિયમ હાથ લાગે. ધર્મભ્રષ્ટ-કર્તવ્યભ્રષ્ટ થતા અર્જુનને આત્મજ્ઞાને ખરું કર્તવ્યભાન કરાવ્યું.

પૂજ્યશ્રી મોક્ષવિદ્યાના સિદ્ધપુરુષ હતા અને એ જ સિદ્ધિનો સંચાર, ..., આચાર કરવાના આગ્રહી હતા. પણ એ વિદ્યાના ગ્રાહક જૂજ હતા એટલે માટે ભાગે તો ઉત્તરાવસ્થામાં પોતે મૌન સેવતા. કોઈ ખરો જિજ્ઞાસુ આવે ત્યારે જ્ઞાનગઠડી છોડતા. કહેતા: બહુ ઉપદેશ આપ્યો. હવે તેની તે વાત ઘડી ઘડી શું કામ કર્યા કરવી? સાંભળ્યું તેટલું આચરણમાં મૂકો. કોઈક વાર એક બોધક દૃષ્ટાંત કહેતા:

સરખા વજનના સોનાની ત્રણ મૂર્તિઓ બનાવી એક વિચક્ષણ સોની તેને

સોયરા નીકળ્યો. પણ ત્રણેની કિંમત અલગ, અલગ. એકના પાંચસો, બીજીના પાંચ હજાર, અને ત્રીજીના પાંચ લાખ. કોઈ તેની મૂર્તિ ખરીદે નહીં. ગાંડા કહી તેની વાત હસી કાઢે. રાજદરબારમાં આવા વિચિત્ર સોની વેપારીની વાત પહોંચી. રાજાએ તેને બોલાવી મંગાવ્યો. દરબારીઓનો અભિપ્રાય પૂછ્યો. કોઈની વાત રાજાને પસંદ પડી નહીં. દીવાન હોશિયાર હતો. તેણે ત્રણે મૂર્તિ બારીકાઈથી તપાસી તો કાનભાગમાં છેદ દેખાયો. એક મૂર્તિના કાનમાં સળી મૂકી તો તે આરપાર બીજા કાનને છેડે નીકળી ગઈ. તે મૂર્તિને અલગ કરી. સૂચન મળી ગયું. બીજી માટે બીજી સળી મૂકી જોઈ. તે કાનમાંથી મુખ દ્વારે બહાર નીકળી ગઈ. ત્રીજીની ત્રીજી રીતે પરીક્ષા કરી. તે કાનમાં થઈ પેટ તરફ પેસી ગઈ. દીવાને બરાબર મૂલ્ય આંક્યું. પહેલીનું મૂલ્ય પાંચસો, બીજીનું પાંચ હજાર અને ત્રીજીનું પાંચ લાખ. રાજાએ સોનીને ઇનામ આપી વિદાય કર્યો. તેની બુદ્ધિની તારીફ કરી.

આપણા શ્રોતાવર્ગ આ ત્રણ મૂર્તિઓ જેવા હોય છે. એક વર્ગ એક કાને સાંભળે અને બીજા કાને કાઢી નાંખી, ઉપદેશકનો ઉપદેશ ત્યાં જ છોડી ચાલતી પકડે. ખાલી મનોરંજન માટે સભાગૃહમાં બિરાજે. બીજો સાંભળે તે પ્રમાણે તેના વખાણ કરે અને બીજાને ઉપદેશ આપે. પોતે કોરો ને કોરો રહે. ત્રીજો વર્ગ સાંભળે તેને હૃદયમાં ઉતારે. સાંભળેલાનું મનન, નિદિધ્યાસન કરે. તે પ્રમાણે આચરણ કરી સિદ્ધિ મેળવે.

× × ×

પૂજ્યશ્રી મૌન સેવતા ત્યારે પણ તે હેતુપૂર્વકનું હતું. કોણ ખરો અભ્યાસી છે તે પારખી લેતા. બીજા ચંચળ રહેતા. બગાસાં ખાઈ આમતેમ ફરી પાછા ફરતા. અભ્યાસીને ખાસ લાભ થતો. પૂજ્યશ્રીને સહજ સિદ્ધ થયેલો અજપા જાપ મૌનસમયે ચાલ્યા કરતો. કોઈ વિરલ અભ્યાસી અદૃશ્ય રીતે તેનો લાભ મેળવી લેતો. તેનોય તે જાપ શરૂ થઈ જતો અને તે કોઈ અજબ શાન્તિ અનુભવતો. ઉપરાંત તેને તેના પ્રશ્નનો ઉત્તર મૂક ઉપદેશથી મળી જતો, તેની શંકાનું સમાધાન થઈ જતું. મહર્ષિ રમણ આવા મૂક ઉપદેશક હતા. યાદ કરીએ : " गुरोस् तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ।

પૂજ્યશ્રીનાં દર્શન માટે ટોળેટોળાં ઉમટતાં તેનાં કારણોમાં મુખ્યત્વે આટલું કહી શકાય :

મોટા ભાગના લોકો એમ જ માનતા કે એઓશ્રી ચાહે તે કરી શકે એવા સિદ્ધ પુરુષ છે. તેમને એમની જ્ઞાનસિદ્ધિની કશી જ્ઞાની મહાત્મા પડી નહોતી. દર્શન કરવાથી પાપ કપાય, એમની અમીદૃષ્ટિ પડે, માથા પર હાથ ઊતરે તો દુઃખ દૂર થાય એવી તેમની અંધશ્રદ્ધા હતી. એવી શ્રદ્ધા કામ કરી જતી હશે. શ્રદ્ધામાંય શક્તિ તો છે.

એઓશ્રીની દવાથી જરૂર રોગ સારો થાય એમ માનીને પણ ઘણા દુઃખી દર્દી એમના દર્શન માટે સહકુટુંબ આવતા. એક તો સારી દવા અને લેનારની શ્રદ્ધા એ બંને લાભકારી નીવડે. પૂજ્યશ્રીની દયા પણ કદાચ કામ કરી જતી હોય.

એઓશ્રીની પાકી મોટી ઉમ્મર સંબંધે વિધવિધ કલ્પનાઓ ચાલતી. સવાસોથી દોઢસો, બસો વરસ સુધીની એ ઉમ્મર હતી એવી વાતો પણ ફેલાતી. એઓશ્રી ઘણા વયોવૃદ્ધ હતા એ વાત ખરી અને એટલી મોટી ઉમ્મરે પણ એઓશ્રી એમનાં આરોગ્ય, પ્રસન્નતા, યાદશક્તિ તેજસ્વિતા અને શરીરસૌંદર્ય જાળવી શક્યા હતા એ બધું જરૂર આકર્ષણ કરે તેવું હતું. એમના જેવી જ્ઞાન-સિદ્ધ ભવ્ય મૂર્તિ ભાગ્યે જ જોવા મળે.

લાંબું આયુષ્ય એ છે તો ઈશ્વરની દેન, છતાંય પોતે કહેતા કે નીરોગતા અને લાંબા આયુષ્ય માટે સંયમ—બધી ઇન્દ્રિયોનું બ્રહ્મચર્ય—વ્યાયામ, સત્ત્વગુણ-પોષક આહારવિહાર અને સૂક્ષ્મ પ્રાણની ગતિરૂપ પ્રાણાયામ—એ બધાંની જરૂર રહે છે. ગૃહસ્થનું બ્રહ્મચર્ય મનુસ્મૃતિમાં વર્ણવ્યું છે તે પ્રકારનું હોવું જરૂરી છે. તેનાથી નીરોગ અને મજબૂત તેમ જ સંયમી સંતતિ ઉત્પન્ન થાય છે. એથી સંતતિ-નિયમન આપોઆપ બની રહે. ભરૂચના જૂના આશ્રમમાં બહુ ભારે વજનના મગ-દળની જોડ જોતાં એમ લાગતું કે એઓશ્રી વ્યાયામ કરતા હતા. મગદળ એટલાં બધાં ભારે હતાં કે તેમાંના એકને પણ બે હાથે ઊંચકી માથા સુધી પહોંચાડનાર કોઈ વિરલો જુવાન નીકળતો. લગભગ બાવીસ શેર વજનનું એક મગદળ હતું. તરવાની વિદ્યામાં તો પોતે પારંગત હતા. ચાલવા–દોડવા પણ ખૂબ હતા. શુદ્ધ હવા અને કુદરતના સહવાસે અને સત્ત્વગુણી સ્વભાવે પણ આયુ લંબાવવાનું કામ કર્યું હશે.

એમની પ્રસન્ન મુખમુદ્રા અને મીઠી, ગંભીર વિનોદી વાણી તો જાણે સાંભળ્યા જ કરીએ. એ પણ એઓશ્રી તરફના આકર્ષણનું એક કારણ હતું.

એમની સ્વચ્છતા કે જેને પોતે વિનોદમાં પોતાની અડધી "સિદ્ધાઈ" કહેતા ને એઓશ્રીના વિશાળ ચોગાનવાળા આશ્રમમાં ફરવાને બહાને પણ

નાનામોટા–આબાલ વૃદ્ધને ખેંચી લાવતી હશે, પકડી રાખની હશે. કોઈ પગરસ્તે, કોઈ બસ સર્વિસમાં, કોઈ ઘોડાગાડીમાં તો કોઈ પોતાની મોટરગાડીમાં સપરિવાર, એમ કેટલાય લોકો આશ્રમ તરફ પ્રયાણ કર્યે જતા.

તેમાં વળી આશ્રમનું શાંત વાતાવરણ, પ્રસન્ન ચિત્તે ઊંચે આસને બિરાજતા મહારાજશ્રી અને આગન્તુક સંતમહાત્માઓનાં દુર્લભ દર્શન, તેમાં રેલાતી સંગીનમાધુર્યની લહેરો અને ભજનિયાઓનાં ભજનો શ્રોતૃવર્ગનું મન મુગ્ધ કરતું અને આવનારને ફરી ફરી આવવાને ફરજ પાડતું.

કેટલીક વાર તો પૂજ્યશ્રી સ્પષ્ટપણે કહેતા કે: "મારામાં તમે કલ્પેલી કોઈ ખાસ સિદ્ધિ નથી. એવી નાશવંત સિદ્ધિને હું બહુ ઉત્તેજન આપતો નથી. પહેલાં જો હું તમારી માન્યતા પ્રમાણે કરોડપતિ હતો તો આજે તે હિસાબે લખપતિ પણ નથી રહ્યો." છતાં લોકો તો માને એમ નહોતું એટલે પોતે ચૂપ રહેતા. જેને જે ગમે તે જાતની કલ્પનાનો એઓશ્રીમાં આરોપ કરી શ્રદ્ધા ભાવે દર્શન કર્યા કરે કે કોઈ કાકતાલીય લાભ ઉઠાવે તો તેની સામે તેઓશ્રીનો કોઈ ખાસ વાંધો–વિરોધ ન હતો. ભાવ પ્રમાણે ભલેને લોકો લાભ લે અને સંતોષ માને. ભગવાન તો ભાવના ભૂખ્યા છે. મહાત્મા પુરુષમાં આવી કલ્પિત શ્રદ્ધા બેસવી એ પણ ઈશ્વરની કૃપા સમજવી. ઈશ્વર જેને નિમિત્ત બનાવે તેણે તેનો લાભ આપવો રહ્યો. બધા સંતપુરુષ–મહાત્મામાં લોકો આવી શ્રદ્ધા મૂકતા કે મૂકી શકતા નથી. લાભદાયી શ્રદ્ધા તોડવાની જરૂર નથી.

પૂજ્યશ્રીને પોતાની શકિત–સંકલ્પશકિતનો હ્રાસ થતો, થયેલો લાગતો હતો. દયાભાવે કેટલાને માટે તેમણે એ શકિતનો વ્યય કર્યો હશે તે તો ઈશ્વર જાણે. પણ કંઈક હ્રાસ થયો હતો એ ચોક્કસ. તેમાં વળી વૃદ્ધાવસ્થા અને કંઈક અસ્વસ્થ રહેતી શરીરપ્રકૃતિએ પણ એઓશ્રીના ઉત્તર જીવનમાં ભાગ ભજવ્યો હતો. કોઈનું વધુ પડતું શારીરિક યા તો માનસિક દુઃખ સાંભળી એઓશ્રીનું હૃદય ભરાઈ આવતું. એટલે કોઈકવાર નિરુપાયે ઉદ્‌ગાર કાઢી દેતા: "હવે હું કંઈક બીરુ થતો જાઉં છું."

પોતાની સચિન શકિતનો હવે તેઓ મુક્તપણે ઉપયોગ કરી શકે એમ નહોતું. એ જાળવી રાખેલી થોડીક સંકલ્પશકિતએ એઓશ્રીને છેલ્લા પ્રાણ સુધી ટકાવી રાખ્યા. પોતે કોઈનું દયાનું પાત્ર ન બન્યા. હિંમતપૂર્વક તકલીફ અને મૃત્યુનો સામનો કરી શકયા. શકિતહીન દયાનું પાત્ર બની જાય છતાંય

કુંભમેળામાં જવાનો સંકલ્પ પોતે ન છોડ્યો. એમના પ્રેમી ભક્ત સ્વ. ડૉ. જમિયતરામ દાદાએ એઓશ્રીને હાથ જોડી વીનવ્યા : "પ્રભુ શરીરને વધુ કષ્ટો નહીં. મુસાફરી ભારે પડશે. રસ્તે કદાચ અણધાર્યું બની પણ જાય." ડૉક્ટર સાહેબ બીતે બીતે કહેતા અને વીનવતા જાય. પૂજ્યશ્રીએ જરા કડક અવાજે જવાબ દીધો : "મારા સંકલ્પમાં શું કામ અંતરાય ઊભો કરો છો ? સંશયયુક્ત મન થાય તો તે એક જબરું વિઘ્ન ઉપસ્થિત કરે. મેળામાં જવાનો મારો સંકલ્પ ન તૂટે ન તૂટે. મેળો થશે જ થશે." મેળો થયો. સંકલ્પ નિર્વિઘ્ને પાર પડ્યો. પોતે લથડતી તબિયતે જસીડી પહોંચ્યા. એકાદએ માસ પછી પ્રાણપંખેરું ઊડી ગયું.

શરીર છોડયું તેની પૂર્વેના ત્રણ દિવસમાં પોતે દવા અને અન્ન લેવાં બંધ કર્યાં. ગળું સુકાય ત્યારે ૐના ઉચ્ચારથી મોં ખુલ્લું કરે અને સેવા કરનાર સહેજ પાણી કે ફળનો રસ મૂકે .બહારની કોઈ પણ વ્યક્તિને પાસે આવવાની બંધી હતી. દૂરથી શાંત રીતે દર્શન કરી ગૂપચૂપ ચાલ્યા જવાની આજ્ઞા કરી. એઓશ્રીની ગંભીર માંદગી જોઈ ત્યાં રહી સેવા કરતા એક સંતજનના પ્રશ્નના ઉત્તરરૂપે તેઓએ કહ્યુંઃ શરીરને ગંગાદાહ કરવો, અને કેવી રીતે ત્યાં લઈ જવો તે સંબંધે પ્રબંધ કરવા એમના ભક્ત સેવક સુરત–હાસિપોરના કૉન્ટ્રાક્ટર દુર્ગાપુરવાળાને ખબર કરવી. પછી પડ્યા તે પડ્યા. ધીરે ધીરે પ્રાણ શાંત થતો ગયો. ન કોઈ વ્યથા, ન કોઈ ખાસ નવી વિકૃતિ. દેહ આત્માથી અલગ પડી ગયો. આત્માને તો કશે જવા આવવાનું હતું નહીં. દેહસંબંધ દેહબુદ્ધિભાવ તો છૂટેલો હતો. દેહ છતાંય દેહસંબંધ છૂટી જવો અર્થાત્ જીવનમુક્ત રહેવું—એ તો જ્ઞાનસિદ્ધિનું અમૂલું ફળ છે. જ્ઞાની માટે જીવનમુક્તિ અને વિદેહમુક્તિમાં ખાસ કોઈ ભેદ નથી. જ્ઞાનીનું શરીર હોશમાં છૂટે તોય વાહવાહ અને બેહોશીમાં છૂટે તોય વાહવાહ. જ્ઞાની સ્વ–સ્વરૂપમાં હરહંમેશ સ્થિર થયેલ હોય છે.

શ્રુતિમાં કહ્યું છે કે જ્ઞાની-જીવનમુક્તના પ્રાણ બીજે કશે જતા નથી. તે અહીં જ લય પામી જાય છે.

न तस्य प्राणाः उत्क्रामन्ति । अत्रैव प्रलीयन्ते ॥

જ્ઞાનીનો દેહમુક્ત બ્રહ્મ લય પામતાં તેનું વૃત્તિજન્યજ્ઞાન–વિશેષ ચેતન–લય પામે છે. સામાન્ય ચેતન–બ્રહ્મ શેષ રહે છે.

પોતે જીવી જાણ્યું. જીવન જીવવાનો રાહ બતાવી ગયા. શક્તિશાળી બનો પણ

દયાભાવે બધી શક્તિ ખર્ચી કાઢી બીજાની દયાનું પાત્ર ન બનો. પરોપકાર કરો પણ પાછીથી તમારા પર કોઈને પરોપકાર કરવાની ફરજ પડે તેની દયામણી સ્થિતિમાં ન મુકાઓ. શક્તિ પ્રમાણે ભક્તિ કરો. વિવેકબુદ્ધિ હંમેશ જાગ્રત રાખો. પરતંત્રતા એ એક મહાન દુઃખ છે. પોતે શક્તિ ખર્ચી કાઢી તેનું દુઃખ નહોતું પણ હવે વધુ ખર્ચી શકે એમ નહોતું તેનું દુઃખ હતું. કંઈક સંકુચિત ભાવ સેવવો પડતો તેનુંય એમને દુઃખ થતું હતું પોતે નિરુપાય હતા. પોતે પૂરા પરતંત્ર થઈ જવા માગતા ન હતા. વીર હતા. વીર રહ્યા. માની હતા. માન જાળવી રાખ્યું. ત્યાગી હતા. ત્યાગ નિભાવ્યો. સ્વતંત્ર હતા. સ્વતંત્રતા જાળવી રાખી.

સ્વાભાવિક રીતે પૂરી પ્રસન્નતાપૂર્વક આશીર્વાદ નીકળી જાય તેનાથી શક્તિનો હ્રાસ થતો નથી. પણ ઇરાદાપૂર્વક, બળ કરી, એકાગ્રતા લાવી શક્તિનો સંચાર કરતાં મનોબળ–સંકલ્પબળ ક્ષીણ થાય છે. આત્મદર્શન–ઈશ્વરદર્શન માટેની એકાગ્રતા બળ પૂરે છે; પ્રસન્નતા અને શાંતિ લાવે છે. ત્યારે તેનાથી ઊલટી દિશામાં વહેતી કરાતી એકાગ્રતા બળ હરે છે જ્ઞાનસિદ્ધ મહાત્મા પોતાના આધ્યાત્મિક ક્ષેત્રના શિષ્યમાં શક્તિસંચાર કરે છે અને પ્રસન્ન રહે છે, પ્રસન્ન થાય છે. શિષ્ય શક્તિસંચારથી પ્રભાવિત થાય છે અને તેની ઊંચે ચઢવાની ભૂમિકા તૈયાર થાય છે. આની ઊંચી ભૂમિકાવાળા શિષ્યો સંબંધે કંઈક જાણવા મળ્યું છે.

**શિષ્યો**

પોતાની જ્ઞાનસિદ્ધિથી અને કદાચ શક્તિસંચારથી પ્રભાવિત થયેલ શિષ્ય સંબંધે તેઓએ બહુ પ્રસન્નતાપૂર્વક પણ કંઈક સંકોચભાવે કેટલીક હકીકત કહી છે કે જેથી એમના કહેવાતા શિષ્યો એવી લાયકાતને પાત્ર બને અને ખંતથી અભ્યાસ કરીને ગુરુકૃપાના ભાગીદાર બને. પોતે એક સમયે આબુમાં હતા. સાથે અમદાવાદના એક ગુજરાતી ભક્ત હતા. શિષ્યે આ મતલબની પત્ર દ્વારા હકીકત લખી હતી :

આપના આપેલ ઉપદેશ પ્રમાણે નીતિપૂર્વક ચાલતાં યથાશક્તિ કાળજીપૂર્વક કર્તવ્યો કરતાં, જે શાંતિનો સમય બચતો તેમાં આપે આપેલ મંત્રનો નિયમપૂર્વક અને બને તેટલી એકાગ્રતાપૂર્વક જપ–ધ્યાન કરતાં આજે છ વરસના સતત અભ્યાસે ફળ ચખાડ્યું છે. કોઈ અજબ દૃષ્ટિ ખૂલી ગઈ. મંત્રનો અર્થ સ્પષ્ટ થયો. મંત્ર દેવતા—અર્થાત્ સાક્ષાત્ આપ—ખરા રૂપમાં પ્રગટ થયા કોઈ ગજબ શાન્તિ વ્યાપી રહી. ગહન સમજની આંખ ઊઘડી ગઈ. આનંદની હેલી

વરસી રહી. આત્મા શું છે, પરમાત્મા ક્યાં છે તેની કોઈ વિચિત્ર ઝલક આવી ગઈ. એ અનુભવ, એ સ્મૃતિ સ્થિર થયાં તે થયાં. આવી અદ્‌ભુત દશાની સ્થિતિમાં આ આપને ઉપકારભાવે લખી રહ્યો છું. આપની કૃપા, ઉપકાર, અમીદષ્ટિનાં હું શું વખાણ કરું ? શબ્દ નથી. શક્તિ નથી. કોટ્યાનુકોટિ પ્રણામ, પ્રણામ, પ્રણામ, આપનાં શ્રીચરણોમાં. આ દર્શનની કદી વિસ્મૃતિ ન થાય એવી અનેકાનેક વિનંતિ અને પ્રાર્થના—હરિહર.

પ્રભુશ્રી આ કાગળની વિગતથી રાજી રાજી થઈ ગયા, જાણે કે કોઈ અપૂર્વ લાભ ન થયો હોય તેવો સંતોષ અનુભવ્યો. કાગળનો જવાબ લખાવ્યો : અભ્યાસ છોડતો નહીં. જે અનુભવ તને થયો છે તે ઠરી જઈ શાંત થવો જરૂરી છે. હરહમેશ તે સ્થિતિ થઈ જાય અને તે પ્રમાણે સ્વભાવ બની જાય ત્યારે અભ્યાસ આપોઆપ છૂટી જશે. ચોવીસે કલાક એક જ સ્થિતિ બની રહેશે. બહારનો વહેવાર થતો રહેશે છતાંય દૃષ્ટિ અંતર્મુખ બની રહેશે. જ્યાં સુધી શંકાસમાધાન કર્યા કરવું પડે ત્યાં સુધી જાણવું કે હજુ કચાશ છે. અનુભવ સ્વયંસ્ફુરિત છે. તને પોતાને જ ખરી સ્થિતિનું ભાન થશે.

શ્રુતિમાં કહ્યું છે :

"आचार्यवान् पुरुषो वेद ॥" આચરણશીલ ગુરુ હોય તો શિષ્યને જ્ઞાન થાય. જે જન્મમરણના ફેરા ટળાવે, સ્વાભાવિક સ્થિતિનો યા તો સ્વ-સ્વરૂપનો અનુભવ કરાવે તે ગુરુને અનુલક્ષીને જ ગવાયું હશે કે :

गुरु गोविंद दोनों खडे किनकुं लागु पाय ।
बलिहारी गुरुदेव की जिनोंने गोविंद दीयो बताय ॥

× × ×

संत बडे परमार्थी शीतल जाको अंग ।
तपत बुझावे और की दे दे अपना रंग ॥

× × ×

गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हन्ति सन्तो महाशयाः ॥

( ગંગા પાપ હરે, ચન્દ્ર તાપ હરે, કલ્પતરુ દીનતા હરે પણ સન્તમહાત્મા એ ત્રણે હરે. )

× × ×

એક બીજા શિષ્યની વાત કાઢીઃ અભ્યાસ બતાવ્યો તે પ્રમાણે મંડી રહ્યો. નથી તેણે કોઈ વાર જાગતિક વસ્તુ કે સુખની માગણી કરી, નથી પોતાના શારીરિક, માનસિક, કૌટુંબિક દુઃખની વીતક સંભળાવી. કોઈ કોઈ વાર દર્શને આવી જતો. તે અનુભવની પ્રગતિ કે અભ્યાસમાં આવતા અંતરાય સંક્ષેપે કહેતો કે પૂછી લેતો. સંતોષ થયે ચૂપચાપ ચાલ્યો જતો. જે કોઈ વિપત્તિ આવે તે પ્રારબ્ધનો ભોગ માની મનનું સમાધાન કરી લેતો. ઘણી સારી પ્રગતિ સાધી રહ્યો છે. સાધુમહાત્માઓને જે સ્થિતિ જલદી જલદી પ્રાપ્ત થઈ નથી તે તેને સહજ પ્રાપ્ત થતી જાય છે. મારી સાથે ચોવીસે કલાક રહેનારા કરતાંય તે અનુભવ અને પ્રગતિમાં ઘણો આગળ છે. પૂર્વજન્મનો કોઈ સારો સંસ્કારી છે. તેને ભજનમાં રસ પડ્યો છે. પ્રાણીમાત્ર તરફ તેને સ્વાભાવિક પ્રેમ ઊભરાય છે, માટે મંડ્યો રહેશે તો જરૂર સાક્ષાત્કાર થઈ જશે.

हरि व्यापक सर्वत्र समाना ।
प्रेम तें प्रगट होहि मैं जाना ॥

× × ×

राम राम सब कोई कहै ठग ठाकुर अरु चौर ।
बिना प्रेम रीझे नहीं तुलसी नंदकिशोर ॥

× × ×

એક વાર એક બીજા શિષ્યનો કાગળ મળ્યો. પોતે ભરૂચમાં હતા. કાગળમાં લખ્યું હતું : આપની આજ્ઞા પ્રમાણે ભજન-ધ્યાન કરવાનો સમય બદલ્યો છે. જાપ ચાલુ છે. હવે પ્રમાદ તો નથી રહેતો. અભ્યાસમાં રસ પડતો જાય છે પણ કોઈ કોઈ વાર મૂઢ અવસ્થા આવી જાય છે. મન એકદમ ઉદાસ થઈ જાય છે. શું કરવું તે સૂઝે નહીં. અભ્યાસનો રસ ઊડી જતો હોય એમ લાગે છે—કંઈક નીરસતા થઈ આવે છે. નાસ્તિકતા પણ ડોકિયું કરી જાય છે.

પૂજ્યશ્રીએ કહ્યું : ઘણો શાંત પ્રકૃતિનો અને કપટરહિત સરલ સ્વભાવનો પ્રેમી છે. હું ત્યાં હોઉં ત્યારે પૂરા પ્રેમથી એ મારી સેવા કરે છે. ન કોઈ આડીતેડી વાત કરે. અભ્યાસમાં નડતી અડચણો શી રીતે દૂર કરાય તેટલું પૂછવું હોય તો એકાંતમાં પૂછી લે. ચૂપચાપ બેસી જાપ કર્યા કરે. એને વહેલા ઊઠી જાપ કરતાં આળસ ચડતું અને ઝોકાં આવી જતાં. અભ્યાસનો સમય બદલી આપ્યો. તેને જે સમય અનુકૂળ હોય તે સમયનો ઉપયોગ કરવા કહેલું. પણ સાથે સાથે તે જ નિયમિત સમયે અભ્યાસ કર્યા કરવાનું સૂચન કરેલું. તેને જવાબ આપ્યો હતો કે :

ધ્યાનમાં ? પેલો સંબંધી શું જવાબ આપે ? તેણે તો જે જોયું હતું તે કહ્યું હતું.

પૂજ્યશ્રીના પ્રશ્નમાં કંઈક કરુણાભર્યો કટાક્ષ હતો એ પાછળથી સમજાયું. તે ધ્યાતી શિષ્યને એક દિવસે પૂજ્યશ્રીએ ધમકાવ્યો: "બેવકૂફ, ચંદનના લાકડાંના કોલસા પાડી રહ્યો છે ? આ અમૂલ્ય મનુષ્યશરીરનો એક જ સર્વશ્રેષ્ઠ ગુણ છે અને તે એ છે કે એ દ્વારા ઈશ્વરભજન કરી શકાય છે. બાકી તો પશુના શરીર કરતાં પણ એ બદતર છે. પશુ તો જીવતાંય પરોપકાર કરે છે અને મર્યા પછી પણ તેનાં અંગો કામમાં આવે છે. મનુષ્યશરીર તદ્દન ગંદુ છે. હરકોઈ અંગમાંથી ગંદકી ઝર્યાં કરે છે. પકવાન્ન જેવું સુંદર, સ્વાદિષ્ટ અન્ન મનુષ્ય શરીરના સંગથી નાક ફાડી નાખે તેવી ગંદકી ઉત્પન્ન કરે છે. આવા ગંદા શરીરનો આવો મોહ ? સમજ." પણ પેલો ભાઈ શાનો સમજે ? તેને તો આ ઉપદેશ કડવો લાગ્યો. પૈસાના લોભમાં—પરસ્ત્રીમાં—ફસાયો. દુઃખી દુઃખી થઈ ને મર્યો. કુટુંબ પાયમાલ થયું.

પૂજ્યશ્રીએ દુઃખનો ભાર કંઈક હળવો કર્યો, પણ ગંભીર અવાજે ઉમેર્યું: "મારા પેટમાં એનું અન્ન પડ્યું છે. મારું એની પાછળ ખર્ચેલું તપ નષ્ટ થયું. પ્રારબ્ધની શી વિચિત્ર ગતિ !" પાસે બેઠેલા એક પ્રેમી ભક્તે એ ભાર કંઈક વધુ હલકો કરાવ્યો. તે બોલ્યો: "પૂજ્યશ્રી, આપનું તપ તેને આવતે જન્મે યા તો બીજા કોઈ પણ જન્મે પાછો મનુષ્ય યોનિમાં લાવી ઉચ્ચ ગતિએ ફરી ચાલતો કરશે, અને એનો મોક્ષ માર્ગ ખુલ્લો કરી આપના તપોબળથી એનું વિપરીત પ્રારબ્ધફળ આપી—દુઃખ ભોગવાવી નષ્ટ થયું હશે કે થશે." જરા શાન્તિ પથરાઈ અને વાતાવરણમાં પલટો આવ્યો. પૂજ્યશ્રીને આવા આત્મઘાતી શિષ્યોથી આઘાત લાગે જ. ખરું કહ્યું છે કે—

> अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति।
> तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥

બીજે સ્થળે કીધેલું પાપ તો તીર્થક્ષેત્રમાં નાશ કરી શકાય પણ તીર્થસ્થાનમાં કરેલું પાપ ક્યાં ધોવાય ? તે તો વજ્રલેપ થઈ ને ઊભું રહે. ધોયેલું ધોવાય નહીં. ઉચ્ચ કોટિના સંતમહાત્માઓ તો જંગમ તીર્થ છે. તેમની સમક્ષ કે જાણકારીમાં કરેલ પાપ કોણ કાઢી શકે ? તેમાં વળી એવા ઉચ્ચ કોટિના માહાત્મા ગુરુજી હોય ત્યારે પાપીનો આરો ક્યારે આવે ? એઓશ્રીની દયા કોઈ

કાળે કામ કરી જાય તો. પૂજ્યશ્રી વારંવાર યાદ આપતા : અતિ ઉગ્ર પાપ કે પુણ્ય ત્રણ દિવસ, ત્રણ માસ, ત્રણ વરસ કે ત્રણ પક્ષે તેની તીવ્રતાના માપ પ્રમાણે ફળોન્મુખ થાય છે. કદાચ આ જ કારણે પ્રથા પડી ગઈ હોય છે કે કેટલાક અશ્વિનીકુમાર, વૈદનાથ જેવાં તીર્થોમાં સકામી ભક્તો સતત ત્રણ દિવસો સુધી ધારણા ધારી બેસી જાય છે. ત્રણ દિવસમાં એમને કાંઈક ઉત્તર મળે છે.

આ પ્રસ્તુત પ્રકરણનો ઉપસંહાર પૂજ્યશ્રીએ ઘણી વાર ઉચ્ચારેલ ભર્તૃહરિના શ્લોકથી કરી લઈ એ:

पत्रं नैव यदा करीर विटपे दोषो वसन्तस्य किम् ।
नो लूकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम् ।
धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणम् ।
यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ॥

કરીર (કેરાં)ના ઝાડ પર પાંદડું પણ ન હોય, જ્યારે બીજી વનસ્પતિ ફાલીફૂલી ઊઠે છે તેમાં વસન્ત ઋતુનો શો દોષ ? ઘૂવડ દિવસના ન જોઈ શકે તેમાં સૂર્યનો શો વાંક ? ( તે તો બધાને એક સરખી ગરમી ને પ્રકાશ આપી રહે છે. ) વાદળાં તો પાણી રેડ રેડ કર્યાં કરે છે પણ ચાતકના મોમાં તે વરસાદની ધારા જાય નહીં તેમાં વાદળાં સામે શો રોષ ? બ્રહ્માજીએ લલાટમાં જે લખ્યું તેને કોણ ભૂસી નાંખી શકે ?

નદી તો મીઠું પાણી આપ્યા જ કરે છે. જે જેટલું વાસણ લઈ જાય છે તેટલું પાણી ભરીને લાવે. કાણો દરિયો લઈને પાણી ભરવા જાય તેને કેટલું પાણી મળે ?

પૂજ્યશ્રી પાસેથી ખાસ કરીને આધ્યાત્મિક ભાજન તો જેટલી જોઈ એ એટલી મેળવી શકાય એમ હતું. એ આપતાં તેઓ અચકાતા કે અટકતા નહીં. ઉમળકાભેર એઓશ્રી તે આપે જતા અને પ્રસન્ન રહેતા, પણ લેનારા પ્રમાણમાં ઓછા પડયા. જે એમને આપવું નહોતું, કદાચ પૂરેપૂરું આપી શકે એમ નહોતું તે ( જેને એઓશ્રી મિથ્યા, નાશવંત, અચિરસ્થાયી માનતા, જેને ગૌણ કરીને જ અધ્યાત્મિક માર્ગમાં આગળ વધાય અને જેની પૂર્તિનો આધાર પ્રારબ્ધ પ્રમાણે હોઈ શકે તે) સાંસારિક પદાર્થોની આશાવાળા પ્રેયાર્થી જનો ઘણા મળ્યા. શ્રેયાર્થી થોડા

મળ્યા. આવા મહાત્માનું જીવન અનેક લોકો અનેક રીતે જુએ અને સમજે અને સંતોષ કે અસંતોષ અનુભવે એ સહજ સમજી શકાય એમ છે. પોતે મનુષ્યમાંથી મહાત્મા થયા એ એમની વિશિષ્ટતા સમજવા માટે એઓશ્રીને રસ્તે જવું પડે. મહાત્માને ઓળખવા મહાત્મા બનવું પડે. ખરું કહ્યું છે કે:

देवो भूत्वा देवं यजेत् ।

દેવ બનીને દેવનું યજન કરવું. પણ તૃષ્ણા છૂટે નહીં અને દેવ પાસે ખરા ભાવે જવાય નહીં એટલે દેવ થવાય પણ નહીં. તૃષ્ણા કર્યા કર્યા ભટકાવી મારે તેનો પૂજ્યશ્રી તળેના ભર્તૃહરિના શ્લોકથી ખ્યાલ આપતા :

उत्खातं निधि शंकया क्षितितलं, ध्माता गिरेर्धातवः ।
निस्तीर्णं सरितां पति, नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः श्मशाने निशाः ।
प्राप्तः काणवराटकोऽपि न मया, तृष्णेऽधुना मुंच माम् ॥

પૈસાનો નિધિ મળશે તે આશાએ જમીનમાં ખોદી જોયું, પર્વતની ધાતુએ ને ધમણથી ગાળી જોઈ, નદીપતિ સમુદ્રને ખોદી જોયો, પ્રયત્નપૂર્વક નૃપતિઓને સંતુષ્ટ કર્યા, મન્ત્રની આરાધના માટે તત્પર મનથી સ્મશાનમાં રાત્રિઓ ગાળી પણ એક કણી કોડી પણ ન મળી તેથી (કંટાળી ગયેલ એક વૈરાગી કહે છે કે) હે તૃષ્ણા, તું હવે મારો પીછો છોડ. આશા–તૃષ્ણા છૂટે તો કોઈ ખરા મહાત્માનો બોધ ઊગી નીકળે

## ૨. વૈદકીય જ્ઞાન અને સ્મરણશક્તિ

પૂજ્યશ્રી કોઈ પણ શાળામાં ભણવા નહોતા છતાંય એમનું વૈદકીય જ્ઞાન સારું હતું. એમની કેટલીક દવા તો રામબાણ કામ આપતી જાણકાર વૈદ મહાત્માની સેવા કરી કરીને એઓશ્રીએ એ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. પોતે જ્યાં જ્યાં આસન લગાવતા ત્યાં ત્યાંની વનસ્પતિનું અનુભવપૂર્ણ જ્ઞાન મેળવી લેતા અને તેનો લાભ રોગીઓને આપતા. એ વનસ્પતિનું જ્ઞાન લોકોમાં જાહેર પણ કરી દેતા. ફક્ત ભસ્મ બનાવવાની રીત વૈદ વિના બીજાને બતાવતા નહીં. એ રીત જરા અઘરી અને જોખમકારી છે. કાચી ભસ્મ શરીરને નુકસાન પહોંચાડે. વળી તેનું પ્રમાણ લેવામાં ભૂલ થાય યા તો પરહેજી બરાબર ન પળાય તોય તે

વિકૃતિ પેદા કરે. કદાચ પ્રાણઘાતક પણ નીવડે આ સંતપરંપરાથી ઊતરી આવેલ ઔષધિજ્ઞાન આયુર્વેદના પુસ્તકમાં ન મળે. મહાત્મા લોકો પોતાના અંગત સ્વાસ્થ્ય માટે એ અનુભવજ્ઞાન મેળવી લેતા. કોઈ માંદગી આવી પડે, જંગલનાં તેમજ જુદાં જુદાં સ્થળનાં પાણી લાગી જાય એટલે સંતમહાત્મા જરૂરી આરોગ્ય-જ્ઞાન મેળવી લેતા. સાથે સાથે જડીબુટ્ટી, કંદ, મૂળ, ફળ, ફૂલ, પાન, કે વનસ્પતિના પ્રયોગો કરી લેતા. પૂજ્યશ્રીએ એક વાર વાત કરેલી. આવી વાતમાંય એમનો વિનોદ ઝરી નીકળતો :

અમે ત્રણ સંતમહાત્માઓએ એક જડીબુટ્ટીનો પ્રયોગ કરવાનું વિચાર્યું. હું કંઈક વધુ જાણકાર હતો. મેં પ્રસ્તાવ કર્યો કે આ વનસ્પતિનું સેવન મને કરી લેવા દો. પછી તમે કરજો. બહુ જ રેચક લાગે છે. એમે ન માન્યું. જરા વધુ પ્રમાણમાં દવા લીધી પછી હેરાન હેરાન થઈ ગયો. મહામુશ્કેલીએ સ્વસ્થ થયો. હિમાલયમાં એવી બુટ્ટી પડી છે કે એકની લાકડી પકડી રાખો તો પેટ સાફ થયા કરે. હાથમાંથી છોડી દો કે તરત ટટ્ટી બંધ. બીજી એક વનસ્પતિની લાકડી પકડી રાખો, ત્યાગરમી શાંત. વળી ત્યાં એવીય તરુ-આવલી આવી છે કે તેની પાસેથી પસાર થતાં તરત જ ઘેન ચડવા માંડે અને બેહોશ થઈ નીચે ગબડી પડાય.

અનેક પ્રકારે પૂજ્યશ્રીએ ઔષધિજ્ઞાન મેળવી લીધું હતું. જરૂર પડ્યે તેનો પોતાને માટે કે બીજાને માટે ઉપયોગ કરી લેતા. સેંકડો સ્ત્રીપુરુષોએ આ ઔષધિનો લાભ લીધો છે. રંકથી રાય સુધીનાં મનુષ્યોએ શ્રદ્ધાપૂર્વક દવા ખાધાથી સ્વસ્થતા પ્રાપ્ત કરી છે.

પોતે જસીડીમાં હતા ત્યારે કર્ણપરંપરા વાત સાંભળીને તે તરફના બગીના બગીચાનો એક અંગ્રેજ વેપારી પૂજ્યશ્રીની દવા લેવા આવ્યો. પૂજ્યશ્રીએ તેની સાથે જરા વિનોદ કર્યો: "જોજે ભાઈ મારી દવા તો ઝેરી છે. ઝેરથી પ્રાણ જાય, એ તો ખબર છે ને ?" પેલો અંગ્રેજ શ્રદ્ધાળુ હતો. વિનોદીય હતો. તેણે જવાબ દીધો : "મને મારા એક અંગ્રેજ મિત્રે બતાવ્યો તો છે જ્યાં હું ઝેર લેવા આવ્યો છું." બાવાજીએ તેને સંખ્યાભસ્મ આપી. તેને દમનો આજાર હતો. દવાથી તેને ઘણો ફાયદો થયો. જરૂર પડે ત્યારે ટપાલથી પણ દવા મંગાવી લેતો. સંખ્યા–સોમલ એ ઝેર તો ખરું.

એક નાનુંસરખું હસ્તલિખિત પુસ્તક પણ બનાવી રાખ્યું અને તેને સાથે

લઈને ફરતા રહેતા. એક સમયની વાત છે. પોતે અવધૂત દશામાં વિચરતા હતા. અવધૂત મહાત્માઓ એઓશ્રીનાં તિતિક્ષા, સહનશક્તિ અને રીતિ-નીતિનાં વખાણ કરતા. અવધૂતીના નિયમોનું પોતે કડક પાલન કરતા. વળી જરા વિનોદી પ્રકૃતિના અને બહુ વહેવારુ બુદ્ધિના પણ ખરા એટલે એઓશ્રીનું સારા પ્રમાણમાં માન રહેતું. એક મસ્ત અવધૂત એમની સાથે થઈ ગયા. ઔષધના ગુટકા પર તેમનું ધ્યાન ગયું. તેમણે કડવી ટકોર કરી : "અરે, અવધૂત થયા તો પણ આ ગુટકો વળગેલો રહ્યો. અવધૂને તો બધું ફેંકી દેવું જોઈએ. બધી ફિકર ઈશ્વરને શિરે મૂકી દેવી જોઈએ." એમનું એ પુસ્તક તે અવધૂત મહાત્માએ ખૂંચવી લઈ ફેંકી દીધું. પૂજ્યશ્રીનું મન જરા ખિન્ન થયું, પણ શું કરે ? અવધૂતજીને અવગણી શકાય પણ કેવી રીતે ? પરોપકારી પુસ્તક ગયું તેની ખટક રહી ગઈ.

દૈવસંજોગે કેટલાક સમય બાદ પેલા જ અવધૂતજી ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યા. પૂજ્ય મહારાજશ્રીને તેનો અકસ્માત ભેટો થયો. બીમાર અવધૂતજી કહે : "હંસદેવ, કોઈ બુટ્ટી બનાવ. રોગ બહુ સતાવે છે.' મહારાજશ્રીએ વિનોદ કર્યો : ' અવધૂતજી મહારાજ, બુટ્ટી તો પુસ્તકમાં પુરાઈ ગઈ હતી. એ પુસ્તક ગયું તો સાથે સાથે બુટ્ટી પણ મરી પરવારી." મહારાજજીએ વિનોદ તો કરી લીધો પણ હૃદય દયાથી ઊભરાયું. યાદશક્તિ ઘણી તીવ્ર હતી. કોઈ દવા યાદ આવી. જડીબુટ્ટી અજમાવી. દર્દીને આરામ થયો. હવે પોતે નિશ્ચય કર્યો અને કરાવ્યો કે જરૂરી વિદ્યાકળાનો નાશ ન કરવો. કોઈને પણ દુઃખમાં સહાય કરાય તો તેને કેટલી બધી શાતા વળે ? પૂજ્યશ્રીનો વિવેક સદા જાગ્રત રહેતો.

નવું પુસ્તક ધીરે ધીરે તૈયાર કર્યું. પણ અફસોસ તે ગુટકાના પણ હાલ બેહાલ થયા અને પૂજ્યશ્રીના વૈદકીય જ્ઞાને એઓશ્રીની કાયમી વિદાય લીધી. ફરી એવું પુસ્તક ન લખાયું. ન તો પૂજ્યશ્રીને તેનો ઉત્સાહ રહ્યો, ન તો કોઈ સારા વૈદને એવી મતિ સૂઝી.

પૂજ્યશ્રી પોતાના એક પ્રિય શિષ્યના ગામે આરામીથી એકાંતવાસ સેવી રહ્યા હતા. એવામાં કમોસમનો વરસાદ પડ્યો.કાદવકીચડ થઈ ગયો. પૂજ્યશ્રીએ ગામની ઝૂંપડીનો વાસ છોડ્યો. પગરસ્તે શહેર તરફ નીકળી આવ્યા. પાછળ પાછળ એમનો ચાલચલાઉ સરસામાન લઈ એમનો સેવક શિષ્ય ચાલ્યો. રસ્તામાં પેલી દવાપોથી સરી પડી. કોઈને ખબર પડી નહીં. પૂજ્યશ્રીને આ બાબતની જાણ થઈ ત્યારે તેઓએ સંતોષ ધારણ કર્યો કે જેવી ઈશ્વરની મરજી, પુસ્તક પાસે રહેવા માગતું નથી.

વળી મહારાજશ્રીને ત્યાર પછી સુરતના એક ઘણા સારા વિશ્વાસપાત્ર વૈદની ઓળખાણ થઈ. વૈદ હતો મૂળ પંજાબનો. તેના પિતાશ્રી લશ્કરી નોકરીમાં મદ્રાસમાં રહ્યા હતા. સત્સંગી હતા. નિવૃત્ત થયા પછી તે મદ્રાસમાં જ રહી પડ્યા. ત્યાં એક વૈદક જ્ઞાનના સારા સંતમહાત્માના સમાગમમાં આવ્યા. તે લશ્કરીનો દીકરો તે એ વૈદ. સંત મહાત્માએ બહુ કાળજીથી સારું સારું ખવડાવી–પીવડાવી લાલચ આપી આ છોકરાને વૈદક ભણાવ્યું એટલે એની પાસે પણ ગુરુપરંપરાગત મહાત્માઓનું વૈદકીય જ્ઞાન ઊતર્યું. આ વૈદ રમણીક વર્મા પૂજ્યશ્રીનો ભક્ત બન્યો. મહારાજશ્રીને જોઈએ તે અને જોઈએ તેટલી શીશી ભરીભરીને એ દવા આપતો. દવા નીવડતી પણ અકસીર. એક તો સરસ દવા, બીજું દવા લેનાર દર્દીનો સંપૂર્ણ વિશ્વાસ અને દવા આપનાર પૂજ્ય મહારાજશ્રી. જરૂર લાગે ત્યાં અને તેને ગરીબ તવંગરનો ભેદ રાખ્યા વિના પૂજ્યશ્રી આ દવાનો દુઃખનિવારણાર્થે ઉપયોગ કરતા. એક તો વિના મૂલ્યે (પણ પ્રેમમૂલ્ય તો ખરું) દવા મળે એટલે દવા લેનાર ઘણા. દવા ખૂટી પડતી એટલે તેનો ઉપયોગ પૂરી છૂટથી તો ન થાય એ સ્વાભાવિક હતું તેથી પૂજ્યશ્રી ખિન્નતાથી કહેતા કે, " ભાઈ, મેં ક્યાં દવાખાનું કાઢ્યું છે? હું શી રીતે બધાને દવા આપી શકું ?' પણ બને ત્યાં સુધી શ્રદ્ધાવાળાને ભાગ્યે જ નિરાશ થવું પડતું, સિવાય કે મહારાજશ્રી પાસે દવા ખલાસ થઈ ગઈ હોય. દવા ખૂટી પડતી ત્યારે દર્દીને દવા બતાવતા કે આટલી વનસ્પતિ લો, તેને આવી રીતે તૈયાર કરો, વગેરે. પણ આવી તકલીફ લઈ દવા બનાવી લઈને ખાનાર ઓછા નીકળતા. પછી મહારાજશ્રીને કોઈ દવા આપનાર મળી આવતા ત્યારે વળી દવાની શીશા ભરાતી અને તેનું વિતરણ થયા કરતું. વૈદ શ્રી રમણીક વર્માની દવા તો તેના પંચત્વ પામ્યા પછી પણ ઘણો વખત પૂજ્યશ્રીને મળ્યા કરતી. ત્યાર બાદ કોઈ જાણકાર વૈદ સંતમહાત્મા આવી મળતા તો તેની પાસે દવા બનાવરાવી લેતા અને દવાનું કામ ચાલ્યા કરતું. પણ અસલ દવાનું પુસ્તક ફરી ન મળ્યું, ન લખાયું. કંઠે કરેલી વિદ્યા પૂજ્યશ્રી સાથે લગભગ ચાલી ગઈ. હાથે લખેલ એકએ નાની પુસ્તિકા હજુ રહી તો છે પણ તે સામાન્ય કોટિની લાગે છે.

**સ્મરણશક્તિ**

આ સ્થળે પૂજ્યશ્રીની વિસ્મયકારી સ્મરણશક્તિ સંબંધે ઉલ્લેખ કરવો ઉચિત છે. કોઈ દવા વિષે પૂછે ત્યારે કઈ કઈ વનસ્પતિ ક્યાં ક્યાં મળે છે, કેટકેટલા પ્રમાણમાં તેને લેવી વગેરે બાબતની બારીક માહિતી આપતા ત્યારે સાંભળનારા છક થઈ જતા અને વિચારમાં પડી જતા કે આટલા મોટા શરીરના એક નાનકડા

મનમાં—અને તેમાં એક ખૂણે પડી રહેતી સ્મરણશક્તિમાં આટ- આટલું શી રીતે ભરાઈ બેઠું હશે ! વળી શાકભાજી-તરકારીના આરોગ્યની દૃષ્ટિએ ગુણદોષનું વિવેચન કરતા ત્યારેય એટલી જ તાજગીથી થતી. અમુક વનસ્પતિનો અમુક ભાગ લઈ આવી રીતે તેના કાઢા ઉકાળા બનાવો. તેની અમુક અસર થશે એ બધું વિગતે કહેતા.

સુરમો, દંતમંજન અને ભસ્મ બનાવવાની વિધવિધ પ્રક્રિયા કહી સંભળાવતા પણ તેની નોંધ કરી લેવાનું કોઈને સૂઝયું નહીં. જુદા જુદા મુરબ્બા, આચાર (અથાણાં). ચટણી, મીઠાઈ બનાવવાની રીત વર્ણવતા ત્યારે થતું કે આ એક મહાત્મા બોલી રહ્યા છે કે એક સિધ્ધહસ્ત પાકશાસ્ત્રી. ટૂંકમાં તેઓશ્રીને જે જે વસ્તુની જરૂર જણાતી તે તે વસ્તુનું તેઓ તલસ્પર્શી અનુભવજ્ઞાન ક્રિયા દ્વારા મેળવી લેતા. માટે જ તે જ્ઞાન તેમની સ્મરણશક્તિમાં સ્થાયી રહેતું.

એઓશ્રીનું શરીર શાન્ત થયું તેના લગભગ થોડા માસ પૂર્વે, તિબેટી લામા આસામની સરહદ પ્રદેશના જે જે શહેરમાંથી પસાર થયેલા તેનું વિગતે વર્ણન કરતા, તેમ જ પોતે જે.જે પ્રાંત, પ્રદેશ અને તીર્થસ્થળે વિચર્યા હતા ત્યાંના લોકો, રીતરિવાજો, રસ્તા સંબંધે જે જે ઝીણી ઝીણી વિગતભરી હકીકત આપતા તે સાંભળીને આપણને એમ જ લાગતું કે જાણે બાવાજી આજે ય તે સ્થળે ચાલી રહ્યા છે અને તેનું હૂબહૂ વર્ણન આપી રહ્યા છે.

કોઈ પણ પ્રાંતના કોઈ ગૃહસ્થ યા તો સાધુમહાત્મા એમના દર્શને આવતા તો તેને ખાતરીપૂર્વકની ત્યાંની હકીકત આપતા કે પોતે ત્યાં વિચરી આવ્યા છે. કદાચ કેટલીક વિગત તો તેઓને સ્થાનવાસીઓ હોવા છતાં માલૂમ નહોતી. કોઈ ગપ્પીદાસ સાધુ પોતાની જુદા જુદા સ્થળની મુલાકાતની ખોટી બડાઈ હાંકે તો તેઓ તરત જ તેઓને પકડતા કે તેણે આપેલી હકીકત ખોટી છે. આ રીતે પણ તેઓ ખોટા સાધુને પકડી કાઢી "રોટલો" આપી વિદાય કરતા, "ઓટલો" આપતા નહીં—આશ્રમમાં રહેવા દેતા નહીં. આવા બહિષ્કૃત થયેલ સાધુ-મહાત્મા મહારાજશ્રી વિરુદ્ધનું વાતાવરણ જમાવે તો નવાઈ નહીં. એવી વિરોધી વાતના ભણકાર આવતાયે ખરા. પણ અંતે તો सत्यमेव जयते नानृतम् । સત્યનો જ જય થાય છે, જૂઠનો નહીં, હરકોઈ પ્રકારની શુદ્ધિ એટલે સત્ય. જૂઠ એટલે અશુદ્ધિ. અશુદ્ધિ એ રોગ છે. રોગને તો હડવું પડે.

## ૩. વિવિધ અનુભવો

મહારાજશ્રીનું વિવિધરંગી વ્યક્તિત્વ વ્યક્ત કરતા કેટલાક વધુ જીવનપ્રસંગોનો હવે ઉલ્લેખ કરવામાં આવે છે.

પરિભ્રમણ કરતાં કરતાં પૂજ્યશ્રી કોઈ એક ગામમાં જઈ ચડ્યા. 'નારાયણ' કરી ભિક્ષાની ટહેલ નાંખી. એક બાઈ એમને આંગણુંમાં સાત્ત્વગુણી મધુકરી ઊભા રાખી ઘરમાં ગઈ. જરા વધુ વિલંબ થયો એટલે પૂજ્યશ્રીએ ઘરની અંદર નજર નાંખી, જોયું તો બાઈ રોટલી હાથમાં લઈ પોતાનાં બધાં બાળબચ્ચાંનાં એક પછી એક ઓવારણાં લઈ રહી છે. પછી બહાર આવી તે રોટલી મહારાજશ્રીને ધરી. મહારાજશ્રીએ ગ્લાનિભર્યો મીઠો કટાક્ષ કર્યોઃ " માઈ, પેલું તારું પાડિયું [બાળ-ભેંસ] પડયું છે તેની ઓવારણાં રહી ગઈ છે. તેય સાથે સાથે કરી લે. તારી રોટીમાં ભરેલો તારા સારા કુટુંબનો દારિદ્રભાર હું શી રીતે ઊંચકીશ ?" ટૂંકમાં, આવી તમોગુણી સ્વાર્થભરી ભિક્ષા ત્યાં જ છોડી પોતે ચાલતા થયા. અન્ન તેવું મન બને.

× × ×

દક્ષિણ તામિલ પ્રદેશનો આ અનુભવ છે. રામેશ્વર પગરસ્તે જતાં આ પ્રદેશમાંથી વિચરવું થયું. એક શહેરમાં જઈ ચડ્યા. પાંચછ મૂર્તિઓ હતી. ભાષા સમજાય નહીં. ભૂખની ભાષા તો બધા સમજે એમ વિચારી પેટ બતાવી મોમાં મૂકવા કંઈ જોઈએ એવી સંજ્ઞાવાચા કરી બતાવી. ભિક્ષા ન મળી. એક શેરીમાં ચાર પાંચ બાઈઓ બેઠી હતી તે અમારી મૂક ભૂખભાષા તો સમજી. પણ અમારી ભિક્ષા તમને કેમ ખપશે એવા વિચારે તેઓ અટકી એવો ભાસ થયો. થોડી વારે વિચાર કરી તેમણે અમને ચાર રૂપિયા ધર્યા. એક સાધુને તે લઈ લેવા અમે કહ્યું. દરમ્યાન બેએક બીજા સાધુ જેઓ પણ મધુકરી માટે બીજે રસ્તે ગયા હતા તેઓ ખાલી હાથે પાછા ફર્યા. તેઓ વિદ્વાન—પંડિત હતા. ચાર રૂપિયા સંબંધે વાત થઈ. સંશય પડ્યો કે એ બાઈઓ વેશ્યા હોવી જોઈએ. રૂપિયા ફેંકી દઈ, બીજે ગામ ચાલી નીકળ્યા. ત્યાં ભિક્ષા મળી. વેશ્યાના પૈસાનું અન્ન ન પચાવી શકાય. મતિ ભ્રષ્ટ થાય.

× × ×

બીજા એક અનુભવની વિગત આ પ્રમાણે છે: ગુજરાતના એક ગામની બાઈએ ( કદાચ મર્જાદી હશે ) ભિક્ષા આપવા તો આવે પણ તે જમીન પર મૂકી દે. સીધી ન આપે. પૂજ્યશ્રી તેઓને બોધે : " માઈ, તારી રોટી તો તેં અપવિત્ર, અશુદ્ધ કરી. " બહાર જઈ આવેલ અનેક પગોની ગંદી ધૂળથી અને અનેક લોકોના ગમે તેવે ગંદે સ્થળે ફરી આવેલ ગંદા જોડાના ગંદા સંચારથી આ અપવિત્ર અશુદ્ધ ભૂમિનું અશુદ્ધ અન્ન હું તો ન ખાઈ શકું. ચાલતી પકડી..

× ×

બીજે દિવસે નવો અનુભવ મળ્યો. બાઈએ દૂરથી—અભડાઈ જવાની બીકે—રોટલી ફેંકી. પૂજ્યશ્રીના ભિક્ષાપાત્રમાં તે જેમ તેમ અથડાઈ ને પડી. પૂજ્યશ્રીએ સૂચન કર્યું : માઈ, આ તો તારું ઊતરતા મનનું પ્રેમરહિત તમોગુણી દાન થયું. એ ભિક્ષા પણ મને ન ખપે. " બાઈ તતડી ઊઠી: ભિખારી તો થયો. લાકો થાય છે. કેટલો બધો મિજાજ ! " મહારાજશ્રીએ સ્મિત વદને ઠંડો વિનોદ કર્યો : " માઈ, કોઈ પુણ્યશાળી માબાપના અને ઈશ્વરના લાડીલાએ ' મિજાજ ' માટે તો ફકીરી લીધી છે. "

ત્યાર બાદ પુરુષવર્ગને પૂજ્યશ્રીનો સારો જેવો પરિચય થયો. પ્રભાવ પડ્યો. પ્રેમપૂર્વક ભિક્ષા મળવા લાગી. મોટું ગામ હતું. પૂજ્યશ્રીને તો ત્યાં સંસ્કાર નાંખવા હતા; વિવેકબુદ્ધિ જાગ્રત કરવી હતી. લોકોને સત્ત્વગુણી ભિક્ષા આપવાના સંસ્કાર મળ્યા અને સાધુમહાત્માને પ્રેમપૂર્વક આવકારવાનું ભાન થયું.

× × ×

ચાતુર્માસના દિવસો હતા. પૂજ્યશ્રી અને બીજા ચારપાંચ સંતમહાત્માનો મુકામ ગુજરાતના એક શહેરમાં હતો. દર્શનાર્થી ફળફૂલાદિની ભેટ લાવતા. મહારાજશ્રી સિવાયની બીજી ત્યાગી મૂર્તિઓ તેનો અસ્વીકાર કરતા. વખત જતાં આ મહાત્માઓને ત્યાં જરૂરી એવી વસ્તુ પણ જતી અટકી. અને મહારાજશ્રી પાસે તેનો ઢગ થતો ગયો, જેમાંનાં ખાવા યોગ્ય ફળ બધા મહાત્માઓ ખાતા અને વધારાનાં કે બગડેલાંનો પ્રસાદ લોકોમાં વહેંચી દેવાતો. પૂજ્યશ્રીએ તે મહાત્માઓને ફળફૂલ ન સ્વીકારવાનું કારણ પૂછતાં તેઓએ કહ્યું કે એ વસ્તુ જમા થવાથી ત્યાં માખમચ્છરનો ઉપદ્રવ થાય. પૂજ્યશ્રીએ ત્યારે તેમને વિનયપૂર્વક સંબોધીને સમજાવ્યા કે લોકોમાં જેવા સંસ્કાર નાંખો તેવા સંસ્કાર પડે છે. તમે ના, ના, કહેતા રહ્યા એટલે

તેઓ તો એમ સમજ્યા કે આ મહારાજો બહુ ત્યાગી–વૈરાગી છે ભિક્ષાન્ન સિવાય બીજું કશું એમને ખપતું નથી વગેરે. જરૂરી વસ્તુઓ વિનાસંકોચે સ્વીકારવી જોઈએ. તેનાથી ગંદકી ન થાય તેની કાળજી રાખવી—સ્વચ્છ વાતાવરણ રાખવાનો થોડો પુરુષાર્થ કરી લેવો. દર્શનાર્થી લોકો આપણું અનુકરણ કરી આપણી આસપાસનું વાતાવરણ સ્વચ્છ રાખવાનું કામ ઉપાડી લેશે. સંતમહાત્માઓ પાસે ખાલી હાથે ન જવું એવા સંસ્કાર પડતા જશે અથવા તો જાગ્રત રહેશે. આપણા જેવા બીજા મહાત્માઓનાં સેવાસત્કાર કરતાં લોકો શીખે તેવી પ્રથા પાડવી જરૂરી છે. શી ખબર કોને, ક્યારે અને કેવી જરૂર પડે ? જેનો આપણે ત્યાગ કરીએ તે આપણો ત્યાગ કરે છે.

એક જાગીરદાર જેવા પુરુષે મહારાજશ્રીને આગ્રહભરી વિનંતી કરી અને પોતાને ત્યાં ભિક્ષા માટે એઓશ્રીને મોટરગાડીમાં લઈ ગયો. મહારાજશ્રીનો મુકામ ત્યાંથી દસબાર માઈલ દૂર હતો. એક વિશાળ મકાનના એક નાના શા કમરામાં મહારાજશ્રીને ઉતારો આપ્યો. નહોતો ત્યાં હવાઉજાસનો પૂરો અવકાશ. નહોતાં તેમાં કોઈ રાચરચીલાં. જમીન પર એક ચટાઈ જેવું બિછાવેલું આસન હતું. પૂજ્યશ્રીનું ભોજન પણ બહુ સાદું. જમતી વેળા એકાદ માખી પણ ઊડાઊડ કરી મૂકતી.

ચતુર મહારાજશ્રીએ કારણ અનુમાન્યું. ખાતરી માટે પૂછ્યું : તમારે ત્યાં કયા મહાત્માની વધુ પધરામણી થાય છે ? શી તેમની દિનચર્યા, રહેણીકરણી છે ? ત્યારે ખબર પડી કે એ પુરુષને સંસ્કાર નાખનાર અને સીંચનાર મહાત્મા ઓગાળેલા રહેતા. મેલઘેલાં કપડાં પહેરતા વગેરે. વિચિત્ર મહાત્મા–વિચિત્ર રીત-ગંદા દેહનું ગંદું ઢાંકણ એમ તેઓ માનતા હશે. પછી શ્રીવર્ગ પૂરી મર્યાદાથી દર્શન કરી ગયો અને પૂજ્યશ્રીએ વિદાય લીધી. આ વેળા પણ નહોતી ત્યાં કોઈ ફળફૂલની ભેટ કે વિભિસરની વિદાય. સંસ્કાર તેવા જ પડવા હતા તેમનો શો દોષ ? મુકામ પર પાછા ફર્યા ત્યારે તેઓશ્રીએ વાત કરી : અનેક વૃત્તિના અનેક મહાત્મા અનેક રૂપે ફરે છે. પોતાના જેવા જ દરેકોઈ મહાત્મા સાદા હોવા જોઈએ એવી માન્યતા તે પરાવના હશે બહારની શુદ્ધિની જરૂર છે. અંતરની શુદ્ધિની વિશેષ જરૂર છે એ પણ ખરું, પણ અંતર્મુખી મહાત્માને બાહ્ય લક્ષણો જલદી જલદી ન ઓળખી શકાય. હાલના મહાત્માઓએ તો એવા સંસ્કાર રેડવા જોઈએ કે લોકો આંતરબાહ્ય શુદ્ધ-સ્વચ્છ રહે અને અતિથિ

સંતમહાત્માઓને અનુકૂળતા પ્રમાણે શુદ્ધ અન્ન-વસ્ત્રાદિથી સન્માને. દેવમંદિરમાં ગંદકી રાખવાનું કોને ગમે? સાચા સન્તો તો જીવતા મંદિરના જીવતા જાગતા દેવ છે. મોભા પ્રમાણે તેમનાં સેવાસત્કાર કરવામાં દોષ નથી.

× × ×

પૂજ્યશ્રીએ એક વિચિત્ર મહાત્માની વાત સંભળાવી હતી. પંજાબમાં એક પાકા પહોંચેલા મહાત્મા થઈ ગયા છે. તેઓ ઘોડા પર બેસીને ભિક્ષા માગવા નીકળતા. પહેલાં એમના ઘોડા માટેની ભિક્ષા. પછી એમની ભિક્ષાનો બંદોબસ્ત કરવો પડતો. તેઓ એવો જ આગ્રહ રાખતા. લોકોએ સંસ્કાર પકડી લીધા અને બન્નેની ભિક્ષા મળ્યા કરી. પૂજ્યશ્રીની બાબતમાં પણ ક્યાં એવું નથી બન્યું? એમનોય રોજિંદો ખર્ચ વધતાં વધતાં હાથી કરતાં વધી ગયો. કોઈ આશ્રમમાં ભિક્ષા આપવા આવતું તો પચાસ-સો માણસોની પાકી રસોઈ થાય. બધાં મોજથી સાથે બેસી ભોજન કરે. ઘરે લઈ જાય તો આગન્તુક મહાત્માઓ અને મહેમાનો સાથે જાય. પચાસસાઠ માણસો સાથે બેસી ત્યાં જમે. પધરામણીની ભેટ ચઢે તે તો વળી જુદી.

આવી દૃષ્ટિ રાખીને પૂજ્યશ્રીએ એક વાર ધરમપુરના મહારાજાનો હાથી બાંધવાની ઇચ્છા દર્શાવી હતી. રાજ્યના વિલીનીકરણ પછીથી રાજહાથી કાઢી નાંખવાની વાત બહાર આવી. કોઈ હાથી ન લેતું હોય તો પોતે તે લેશે એવો વિનોદ કર્યો અને પછી એવી મરજી પણ બતાવી. કોઈએ પૂછ્યું: મહારાજશ્રી, એ હાથીનો ખર્ચ શી રીતે ઉપાડશો? જવાબમાં સાંભળવા મળ્યું: હાથીનું પ્રારબ્ધ તો હશે ને? વળી લોકોમાં તો જેવું વાતાવરણ ફેલાવો તેવું ફેલાય. ઈશ્વર સૌના અંતરમાં બેઠેલો છે. પછી ઉમેર્યું: હાથીને પાળતાંપોષતાં આવડે તો ઝાઝો ખર્ચ ન થાય. ઘાસ ઝાડપાન તો મળે જ મળે. વળી સુરત જિલ્લામાં કેળની અછત નથી. હાથી કેળના થોયા ખાઈને ખુશ રહે છે.

× × × ×

ફરતાં વિચરતાં મહારાજશ્રી એક વાર ભરૂચ પાસે ઝાડેશ્વર આવી પહોંચ્યા. બીમાર પડ્યા. એક મંદિરમાં મુકામ હતો. બીમારી વધતી ચાલી. મહન્તજી કંઈક ઉદાસીન અને ચિન્તિત રહેવા લાગ્યા. મહારાજશ્રીએ કારણ કળી લીધું. શા કારણે મહન્તજીને સંકોચમાં રાખવા? આસન ઉઠાવ્યું અને ધીરે ધીરે પાસેના નર્મદાકિનારે જઈ સૂતા. એક પારસી ભાઈની નજર પડી સેવામાં હાજર થયો. દવા કરાવી. થોડોક આરામ થયો એટલે મહારાજશ્રી આસ્તે આસ્તે

ચાલતાં ગુજરાતને છેડે પહોંચ્યા. રસ્તે ખાવાપીવાની કોઈ તકલીફ પડી નહીં. આગળ રસ્તામાં એક ગામ આવ્યું. એક વૃદ્ધાએ મહારાજશ્રીની ખૂબ સેવા ઉઠાવી. બાજરીનો રોટલો, તાજી છાશ અને કંઈક શાકભાજીનો આહાર કરાવી મહારાજશ્રીને વધુ આરામ આપ્યો અને આઠદસ રોજ રોકી રાખ્યા, થોડીક વધુ શક્તિ આવી. વિચરતાં વિચરતાં આગળ એક બીજે સ્થળે પહોંચ્યા, જ્યાંના મંદિરના મહન્તે ખૂબ શુશ્રૂષા કરી. પ્રેમપૂર્વક આગ્રહ કરી પૂરા સારા થાય ત્યાં સુધી એઓશ્રીને આગળ વધવા દીધા નહીં. ઈશ્વરાભિમુખી મહાત્મા તરફ ઈશ્વરની સહાય વહેતી રહે. ગીતાજી ગાય છે :

अनन्यांश्चिन्तयन्तो मां ये जना पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

વડોદરાના અનુભવનો એક રમૂજી કિસ્સો કહી સંભળાવતા :

ઘણાં વરસની વાત છે. પોતે વડોદરે આવી ચડ્યા. શેરીએ શેરીએ રખડ્યા. કોઈ ભિક્ષા ન આપે. આસન પર પાછા ફરતી વેળા એક ફળવાળો અને દૂધવાળો એ બન્ને મહારાજશ્રીની આકર્ષક મુખમુદ્રાથી 'પ્રભાવિત થઈ એઓશ્રીને ભિક્ષા સંબંધે પૂછે અને રોજ ૭ કેળાં અને શેરબશેર દૂધ આપે. ૭ દિવસ આમ ચાલ્યું. દૂધ અને કેળાંથી સંતોષ માનવો પડતો. દરમ્યાન એમના આકર્ષણને લીધે પોલીસ ખાતાના માણસોએ એમનો વધુ પડતો પરિચય કેળવ્યો. હવે એક દિવસ એવું બન્યું કે કેટલાક પોલીસ અમલદાર ખુશમિજાજથી પણ પૂરી અદબથી મહારાજશ્રી સાથે વાત કરતા કરતા ચાલતા હતા. પેલો દૂધવાળો અને ફળવાળો એ જોઈ રહ્યા. મહારાજશ્રી તરફ કંઈક શંકાની નજરે જોયું. દૂધ ન મળ્યું. ફળ ન મળ્યું. કારણ પૂછતાં તેઓએ બીતાં બીતાં કહ્યું : માફ કરો મહારાજ, આપ તો કોઈ છૂપી પોલીસના અમલદાર છો. તમે કોઈ વાર અમને તમારા સપાટામાં લઈ લો તો અમારા તો બેહાલ થઈ જાય. મહારાજશ્રીએ તેમની શંકા કાઢી નાખી. પછી તો પૂજ્યશ્રીની ખ્યાતિ જામતી ગઈ અને મિજાજ મળતું થયું. મહારાજશ્રીની પાછળ ખુશામત કરતા પોલીસ અમલદારો પણ તેમની પ્રેમથી સેવા કરતા થઈ ગયા. કોઈ પોલીસ અમલદાર ત્યાર પછીથી મહારાજશ્રીને મળવા આવતા ત્યારે ઉપરની વાત એવી સરસ કથાકારની દૃષ્ટિએ પોતે વર્ણવતા કે શ્રોતાવર્ગ અને પોલીસ અમલદાર પેટ ભરીને હસી લેતા. વાતનો ઉપસંહાર આ શબ્દોથી તેઓ કરતા : પોલીસ ભગવાન, તમને

તો દૂરથી નમસ્કાર. તમારી ' કિર્પાની ', તમારાં દર્શન અને સોબતથી મારી ઈંધકેળાંની ભિક્ષા બંધ થઈ ગઈ હતી.

× × × ×

ધોળકાનો અનુભવ જુદી ભાત પાડે છે. પરિભ્રમણ કરતાં કરતાં આવી ચડેલ એક સંતોનો મુકામ ધર્મશાળામાં હતો. પોતે પણ ત્યાં જઈ ચડ્યા. બધા ભિક્ષા માગી ખાતા. એક દિવસ પેલા સંતો પર જાણે કે ભૂતે સવારી ન કરી હોય તેમ સ્થાન પર મળેલ ભિક્ષાનો ત્યાગ કરીને દુર્લભ મધુકરી માગવા ગામમાં નીકળી પડ્યા. મધ્યાહ્ન થયો. ભિક્ષા ન મળી. ખિન્ન હૃદયે પાછા ફર્યા. પૂજ્યશ્રીને વાત કરી : અવધૂતજી, આજ તો જળ પીને જ સંતોષ માનવો રહ્યો. અને પોતાનું વીતક કહી સંભળાવ્યું. પૂજ્યશ્રીએ તેમને સંતોષ આપ્યોઃ ઈશ્વરેચ્છા બળવાન છે. સંતોની ફિકર પ્રારબ્ધ કે ઈશ્વર રાખે છે. આજે અહીંના ન્યાયખાતાના અમલદારને ત્યાંથી મારી ભિક્ષા અહીં આવવાની છે. નિમંત્રણ આવી ગયું છે પકી ભિક્ષા આવી. સૌએ પ્રેમપૂર્વક ભોજન કર્યું. તૃપ્તિ અનુભવી.

પછી પૂજ્યશ્રીએ તે મહાત્માઓને સંબોધીને કહ્યું : તમે અન્નનો અનાદર કર્યો તો અન્ને તમારો અનાદર કર્યો. અક્કલપૂર્વક કોઈ પણ કામનો નિશ્ચય કરવો. ન તો સારી ઉમ્મર વિધિનિષેધના બંધનમાં રહેવું, ન તો વિના પ્રયોજન પ્રારબ્ધ કે ઈશ્વરેચ્છાની કસોટી કરવી વધુમાં ઉમેર્યું અક્કલ વિન ફકીરી કરતી નહીં વક્ત। ઈશ્વરે કે પ્રારબ્ધે તો તમને અન્ન મોકલી આપ્યું હતું તમે તેને તરછોડીને કોઈ બીજા ઈશ્વર કે બીજા પ્રારબ્ધને શોધવા નીકળ્યા. કોની ભૂલ ?

× × × ×

હેતુપૂર્વક આવી કસોટી કરવી તેમાં તો પોતે સંમત હતા પણ તેને અંધશ્રદ્ધાથી કે વિનાવિચારે વળગી રહેવાની વિરુદ્ધ હતા. પોતાના અનુભવમાં આવેલા કેટલાક વિચિત્ર મહાત્મા અને તેમનાં વિચિત્ર વર્તન સંબંધે તેઓ કહેતા :

એક મહાત્મા એક સ્થાને બેઠા તે બેઠા. કોઈ તે સ્થળે તેમને ભિક્ષા આપી જાય તો ખાઈ લેતા, નહીં તો ઉપવાસ કરી લેતા. બીજા એક મહાત્માને કોઈ ખવડાવે તો ખાતા, નહીં તો નિરાહારી રહેતા. લોકો તેમને અનુકૂળ થઈ જતા અને તેમનો નિયમ બની રહેતો. સારાનું તો સારું બની રહે, કારણ કે સાંભે

પરિચયે માલૂમ પડતું કે અંતરમાં હોય તે બહાર આવે. એક આવો દેખાવ કરતા અને ઢોંગી મહાત્મા બની બેઠેલા શુષ્ક, શાબ્દિક, વેદાંતી સાધુની સેવા થોડા દિવસ તો બની રહી. તેની ખ્યાતિ વધતાં પંજાબની એક રાણીમાતા સ્વહસ્તે તેના મુખમાં કોળિયો મૂકતી. મહાત્માએ માથા ફેલાવવા માંડી. એક દિવસ ભિક્ષા ખાતાં ખાતાં ત્યાં જ ટટ્ટી કરી દીધી. રાણીમાતા હાજર હતી. તેણે તે જ ટટ્ટીમાંથી થોડીક રોટી પર ઊચકી લઈ મહારાજજીના મુખ તરફ હાથ વાળ્યો. મહારાજશ્રીએ મોં ફેરવી દીધું. રાણીમાતાએ તેના મુખપર તમાચો મારતાં મારતાં આજ્ઞા કરી: શઠ, ભાગ અહીંથી. નહીં તો તને જેલ ભેગો કરાવું છું. બધું બ્રહ્મ માની બેઠો તો ટટ્ટી બ્રહ્મને કેમ ત્યાગે છે? મિથ્યાવાદીનો ભ્રમ ભાગી ગયો.

× × × ×

પૂજ્ય મહારાજશ્રીએ એક વાર પ્રારબ્ધની આકરી કસોટી કરી. રેતાળ પ્રદેશના એક દૂર-સુદૂર મીઠી વેરડીવાળા બાગમાં આવી ચડયા.

**વિશ્વંભર**

સ્થળ હતું તો રણમાં, પણ આજુબાજુ વેરડીની કુદરતની હરિયાળીથી દૃશ્ય એવું મનોહર લાગતું કે મહારાજશ્રી ત્યાં રહી પડવા લલચાયા. ભોજન બાબતે તેઓ નિશ્ચિંત રહેતા. ઈશ્વર વિશ્વંભર છે. આજ સુધી જે ભૂખ્યાંતરસ્યાંનો તથા નિરાધારનો આધાર બની સૌનું ભરણપોષણ કરતો આવ્યો છે તે ઈશ્વર મારું રક્ષણ કરશે, એવી એમની સંપૂર્ણ શ્રદ્ધા હતી. આસન જમાવ્યું તે જમાવ્યું. એક વિચિત્ર તરંગ સ્ફુર્યો: પ્રારબ્ધનો પ્રત્યક્ષ અનુભવ લેવાનો સંકલ્પ કર્યો. નિશ્ચય કર્યો કે આ સ્થાન નથી છોડવું કસોટીમાંથી પાર ઊતરવાનો હઠાગ્રહ આદર્યો. ન તો ઈશ્વરને પ્રાર્થના કરી કે મારે માટે ભોજનનો પ્રબંધ કર; ન તો મનમાં સંકલ્પ ઊઠવા દીધો કે હું ભૂખ્યો છું અને કોઈ મને ભિક્ષા આપી જાય તો સારું... એમ કરવાથી પ્રારબ્ધ પકડાય નહીં, કારણ કે શુદ્ધ મનનો આર્તનાદ કોઈ શુદ્ધ માનસમાં કોઈ સેવાભાવી-ધાર્મિક મનુષ્યના કોઈ એક શુભ ઘડીના નિર્વિકલ્પ શુદ્ધ મનમાં સંક્રાન્ત થાય, પકડાય અને તેને સ્વયંસ્ફુરિત પ્રેરણા થાય અને એ પ્રેરણા તેને એવા આર્તનાદી તરફ આકર્ષે.

સાંજ થવા આવી. દૂર દૂરથી રેતી ઊડતી હોય એવું દેખાયું. એક વણજાર આવી રહી હતી. વણજારે વેરડી આગળ પડાવ નાંખ્યો અને મહારાજશ્રીને ઊંટડી દોહીને દૂધ પાયું. પંદરેક માઈલના દૂર આવેલ ગામે પસાર થતાં

વણજારીઓ ત્યાં ખબર આપતા ગયા કે કોઈ એક હિંદુ સાધુ મહાત્મા અમુક એકાંત સ્થળે ભજન કરતા બેઠા છે. લોકો ઉત્સાહપૂર્વક ત્યાં પહોંચ્યા. મહારાજશ્રીને અન્ન ખવડાવ્યું. પછી તો ત્યાં રોજ મેળા જેવું વાતાવરણ જામતું ગયું. લોકોનાં ટોળેટોળાં આવે. મહારાજશ્રીને નવી નવી રસોઈની ભિક્ષા મળતી રહી. લગભગ એક મહિનો ત્યાં મોજથી પસાર થઈ ગયો. પછી મહારાજશ્રીએ આસન ઉઠાવ્યું.

અનુભવજ્ઞાન મળ્યું કે પ્રારબ્ધ પ્રમાણે જ સારા ઊંચી કોટિના સંતમહાત્માની પ્રવૃત્તિ થાય છે. જ્યાં જ્યાં અન્ન-જળનો ઉદય થાય ત્યાં ત્યાં પવનની દિશા પ્રમાણે સૂકું પાન ઊડી જાય તેમ મહાત્મા પુરુષોનાં પ્રયાણ-પરિભ્રમણ થાય છે. અનુભવસિદ્ધ જ્ઞાનની અમૂલ્ય પ્રાપ્તિ થઈ. કદાચ આ કારણે પણ પૂજ્યશ્રી આશ્રમની આરામદારી મળ્યા પછી પણ પરિભ્રમણ કરતા રહ્યા.

ભાગ્યે જ તેઓ એક આશ્રમમાં એકી વખતે બે માસથી વધુ રહ્યા હશે. આશ્રમ બહાર ભક્ત લોકોના મનનું સમાધાન કરવા વિચરતા રહેતા. તેમાં વિશેષ કરીને અમદાવાદ, મુંબઈ અને કલકત્તાવાળાને વધુ લાભ મળતો. પૂના અને બેંગલોર વીસરાતાં નહીં, તો કોઈ કોઈ વાર ઊટી અને કોઈમ્બતુરવાળા પણ ભાગીદાર બનતા. વિવેક, વૈરાગ્ય તેઓશ્રીને ત્યાં સતત જાગ્રત રહી પહેરો ભર્યા કરતા, તેથી એઓશ્રી પર અટપટી માયા પોતાનો દાવ અજમાવી શકતી નહીં. તે સદા નિરાશ રહેતી.

× × ×

બિહાર પ્રાંતના જસીડી પાસે—ત્યાં આશ્રમ નહોતો તે વખતે—કોઈ એક ગામમાં વૈદનાથના દર્શન કરી કુંભમેળા તરફ પ્રયાણ કરતા મહારાજશ્રી અને અનેક સારા સારા સંતમહાત્મા એકઠા થઈ ગયા. પૂજ્યશ્રી સ્થાન પર બેસી રહ્યા.

મહાત્માઓ ભિક્ષાર્થે નીકળી પડ્યા. પણ દૈવસંયોગે કશું મળ્યું નહીં. .. યશ્રીને તેઓએ વિનોદમાં કહ્યું કે હવે તો આપને નસીબ યારી આપે તો કંઈક આશા. પૂજ્યશ્રી બહાર નીકળી પડ્યા. કોઈક પ્રતિષ્ઠિત પુરુષના ઘર આગળ ' નારાયણ ' કરી ઊભા રહ્યા. ગૃહસ્થ મહારાજશ્રીનાં વર્તન, વાણી અને તેજસ્વિતાથી પ્રભાવિત થયા. તેણે ભિક્ષા આપવા કબૂલ કર્યું પણ મહારાજશ્રીને કયાંથી સંતોષ વળે? તેઓશ્રીએ કહ્યું: ભાઈ, હું એકલો ક્યાં છું? મારી સાથે તો બીજા આઠદસ ઉચ્ચ કોટિના મહાત્માઓ છે. તેમની ભિક્ષાનો પણ પ્રબંધ થવો જોઈએ. ધર્મભીરુ સજ્જન જરા વિમાસણમાં પડ્યો પણ

તરત ઉત્તર દીધો : આપ આપના આસન પર બિરાજો. હું બધી વ્યવસ્થા કરીને ત્યાં આવું છું. ગામલોકોએ યથાશક્તિ સીધું-સામગ્રી આપ્યાં. ગૃહસ્થ મહાત્માઓ પાસે પહોંચ્યો. પણ ત્યાં તો વાસણ—બળતણ વગેરેની કશી વ્યવસ્થા નહોતી. પૂજ્યશ્રીએ તે તરફ તેનું મીઠા વચને ધ્યાન દોર્યું. બધી વ્યવસ્થા થઈ ગઈ. મહાત્માઓએ ભોજનની તૃપ્તિ મેળવી. મહારાજશ્રીએ વિનોદ કર્યો : જુઓ, ભિક્ષા માગવાની પણ એક કળા છે. એ કળાની પરીક્ષામાં હું પહેલે નંબરે પાસ છું પરીક્ષાપાસનું પ્રમાણ પત્ર મળી ગયું.

પોતાના આશ્રમજીવનમાં પણ ભિક્ષાનો પર્યાય પ્યાલો એઓશ્રી રાખતા અને કોઈ કોઈ વાર વિનોદે ચઢતા ત્યારે હસતાં હસતાં કહેતા: આ મારું ભિક્ષાપાત્ર તો અક્ષય્ય છે. જ્યારે જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ હજુય કરી શકું એમ છું એ તો મારી અન્નપૂર્ણા દેવી છે. પણ ભક્તજનો એમને ક્યાં કટોરો ઘૂમાવવા દે એમ હતું? ભિક્ષાર્થે એમનું ઘૂમવું દુર્લભ—લગભગ અસંભવિત—કરી દેવાયું. કાં તો ભિક્ષા એમના સ્થાન પર આવી જતી, કાં તો ભક્ત લોકોના ઘરમાં તૈયાર થતી, અને પચાસસાઠ વ્યક્તિઓ સાથે બેસીને વિશ્વવિરાટ મુખે સમૂહભોજન કરતી.

× × ×

પેટ દિયો ખડ્ડો

પાપ કિયો

આસામ પ્રાંતનો પ્રસંગ તદ્દન જુદા પ્રકારનો—અકલ્પ્ય હતો. મહાત્મા લોકોની લીલા સમજવાને જુદા જુદા દૃષ્ટિકોણ રાખવા પડે પૂજ્યશ્રી અને બીજા એક ઉચ્ચ કોટિના મહાત્મા આસામના જંગલમાં ઘૂમી રહ્યા હતા. બન્ને અવધૂત, લંગોટીભર અને હાથમાં ભિક્ષાપાત્રવાળા. પાસે કોઈ વસ્તી ન દેખાઈ. રાત્રી પડવા આવી. દૂર એક દુકાન જેવું માલૂમ પડ્યું. થાક્યા હતા. ખૂબ ભૂખ્યા પણ હતા. જંગલમાંના લોકોની વચ્ચે ઘર માંડી દુકાન ચલાવનાર એક મારવાડી વેપારી હતો. વિનયપૂર્વક મહાત્માઓએ કહ્યું : ભાઈ, કંઈક ખાવાનું આપ. ચાલી ચાલીને થાકી ગયા છીએ. વેપારીએ ચોખ્ખી ના ભણી. તેને ઘણું સમજાવ્યો : અમે ચોર ડાકુ નથી. સાધુ છીએ. પણ તે માને શાનો! એટલે હવે પૂજ્યશ્રીએ દંડનીતિ અજમાવી. પોતાની સાથેના મહાત્મા શરીરે, કદમાં, દેખાવે વધુ બળવાન અને કડક લાગતા. તેમને ઉદ્દેશીને મહારાજશ્રીએ ડોળપૂર્વક ઊંચા અવાજે કહ્યું :

" पकड लो उसको, मस्तराम, और बांध दो। "

વેપારી ગભરાયો. બીધો કે આ બધું લૂંટી લેવાના. ધ્રૂજતે અવાજે તે બોલ્યો : નહીં, નહીં, મહારાજ. જે જોઈએ તે સીધું સામગ્રી લો. લોટ, ઘી, દાળ વગેરે મળ્યાં, રાંધવાનું વાસણ પણ મળ્યું. પૂજ્યશ્રીએ રોટી બનાવીને પ્રેમપૂર્વક બીજા સંતજીને સંતોષ્યા પછી પોતે ભોગ લગાવ્યો. થોડીક પ્રસાદી રહી તે વેપારીને ભેટ ધરી. હાથ હલાવી સવારે ઊઠી ત્યાંથી ચાલતા થયા. બહુ જ હસતે મુખડે પોતે આ વીતક સંભળાવી શ્રોતાવર્ગને હસાવતા.

પ્રારબ્ધને આધારે બધું છોડી જરા પણ ચેષ્ટા ન કરનાર પુરુષ તે ભિક્ષાને માટે દાદાગીરીનો સ્વાંગ પહેરે ! શી વિચિત્રતા ! શી ચરિત્રલીલા ! આવા વિરોધી વર્તનનો સામાન્ય માનવી શો ખુલાસો કરી શકે ? સંતોની ગતિ સંતો જાણે. વળી પોતે રસોઈ કરે અને બીજાને જમાડે એમાં તો એક વિચિત્ર રહસ્ય રહ્યું છે. પોતાના કરતાં ઉચ્ચ માનનીય મહાત્માને પ્રેમપૂર્વક સરસ રસોઈ કરી. જમાડી તૃપ્ત કરવા એ એક માનની-પ્રેમની નિશાની છે. મહાત્માને માટે બીજી કઈ "માતા" આવી મમતા દાખવે ?

**વિનોદ**

પૂજ્યશ્રીમાં વિનોદવૃત્તિનું પ્રાધાન્ય હતું અને તેથી તેઓશ્રી ખુશ મિજાજ રહેતા અને આવનારને ખુશ ખુશ કરી દેતા એટલે એમના સાંનિધ્યમાંની વિનોદી, શાંત, શીતળ છાયામાંથી ઊઠવાનું મન નહોતું થતું. ઉપરના પ્રકરણમાંના કેટલાય કિસ્સામાંથી એવો વિનોદ ટપકે છે. ગંભીર વિષયને પણ તેઓ વિનોદથી હળવો બનાવી દેતા. પોતે સ્વતંત્ર મિજાજમાં હોય ત્યારે હસતે મુખડે કહેતા કે ગૃહસ્થો, સેવકો, ભક્તો, મારી તન, મન, ધનથી સેવા કરે છે, છતાંય હું જાણીજોઈને તેમને જરા ભડકેલા રાખતો. તેમની સેવાય લેતો જાઉં અને થોડા ફૂંફાડાય મારતો જાઉં. તેમ નહીં કરું તો તેઓ મારા ગુરુ થઈ બેસે. ભસવુંય ખરું અને લોટ ખાવોય ખરો વળી કોઈક વાર કહેતા : ભક્તો ખવાડીને મારે-હેરાન કરે. પંડિત બકાવીને મારે-બોલ બોલ કરાવ્યા કરે. માટે જરા કડક વર્તનનો ડોળ પણ કરવો પડે.

× × ×

એક વાર છળકપટયુક્ત જૂઠની વાત નીકળી. પૂજ્યશ્રીએ દૃષ્ટાંત આપ્યું: કાગડો હંસના મુલકમાં જઈ ચડ્યો. હંસલી એકલી હતી. હંસ ચારો ચરવા ગયો હતો. કાગડો ઊંધુંચત્તું સમજાવી હંસલીને પોતાની સાથે લઈ ચાલ્યો. તું જો તો ખરી. મારો પ્રદેશ કેટલો સુંદર છે ! સારું થયું કે તું મારું માની ગઈ અને તારા કદૂપા પ્રદેશને છોડી દીધો. આવું આવું મોહક મિથ્યા

ભાષણ તે કરતો રહ્યો અને બન્ને ઊડતાં ઊડતાં ચાલ્યાં જાય. હંસલો આવીને જુએ તો હંસલી ગાયબ દૂર નજર ફેંકી તો કાગડા સાથે ઊડીને જતી જોઈ. પાછળ પડયો પણ પકડી શકયો નહીં. કાગડાએ બાવળિયાના ઝાડ પર હંસલીને ઉતારો આપ્યો. હંસલીના હોશકોશ ઊડી ગયા. આ તે વળી સુંદર પ્રદેશ કહેવાય ? જ્યાં નજર પડે ત્યાં ગંદકીનાં દર્શન.. ફિકર પડી કે કાંટાળા ઝાડ પર દિવસ કેમ જશે. દરમિયાન હંસલો આવી પહોંચ્યો. તેણે કાગડાને કાલાવાલા કરી વિનંતી કરી કે તું આ મારી હંસલીને છોડી દે અને અમને બન્નેને સુખી કર. " કાગડો ડોળા કાઢીને બોલ્યો : " વાહ રે વાહ, આ કેવી દુનિયા ! આ મારી પત્નીને તું લઈ જવા કયાંથી આવ્યો ? ચાલ્યો જા ! નહીં તો મારા દોસ્તો તને મારી નાખશે. ગભૅપટુ, જલદી જલદી ભાગી જા, નહીં તો તારું આવી બન્યું." હંસે તેને ફરી વીનવ્યો : " ભાઈ જો તો ખરો. તારાં રૂપરંગ એને જરાય મળતાં આવતાં નથી. એ બધી રીતે મને મળતી આવે છે. કાગડો શેનો માને ? તેણે શરત મૂકી : " જો, આ ગામના લોકો બહુ ભલા છે. મનુષ્ય પ્રાણી ન્યાયી હોય છે. એ જે ન્યાય આપે તે તારે કબૂલ રાખવો." ભોળા વિશ્વાસુ હંસે મંજૂરી આપી. કાગડો ઊડ્યો ગામમાં. લોકોને એકઠા કરીને બોલ્યો : " જો તમે હું કહું તેમ કરો તો હું તમને તમારા પૂર્વજોનાં દર્શન કરાવું." આવાં સસ્તાં દર્શન કોને ન ગમે ? તેઓ બોલ્યા : " ચાલ કહે, તારે શું કહેવું છે ?" કાગડો બોલ્યો : " પેલા ઝાડ પર હંસલી બેઠી છે. તેનો પતિ હંસલો તેને લેવાને આવ્યો છે. તમારે તેને કહેવું કે એનાં રૂપરંગ તો કાગડાને મળતાં છે, તું તો કોઈ ગઠિયો છે." લોકો થયા કબૂલ. બાવળના ઝાડ તળે સભા ભરાઈ. હંસ અને કાગડાનો ન્યાય તોળાયો. હંસે કહેવું હતું એટલું બધું કહ્યું. કાગડાએ તેનો જવાબ વાળ્યો. સાક્ષીઓ એકી અવાજે બોલી ઊઠયા : " કાગડો સાચો છે. હંસ જૂઠો છે." હંસલી ઉદાસ થઈ. હંસનો જીવ ઊડી ગયો. લોકોએ કાગડાને કહ્યું : " ચાલ ભાઈ, હવે અમારા પૂર્વજોનાં દર્શન કરાવ." કાગડો આગળ ચાલ્યો. લોકો પાછળ પાછળ ચાલ્યા. એક ગંદી દુર્ગંધ મારતી કૂંડાથી ખદબદતી નરકભરી જગ્યાએ ઊંચા ઝાડ પર બેસી કાગડો બોલ્યો : " પેટ ભરીને જોઈ લો આ તમારા પૂર્વજોને ! " લોકો ખિન્ન થયા. આ તે શું નરકમાં સડબડતા કીડા અમારા પૂર્વજો !" કાગડાએ ઠંડે કલેજે જવાબ આપ્યો : " જૂઠાના પૂર્વજો તે વળી કયા સ્વર્ગમાં વસે ? " અને એમ બોલતાં બોલતાં તે ઊડી ગયો.

પૂજ્યશ્રી પાસે બેઠેલાઓમાં એક બટકબોલો, પ્રેમી, ભક્ત વકીલ હતો. તેણે હસતાં

હસતાં પૂછ્યું : "મહારાજશ્રી, અમારો તો જૂઠાસાચાનો ધંધો થઈ પડશે ત્યારે અમારી શી ગતિ થશે ?" મહારાજશ્રીએ સ્મિત વદને વિનોદ કર્યો : તમારે ગભરાવાની શી જરૂર છે ? તમે તો ધંધાર્થે એ કામ કરો છો. સાચજૂઠ બોલનારા તો તમારા અસીલો છે. તમે જરા તેને રસ્તો બતાવી આપો છો એટલું જ. વળી તમે તો કાયદાબંધીમાં રહીને કામ કરો છો. નિર્દોષીને કેટલા સહાયભૂત થાઓ છો અને દોષવાનને સુધરવાની તક આપો છો. વકીલ હસી પડયા. શ્રોતૃવર્ગ હસી પડયો.

× × ×

બીજે સમયે કોઈક મતલબ સંબંધેની વાત નીકળી. દુનિયા મતલબની ગરજી છે એવી વાત ઊપડી. મોટા લોકો પણ નાનોસરખો સ્વાર્થ છોડતા નથી તે વચનથી ઉપસંહાર કરતાં મહારાજશ્રીએ વાત પર પડદો પાડયો અને વાતાવરણને વિનોદથી હળવું કર્યું :

એક શેઠ હતા. રસ્તે ચાલતાં માર્ગમાં રૂપિયો પડેલો જોયો. વાંકા વળી જમીન પરથી પોતે વસ્તુને ઉપાડી લે તો લોકોને વહેમ પડે અને આબરૂ જાય. વળી લોકો મશ્કરી ઉડાવે કે આવો શ્રીમંત શેઠિયો થઈને નજીવી વસ્તુને પણ ઊંચકી લે. શેઠે સરી પડવાનો ઢોંગ કર્યો. બરાબર રૂપિયા પર જઈ પડયા. હળવે રહી રૂપિયો ખિસ્સામાં મૂકયો. જોરજબરીથી હાંફતાં હાંફતાં બેઠા થઈ ચાલવા માંડ્યું. પાછળ પાછળ શેઠનો નોકર આવતો હતો. લોકોએ તેને કહ્યું: "જા, દોડ. તારા શેઠ પડી ગયા એટલે વાગ્યું હશે." નોકરે ઠંડા પેટે જવાબ આપ્યો: "ના, ભાઈ, ગભરાવાની કશી જરૂર નથી. મારા શેઠ વિના મતલબ પડે એવા નથી." લોકોને રમૂજ પડી. હસી પડયા. સાથે સાથે આપણા મહારાજશ્રીના શ્રોતાવર્ગને પણ ખૂબ મઝા પડી.

× × ×

એક પ્રસંગે જુદા જુદા પ્રદેશના રીતરિવાજ—ખાનપાન સંબંધે વાત નીકળી. એક ભકતને ઉમળકો આવ્યો અને સુરતની રસોઈની અને મીઠાઈની વખાણ કરતાં કરતાં તે બોલ્યો : "મહારાજજી, સુરતનું જમણ અને કાશીનું મરણ એ તો અમારા સુરતની સુપ્રસિદ્ધ ઉકિત છે." મહારાજશ્રીએ હાજરજવાબ દીધો. "અરે, સુરતની કઢી પણ એવી સરસ કે તેના સ્વાદની યાદ આવતાં કાશીનો સંન્યાસી કાશી છોડી સુરતમાં કઢી પીવા દોડી આવતો."

આ કટાક્ષી વિનોદ કરી ઉમેરતા : 'જો, ભાઈ, હરકોઈ પ્રાંતનાં જમણ જુદાં જુદાં અને સુસ્વાદી હોય છે. તમારા સુરતનો દૂધીનો હલવો, કદાચ ઘારી–બરફી એ સિવાયની કોઈ પણ મીઠાઈ બીજા પ્રાંતની મીઠાઈ કરતાં ચડિયાતી નથી, બલ્કે ઊતરતી છે. જમણ સંબંધે તો બિહારમાં જઈ આવો. તેટલી વાનગી અને સજાવટ તમારા સુરતમાં ભાગ્યે જ થતી હશે. એ તમારી સુરતની ઉક્તિ તો તમારા કોઈ સુરતના, સુરતપ્રેમી, ઉત્સાહી સજ્જને કહી હશે. બીજી એક બાબતમાં બંગાળનો પ્રેમ શ્રેષ્ઠ ગણાવ્યો.

**શબ્દ (નામ)માં શક્તિ**

પૂજ્યશ્રીના કટાક્ષમાં કડવાશ નહોતી. વાણીમાં મીઠાશ રહેતી અને તેમાં વિનોદ ભળતાં જેની મશ્કરી થતી તે પણ બધાની સાથે હસવામાં ભળી શકતા. સુરતનાં પ્રેમભર્યાં, લાડીલાં ટૂંકાં નામો જેવાં કે ગાંડુ, લાલુ સાંભળી તેઓ કહેતા : " તમે તો ઊંચે ઊડવાને બદલે નીચે પડો એવા છો. અરે લાલુને બદલે લાલજીભાઈ કહો, ગાંડુને બદલે ભોળાદેવ–ભોળાનાથ કહો. નામમાં પણ શક્તિ છે. લાલજીભાઈ કોઈ દિવસે શંકર કે રામજીનો લાલ થઈ શકે." જેણે પોતાનું "હંસદેવ" નામ સાર્થક કર્યું છે અને મનને 'મનીરામ' તરીકે સંબોધીને રામરૂપ બનાવ્યું તે મહાત્મા જ ઉપર પ્રમાણેની સલાહ આપી શકે.

સારા સંસ્કાર પાડવાનું કામ માબાપનું છે. નાનપણથી જ એ સંસ્કાર નાખવા જરૂરી છે. ગાઢ સંસર્ગમાં આવેલ ભક્તોનાં છોકરાંછૈયાંનાં નામ પૂછવાનું પૂજ્યશ્રી ચૂકતા નહીં. એવા એક ભક્તના નાના બાળકનું નામ 'અશોક' સાંભળી જરા વિચાર કરી કહ્યું: અશોક એક રાજાનું નામ છે. ભક્તે ઉત્તર વાળ્યો: હા, મહારાજ, 'અશોક' ઈશ્વરનું બહાનું :નામ પણ થઈ શકે. શોકરહિત તે અશોક. પોતે પ્રસન્ન વદને કહ્યું, સારું નામ છે.

× × ×

એવી એક ઘણાં વરસ પૂર્વેની વાત છે. એક કુટુંબ સાથે એમનો બહુ સારો મીઠો સંબંધ જોડાયો. કુટુંબની વ્યક્તિઓ સાથે પાંચસાત વરસનો નાનો બાળક પણ પૂજ્યશ્રીના દર્શને જતો થયો. થોડીક વાર બાળક સાથે મીઠી રમત રમી કરી તેને મહારાજશ્રી પૂછે.: તારું નામ શું ? તે કહે : અંબુ. બાબાશ્રી ફરી પૂછે : અંબુ એટલે શું ? જવાબ: કાંઈ નહીં. પછી પોતે તેને પાઠ ભણાવે : " અંબુ એટલે પાણી અને પાણીના દેવ વરુણ દેવ: બોલ, અંબુ એટલે ? " જ્યારે જ્યારે તે નાનો અંબુ દર્શને જતો ત્યારે ત્યારે

ષ્યમાં આપણને શોભનબુદ્ધિ, પ્રેમભાવ–પૂજ્ય ભાવ હોય તેમાં તેના ગુણ તો ગુણ દેખાય પણ દોષ પણ ગુણ રૂપે ભાસે.

એનાથી વિપરીત બાબત અશોભન બુદ્ધિ લાવે. આ સત્યના અનુમોદનમાં પોતે કોઈક વાર તજેનું સાધુકલ્પિત દૃષ્ટાંત આપતા :—

જહાંગીર બાદશાહની આ વાત છે. તેની બેગમ નૂરજહાં—દુનિયાની સુંદરી—ના રૂપની પ્રશંસા સાંભળી એક મોજીલા મસ્ત ફકીરને સંકલ્પ ઊઠ્યો: "લાવ જોઉં તો ખરો કે એ નૂરજહાં કેવી છે?" સાધુમહાત્મા—ફકીર લોકો પહેલાંના વખતમાં વિના રોકટોક રાજા–બાદશાહના મહેલમાં જઈ શકતા હતા. ફકીર રાજમહેલમાં ગયો. નૂરજહાં સામે જરા વાર જોઈ રહ્યો. 'થૂ' કરી તેણે ચાલવા માંડ્યું. જહાંગીર બાદશાહે ફકીરનું આવું વિચિત્ર વર્તન જોઈ પૂછ્યું, "સાંઈબાબા, આપની આ બધી ચેષ્ટાનું રહસ્ય ખોલો." સાંઈબાબા બોલ્યા: "દુનિયા તારી નૂરજહાંને વખાણે છે. એનું સૌંદર્ય કોઈ ઊંચા પ્રકારનું નથી. તેથી એ સૌંદર્ય અને સૌંદર્યના વખાણનારાઓ પર મેં થૂક ઉડાડ્યું." જહાંગીરે પૂરી અદબથી જવાબ વાળ્યો : "સાંઈ સાહેબ, નૂરજહાંનું નૂર જોવું હોય તો જહાંગીરનાં ચશ્મા પહેરો."

પૂજ્યશ્રીને ગળથૂથીમાંથી બોધ મળેલો હતો કે પોતાની અક્કલે ચાલવાથી જ મનુષ્ય સુખી થાય છે. બીજાની અક્કલે ચાલતાં ગૂંચવાડો ઊભો થાય તેઓ કહેતા : તમારા ચારિત્ર્યમાં કોઈ ખાસ નતિક દોષ ન હોય અને શુદ્ધ મને અને શુદ્ધ ભાવે કોઈ પ્રવૃત્તિ આદરો તો વિવેકી પુરુષ તેનો આદર કરશે. અંતરમાં જે હોય તે બહાર પ્રતીત થાય અને તેની જ છાપ આખરે પડે છે.

× × ×

પોતે કહેતા : "ખૂબ પૈસા કમાઓ અને ખૂબ ખરચ કરો." આ એક સુંદર આર્થિક સૂત્ર છે. પૈસો ફરતો રહે·તેમાં અનેકને રોજી મળી રહે છે. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખી પોતે પોતાની સેવા કરનાર ધની લોકોનો સારો જેવો સંપર્ક રાખતા. પોતે કહેતા : "આ ધની લોકો·પાસે પૈસાની બચત તો રહેવાની. હવે એ લોકો ગમે તેમ એ પૈસો વેડફી દે તેના કરતાં સન્માર્ગે એને એ વાળે એ વધુ જરૂરી છે. એમ કરતાં એક પંથ દો કાજ સધાય. એ લોકો દોષમાંથી બચે અને પૈસાનો સદુપયોગ થાય, તો આ જન્મે સુખી છે તેવા આવતે જન્મે પણ એઓ સુખભાગી થાય.

પૈસાદાર લોકો પણ ઘણી વાર પ્રેમપૂર્વક તન, મન, ધનથી સેવા કરે છે. એવા પૈસાદાર લોકોનું પ્રસંગવશાત્ કોઈ ઘસાતું બોલતું ત્યારે તેઓશ્રી તરત તેને ટોકતા : "પૈસાદાર લોકો એમના પુણ્યની કમાણી ખાય છે. તેમની ઈર્ષા કરવાથી તું કલુષિત ન થા. તું પુણ્ય કર. તારો ભવ સુધરશે. બને તો પૈસાદારની દયા—પરોપકાર ભાવનાને જાગ્રત કર, ઉત્તેજિત કર. તેની પાસે દાન કરાવ. દાનને પાત્ર વ્યક્તિ કે સંસ્થાને એ દાન આપશે. સુખીને જોઈ પ્રસન્ન રહેવું અને મનને સંબોધવું : જો, એ પુણ્યનું ફળ ખાય છે. તું એ સુખનો રસ્તો પકડ. પસાદારનો પૈસો અનીતિ કે ચૂસણનીતિનો હશે તો તેનું પાપ તેને ખાશે. તું તેના ગુણ જોતા રહે."

પૂજ્યશ્રીની પાછળ લક્ષ્મી તો દોડ્યા કરતી. એ પૈસાનો એઓશ્રી સંતમહાત્માઓને સુખસગવડ આપવામાં વ્યય કરતા. અન્નદાનને પણ એઓ જ્ઞાનદાન જેટલું જ—પછી તો જ્ઞાનદાન કરતાં વધારે—મોટું માનતા. અન્નદાનથી તૃપ્તિનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. જ્યારે એ અન્ન પવિત્ર સંતમહાત્મા, સાધુ ભક્તોના મુખમાં પડે ત્યારે એથી બીજું અહોભાગ્ય કેવું હોય ! શુદ્ધ ભોજન મળે તો શુદ્ધ ભજન થાય. વળી એ પણ ખરું છે કે ભૂખે ભજન ન થાય.

અન્ન ખવડાવવામાં પોતે પૂરતા ઉદાર હતા તો તેના દુર્વ્યય માટે તેટલા જ સખત લાગતા. સંતમહાત્માઓને માટે લાવેલ ફળાદિ, મીઠાઈ કે અન્નનો દુર્વ્યય કે બગાડ થતો એ જોતા ત્યારે ખિન્ન હૃદયે બોધ આપતા : " ભક્ત લોકો પોતાનાં બાળકોનાં મુખમાંનો કોળિયો કાઢી લઈને આ દાનપુણ્ય ઉદાર ભાવે કરે છે. તેનો તમને વિવેકવિચાર હોવો જોઈએ. તેઓ જો તેમની ભેટનો દુરુપયોગ કે દુર્વ્યય થતો જોઈ જાય તો તેમને કેટલો બધો આઘાત થાય ? ખબર છે તમને કે સંતમહાત્માને ગૃહસ્થોએ આપેલું દાન–અન્નદાન પચાવવામાં તેઓને કેટલા બધા પુણ્યનો ક્ષય કરવો પડે છે ?" આવે પ્રસંગે કોઈક વાર એક રસપ્રદ, રહસ્યભરી, બોધદાયી વિનોદ વાર્તા કહી સંભળાવતા :

**સાધુનું અન્ન**

એક મહાત્મા ભિક્ષા માગી લાવી કોઈ એકાંત સ્થળે નદી કિનારે જઈ બેઠા. જરા ઊંચે એ ભિક્ષા ઝાડ પર લટકાવી નદીમાં હાથ મોં ધોઈ નિરાંતે ભિક્ષા કરીશ, એ વિચારે તે નદી તરફ ગયા. દરમિયાન એક મારવાડી ઊંટ પર બેસી ત્યાં આવી ચડ્યો. ઊંટને ઝાડ સાથે બાંધી તે જરા આરામ કરવા ઝાડની છાયામાં

આડો પડયો. આંખ ઉઘાડી જોયું તો ઊંટ મહાત્માની ભિક્ષા ખાઈ રહ્યું છે. આ જોઈ મારવાડી જોરથી રડી પડ્યો. મહાત્માજી દોડી આવ્યા. શા કારણે, હે ભાઈ, તું આટલું બધું રડે છે તે મને કહે. મારવાડી બોલ્યો : " શું કરું ? મહારાજ, આ મારું ઊંટ તમારી ભિક્ષા ખાઈ ગયું છે." મહારાજજી દયાભાવે પણ પૂરી ઉદારતાથી બોલ્યા: "ભાઈ, ગભરાવાની જરૂર નથી. મારી ભિક્ષાની તું ફિકર ન કર. અમને તો ભૂખ્યાતરસ્યા રહેવાનો અનુભવ થયા કરે." મારવાડી હાથ જોડી ફરી બોલ્યો : " મને તમારી ભિક્ષાની એટલી પડી નથી જેટલી આ મારા ઊંટની. મને તો મારી પોતાની દયા આવે છે. હવે પછી આ મારું ઊંટ કામલાયક નહીં રહેવાનું. સાધુબાવાનું અન્ન એના પેટમાં પડયું એટલે એ ગળિયું થઈ જવાનું. મારું તો કર્મ ફૂટી ગયું "

કોઈની ભૂલ બને ત્યાં સુધી મહારાજશ્રી સીધી રીતે ન બતાવતા. આડકતરી રીતે તે તેને કહી સંભળાવતા અને શ્રોતાવર્ગને ખબર ન પડે કે એ વાત કોને ઉદ્દેશીને થાય છે. વાર્તાના વિનોદથી ગંભીર થઈ ગયેલ વાતાવરણ જરા હળવું બને એટલે પૂજ્યશ્રી જરા ગંભીર અવાજે આગળ ચલાવે : જુઓ, અમારા આશ્રમવાસીઓની કેવી રીતે પડતી થાય છે. ભક્તલોકોએ ભોજનની વ્યવસ્થા ઘર બેઠે કરી આપી. કોઈએ અન્ન આપ્યું, કોઈએ પૈસા આપ્યા. તૈયાર ભોજન તો મળ્યું. તૃપ્તિ થઈ. હવે જે વિવેકી, વૈરાગ્યશીલ સાધક કે સિદ્ધ મહાત્મા હોય તે તો અન્નદાતાના ઉપકારનું ઋણ ચૂકવવા ભજન કરે. ભજનનું અડધું પુણ્ય તો આમ જાણેઅજાણે અન્નદાતાને ખાતે ઈશ્વરી સંકેતથી જમા થઈ જાય-ખેંચાઈ જાય સારું સત્ત્વગુણી અન્ન હોય તો અન્ન પ્રમાણે મન બની વિક્ષેપરહિત ભજન થાય, નહીં તો વળી રજોગુણી, તમોગુણી બનેલ મનને શુદ્ધ કરવા બીજું વિશેષ ભજન કરવું પડે બાકીના સમયમાં મોક્ષસિદ્ધિ માટે પ્રયાસ કરવો રહ્યો. હવે કહો : ભજનાર્થીને કેટલો સમય બચત રહે ? અરે, તેણે તો બને તેટલો વધુ વખત ભજનમાં ગાળ્યા કરવો. સાધકને તો ફરજિયાત અમુક જાપ કરવાના હોય. આ બધી બાબત ધ્યાનમાં લેનાં આશ્રમવાસીઓએ અને આશ્રમનું અન્ન ખાનારે તો કોઈ ને કોઈ આશ્રમસેવા કરવી રહી. તેમ ન કરે તો અન્ન પચે નહીં : તમોગુણ વધતો જાય. પછી પશુજીવન જીવવું રહ્યું. જ્યાં ભોજનની વ્યવસ્થા છે ત્યાં ભજનની સગવડ છે. પણ તે સગવડની કિંમત ચૂકવવી પડે. કોઈ ધનથી, કોઈ મનથી, કોઈ તનમનથી તો કોઈ તન, મન, ધનથી. સાથોસાથ ભજન તો ખરું જ. ભજન વિના ભોજન ન પચે.

× × ×

પોતે કહેતા : આશ્રમની સેવાથી કંટાળના કેટલાક કાચા સાધકો પરિભ્રમણ કરવાની ઇચ્છા સેવે છે. પણ ત્યાં પણ આરામ ક્યાંથી જુક્તિથી મુક્તિ મળે ? પુરુષાર્થભ્રષ્ટ અવિવેકીને ક્યાંયે સુખ મળે નહીં : ભિક્ષા માગવા નીકળે તો ભિક્ષાની કળા, કૌશલ્ય માલૂમ નહીં. બદલાયેલ સમયના વહેણની ખબર નહીં. જેમ તેમ રખડતાં અથડાતાં પેટ પૂરતું મળ્યું તો ભજન કરવાનું સ્થાન નહીં. પૂરતા આરામની સગવડ ન મળે તો ભજન માટેનો સમય અને એકાંત ક્યાં હોય ? કોઈ મઠ-મંદિરનો આશ્રરો લેવો પડ્યો તો ત્યાંના ત્યાં જ રહ્યા. फक्कड़ बिन फकीरी काम नहीं बफा । આ સુપ્રસિદ્ધ સૂત્ર પૂજ્યશ્રી દુહરાવતા. પછી બદલાતા અને બદલાયેલ સમયના યુગધર્મની અસરનું સચોટ ઉદાહરણ આપતા :

કોઈ એક બ્રાહ્મણ દંપતી પૂરી ગરીબીમાં સપડાયું. ખાવાનું અન્ન ખૂટ્યું અને ભૂખે મરવા લાગ્યું. બ્રાહ્મણી રોજ બ્રાહ્મણની ઝાટકણી કાઢે : " તમારે આશરે પડેલાનું રક્ષણ કરવાનું કામ તમારા વિના બીજો કોણ કરે ! જાવ, કમાણી કરી લાવો. " બ્રાહ્મણ કંટાળેલા મને જંગલને રસ્તે વળ્યો. વિચાર કર્યો : કોઈ અદૃશ્ય સહાય મળે તો ઠીક, નહીં તો ભલેને જંગલનાં પશુ ફાડી ખાય" રસ્તામાં એક મોટા સાપનું ઘર આવ્યું. સાપે આ ઉદાસીન બ્રાહ્મણને જોઈને પૂછ્યું: "બ્રાહ્મણ દેવતા, કેમ ઉદાસ છો ? સવિસ્તર હકીકત સાંભળતાં સાપને દયા આવી. તેણે બ્રાહ્મણને કહ્યું કે, " હું કહું તેમ તમારે રાજાને કહેવું. રાજા પ્રસન્ન થશે અને તે તમને પુષ્કળ પૈસો આપશે. જા, રાજાને કહે કે, " આ વરસે એવી આફત તારા રાજ્યમાં આવવાની છે કે તું અને તારી રૈયત ત્રાહિ ત્રાહિ પોકારશે. સર્વનાશ અગ્નિનું તારા રાજ્યમાં તાંડવ નાચશે. આગળથી તેનો ઉપાય કર." બ્રાહ્મણ પાછો ફર્યો. રાજાને હકીકત કહી સંભળાવી. રાજાએ પુષ્કળ ધન આપ્યું. અગ્નિની જ્વાળા રાજ્યમાં ચોમેર ફેલાવા લાગી. ઉપાય યોજાયા. સમયાનુસાર બ્રાહ્મણની મતિ બગડી. તે સાપના દરમાં એક સળગતું લાકડું ચાંપી આવ્યો. વરસો વહી ગયાં. બ્રાહ્મણનું ધન ખૂટ્યું. વળી પાછી પજવણી શરૂ થઈ જંગલ તરફ પ્રયાણ થયું. વળી પાછા સાપે દર્શન દીધાં. બ્રાહ્મણને પોતે કરેલ અપકાર યાદ આવ્યો. જરા ગભરાયો. સાપે તેને સાંત્વના આપી અને ફરી પાછી ભવિષ્યવાણી કહી : " જા, તારા રાજાને કહે કે, " તારા રાજ્યમાં આ વર્ષે વરસાદ તારાજી કરશે. લીલો દુકાળ પડશે. અગમચેતી વાપરી ઉપાય વિચાર.." બ્રાહ્મણનું વચન સાચું ઠર્યું. બ્રાહ્મણની

મતિમાં પ્રેરણા થઈ. લાવને સાપના દરમાં પાણી રેડી આવું. પાણી રેડી આવ્યો. વળી પાછા ખરાબ દિવસ આવ્યા અને બ્રાહ્મણ વળી પાછો વનને રસ્તે વળ્યો. સાપ તેની રાહ જોઈને જ બેઠો હતો. સહાનુભૂતિપૂર્વક તેણે બ્રાહ્મણને કહ્યું : "જા, આ વરસે તારા રાજ્યમાં દૂધની નદીઓ ઊભરાશે." બન્યું પણ તેમ જ. દૂધનો લોટો ભરી બ્રાહ્મણદેવના સાપદેવનાના દર પાસે પહોંચ્યો. દૂધ રેડ્યું. સાપ દૂધ પી પ્રસન્ન થઈ બહાર નીકળ્યો. બ્રાહ્મણ તેને પગે પડ્યો અને પૂછ્યું : "નાગદેવતા, મેં તમારા ઉપકારનો બદલો અપકારથી કર્યો છતાંય તમે તે ન ગણકારી મારા પર ઉપકાર જ કર્યો. તેનું શું કારણ ?" ત્યારે નાગદેવતાએ ઘટસ્ફોટ કર્યો : "ભાઈ, તારો શો વાંક ? મેં તને નહોતું કહ્યું કે સમષ્ટિમાં–રાજાના સમગ્ર રાજ્યમાં અમુક અમુક બનશે. હું ક્યાં સમષ્ટિની બહાર છું ? તારી બુદ્ધિમાં પણ સમષ્ટિ કામ કરી ગઈ અને તારી બુદ્ધિ વિપરીત થઈ. વ્યષ્ટિ સમષ્ટિની બહાર શી રીતે જઈ શકે? જમાનાના ગુણધર્મો જનતામાં સંચાર કરે જ. સાવધાની રાખવી રહી." આજે વર્ણાશ્રમમાં ભારે સંકરતા આવી છે. દોષ કોનો કાઢવો ? પોતે ઉપદેશતા :

કોઈના દોષ ન જુઓ. કઈ પરિસ્થિતિમાં તે અમુક કામ કરતો હશે, તેની તમને શી ખબર ? બીજાની દૃષ્ટિએ જોતાં શીખો. ગુણવાન બનશો તો સુખી થશો, સુખનું વાતાવરણ સર્જશો. ધની, ગરીબ, રંક, રાય બધા વર્ગનાં બધાં દેહધારી મનુષ્યોમાં ગુણદોષનો સંગ્રહ હોય છે. મેં તો મારી ઉમ્મરમાં ગુણ ગ્રહણ કર્યાં છે.

× × ×

હવેના જીવનપ્રસંગો કંઈક જુદા પ્રકારના છે. પૂજ્યશ્રીના કેટલાક જીવનપ્રસંગો તો એક વીર પુરુષની રોમાંચક વીરગાથા છે. વીરની જેમ એ જીવનની બાજી સર કરવા નીકળ્યા. વીરની જેમ ઝઝૂમ્યા, ઘૂમ્યા, સુખસગવડને ઠોકર મારી.

વીરતા

देहं पातयामि वा कार्यं साधयामि ।

ભલે દેહ જાય, ટેક ન જાય. ટેક રહ્યો. લક્ષ્ય સિદ્ધ કર્યું. જ્ઞાનપ્રાપ્તિ કરી મોક્ષ મેળવવો અને બીજાને માટે એ માર્ગ મોકળો કરી આપવો, એ વીર પુરુષનું કામ છે. ભલે ને બીનઅનુભવીઓ, ડહાપણડાહ્યાઓ એ માર્ગને વખોડી કાઢે. મૂર્ખાઓ દોડાદોડ કરી મૂકે, જ્યાં ડાહ્યાઓ ડગ મૂકતાંય ડરે. ખરી સંસ્કૃતિનું

હાઈ તો નર બની નર બનાવવામાં અને પછી નરમાંથી નારાયણ બની નારાયણ બનાવવાનું છે. ખરો વીર હોય તે જ નર થઈ શકે. પૂજ્યશ્રી આવા નરવીર હતા. નરના નારાયણ થયા અને પછી ભક્તનરના હૃદયમાં નારાયણરૂપે રહ્યા. આ નર અને નારાયણ શબ્દો સમજીને માટે પુરુષાર્થની અને પરોપકારની અવધિનો સંકેત કરે છે. માનવ હોય તેનામાં જ ખરી માનવતા પ્રગટ થાય: બીજા બધા તો કહેવાના માનવ અને ભ્રામક માનવતાના અભિમાની. માનવ શબ્દ નરનો પર્યાય છે—માણસમાંથી માનવ બનીશું ત્યારે આ તથ્ય સમજાશે. સાચા સંતપુરુષોનાં આચરણ અને ક્રિયાકર્મો તો સાચો માનવ બનવા–બનાવવામાં કામે લાગેલાં હોય છે. અને તેથી તે જ કર્મો સર્વશ્રેષ્ઠ છે, એ જ્યારે સમજાશે ત્યારે આપણો કર્મવાદ, પુરુષાર્થવાદ, કર્તવ્યવાદ, પરોપકારવાદ ખરે રસ્તે વળશે, સુખશાન્તિ ઉત્પન્ન કરશે. પોતે તુલસીદાસની વાણી ઉચ્ચારતા:

સતીના નિશ્ચયની પરીક્ષા કરવા ઋષિમુનિઓ આવે છે. અનેક પ્રકારનાં પ્રલોભનો બતાવે છે. સતી નિશ્ચયારૂઢ રહી ઉત્તર આપે છેઃ

जनम जनम लग रगड हमारी । वरहु शंभु नहीं तो रहुं कुंवारी। શુભ માર્ગમાં વિઘ્નો તો આવે પણ તેને પાર કરવામાં માનવતા દીપી ઊઠે.

પૂજ્યશ્રીએ તો અનુભવસિદ્ધ જ્ઞાન મેળવવું હતું. અનુભવીઓના વચનમાં શ્રદ્ધાથી શરૂઆત કરવી પડે પણ એ અનુભવનું પોતાને પ્રત્યક્ષ જ્ઞાન ન થાય તો સંશય રહિત નિશ્ચયજ્ઞાન થતું નથી. શ્રદ્ધાજ્ઞાન સત્યજ્ઞાનમાં પરિણમવું રહ્યું. વિકટ પ્રસંગોમાં જો આવું શ્રદ્ધાયુક્ત સત્યજ્ઞાન કામમાં ન આવે તો પછી એ શ્રદ્ધા વાંઝણી રહે. પૂજ્યશ્રીએ પ્રારબ્ધ યા તો ઈશ્વરેચ્છાને ભરોસે જીવનનાવ હંકારવા માંડયું અને મહોર મારી આપી કે: "ભક્તિ શિર તણે સાટે, વચમાં વસમી છે વાટે."

આવો એક પ્રસંગ ઉપસ્થિત થયો અને આકરી કસોટી આવીને ઊભી રહી. વન ઉપવન નિર્જન સ્થાનમાં ભટકવાનો એમને અદમ્ય ઉત્સાહ અને શોખ હતો. એવા વનમાં ચાલતાં ચાલતાં થાક ચઢ્યો. સૂર્યનો તાપ અસહ્ય લાગતો થયો. પંથ લાંબો અને વિકટ. છાયાવાળી સ્વચ્છ જગ્યા શોધવાને માટે દૃષ્ટિ ફેરવી. દૂર એક ઝાડ દેખાયું. પાસે ગયા. છાયા હતી પણ આજુબાજુની જગ્યા મનપસંદ સ્વચ્છ નહોતી. એક લાંબી કાળી શિલા છાયામાં પડેલી હતી પણ તેના પર એક મોટા ભયકારી વિષધર સાપે આસન જમાવેલું હતું. કદાચ

વાની ફિકર તો ઈશ્વર પર છોડેલી. કોઈ અદમ્ય ઉત્સાહ મને નવે નવે સ્થળે અને નવી નવી મુશ્કેલીમાં મૂકી દેતો ખરો પણ હેમખેમ પાર નીકળી જતો. કોઈ અજબ શ્રદ્ધા કામ કરી રહી હતી. જેમ કષ્ટ વધારે તેમ તુમાખી–મસ્તી વધારે. જે કંઈ મળે તે ખાઈ લેતો. કાચા ચોખા ચાવી જતો અને લોટ ફાકી જતો. નવાં નવાં અનુભવજ્ઞાન મળતાં હતાં ને! કંઈ બજારમાં અને કંઈ શાળામાં એ મેળવી લેવાય? ફરતાં વિચરતાં હું આસામના નાગપ્રદેશમાં જઈ ચડ્યો. કેટલાક નાગા લોકો મનુષ્યભક્ષી છે તેની મને ખબર તો હતી. એવા એક ગામમાં આવી પડ્યો. નાગા લોકો ફરી વળ્યા. પણ ખાસ કોઈ તકલીફ આપી નહીં; કાં તો ત્યાં મારા જેવો મનુષ્ય પહેલવહેલો જ જઈ ચડ્યો હશે, કાં તો મનુષ્યશરીર કોઈ બીજા રૂપરંગનાં પણ હોઈ શકે તે જોઈને તેઓ વિસ્મિત થયા હશે. મને હાથ પકડીને થોડીક વાર ફરી ફરીને આગળ પાછળ ફેરવ્યો. ખૂબ ખુશ થયા. તેમની ભાષામાં કંઈક બોલતા પણ હું સમજી શકતો નહોતો. આખરે મને છૂટો કર્યો. જગત્પતિ જગદીશને ધન્યવાદ દેતો દેતો હું આગળ ચાલતો થયો.

× × ×

હવેના પ્રસંગો જરા જુદા પ્રકારના છે, જોકે એઓશ્રીની નિર્ભયતાના પ્રતીકરૂપે તો એ છે જ.

બંગાળ–બિહારના એક જંગલના ભાગમાં ગામથી થેડે દૂર પોતાનું આસન હતું. રાત્રિનો સમય હતો. મધ્યરાત્રિએ દૂરસુદૂર અગ્નિનો પ્રકાશ હાલતો–ચાલતો નજરે પડ્યો. પોતે ઊઠ્યા. શું છે તે જાણવાનું કુતૂહલ જાગ્યું. ફરતા અગ્નિની દિશા તરફ વળ્યા. ઝાડ ઓથે ઊભા રહી જોયું તો એક નગ્ન સ્ત્રી માથા પર અગ્નિ ભરેલી સગડી મૂકી કંઈક ક્રિયા કરી રહી હતી. પોતે વર્ણવે છે: તેની નજર મારી કંઈક ગફલતને લીધે મારા પર પડી. એક વિકરાળ સિંહણની માફક તે મારા પર ધસી—જાણે હમણાં જ મને ફાડી નાંખશે એવી તે વિફરેલી હતી. સ્વરક્ષણ માટે હું સ્વસ્થ થઈ ગયો. તેના છૂટા લાંબા કેશ મારા હાથમાં આવી ગયા. જોરથી અવાજ કર્યો: "ખબરદાર, જો મારા પર હાથ ઉપાડ્યો તો." બાઈ જરા ઢીલી પડી. નિરાશાભર્યા અવાજે બોલી: "મારી સાધનામાં વિઘ્ન પડ્યું. હું આ કાળી ચૌદશની રાત્રિએ સાધના કરી રહી હતી." આવી મેલી વિદ્યા શીખીને શું કરવાની છે, એવો તેને પાઠ ભણાવી પોતે પાછા ફર્યા.

× × ×

દિઙ્મૂઢ થઈ ગયો. તરત જ સામનો કરવાનો નિશ્ચય કર્યો. રુદ્રરૂપ ધારણ કર્યું. (કારણ કે તે તો મારું કાચું માંસ ખાવા માગતો હતો.) મનનું સમતોલપણું બરાબર આવી ગયું. સાવચેત થઈ ગયો પછી ભયંકર અવાજે બોલી ઊઠયો: "ખબરદાર, આગળ ધસ્યો તો. ચીરી નાંખીશ." અઘોરી જરા થંભી ગયો. સહેજ ભયભીત ન થયો હોય એવી તેની આંખ કહેતી હતી. હવે જરા વધારે ધમકી આપવાની મને હિંમત આવી. મનમાં તો કંઈક ગભરાટ હતો કારણ કે શરીરે તે મારા કરતાં વધુ ઊંચો અને કદાવર હતો અને દેખાવે વિકરાળ હતો. વળી હું ભૂખ્યો હતો, એટલે પૂરી તાકાત અજમાવી શકું એમ નહોતું. છતાંય પ્રારબ્ધે યારી આપી. મેં તેને જરા યુક્તિપૂર્વક કહ્યું: તારે મારું ભક્ષણ જ કરવું છે તો મને જરા સ્વસ્થ, પ્રસન્ન થવા દે. આ મારી ભિક્ષા ખાઈ લેવા દે. પછી તારી મરજી પ્રમાણે કરજે. અઘોરી કંઈક સમજ્યો. ઢીલો થયો, ભિક્ષા ખાઈ લેવાની મંજૂરી મળી. મારે એ જ જોઈતું હતું. ખાધા બાદ તો મારી શક્તિ આવી જશે એટલે જોઈ લેવાશે. તમોગુણી વૃત્તિ થઈ ગઈ હતી એટલે તુર્તાતુર્ત ભિક્ષા ન કરી. જરા તેને ઊંચે મૂકી બેઠો, શાંત થયો. હાથ પગ ધોઈ ભિક્ષા ખાવા બેઠો. અઘોરી પણ ત્યાં જ બેઠેલો હતો. તેને ભિક્ષાન્ન આપવા માંડયું પણ તેણે તે ન લીધું અને કહેતો રહ્યો: મારે તો તારું માંસ જ ખાવું છે. હું તૈયાર થયો અને પડકાર ફેંકયો: ચાલ તારી હિંમત હોય તો બાજી અજમાવી લે. એક વાર ડરી ગયેલ આદમી ફરી હિંમત પકડતાં ગભરાય ખરો એટલે તે કશું ન બોલ્યો અને હસી પડ્યો. મેં તેને હકીકત પૂછવા માંડી. અને તે કહેતો ગયો: અંતે મેં તેને સમજાવ્યો. "અરે, બ્રાહ્મણ થઈને તું આવી નીચ ગતિમાં ક્યાંથી પડ્યો? છોડી દે આ વિપરીત વામમાર્ગ અને આવી જા સીધા રસ્તા પર." તેણે સલાહ તો ન માની:પણ કંઈક ખિન્ન સ્વરે બોલ્યો: "શું કરું? અભ્યાસ પડી ગયો. હવે નવો માર્ગ ગ્રહણ કરાય એમ નથી." મેં પછી ત્યાંથી ચાલતી પકડી. શું માલૂમ! ઊંઘમાં નાંખી ઊંઘી જાઉં ત્યારે એ મને મારી નાંખે તો?

બંગાળમાં, સૌરાષ્ટ્રમાં તેમ જ બીજે અજાણ્યે સ્થળે વિચિત્ર આચારના ઘૃણાત્મક વામમાર્ગીઓના પંજામાં પોતે સપડાયેલ ખરા, પણ યુક્તિપૂર્વક તેમનાં માંસ, મદિરા, માનિની, મોદિનીના સકંજામાંથી છટકી ગયા હતા.

× × ×

પૂજ્યશ્રી કહેતા: "મને નવાં નવાં જંગલ અને તીર્થસ્થાનોમાં વિચરવાનો વિચિત્ર શોખ હતો. ભોજનની ચિંતા તેમ જ આવી પડતાં કષ્ટોમાંથી પાર ઊતર-

તાપથી બળ્યો બળ્યો થઈ રહેવાથી તેણે ત્યાં શીતળતાના અનુભવી હશે. તે ત્યાં ઊંઘી ગયો હતો. પૂજ્યશ્રીએ ચપટી ભરી ધૂળ તેના પર નાંખી પણ તે તો નિશ્ચેષ્ટ રહ્યો. ભર ઊંઘમાં હતો. હવે પોતે જાય પણ ક્યાં? પગ કામ કરતા નહોતા. શરીર આરામ માગતું હતું. આંખમાં ઘેન ભરાતું હતું. ઈશ્વરભરોસે પોતે સાપના પડખામાં લંબાવ્યું. જરા વાર તો સ્વાભાવિક ભયે મનને ચંચળ કર્યું. જરા બીક લાગી. મનને મજબૂત કર્યું. નિર્ભય બન્યા અને જોતજોતામાં ઊંઘી ગયા. જાગીને જુએ છે તો સાપે ત્યાંથી વિદાય લીધી હતી: પ્રારબ્ધે રક્ષા કરી. પાતંજલ યોગ સૂત્ર કહે છે :

अहिंसा प्रतिष्ठायाम् तत् संनिधौ वैर त्यागः।

કબીરજી કહે છે :

यह तो घर है प्रेमका खालाका घर नाहीं।
सिस उतारे भुंई धरै तब पैठे घरमांही।
सिस उतारे भुंई धरै ता पर राखै पांव।
दास कबीरा यों कहे, ऐसा हो तो आव॥

પૂજ્યશ્રીએ તો શિર ઉતારીને પ્રેમના ઘર પરમેશ્વરમાં પ્રવેશ કરી લીધો હતો.

× × ×

બીજો એક પ્રસંગ છે. ગામથી દૂર જંગલમાં એક મંદિર હતું. સાથે નાની-શી ધર્મશાળા હતી. પૂજારી પૂજા કરી, ચોગાનનો દરવાજો બંધ કરી ઘરે ચાલી જતો. વાઘનો ડર હતો. રાત્રે કોઈ ત્યાં રહેતું નહીં. પૂજ્યશ્રી ત્યાં વિચરતા વિચરતા જઈ ચડ્યા. પૂજારીએ વિનંતી કરી : " મહારાજશ્રી, ગામમાં ચાલો, નહીં તો વાઘનો શિકાર થઈ પડશો. " પૂજ્યશ્રીએ માન્યું નહીં, કારણ કે ગામમાં એમને જોઈતાં એકાંત અને સ્વચ્છ વાતાવરણ મળે નહીં. પૂજ્યશ્રીએ ધર્મશાળામાં આસન બિછાવ્યું. દરવાજો બંધ કર્યો. સૂતા. વાઘ આવ્યો તો ખરો. ઘોર ગર્જના કરી શોર મચાવી ચાલ્યો ગયો. શુદ્ધિ-સ્વચ્છતાના શોખીન પૂજ્યશ્રી ગમે ત્યાં તો લઘુશંકા કરે એવા નહોતા. રાત્રે ઊઠીને બહાર નીકળે. આમ તેમ જોઈ ક્રિયા કરી અંદર પાછા ફરે. આમ બે ત્રણ દિવસ ચાલ્યું. વાઘ આવે પણ ઘોર ગર્જના ઓછી કરતો થયો. પછી તો પૂજ્યશ્રી ખુલ્લે દરવાજે સૂઈ રહે. વાઘ અંદર આવતો થયો. કશી હાનિ પહોંચી નહીં. રામજીએ રખેવાળી કરી : પ્રેમથી પ્રેમ પ્રગટે—વળી એ પણ યાદ રાખવું :

" जाको राखे सांईयां मारी सके न कोई ।"

એક બીજા બહુ ત્યાગી મહાત્માના આ શબ્દો છે: સાપના મોમાં પગ મૂકો, સાપ કરડશે, જો દૈવ રૂઠયું હોય તો. નહીં તો ગેલ કરશે.

× × ×

બીજા એક પ્રસંગે પોતે અને બીજા ત્રણચાર મહાત્માઓ એવે કોઈ વેરાન રસ્તે થઈ જંગલમાંથી પસાર થતા હતા. પગદંડી હતી એટલે એકની પાછળ એક એમ ચાલ્યા જતા હતા. દૂર નજર ફેકી તો એક જબરદસ્ત વાઘ સામે આવી રહ્યો હતો. બીજો રસ્તો ન હતો એટલે કરે પણ શું? આવા ભયંકર સમયે પણ પૂજ્યશ્રીનો નિર્ભય, લાપરવાહી, વિનોદી સ્વભાવ ઊભરાયો. સૌથી આગળ વૈરાગી સાધુ હતા. તેની ઠેકડી ઉડાવતાં પોતે તેને કહે: વૈરાગીજી, સૌથી આગળ તમે છો એટલે તમારો ભોગ પહેલો લેવાવાનો. વૈરાગી જરા ગભરુ સ્વભાવના હતા એટલે જ પૂજ્યશ્રીએ તેને મજાકમાં ચીડવવા આ ટકોર કરી હતી. પછી આશ્વાસન આપ્યું. "ગભરાવાનું કશું કારણ નથી. ઈશ્વરેચ્છા બળવાન છે." વાઘ જરા થોભ્યો. પૂજ્યશ્રી બોલ્યા: "વાઘ ભગવાન, અમારા ચારમાંથી જે તારો ભોગ હોય તેને લઈને રસ્તો છોડ." વાઘને પણ વિવેક અને સમજબુદ્ધિ ન હોય તેમ છલંગ મારી રસ્તાની એક બાજુએ થઈ ચાલ્યો ગયો. વિઘ્નહરે વિઘ્ન દૂર કર્યું.

કોઈ કોઈ વાર નિર્ભય મહાત્માઓની વિચિત્ર વાતો કહી સંભળાવતાઃ પહાડ કે જંગલમાં ઘૂમતાં એઓ વાઘની ત્રાડ સાંભળતા તો સામે દોડી જતા ને જોતા કે વાઘ ક્યાં છે? મોતને માર્યા વિના નિર્ભયતા આવે નહીં. નિર્ભયતા વિના આત્મજ્ઞાન વાંઝિયું નીવડે. કથની અનુસાર કરણી થાય તો જ શ્રેયઃ સધાય.

× × ×

કોઈ એક પરિભ્રમણ ટાણે મગરવાળો નદીપ્રદેશ આવ્યો. સ્નાન તો કરવું રહ્યું. નિ:શંકભાવે નદીમાં ઝંપલાવ્યું. તરવાનોય શોખ એટલે સુખપૂર્વક તર્યા; નદીકાંઠા પર પગ મૂક્યો તો પાછળ આવતી મોટી મગર જોઈ. હવે બહાર આવવાની તેને બુદ્ધિ ઊગી હશે. કદાચ એમ હોય કે અહિંસાને વળાવવાને માટે હિંસા આવી હોય. કદાચ આત્મભાવી મહાત્માને મગરે સ્વસ્વરૂપે જોયા હશે.

× × ×

બીજો એક નદીપ્રસંગ જુદા પ્રકારનો હતો. પોતાને તીર્થસ્થળે જવું હતું. પોતે આ પાર હતા. તીર્થ સામે પાર. પહોંચવું તો ખરું. મુશ્કેલી ઊભી થઈ. નદીતટ બહુ વિશાળ—પહોળો હતો. ભલભલા તરવૈયા પણ હામ બીડે નહીં: આ પારથી પેલે પારનો કિનારો સ્પષ્ટ દેખાતો નહોતો, એટલે લાંબું અંતર કાપવાનું હતું. હોડી ફરતી હતી પણ હોડીવાળાએ ઉતરાઈ માગી. પોતે પૈસાનો સ્પર્શ કરતા નહોતા. એટલે ઉતરાઈના પૈસા આપે શી રીતે! હોડીવાળાએ માન્યું નહીં કે મહારાજશ્રી પૈસા રાખતા નહોતા. હોડી ઊપડી ગઈ. બીજા સંતમહાત્માઓએ પૂજ્યશ્રીને વાર્યા કે અવધૂતજી, નદી તરીને પાર કરવાનો સંકલ્પ છોડો. વિના કારણે જીવને જોખમમાં શું કામ ઉતારો છો? પૂજ્યશ્રીને જુવાનીનાં જોમ અને સાહસ હતાં. તાકાતનો કંઈક મદ પણ હતો. નદીમાં કૂદી પડ્યા—સાથે એક બીજા એમના જેવા જ સાહસિક મહાત્મા પણ ચાલ્યા. સામે પારના અને આ પારના લોકો ધ્રૂજી ઊઠયા. આ ડૂબ્યા, એ ડૂબ્યા એમ નિહાળતા રહ્યા પણ બન્ને મહાત્મા હેમખેમ પાર પહોંચી ગયા. ગંગા–બ્રહ્મપુત્રાના કોઈ તીર્થનું આ સ્થાન હતું. ટેકીલો મનુષ્ય ટેક ન છોડે–લગની લાગી તે લાગી. કબીરજી ઠીક કહે છે: પ્રેમના પાત્ર પ્રભુજીને પામવા સિર હાથમાં લઈ ફરવું પડે:

> प्रेम न बाडी उपजे प्रेम न हाट विकाय।
> राजा परजा जो चहे सिस देई ले जाय॥
> प्रेम पियाला जो पिये सिस दच्छिना देय।
> लोभी सिस न दे सकै नाम प्रेमको लेय॥

× × ×

જંગલી હાથી, જંગલી ભેંસ, રીંછનાં દર્શન થયેલાં, પણ કોઈ ખાસ વિકટ પ્રસંગ ઊભો ન થયેલો. પશુનો પલ્લવ છોડવો સહેલો હતો પણ માનવ-પશુના પંજામાંથી છટકતાં મુશ્કેલી પડેલી. એક એવો ભયંકર અનુભવ પોતે વર્ણવે છે:

પહેલાંના નિઝામ સ્ટેટમાં હું જઈ ચડ્યો. ભિક્ષા તો માગી લીધી પણ ગામમાં ઊતરવાનું કોઈ સ્થાન નહીં પોલીસ પાછળ પડે. ઠરવા દે નહીં અને ગામ બહાર ચાલી જવાનો હુકમ કરે.' લાચારીએ ગામ બહાર નદીકિનારે સ્મશાનભૂમિમાં આવીને ઊભો. પગ મૂકતાંની સાથે જ એક મનુષ્યભક્ષી અઘોરી એટલી બધી ક્રૂરતાથી અને સ્ફૂર્તિથી સામે ધસી આવ્યો કે ક્ષણભર તો હું

દિઙ્મૂઢ થઈ ગયો. તરત જ સામનો કરવાનો નિશ્ચય કર્યો. રુદ્રરૂપ ધારણ કર્યું. (કારણ કે તે તો મારું કાચું માંસ ખાવા માગતો હતો.) મનનું સમતોલપણું બરાબર આવી ગયું. સાવચેત થઈ ગયો પછી ભયંકર અવાજે બોલી ઊઠ્યો: "ખબરદાર, આગળ ધસ્યો તો. ચીરી નાંખીશ." અઘોરી જરા થંભી ગયો. સહેજ ભયભીત ન થયો હોય એવી તેની આંખ કહેતી હતી. હવે જરા વધારે ધમકી આપવાની મને હિંમત આવી. મનમાં તો કંઈક ગભરાટ હતો કારણ કે શરીરે તે મારા કરતાં વધુ ઊંચો અને કદાવર હતો અને દેખાવે વિકરાળ હતો. વળી હું ભૂખ્યો હતો, એટલે પૂરી તાકાત અજમાવી શકું એમ નહોતું. છતાંય પ્રારબ્ધે યારી આપી. મેં તેને જરા યુક્તિપૂર્વક કહ્યું: તારે મારું ભક્ષણ જ કરવું છે તો મને જરા સ્વસ્થ, પ્રસન્ન થવા દે. આ મારી ભિક્ષા ખાઈ લેવા દે. પછી તારી મરજી પ્રમાણે કરજે. અઘોરી કંઈક સમજ્યો. ઢીલો થયો, ભિક્ષા ખાઈ લેવાની મંજૂરી મળી. મારે એ જ જોઈતું હતું. ખાધા બાદ તો મારી શક્તિ આવી જશે એટલે જોઈ લેવાશે. તમોગુણી વૃત્તિ થઈ ગઈ હતી એટલે તૂર્તાતૂર્ત ભિક્ષા ન કરી. જરા તેને ઊંચે મૂકી બેઠો, શાંત થયો. હાથ પગ ધોઈ ભિક્ષા ખાવા બેઠો. અઘોરી પણ ત્યાં જ બેઠેલો હતો. તેને ભિક્ષાન્ન આપવા માંડ્યું પણ તેણે તે ન લીધું અને કહેતો રહ્યો: મારે તો તારું માંસ જ ખાવું છે. હું તૈયાર થયો અને પડકાર ફેંક્યો: ચાલ તારી હિંમત હોય તો બાજી અજમાવી લે. એક વાર હરી ગયેલ આદમી ફરી હિંમત પકડતાં ગભરાય ખરો એટલે તે કશું ન બોલ્યો અને હસી પડ્યો. મેં તેને હકીકત પૂછવા માંડી. અને તે કહેતો ગયો: અંતે મેં તેને સમજાવ્યો. "અરે, બ્રાહ્મણ થઈને તું આવી નીચ ગતિમાં ક્યાંથી પડ્યો! છોડી દે આ વિપરીત વામમાર્ગ અને આવી જા સીધા રસ્તા પર." તેણે સલાહ તો ન માની: પણ કંઈક ખિન્ન સ્વરે બોલ્યો: "શું કરું? અભ્યાસ પડી ગયો. હવે નવો માર્ગ ગ્રહણ કરાય એમ નથી." મેં પછી ત્યાંથી ચાલતી પકડી. શું માલૂમ! છળમાં નાંખી ઊંઘી જાઉં ત્યારે એ મને મારી નાંખે તો?

બંગાળમાં, સૌરાષ્ટ્રમાં તેમ જ બીજે અજાણ્યે સ્થળે વિચિત્ર આચારના ઘૃણાત્મક વામમાર્ગીઓના પંજામાં પોતે સપડાયેલ ખરા, પણ યુક્તિપૂર્વક તેમનાં માંસ, મદિરા, માનિની, મોહિનીના સકંજામાંથી છટકી ગયા હતા.

× × ×

પૂજ્યશ્રી કહેતા: "મને નવાં નવાં જંગલ અને તીર્થસ્થાનોમાં વિચરવાનો વિચિત્ર શોખ હતો. ભોજનની ચિંતા તેમ જ ભારી પડતાં કષ્ટોમાંથી પાર ઊતર-

વાની ફિકર તો ઈશ્વર પર છોડેલી. કોઈ અદમ્ય ઉત્સાહ મને નવે નવે રસ્તે અને નવી નવી મુશ્કેલીમાં મૂકી દેતો ખરો પણ હેમખેમ પાર નીકળી જતો કોઈ અજબ શ્રદ્ધા કામ કરી રહી હતી. જેમ કષ્ટ વધારે તેમ તુમાખી-મસ્તી વધારે. જે કંઈ મળે તે ખાઈ લેતો. કાચા ચોખા ચાવી જતો અને લોટ ફાકી જતો. નવાં નવાં અનુભવજ્ઞાન મળતાં હતાં ને ! કઈ બજારમાં અને કઈ શાળામાં એ મેળવી લેવાય ? ફરતાં વિચરતાં હું આસામના નાગપ્રદેશમાં જઈ ચઢ્યો. કેટલાક નાગા લોકો મનુષ્યભક્ષી છે તેની મને ખબર તો હતી. એવા એક ગામમાં આવી પડ્યો. નાગા લોકો ફરી વળ્યા. પણ ખાસ કોઈ તકલીફ આપી નહીં; કાં તો ત્યાં મારા જેવો મનુષ્ય પહેલવહેલો જ જઈ ચઢ્યો હશે, કાં તો મનુષ્ય-શરીર કોઈ બીજા રંગરૂપનાં પણ હોઈ શકે તે જોઈને તેઓ વિસ્મિત થયા હશે. મને હાથ પકડીને થોડીક વાર ફરી ફરીને આગળ પાછળ ફેરવ્યો. ખૂબ ખુશ થયા. તેમની ભાષામાં કંઈક બોલતા પણ હું સમજી શકતો નહોતો. આખરે મને છૂટો કર્યો. જગત્પતિ જગદીશને ધન્યવાદ દેતો દેતો હું આગળ ચાલતો થયો.

× × ×

હવેના પ્રસંગો જરા જુદા પ્રકારના છે, જોકે એઓશ્રીની નિર્ભયતાના પ્રતીકરૂપે તો એ છે જ.

બંગાળ-બિહારના એક જંગલના ભાગમાં ગામથી થોડે દૂર પોતાનું આસન હતું. રાત્રિનો સમય હતો. મધ્યરાત્રિએ દૂરસુદૂર અગ્નિનો પ્રકાશ હાલતો-ચાલતો નજરે પડ્યો. પોતે ઊઠ્યા. શું છે તે જાણવાનું કુતૂહલ જાગ્યું. ફરતા અગ્નિની દિશા તરફ વળ્યા. ઝાડ ઓથે ઊભા રહી જોયું તો એક નવયૌવના સ્ત્રી માથા પર અગ્નિ ભરેલી સગડી મૂકી કંઈક ક્રિયા કરી રહી હતી. પોતે વર્ણવે છે : તેની નજર મારી કંઈક ગફલતને લીધે મારા પર પડી. એક વિકરાળ સિંહણની માફક તે મારા પર ધસી—જાણે હમણાં જ મને ફાડી નાખશે એવી તે વિફરેલી હતી. સ્વરક્ષણ માટે હું સ્વસ્થ થઈ ગયો. તેના છૂટા લાંબા કેશ મારા હાથમાં આવી ગયા. જોરથી અવાજ કર્યો : " ખબરદાર, જો મારા પર હાથ ઉપાડ્યો તો." બાઈ જરા ઢીલી પડી. નિરાશાભર્યા અવાજે બોલી : " મારી સાધનામાં વિઘ્ન પડ્યું. હું આ કાળી ચૌદશની રાત્રિએ સાધના કરી રહી હતી." આવી મેલી વિદ્યા શીખીને શું કરવાની છે, એવો તેને પાઠ ભણાવી પોતે પાછા ફર્યા.

× × ×

બિહાર–બંગાળના જંગલપ્રદેશનો આ બીજો અનુભવ છે. પોતે જંગલ પાર કરતા હતા. અવધૂત વેશે ખાલી એક લંગોટભેર ગામથી થોડેક દૂર નિર્જન સ્થાનમાં એક પાકા બાંધેલા મકાન આગળ આવીને ઊભા. મકાનનો રક્ષક નોકર ત્યાં હતો. તેને પોતે વિનંતી કરી કે ભાઈ, અહીં મને રાત્રિએ રહેવા દે. તે કશું બોલ્યો નહીં પણ ચુપચુપ ગામમાં ગયો અને લોકોને ગભરાવી મૂક્યા કે કોઈ એક ડાકુ આવ્યો છે. બિચારા નોકરને શી ખબર કે આ તો એક મહામૂલા મહાત્મા હતા. લોકો ધારિયા, તલવાર, જે કાંઈ હાથમાં આવ્યું તે મારક હથિયાર લઈને ત્યાં આવ્યા અને મને ચોમેરથી ઘેરીને ઊભા. શું કરવું ? તે પ્રથમ તો સૂઝ્યું નહીં. પરિસ્થિતિનું માપ કાઢી લીધું. વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી મારું કહેવું સાંભળવા કોઈ તૈયાર નહોતું. જેને જેમ ફાવે તેમ એ ટોળું લવારો કરતું હતું. "મારો, બાંધો, ટીપી કાઢો"ના સૂચક સૂર પણ સંભળાવતા. એક યુક્તિ સૂઝી—મોટેથી કહ્યું: હું તો સાધુ છું. તમારામાંથી બેચાર આગેવાન પુરુષોને આગળ કરો. તેમના મનનું સમાધાન હું ન કરી શકું તો પછી તમારે જે કરવું હોય તે કરજો. લોકોને ગળે આ વાત ઊતરી. ચાર આગેવાનો વાતથી ખુશ થયા. "અરે મૂર્ખાઓ, પાછા ફરો. આ તો એક ઘણા સારા મહાત્મા છે," તેઓ બોલ્યા. લોકો જય પોકારી પાછા ફર્યા. બંગલાનું તાળું ખોલાવી આપી તેમાં જ મુકામ કરાવ્યો. પછીથી તેઓએ પાંચસાત રોજ સારી મહેમાનીગીરી પણ કરી.

× × ×

બીજા એક સમયે એવા જ એક ગામ બહારના બંગલા આગળ આવી પોતે ઊભા. ગામલોકોએ કહ્યું: "મહારાજ, આ તો ભૂતિયા બંગલો છે. એમાં તો જે રહે તે રાત્રે મરી જાય છે. એવા બે એક જણ મરી પણ ગયેલા." મહારાજને જિજ્ઞાસા થઈ. લાવ જોઉં તો ખરો શું થાય છે ? અને ખરી સ્થિતિ શી છે ? લોકોએ બહુ સમજાવ્યા કે શું કામ જીવ ગુમાવો છો ? પણ મહારાજે તો હઠ પકડી તે પકડી. રાતવાસો બંગલામાં કર્યો. થોડી વાર જાગતા રહ્યા. પણ નિદ્રાદેવીને ક્યાં સુધી રોકાય ? નિર્ભયતા તો હતી જ. ઇશ્વરેચ્છા પર બધું છોડી નિરાંતે ઊંઘી ગયા. વહેલી સવારે 'મરેલા' મહારાજને જોવા આવનારને હર્ષનો પાર રહ્યો નહીં કે મહારાજ તો હસતે મોઢે તેમને આવકારવા બેઠા હતા. પોતે થોડા દિવસ ત્યાં રહ્યા પણ ખરા. બંગલામાં સુનારા આ કારણે મરી ગયા હશે તેના કારણમાં એમ લાગ્યું કે કોઈક ઝેરી પ્રાણી—કદાચ એવો

સાપ પણ હોય—તેમને ઊંઘમાં કરડી જશે હશે અને તેનું ઝેર ચડવાથી તેઓ મર્યા હશે.

× × ×

ભરૂચમાં સામે પાર એક નાનીશી કુટિયા બાંધી પોતે રહેતા હતા. એક મોટા પથ્થર પર આસન બનાવ્યું હતું. તે વખતે ત્યાં આશ્રમ નહોતો. બે મુસલમાનો ત્યાં આવીને માછલી પકડતા. મહારાજશ્રીને આ રુચતું નહોતું. એક દિવસ તે મુસલમાનોને વિનયપૂર્વક પોતે કહ્યું: "ભાઈઓ, સાધુફકીરના સ્થાનની પાસે તમે આ હિંસાનું કામ ન કરો. માછલી પકડવી હોય તો અહીંથી થોડે દૂર જાવ અને ત્યાં તમારી જાળ નાંખો." પેલા ભાઈઓ માને નહીં. પૂજ્યશ્રીએ નિર્ણય કરી લીધો. બનાવટી રુદ્રસ્વરૂપ ધારણ કર્યું. હાથમાં એક લાકડું લઈ એવા વેગથી તેના પર પોતે ધસ્યા કે તેઓ જીવ લઈને નાઠા. ફરીને તે તરફ ફરક્યા નહીં. પોતે ગણગણ્યા: ભય બીન પ્રીત ન હોયે। આ વાત કરીને પોતે મલકાતા અને ઉમેરતા: શઠ પ્રેમથી વશ ન થાય.

× × ×

નર્મદાની પરિક્રમાને માર્ગે જઈ ચડયા. ઘોર જંગલમાં થઈને રસ્તો જતો હતો. માર્ગમાં તીરકામઠાં લઈ કેટલાક ભીલ બેઠા હતા. પૂજ્યશ્રીએ તેમના તરફ પૃચ્છાપૂર્વકની નજર કરી. તે લોકો બોલ્યા: "બાવાજી, તમે નિશ્ચિંત ચાલ્યા જાવ અમારો શિકાર તમે નથી." મહારાજશ્રી આમ તો બહુ ચકોર. વાતે વળે તો ભલભલાને આંજી નાંખે અને વશ કરે. ભીલ લોકોએ કહ્યું: "મહારાજ, અમે લૂંટમારનો ધંધો કરીએ છીએ. પરિક્રમા કરતા લોકો પાસે પૈસો હોય તો લૂંટી લઈએ છીએ. તમારી પાસે લેવા જેવું અમને કશું પ્રતીત થયું નહીં. પણ જુઓ, પેલો લાકડી લઈને આવતો સાધુ છે તેની પાસે પૈસા છે. તેની આમતેમ જોવાની તેમજ તીરછી નજર કરી કરીને સંભાળી સંભાળીને ચાલવા-બોલવાની રીતરસમ જોઈને અમે માપી લીધું છે કે એની પાસે કંઈ માલ છે"

અપરિગ્રહ

પૂજ્યશ્રી જરા આઘે ખસી ગયા. પેલા સાધુને લુંટારુઓએ રોક્યો, ગભરાવ્યો. તેણે થોડાં ગલ્લાંતલ્લાં પણ કર્યાં. ગજવામાંથી, લંગોટમાંથી કશું ન નીકળ્યું એટલે ભીલોએ તેની લાકડી જોઈ. તે જરા ભારે લાગી. બારીકીથી જોયું તો તે એક સંગીન હતી. તેનું મોઢું તોડયું તો અંદરથી કેટલીક ગીની નીકળી પડી. સાધુને બેચાર ધોલધપાટ લગાવી આગળ ધકેલી દીધો. મહારાજશ્રીએ

બધી બિના જોઈ લીધી. "માલ પર જકાત" આવી ઉક્તિ ઉચ્ચારી ઉપસંહાર કર્યો.

× × ×

સરહદના પઠાણ પ્રદેશમાં ઊતરી પડ્યા. ગામ પાદરે કેટલાક પઠાણ બેઠા હતા. પૂજ્યશ્રીને પાસે બોલાવીને કહ્યું: લો, મહારાજ, આ થોડા પૈસા, રસ્તે કામ લાગશે. મહારાજશ્રી પૈસા તો લેતા કે રાખતા નહીં. એટલે સહજભાવે ઉત્તર આપ્યો કે એ પૈસા મને ન ખપે. પઠાણો ખુશ થયા અને આ એક સાચો નિર્લોભી ફકીર છે એવી તેઓના મન પર છાપ પડી. પછી તો તેઓએ પૂજ્યશ્રીને થોડા દિવસ પોતાના ગામમાં રાખ્યા. એક જમીનદારનો રેંટવાળો કૂવો અને વાડી હતાં ત્યાં મુકામ આપ્યો અને એક હિંદુ સાધુને જે ખોરાકપાણી ખપે તેનો અને ફળફળાદિનો પ્રબંધ કર્યો. તેઓ મહારાજશ્રીને કહેતા: "સાંઈ બાવા, અમે સાચા ફકીરની કંઈક પરીક્ષા કરી લઈએ છીએ પછી તેની સેવા કરીએ છીએ. જો લોભી ફકીર આવી ચડે તો તેને દાન દક્ષિણા (મારપીટ) આપી કાઢી મૂકીએ."

× × ×

પૂજ્યશ્રી નિઝામ રાજ્યમાં ફરી એક વાર જઈ ચડ્યા. ગામ બહાર એક મોટી વાવ આગળ મુકામ હતો. એક દિવસ રાત્રિના સમયે તેઓ વાવના ગોખમાં બેઠા હતા. એવામાં ચારેક શીખ જેવા લાગતા પુરુષો ત્યાં આવી ચડ્યા. થોડીક વાર ત્યાં થોભીને તેઓ ચાલ્યા ગયા. બીજે દિવસે સવારે સુંદર ફૂલફળાદિ, મીઠાઈ, બદામ પિસ્તાં ભરેલ થાળ લઈને તે લોકો મહારાજશ્રી પાસે આવ્યા અને પગે લાગી ભેટ મૂકી એક બાજુ ઊભા. પૂજ્યશ્રીએ તેમનો પરિચય પૂછતાં તેઓએ કહ્યું: "અમે અહીંની મિલિટરીના લશ્કરી માણસો છીએ. ગઈ કાલે અમે જ આ વાવ આગળ આવ્યા હતા, પણ આપે અમને ઓળખ્યા નહીં હશે" વધુ પ્રશ્નોત્તર થતાં માલૂમ પડ્યું કે તેઓ તો ચોરી પણ કરતા હતા. રાત્રે હાજરીના સમયે હાજરી પુરાવી, સન્ત્રી (પહેરેગીર)ની નજર ચુકાવી કોઈ કોઈ વાર શિકાર મારી આવતા અને સમય પર સવારે ફરજ પર હાજર થઈ રહેતા. તેમણે કહ્યું: "મહારાજ, આપના દર્શનના પ્રતાપે અમને ગઈ કાલે સારો જેવો શિકાર મળ્યો, અને તેથી અમારી માન્યતા પ્રમાણે આપને આ ભેટ આપીએ છીએ." થોડા રૂપિયાની ભેટ પણ મૂકી. મહારાજશ્રીએ જવાબ વાળ્યો: "આ ભેટ હું ન સ્વીકારી શકું. પૈસા તો હું રાખતો જ નથી અને આ તમારી ચોરીના પૈસાથી ખરીદેલાં ફૂલફળાદિ પણ મને વર્જ્ય છે.

એવી તામસી ખોરાકીથી મારું ભજન બગડે." પેલા લોકને આ જવાબ તીરની માફક ખૂંચ્યો. માનભંગ લાગ્યું. લાલ લાલ ડોળા કાઢી તાતે અવાજે તેઓ ગર્જ્યાઃ "મહારાજ, જાણો છો ? ઓળખો છો અમને ? અમે સીંગ છીએ. સીંગના પંજામાંથી છટકવું ભારે થઈ પડશે. ભેટ લેવી પડશે." મહારાજશ્રીએ ઠંડે કલેજે બેધડક જવાબ દીધોઃ "અરે! તમારા 'સીંગ'ના ઉપર તો મેં કેટલીય વાર આસન જમાવ્યું છે." (સીંગ એટલે સિંહ પણ થાય. એટલે પૂજ્યશ્રીએ 'સીંગ' શબ્દનો શ્લેષાર્થ કર્યો અને કટાક્ષપૂર્વક સૂચવ્યું કે એવા સિંહનું ચામડું તો મારા આસન તરીકે વપરાયું છે.) આવા આકરા નિર્ભય જવાબથી શીખોનું મોં પડી ગયું અને વીલે મોંઢે તેઓ પાછા ફર્યા. પોતે આ વાત દુહરાવતા ત્યારે કહેતા કેઃ

સત્ય આગળ અસત્ય નિસ્તેજ થઈ જાય છે. જૂઠા અને પાપીઓ હંમેશ ડરતા રહે છે એટલે એમનું જૂઠ-પાપ એમનું અર્ધું બળ હરી લે છે.

પૂજ્યશ્રી વીરની જેમ વિચર્યા અને વીરની જેમ વિઘ્નોમાંથી અને વિઘ્નોની આકરી કસોટીમાંથી નિર્વિઘ્ન પાર ઊતર્યા.

'હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને' હરિએ જેનું મન હરી લીધું છે તે તેનાં દુઃખ કેમ ન હરી લે ?

× × ×

હવે આલેખાતા જીવનપ્રસંગો વળી કોઈ જુદી ભાત પૂરે છે. જાણી સમજીને દુઃખ તકલીફ પોતે વહોરી લેતા. તિતિક્ષાના તોરમાં યા તો ફકીરીની મસ્તીમાં દુઃખ સાથે પણ પૂરો અને સમજપૂર્વકનો મુકાબલો ન કરતા હોય તેવો ભાસ થાય છે. વન-જંગલમાં દોડતા જતાં પથ્થરકાંટા વાગતા તો તેને ગણકારતા નહીં. પોતે કહેતા : "રસ્તામાં પગમાં કાંટા ભોંકાતા તો તેનો ખ્યાલ પણ નહીં. તેને મસળી કાઢીને ચાલતા કે દોડતા રહેતા."

એક વાર જંગલના રસ્તે ભૂલા પડ્યા. સાથે એક વૈરાગી સાધુ હતો. તીર્થસ્થાન આવવું તો દૂર રહ્યું પણ પંદરવીસ માઈલ દૂર નીકળી ગયા. વિકટ જંગલ અને બિહામણો નદીપ્રદેશ. આગળ વધવાનો કોઈ મારગ નહીં. પાસે કોઈ ગામડું પણ નહીં. વૈરાગીની હિમ્મત ભાંગી ગઈ. થાક તો લાગેલો. પાછા શી રીતે ફરાય ? રસ્તો પણ તેટલો ખરાબ. દોડવું પડે, નહ તો જળો વળગે અને શરીરનું લોહી પીએ. જીવતાં મરવું પડે. વૈરાગી બોલ્યો : "અવધૂતજી,

અગર અહીં ભૂખ્યા મરવું પડે કે શિકારી પ્રાણીનો ભોગ થઈ પડવું પડે. મારો "રામ" તો અહીં જ આસન લગાવવાનો." મહારાજશ્રીએ તેને સમજાવ્યો—હિંમત આપી: "આમ મરવું તેના કરતાં પાછા ફરતાં રસ્તામાં શું કામ ન મરવું! પાછા ફરવામાં જીવી જવાની થોડી તો આશા છે ને?" વૈરાગીને હિમ્મત આવી. બન્ને જણ પાછા વળ્યા. દોડતા જાય. પગે વળગતી જળોને હાથે ઝાટકી ઝાટકીને ખંખેરતા જાય. પ્રભુકૃપાએ સહીસલામત સ્થળે આવી ગયા.

પોતે કેવા કેવા બીહડ જંગલોમાંથી પૂરી નીડરતાથી પસાર થઈ જતા તેનો તળેના એક પ્રસંગથી સંકેત મળે છે:

× × ×

વન બિહામણું લાગે એવું હતું. એક વળાંક વળતાં સામેથી આવનાર એક ગોરા જેવા લાગતા શિકારીનો ભેટો થઈ ગયો. એકાએક અણધારેલી રીતે એ જ સ્થળે એક જ ક્ષણે ભેટો થઈ જવાથી અને મારા જેવા અલમસ્ત લંગોટભેર નીડરતાથી ધસી આવતા મનુષ્યને જોઈ શિકારી કંઈક ડરી ગયો. તેના હાથમાંથી બંદૂક સરી પડી. મને વિચાર આવ્યો: આ કયો શિકાર કરવાનો, જે મારાથીય ગભરાઈ ગયો તો!

મહારાજશ્રી વસ્તીથી દૂર શાન્ત એકાંત જગામાં પડી રહેવું પસંદ કરતા.

તિતિક્ષા

ભલેને ભિક્ષા માગવા બેત્રણ માઈલ દૂર જવું પડે ઠંડીના દિવસો. ઝાડ નીચે વાસો. દાંત કકડી ઊઠે તેટલી તાઢ. પ્યાલાનું પાણી પણ બરફ રૂપે જામી જાય. પૂજ્યશ્રી કહે: "આમ છતાં મનની મોજ બની રહેતી. એ જ બરફને ફોડી તેનું પાણી કરી લાંગ છાંડી તે પી જતો. શરીર પર ઠંડીની કશી અસર થતી નહીં. હા, શરીરની ચામડી જાડી બરછટ બની રહેતી ખરી." કયાં ઉત્તર અવસ્થાનું મુલાયમ શરીર અને કયાં આ વખતનું ખડતલ તપક્ષમ શરીર. દાઢી માથાના વધી ગયેલ કેશભારથી કદ્રૂપતા તો સાથે ખરી જ. વૃદ્ધાવસ્થાનું પોચું લચી ગયેલું, ગાદલા જેવું શરીર કે જે હલકે હાથે કરેલ ચંપી પણ સહન કરી શકતું ન હતું, તે શરીર કેવી રીતે કઠોર તપસ્યા કરી હશે! સમય સમયનું કામ કરે.

× × ×

ભરૂચનો આશ્રમ બંધાયો તે પૂર્વેની આ વાત છે, સ્ટેશનથી ઝાડેશ્વરના રસ્તા પર પોતે એક વાડીમાં ઊતર્યા હતા. ત્યાં કંઈક વિક્ષેપ પડવા લાગ્યો.

મકાનના માલિકનો તો એમના પર સારો જેવો પ્રેમ હતો, છતાંય એક દિવસ એમના મનમાં તરંગ ઊઠ્યો કે સામે પાર તદ્દન એકાન્ત નિર્જન પ્રદેશમાં નર્મદા તટે ચાલી જવું. ઊઠયા તે ઊઠયા વગર કહે સામે પાર ઊતરી ગયા. શ્રાવણ મહિનો હતો, વરસાદની ઝાપટો પડી જાય અને સરવરિયાં આકાશમાંથી સર્યાં કરે. ન કોઈ ઝૂંપડી કે ન કોઈ રક્ષણાત્મક મુકામ. નદીતટે આસન લગાવ્યું. ભક્તોએ બહુ સમજાવ્યા. પોતે એકના બે ન થયા. એક દિવસ આજુબાજુના નિર્જન પ્રદેશમાંથી ઝૂંપડી બાંધવાની સામગ્રી લાવે છે વરસાદ ખુલ્લા બદન પર પડી રહ્યો છે. ખુશમિજાજમાં મહારાજ થનગનાટ કરતા બોલે છે:

"સાધુની શોભા જેટલી જંગલમાં છે તેટલી વસ્તીમાં નથી" માનો બીજા મદદે આવે છે ને ઝૂંપડી તૈયાર થાય છે. પણ વરસાદ પડે ત્યારે તે ચૂવે છાપરા પર છાયેલું ઘાસ એક જગાએ ખસેડે તો બીજે સ્થળે બાકું પડે. એક છિદ્ર બંધ થાય તો બીજું ઊઘડે. પોતે હસતે મુખડે વરસાદ સહ્યા કરે અને ભિક્ષામાં કાચો લોટ કે ચોખા ફાકી લેવા પડે તોય મન પ્રસન્ન રાખે, હસતે મુખડે કહેતા રહે: गुजर गई गुजरान क्या झोंपड़ी क्या मैदान ॥ સાચે જ કહ્યું છે કે સ્વતંત્ર મિજાજી અગ્નિ, જળ, રાજા, અને જોગીને છંછેડવામાં સાર નથી. હડે ચડયા તો પછી એ હઠ ન ઊતરે, લસેને તારાજ થઈ જવાય. એમની રીત તો ઊલટી રહેવાની:

राजा जोगी अगन जल इनकी उलटी रीत।
डरता रहिये परसराम थोड़ी करीये प्रीत ॥

× × ×

પૂજ્યશ્રી બહુ જ વિનોદી પ્રકૃતિના અને વહેવારકુશળ મહાત્મા હતા. એઓશ્રીના પુરાણા વૃદ્ધ ગૃહસ્થ ભક્તો દર્શને આવતા ત્યારે એઓ પ્રસન્ન થતા. થોડીક વાતચીત કરી લઈ થોડોક વિનોદ કરી વ્યાવહારિક બોધ આપતા. ગડી બાંધી રાખી છે ને? ભેદ ખુલ્લો ન પાડતો. ચાવી આપી દેતો નહીં. પછી એકાદ બે દૃષ્ટાંત સંભળાવતા.

**વહેવારુ**

એક ડોસો હતો. માંદો પડયો. માંદગી લંબાઈ. વૃદ્ધાવસ્થા એ પણ માંદગી છે. છોકરા અને વહુઓ ચાકરી કરતાં કરતાં કંટાળ્યાં. બડબડતાં: "ડોસો હવે કમાતો તો છે નહીં, અને કમાણી ઓછી કરે છે." એટલે તેઓએ કચવાતે મને સેવા કરવા માંડી. ઉપરના મેડે જ્યાં લોકોની અવરજવર આડે આવે નહીં એવા ઓરડામાં પથારી કરી આપી. એક ઘંટડી આપી રાખી.

ઘંટડી વગાડે એટલે કોઈ ધીરે ધીરે ફુરસદે પાસે આવે અને કમને સેવા કરી જાય. એક દિવસે રમતિયાળ નાનો બાબો બા સાથે ઉપર આવ્યો અને ઘંટડી લઈ રમતે ચડી ગયો. બા ગઈ, પાછળથી બાબો ગયો. સાથે ઘંટડીય લઈ ગયો. ક્યાંક મૂકી દીધી અને બીજી રમતે લાગી ગયો. હવે ડોસો ઘંટડી વગાડે ત્યારે કોઈ ઉપર જાય ને ! માની લીધું : ડોસા અશક્ત છે. ખાનપાનની કશી જરૂર નહિ પડી હોય. ત્રણ દિવસ એમ વહી ગયા. પછી કંઈક શરમ કે વિવેક ખાતર ઉપર જઈને જુએ છે તો ડોસા પથારીમાં જ હંમેશ માટે ઊંઘી રહેલા.

વાત સાંભળી પેલા ભકતને વિનોદપૂર્વક કહે —"જોજે, ગફલતમાં નહીં રહેતો. નહીં તો તારાય એવા હાલ થશે. दुनिया मतलबकी गरजी । એ સૂત્ર બરાબર ગોખી રાખજે."

× × ×

બીજી વિનોદી પણ વ્યાવહારિક બુદ્ધિવાળી વાત કહેતા.

ડોસાને વૃદ્ધાવસ્થા વળગી. માનપાન ઓછાં મળવા લાગ્યાં. ટકટક શું કામ કરો છો ? હવે તો ટકટક–ટકારો બંધ રાખો. અમે ક્યાં નવરાં બેસી રહ્યાં છીએ કે તમારી સેવામાં જ લાગી રહીએ ? એ અને એવાં કટુ વચન અને અપમાનના ઘૂંટડા ગળવા પડ્યાં. વખતસર ખાવાપીવા માટે પણ વલખાં મારવા પડ્યાં. એક દિવસે એક સોની—એનો જૂનો મિત્ર—એની ખબર લેવા આવ્યો. ડોસાએ પોતાનું ભાગવત સુણાવ્યું. સોની ચતુર હતો. તેણે યુક્તિ શોધી કાઢી : ઘેર જઈ બે પેટી લઈ આવ્યો. એક મોટી અને બીજી નાની. નાની પેટીમાં થોડાક કાંકરા, પથરા, તાંબા, પિત્તળના કટકા ભર્યા અને ડોસાને શિખામણ આપી : "જો આ નાની પેટી બંધ છે. તેને તારે આ મોટી પેટીમાં મૂકવી. કોઈ આવે ત્યારે તે પહેલાં પેટીમાંથી નાની પેટી કાઢી ખખડાવ ખખડાવ કર્યા કરવી. એની ચાવીનું પૂછે ત્યારે કહેવું કે એ તો મારા પુરાણા ફલાણા મિત્રને ત્યાં છે. મારા મરણ બાદ એને તમારે ખોલવી અને જે કાંઈ હોય તે બરાબર વહેંચી લેવું." યુક્તિએ રસ્તો કાઢ્યો. દીકરા અને વહુઓએ હવે તો પોતાનું વર્તન સુધારી દીધું. કૃત્રિમ પ્રેમ બતાવી ડોસાની ઉપરને ઉપર રહી સેવા કરવા માંડી. એક દિવસ ડોસા સ્વધામ પહોંચ્યા. ક્રિયાપાણી યથાઇચ્છિત થઈ ગયાં. સોની ભાઈએ ચાવી આપી. જોયું તો પોકળ ફૂટ્યું. વાત સાંભળી બધા હસ્યા.

વ્યાવહારિક જ્ઞાનના અનુભવની સ્મૃતિ થઈ. જગતમાં રહેવું છે એટલે તેમાં

રહેવાની રીતરસમ જાણવી પડે. ધર્મ અને નીતિના ભેદ પણ જાણવા પડે. કેટલીક વાર ધર્મને ગૌણ રાખી નીતિ અનુસરવી પડે. વહેવારશુદ્ધિ અને ચિત્તની પ્રસન્નતા માટે પોતે એક યોગસૂત્રનો અનુવાદ કહી સંભળાવતા :

मैत्री करुण मुदिता और उपेक्षा जान ।
चार बहिन ये जीवकी सदा करे कल्यान ॥

સુખીને જોઈ ઈર્ષ્યા નહીં કરવી. પણ મિત્રભાવે તેના સુખે સુખી થવું. દુઃખીને જોઈ દયાર્દ્ર થઈ કરુણા બતાવવી અને મદદ કરવી. પુણ્યશાળીઓને જોઈ પ્રસન્ન થવું અને પુણ્ય કરવાનો બોધ લેવો. પાપીની ઉપેક્ષા કરવી. પોતે દષ્ટાન્ત આપીને બોધને રોચક બનાવતા.

× × ×

કોઈક વાર રાજનૈતિક કે એવી બીજી વ્યાવહારિક વાત નીકળતી ત્યારે પોતે દર્ષ્ટાંત આપતા :

એક ખેતર હતું. શેરડીનો પાક કર્યો હતો. રસ્તે જનાર કોઈ ચોરી ન કરે તે માટે ખેડૂત રખેવાળી કરતો. એક વાર ચતુર્વર્ણી ચાર મિત્રો તે રસ્તે થઈ જઈ રહ્યા હતા. શેરડી જોઈ તેમની નજર બગડી કે શેરડી ખાઈએ. ચોરી કરી સાંઠા ભાંગ્યા. ખેડૂત આવી ચડ્યો. ચારને તે એકલો શી રીતે પહોંચી વળે! માટે તેણે યુક્તિ અજમાવી. શૂદ્રને કંઈ કામે લગાડી જરા અળગો કરી પેલા ત્રણને કહેઃ " તમો તો દ્વિજ છો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એવા ત્રણ તો ભલેને મારી શેરડી લઈ લો પણ પેલો શૂદ્ર તેમાં કેવી રીતે ભળી શકે? મૂરખ દ્વિજો જાળમાં ફસાયા. શૂદ્રને મારીને કાઢી મૂક્યો. એ જ ભેદનીતિથી ખેડૂતે વૈશ્યને અળગો કર્યો અને બાકીના બે પાસે માર મરાવી તેને દૂર કર્યો. હવે વારો આવ્યો ક્ષત્રિયનો. બ્રાહ્મણને ફોસલાવ્યો. " અરે, તું તો ભૂદેવ. તને તો અમારે દાન-દક્ષિણા આપવી જોઈએ, પણ આ ક્ષત્રિય તેમાં શા માટે ભાગ પડાવે ?" બન્ને મળીને તાકાતવાળા ક્ષત્રિયને ખોખરો કર્યો. તે ગયો એટલે ખેડૂતે પોત પ્રકાશ્યું. લાલ લાલ આંખ બતાવીને તે બોલ્યો : " અરે દુષ્ટ, તું બ્રાહ્મણ થઈને ચોરી કરે ? તને તો આની દક્ષિણા મળવી જોઈએ. એમ કહીને તેને હલકો કરી વિદાય કર્યો અને શેરડીના સાંઠા લઈ લીધા. વહેવારમાં એક જ નીતિ ન અપનાવાય. સંજોગો અનુસાર તેમાં ફેરફાર કરવો પડે. સામ, દામ, ભેદ અને દંડ નીતિ જે ન જાણે તે બુદ્ધિ વગરનો માર ખાય અને વસ્તુ ગુમાવે.

× × ×

વળી કહે: જુઓ, તાસ-પાનાના ખેલમાં એક્કો બધાને મારે. એક થાવ, એકસંપી જાળવી રાખો તો વહેવાર સિદ્ધ થાય. નહીં તો માંહોમાંહેના વિખવાદથી બધાની પાયમાલી થાય. બધાની સહીસલામતીમાં વ્યક્તિગત સલામતી બની રહે.

આજે તો આ એકતાની બહુ જરૂર છે. આધ્યાત્મિક બાબત સમજાવવા પણ ઉપરનું દૃષ્ટાંત પોતે આપતા—અદ્વૈતવાદ સૌનો શિરતાજ છે. પોતે સ્પષ્ટ શબ્દોમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા કે ભારતની અસ્મિતા કોઈ જુદી છે. ભારત મારો દેશ છે એવો અનન્ય રાષ્ટ્રપ્રેમ ભાગ્યે પ્રગટે, જો ધર્મવિહીન રાષ્ટ્રીયના પર જ ભાર મુકાય તો. સારા હિંદુસ્તાનને એક તાંતણે બાંધવો હોય તો ધર્મ અને આધ્યાત્મિકતાને આગળ કરવી પડે. એ જ એવો કાચો પણ સ્નિગ્ધ તાંતણો છે કે જે બધાને એકતામાં બાંધી રાખશે. તે ફક્ત ભારતપ્રેમ ન પ્રગટાવશે પણ સાથોસાથ વિશ્વપ્રેમ પ્રગટાવશે. ભારતીય સંસ્કૃતિમાં ધાર્મિકતા, આધ્યાત્મિકતા અને નીતિમત્તા ઓતપ્રોત છે. પ્રવૃત્તિમાત્રના મૂળમાં ધર્મ રહેવો જોઈએ અથવા તો તે ધર્માભિમુખી હોવી જોઈએ, અને તે નીતિને આગળ પડતી વ્યક્તિઓએ આચરણ દ્વારા વ્યક્ત કરવી જોઈએ.

× × ×

બોધવાર્તા યા બીજી વાર્તા એક પૂર્ણ કથાકારની અદાથી પોતે કહી સંભળાવતા ત્યારે સામાન્ય કાચા અભ્યાસીને કે આદર્શવાદી સાધકને શંકા ઊપજતી કે આ એક અવલ નંબરના મહાત્મા છે કે એક વ્યવહારકુશળ ચાણક્ય?

વધુ શંકા તો ત્યારે ઊપજતી કે જ્યારે એ મહાત્મા મહેમાનગીરીની મહેફિલ ઉડાવતા. જેવા મહેમાન તેવી મહેમાનગીરી. તેને ભાવતી વાનગી બનતી અથવા તો પોતે પસંદ કરેલી ખાસ તૈયાર થતી વાનગીથી તેનો સત્કાર કરાતો. સાથે પંદરવીસ મહેમાનો તો ખરા જ. ઉપરાંત એવે સમયે આવી રહેલી બીજી એટલી જ વ્યક્તિઓ.

સુરતમાં પોતે હોય ત્યારે કોઈ એક નિમિત્તે સુરતની મનપસંદ મીઠાઈ અને ફરસાણવાળી રસોઈથી સુરતના સારા પ્રમાણમાં આમંત્રિત ભક્તમંડળને પ્રસન્ન કરતા.

વળી જ્યારે સુરતી પોંક કે ઊંધિયા પાર્ટી અપાતી ત્યારે આવનાર મહેમાન

રહેવાની રીતરસમ જાણવી પડે. ધર્મ અને નીતિના ભેદ પણ જાણવા પડે. કેટલીક વાર ધર્મને ગૌણ રાખી નીતિ અનુસરવી પડે. વહેવારશુદ્ધિ અને ચિત્તની પ્રસન્નતા માટે પોતે એક યોગસૂત્રનો અનુવાદ કહી સંભળાવતા :

मैत्री करुण मुदिता और उपेक्षा जान ।
चार बहिन ये जीवकी सदा करे कलयान ॥

સુખીને જોઈ ઈર્ષ્યા નહીં કરવી. પણ મિત્રભાવે તેના સુખે સુખી થવું. દુઃખીને જોઈ દયાર્દ્ર થઈ કરુણા બતાવવી અને મદદ કરવી. પુણ્યશાળીઓને જોઈ પ્રસન્ન થવું અને પુણ્ય કરવાનો બોધ લેવો. પાપીની ઉપેક્ષા કરવી. પોતે દૃષ્ટાન્ત આપીને બોધને રોચક બનાવતા.

× × ×

કોઈક વાર રાજનૈતિક કે એવી બીજી વ્યાવહારિક વાત નીકળતી ત્યારે પોતે દૃષ્ટાંત આપતા :

એક ખેતર હતું. શેરડીનો પાક કર્યો હતો. રસ્તે જનાર કોઈ ચોરી ન કરે તે માટે ખેડૂત રખેવાળી કરતો. એક વાર ચતુર્વર્ણી ચાર મિત્રો તે રસ્તે થઈ જઈ રહ્યા હતા. શેરડી જોઈ તેમની નજર બગડી કે શેરડી ખાઈએ. ચોરી કરી સાંઠા ભાંગ્યા. ખેડૂત આવી ગયો. ચારને તે એકલો શી રીતે પહોંચી વળે? માટે તેણે યુક્તિ અજમાવી. શૂદ્રને કંઈ કામે લગાડી જરા અળગો કરી પેલા ત્રણને કહે: " તમો તો દ્વિજ છો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એવા ત્રણ તો ભલેને મારી શેરડી લઈ લો પણ પેલો શૂદ્ર તેમાં કેવી રીતે ભળી શકે? મૂરખ દ્વિજો જાળમાં ફસાયા. શૂદ્રને મારીને કાઢી મૂકયો. એ જ ભેદનીતિથી ખેડૂતે વૈશ્યને અળગો કર્યો અને બાકીના બે પાસે માર મરાવી તેને દૂર કર્યો. હવે વારો આવ્યો ક્ષત્રિયનો. બ્રાહ્મણને ફોસલાવ્યો. " અરે, તું તો ભૂદેવ. તને તો અમારે દાન-દક્ષિણા આપવી જોઈએ, પણ આ ક્ષત્રિય તેમાં શા માટે ભાગ પડાવે?" બન્ને મળીને તાકાતવાળા ક્ષત્રિયને ખોખરો કર્યો. તે ગયો એટલે ખેડૂતે પોત પ્રકાશ્યું. લાલ લાલ આંખ બતાવીને તે બોલ્યો : " અરે દુષ્ટ, તું બ્રાહ્મણ થઈને ચોરી કરે? તને તો આવી દક્ષિણા મળવી જોઈએ. એમ કહીને તેને હલકો કરી વિદાય કર્યો અને શેરડીના સાંઠા લઈ લીધા. વહેવારમાં એક જ નીતિ ન અપનાવાય. સંજોગો અનુસાર તેમાં ફેરફાર કરવો પડે. સામ, દામ, ભેદ અને દંડ નીતિ જે ન જાણે તે બુદ્ધિ વગરનો માર ખાય અને વસ્તુ ગુમાવે.

× × ×

વળી કહે: જુઓ, તાસ–પાનાના ખેલમાં એક્કો બધાને મારે. એક થાય, એકસંપી જાળવી રાખો તો વહેવાર સિદ્ધ થાય. નહીં તો મહોમાંહેના વિખવાદથી બધાની પાયમાલી થાય. બધાની સહીસલામતીમાં વ્યક્તિગત સલામતી બની રહે.

આજે તો આ એકતાની બહુ જરૂર છે. આધ્યાત્મિક બાબત સમજાવવા પણ ઉપરનું દૃષ્ટાંત પોતે આપતા–અદ્વૈતવાદ સૌનો શિરતાજ છે. પોતે સ્પષ્ટ શબ્દોમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા કે ભારતની અસ્મિતા કોઈ જુદી છે. ભારત મારો દેશ છે એવો અનન્ય રાષ્ટ્રપ્રેમ ભાગ્યે પ્રગટે, જો ધર્મવિહીન રાષ્ટ્રીયતા પર જ ભાર મુકાય તો. સારા હિંદુસ્તાનને એક તાંતણે બાંધવો હોય તો ધર્મ અને આધ્યાત્મિકતાને આગળ કરવી પડે. એ જ એવો કાચો પણ સ્નિગ્ધ તાંતણો છે કે જે બધાને એકતામાં બાંધી રાખશે. તે ફક્ત ભારતપ્રેમ ન પ્રગટાવશે પણ સાથોસાથ વિશ્વપ્રેમ પ્રગટાવશે. ભારતીય સંસ્કૃતિમાં ધાર્મિકતા, આધ્યાત્મિકતા અને નીતિમત્તા ઓતપ્રોત છે. પ્રવૃત્તિમાત્રના મૂળમાં ધર્મ રહેવો જોઈએ અથવા તો તે ધર્માભિમુખી હોવી જોઈએ, અને તે નીતિને આગળ પડતી વ્યક્તિઓએ આચરણ દ્વારા વ્યક્ત કરવી જોઈએ.

× × ×

બોધવાર્તા યા બીજી વાર્તા એક પૂર્ણ કથાકારની અદબથી પોતે કહી સંભળાવતા ત્યારે સામાન્ય કાચા અભ્યાસીને કે આદર્શવાદી સાધકને શંકા ઊપજતી કે આ એક અવલ નંબરના મહાત્મા છે કે એક વ્યવહારકુશળ ચાણક્ય ?

વધુ શંકા તો ત્યારે ઊપજતી કે જ્યારે એ મહાત્મા મહેમાનગીરીની મહેફિલ ઉડાવતા. જેવો મહેમાન તેવી મહેમાનગીરી. તેને ભાવતી વાનગી બનતી અથવા તો પોતે પસંદ કરેલી ખાસ તૈયાર થતી વાનગીથી તેનો સત્કાર કરાતો. સાથે પંદરવીસ મહેમાનો તો ખરા જ. ઉપરાંત એવે સમયે આવી રહેલી બીજી એટલી જ વ્યક્તિઓ.

સુરતમાં પોતે હોય ત્યારે કોઈ એક નિમિત્તે સુરતની મનપસંદ મીઠાઈ અને ફરસાણવાળી રસોઈથી સુરતના સારા પ્રમાણમાં આમંત્રિત ભક્તમંડળને પ્રસન્ન કરતા.

વળી જ્યારે સુરતી પોંક કે ઊંધિયા પાર્ટી અપાતી ત્યારે આવનાર મહેમાન

આશ્ચર્યચકિત નજરે ને વિચારે ચડી જતો કે આ વ્યક્તિને મહાત્મા તરીકે સન્માનવા કે એક કુશળ વ્યવહારદક્ષ, મોટમી, પુરુષાર્થપ્રિય મનુષ્ય તરીકે ? દૂર સુદૂર ગામના ખેડૂત ભક્તો ગાડાં ભરીને વહેલી સવારે કણસલાં લાવે. તેને શેકવાને માટે "અંગેડી"ની સામગ્રી એકત્રિત કરે. પોંક પાડનારા સેવાભાવે પોંક પાડપાડ કર્યે જાય. બાવાજીને મધ્યમાં ઊંચે આસને બેસાડી અને ગરમ ગરમ પોંકપ્રસાદી ખવાડે અને એકી સાથે સાઠસિત્તેર માણસો—સ્ત્રીપુરુષો પોંક ખાતાં રહે. વચ્ચે વચ્ચે સુરતના કંદોઈ ભક્તો અને ફરસાણવાળા ભક્તો સેવાભાવે મોકલેલ મીઠાઈ અને ભાતભાતની સેવની લહાણી તો ખરી જ. તેમાં તમતમતી ચટણીની તીખાશ ઉમેરાતી. અંતે સરસ 'મઠાથા' મહેમાનગીરીનાં વળામણાં થતાં. આ દૃશ્ય બાવાજીને કોઈ ઓર રૂપમાં આલેખે છે અને આ એક પ્રવૃત્તિમય ધનાઢ્ય ગૃહસ્થ છે કે ભજનિક સંત છે એવી શંકાને વધારે ઘેરી કરતી.

જેની દૃષ્ટિ આત્મામાં સ્થિર થઈ છે તેને હરકોઈ પ્રવૃત્તિ ભજનરૂપ છે. આ સમયે પોતે આશ્રમવાસી (ગૃહસ્થી) હતા એ ભૂલવું ન જોઈએ. વિચિત્ર ગૃહસ્થે વિચિત્ર ગૃહસ્થાઈ બતાવવી રહી. એ વિચિત્ર ગૃહસ્થ કેવા હતા ?

ब्रह्मानंदरसं पीत्वा ये तु उन्मत्तयोगिनः।
इन्द्रोऽपि रंकवद् भाति का कथा नृपकीटकः॥

(બ્રહ્માનંદનો રસ પીને ઉન્મત્ત થયેલ યોગીની નજરમાં ઇન્દ્ર પણ રંક દેખાય તો મનુષ્યના રાજાનો શો હિસાબ ? લહેર, લાપરવાહી અને સ્વતંત્રતા અસલી સાધુમાં ટપકતી રહે.)

પૂજ્યશ્રી બ્રહ્માનંદનો રસ પીને ઉન્મત્ત થયેલા, પછી ફરી જઈ શાંત થયેલા અને જ્ઞાનની સ્વતંત્ર મસ્તીમાં તલ્લીન રહી લીલારૂપે બાહ્યક્રિયા સાક્ષી ભાવે કર્યા કરતા અને જોયા કરતા.

પ્રશ્ન એ ઊઠે છે કે આ અને એવો લખલૂટ ખર્ચ પૂજ્યશ્રી કેવી રીતે કરી શકતા ? શું લક્ષ્મીજી એમના પર પ્રસન્ન હતાં ? જવાબ હામાં જ આપવો પડે. પોતે કહેતા તે ચરિતાર્થ કરી શકતા કે "માગે તેનાથી ભાગે, અને ત્યાગે તેની આગે." પોતે સેવાભાવે કામે કરી રહ્યા હતા. કાં તો તે સેવા સંત મહાત્માની હોય કે આવી રહેલા મહેમાનોની હોય. સેવા લેવી અને સેવા આપવી એ ધ્યાનમાં રાખીને તેઓના સંકલ્પ નીકળતા અને પ્રભુ તે મદદરી પાર પાડતા. ઈશ્વરનાં દ્વાર ખખડાવતાં આવડવું જોઈએ.

× × × ×

હવે પછીની દેખાય છે તો નાની બાબત પણ તે એક ઘણું સારું દિશાસૂચન કરી જાય છે. એક વાર પૂજ્યશ્રી ભરૂચથી મોટરગાડીમાં મહાશિવરાત્રીના પર્વ પર સુરત આવ્યા. સાથે બે ચાર મહાત્મા અને કેટલાક ગૃહસ્થો હતા. પોતે તો ઉપવાસ નહીં કરશે એમ માની એઓશ્રી માટે ભોજનની અલગ વ્યવસ્થા કરવાનું રાખ્યું હતું. બીજાઓ ફળાહારી ભોજન લેશે એમ માની સાધારણ સામગ્રી તૈયાર કરી રાખી હતી. સવારે ધાર્યા કરતાં જરા થોડા મોડા એઓશ્રી આવી પહોંચ્યા, અને આજ્ઞા દીધી કે પોતે પણ ફળાહારી 'પ્રસાદ' લેશે. ભક્તમંડળ જરા વિમાસણમાં પડ્યું. પૂજ્યશ્રી અને એમની સાથે આવેલ મહેમાનોને સારો ફળાહાર શી રીતે અપાય? મીઠાઈ તો જોઈએ. શહેરમાંથી પચાસ સાઠ વ્યક્તિઓ માટે એ મીઠાઈ લાવતાં ઘણો સમય નીકળી જાય. દરમ્યાન સુરતમાંથી એઓશ્રીનાં દર્શન નિમિત્તે એક શ્રીમંત ભક્તકુટુંબ પોતાની ગાડી લઈ આવી પહોંચ્યું. એ કુટુંબમાં થોડા સમય પૂર્વે જ લગ્નપ્રસંગ થઈ ગયો હતો. એટલે તેઓ બે મોટી 'તાવડી' ભરીને બરફી, પેંડા વગેરે ભેટ પૂજ્યશ્રી માટે લાવ્યા હતા. ભોજનસમસ્યા ઊકલી ગઈ.

× × × ×

બીજો એક પ્રસંગ છે:

પોતે એક સ્ટેશનના પ્લૅટફૉર્મ પર ખુલ્લા ભાગમાં આમતેમ લટાર મારી રહ્યા હતા. ગાડી આવવાને વાર હતી. સાથે બે ચાર શ્રીમંત ભક્તો હતા. પુરુષાર્થ–પ્રારબ્ધની વાત નીકળતાં એકે પૂછ્યું: "મહારાજજી, આપની પાછળ આ લક્ષ્મીજી દોડી રહી છે તેનું કારણ શું?" દરમ્યાન પૂજ્યશ્રીની ભવ્ય આકૃતિએ, એક અજાણ્યા અપરિચિત સજ્જનનું ધ્યાન ખેંચ્યું. તેણે વિનય ભાવે પ્રશ્ન પૂછ્યો: મહારાજ, પુરુષાર્થ પ્રબળ કે પ્રારબ્ધ?" જવાબ મળ્યો: તમે શું માનો છો? વળતો જવાબ મળ્યો કે દેશકાળ પ્રમાણે બન્ને પ્રબળ છે. ત્યારે પૂજ્યશ્રીએ તેને કહ્યું, તમારી શંકા જ ક્યાં રહી? તમારો જવાબ તમે જ આપી દીધો. પેલા પ્રશ્નકાર સજ્જન પ્રસન્ન વદને પૂજ્યશ્રીને વંદન કરી પચીસ રૂપિયાની ભેટ ધરી ચાલી ગયા. પૂજ્યશ્રી પેલા મૂળ પ્રશ્નકાર ભક્ત તરફ જોઇ હસ્યા: "જો તારો જવાબ મળ્યો કે નહીં?" ત્યારબાદ પૂજ્યશ્રીએ તળેનું એક દૃષ્ટાંત આપ્યું:

× × × ×

બે મહાત્માઓએ એકેકથી થોડે દૂર અલગ અલગ આસન જમાવ્યાં. લોકો

દર્શને આવે અને યથાયોગ્ય સમયે બન્નેને ભિક્ષા જમાડી જાય. પણ તેમાં કંઈક વિષમતા હતી. માર્ગમાં પ્રથમ આવતા સાધુને રોટલો ને દાળ મળતાં ત્યારે બીજાને રોજ રોજ નવી વાનગીવાળાં રોચક, રસાળ, સ્વાદિષ્ટ ભોજન મળતાં. પેલો પહેલો સાધુ મનમાં બળતો. લોકોને બેવકૂફ ગણતો અને ઈશ્વરને પક્ષપાતી માનતો થયો: "કેવો અન્યાય! એ ભજન કરે છે. હું પણ ભજન કરું છું. ખાસ વિશેષતા તો એનામાં દેખાતી નથી. છતાં આવી વિષમતા કેમ આવે?" એક દિવસે ઈશ્વરની પ્રેરણાથી એક કાબેલ સંત મહાત્મા ત્યાં આવી ચડ્યા. તેણે આ બન્ને સાધુનો સારો જેવો પરિચય કેળવ્યો અને બન્નેના પૂર્વાશ્રમની વાત જાણી લીધી. એક વાર આ આપણા ઈર્ષાળુ સાધુએ આગન્તુક નવા સંતને પોતાની ફરિયાદ કહી સંભળાવી. તેણે તેને શાંત પાડી સમજણ પાડી: "ઈશ્વર પક્ષપાતી નથી. તું ઘરકામથી અને બૈરીના ત્રાસથી કંટાળીને સાધુ બની ગયો છે. તને તારા પૂર્વાશ્રમમાં મહેનતના બદલામાં દાળ રોટલો મળતો. તું હવે ઈશ્વરની સેવા કરે છે, ભજનકીર્તન કરે છે, પણ તારું પ્રારબ્ધ તો તારી સાથે આવ્યું છે ને? તારું જે હતું તે અહીં પણ મળે છે, ભલેને મહેનતનો પ્રકાર બદલાયો હોય. પેલા મહાત્મા તો પૂરા વૈરાગ્યવાન હતા. વિવેકપૂર્વક તેણે ઘર છોડયું હતું. તેણે ત્યાં છોડેલું તે તેને અહીં મળ્યું એમાં ઈશ્વરનો કયો દોષ? સુખ છોડે તેને સુખ મળે. તું દુઃખથી ભાગ્યો તો દુઃખે તને પકડ્યો.

× × × ×

મહારાજશ્રીએ અનુભવેલ હવે પછીના બે પ્રસંગોએ એમની વૈરાગ્યવિવેકબુદ્ધિને સારા પ્રમાણમાં તીવ્ર કરી. કદાચ આશ્રમપ્રવૃત્તિને

**સમાજ**

વેગવંતી કે પુષ્ટ પણ કરી હોય. પોતે એક મોટા શહેરમાં બિરાજતા હતા, વિચર્યા કરતા હતા. એક સારા દેખાતા મકાનમાં પ્રવેશ કરવાનો વિચાર આવ્યો. (ભિક્ષાની તો ઝાઝી પડી નહોતી. તે તો બીજે ક્યાં યે મળી રહે એમ હતું.) "જોઈએ, આ સુંદર, સ્વચ્છ, દેખાતા મકાનના માલિક કેવા છે?" દરવાજામાં થઈ આગળ વધ્યા. એક સંસ્કારી બાઈ ખુરશીમાં આરામથી પડ્યાં હતાં. ન તો તે ઊઠ્યાં, ન તો તેણે મહારાજશ્રીને કોઈ માનપૂર્વક આવકાર્યા. પૂછ્યું: શા કામે આપ પધાર્યા છો? પોતે જવાબ દીધો: માતા, સંતમહાત્મા તો ભિક્ષાને માટે આવેને? બાઈએ વિનય તો રાખ્યો પણ નિશ્ચયાત્મક ભાવે કહ્યું: આપ બીજે સિધાવો. અમે લોકો તમારા જેવા સાધુમહાત્માને માનતા નથી, અમારી શ્રદ્ધા નથી. પૂજ્યશ્રીએ ચર્ચામાં

ઊતરવાનો વિચાર તો કર્યો પણ બાઈ સાથે એ સંબંધે ઊંડા ઊતરવાનું મુનાસિબ ન માન્યું. પાછા ફર્યા મનમાં વિચારધારા ફૂટી: "બાઈ છે તો સંસ્કારી. પણ પાશ્ચાત્ય અંગે રંગાયેલ લાગે છે. ધાર્મિકતા પણ છે એનામાં, તો પણ સનાતન સત્ય, સનાતન સંસ્કૃતિના મૂળભૂત વારસાથી વંચિત રહી છે. જમાનો બદલાતો જાય છે." બીજો વિચાર સ્ફૂર્યો: સાચા, પુરાણા, સાત્વિક સંતમહાત્માઓ નવા જમાનાને શી રીતે અનુકૂળ થશે? વળી એ સાચા, વિરક્ત, એકાંતપ્રિય મહાત્માઓને વિચરવું વિકટ થતું જવાનું. ભિક્ષાની પ્રતિકૂળતા તેનો ભાવ ભજવે.

× × ×

બીજી અનુભૂતિ એ હતી કે પોતે એક રાજકીય પ્રવૃત્તિવાળા આશ્રમમાં જઈ ચડ્યા. આમતેમ બધે ફર્યા. ન કોઈએ કશું પૂછ્યું, ન કોઈએ આવકાર્યા કે ગણકાર્યા પોતે પાછા ફરી ગયા. વિચારધારાએ વેગ પકડ્યો: ઉચ્ચ કોટિના મહાત્માઓ તો એક મહામૂલું ધન છે. હિંદુઓનું જ નહિ પણ મનુષ્યમાત્રનું. આ સનાતન સત્યને ભલેને બાહ્ય વેશ સાથે સંબંધ ન હોય. પણ આ સંન્યાસીનો ભેખ એ સંસ્કૃતિનું, સંસ્કારિતાનું અને જીવનના અંતિમ લક્ષ્યનું બોધક છે. સનાતની હિંદુની દૃષ્ટિએ ચતુર્થાશ્રમ વંદ્ય અને રક્ષ્ય છે. એ આશ્રમ કોઈ ભીખમંગાનો સમાજ નથી. સંસારના સુખને લાત મારનારા શ્રયાર્થી વીર પુરુષોનો એ આશ્રમ છે. યાજ્ઞવલ્ક્યને પૂરું સુખ હતું. છતાં સાંસારિક સુખ છોડી કોઈ નવી જ અકલ્પ્ય સુખશોધ માટે તેણે ગૃહસ્થાશ્રમ છોડ્યો. તેની પત્ની મૈત્રેયી પણ એટલી જ ત્યાગમયી જીવનવાળી. ઘરમાં રહી પતિને પગલે તે પણ ચાલી. ભર્તૃહરિએ રાજ છોડ્યું. બુદ્ધે રાજગાદી છોડી. શાને માટે? ભલેને આજે આવા ઉચ્ચ આશ્રમનો આશરો થોડાક વૈરાગ્યહીનોએ—અવિવેકી લોકોએ લીધો અને આશ્રમને થોડો વગોવ્યો હોય. આમાં સુધારાની આવશ્યકતા છે. આશ્રમો તો જરૂરી છે. ચતુર્થાશ્રમીઓએ ધર્મને મહાન સંકટ વેઠી તપશ્ચર્યા કરી જીવતો જાગતો રાખ્યો છે. આત્મા છે, ઈશ્વર છે, એ સત્યના અનુભવીઓ અને સાક્ષીઓ સિવાય તેનું અસ્તિત્વ પુસ્તકમાંથી કે બુદ્ધિતત્ત્વમાંથી ન ફૂટે અને શ્રદ્ધા જામે નહીં. અડગતા લાવવાને માટે અનુભવી પુરુષોની જેટલી જરૂર આજે છે તેટલી કદાચ ભૂતકાળમાં પણ નહિ હોય. આવા અનુભવીઓ સર્વસ્વ-ત્યાગ કરનારાઓ—સંન્યાસીઓ, બ્રહ્મજ્ઞાનીઓ ચતુર્થાશ્રમમાં જ વધુ પ્રમાણમાં પાકે છે. ગૃહસ્થોમાંથી તો કોઈ વિરલો નીકળી આવે અને એવા વિરલાના મૂળમાં પણ સાચા સંતના સંસ્કાર અને સહવાસ હોય છે. સમાજ હાલ તો

કોઈ જુદે રસ્તે જવા માગે છે. એ માટે સંતોએ, શ્રદ્ધા જાણનાર બ્રાહ્મણોએ હવે ચુપ કે શાંત રહેવામાં જ લાભ. આ લોકોનો રંગ અમને ન ચડે. અમારો રંગ આ લોકો પર શી રીતે ચડે ? વિધાતાની ગતિ કોઈ વિચિત્ર છે. જોયે જવામાં ડહાપણ છે. જેની જેને જરૂર છે તે તરફ તે પ્રયાણ કરે છે. કુદરતનો એ નિયમ છે.

પૂજ્યશ્રીને એક ભાઈએ પ્રશ્ન કર્યો: આપ આશ્રમવાસીઓને મળીને શું કરત ? જવાબ મળ્યો કે પ્રથમ તો દાળરોટી માગત. પછી ઈશ્વરદર્શન સંબંધે યા તો એ દૃષ્ટિ મુખ્યત્વે રાખી કોઈ રાજદ્વારી પ્રશ્ન સંબંધે ચર્ચા કરી હોત. ઈશ્વરને અંતરમાં રાખી દૃઢ સંકલ્પપૂર્વકની તપશ્ચર્યાનો માર્ગ બતાવત. પછી જે બુદ્ધિ સ્ફુરે તે પ્રમાણે વર્તવાનું કહત, જો ગાંધીજીને માનનારાઓને ઈશ્વરમાં જ પૂરી શ્રદ્ધા હોત તો. ભક્તિ વિનાની પ્રવૃત્તિ ન ફળે. તે લોકો મારી ચકાસણી કરી શકત: હું મારી રીતે તે લોકોની ચકાસણી કરત. કદાચ કેવળ રાજદ્વારી બાબતમાં તો હું ઝઝો ફાળો ન આપી શકત, કારણ કે મારા અનુભવ બહારનો એ રાજનીતિનો વિષય છે. ધર્મ સંબંધે યા તો ધર્માભિમુખી રાજનીતિ સંબંધે તો હું જરૂર કંઈક પ્રકાશ પાડી શકત કારણ કે એ મારા અંગત અનુભવનો વિષય હતો. પણ એ વાંઝણી ચર્ચાનું હવે શું પ્રયોજન ? આટલી બાબત નિશ્ચિત છે કે ધર્મનું રહસ્ય સમજ્યા વિનાની ધાર્મિક કે રાજકીય પ્રવૃત્તિનું પરિણામ ધાર્યા પ્રમાણે પાર ન ઊતરે પોલા વ્યક્ત શબ્દ કરતાં ઈશ્વરી ભાવભર્યા પ્રેરણાત્મક અવ્યક્ત શબ્દમાં ઝાઝી શક્તિ છે એવું તો હું તેઓને જરૂર સમજાવી શકત.

હિંદુસ્તાન અને પાકિસ્તાનના ભાગલા પડ્યા તે વખતની ખૂનામરકીનો સમય હતો. અતિશયોક્તિભર્યાં હેવાલોની વાતો તો નીકળે. પોતે ખિન્ન અવાજે ઉદ્ગાર કાઢ્યા: ' જેના મૂળમાં દ્વેષ અને લોહી સિંચાયાં છે એવાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં કયો ફાલ ઊતરવાનો ? નિર્દોષ લોહીનો પોકાર પરમાત્માને ત્યાં સંભળાય. પ્રજા દુ:ખથી ત્રાહી ત્રાહી પોકારી ઊઠે તો તેમાં કોનો દોષ કાઢશો ? એ પાપ ક્યારે ધોવાઈ રહેશે ?

આંગ્રેજના રાજ્યથી ભાગલાવાર રાજ્ય રચાયાં. એના મૂળમાં પણ લોહી રેડાયું. આંગ્રેજના સેવાભાવી પુરુષનું બલિદાન દેવાયું. તેની કબર પર રાજ્યરચનાની શરૂઆત થઈ. સુખશાંતિ ઓસરતાં ગયાં. છિન્નભિન્નતાએ પગપેસારો કર્યો. લોકો બળ્યા બળ્યા થઈ રહ્યા. પ્રભુ જાણે ક્યારે શાતા વળશે. એકતા જોખમાઈ

રહી છે. પોતે તો મનનું સમાધાન કરી લીધું કે ઈશ્વરેચ્છાને માન આપીને વર્તવામાં લાભ છે.

મનુષ્ય ગમે તેટલો શક્તિશાળી બને પણ સમષ્ટિમાં તે એકદમ ઝાઝો ફેરફાર ન કરી–કરાવી શકે. જાગતિક વહેવારમાં તો આઘાત, પ્રત્યાઘાત, ક્રિયા, પ્રતિક્રિયા થયા કરવાનાં–સંસારમાં કદીય કેવળ સારું નથી, કેવળ નરસુંય નથી. સારાંનરસાં ટકરાયા કરવાનાં. અસત્માંથી સત્ પોતાનો રસ્તો કાઢે જ કાઢે. એવું સમજે તે સુધરે ને સુધારે.

પોતે હંસ બાગમાં બિરાજતા હતા. રાજકીય ચળવળ પૂર જોસમાં ચાલ્યા પછી તેના પર મંદતા અને નિરુત્સાહીપણાનું મોજું ફરી વળ્યું. એક ભક્તે ટકોર કરી: "મહારાજજી, હવે તો આપ જેવા સમર્થ સંતમહાત્માઓ સહાય કરે તો લોકોમાં કંઈક જીવ આવે. આપ જેવાના આશીર્વાદ અને શુભ સંકલ્પો ઘણી મદદ કરી શકે." પૂજ્યશ્રીએ ઉત્તર આપ્યો કે કોઈ પણ શુભ પ્રવૃત્તિઓ સફળ થાવ, સર્વનું કલ્યાણ થાવ એવાં આશીર્વચનો તો સંતપુરુષો વેરતા જ રહે છે. પણ સમષ્ટિમાં ફેરફાર કરવા માટે ઈશ્વરના સંકલ્પનીય જરૂર છે. ઈશ્વરના સંકલ્પની વિરુદ્ધ મનુષ્ય સંકલ્પ કામ ન કરે, ન કરી શકે. એવો સંકલ્પ માગવાથી નથી મળતો; એ તો આપોઆપ નીકળી જાય છે. પ્રભુ યોગ્ય સમયે યોગ્ય પ્રેરણા આપે છે. વ્યષ્ટિનું તેમ જ સમષ્ટિનું પણ પ્રારબ્ધ બંધાય છે અને પ્રારબ્ધાનુસાર યોગ્ય સમયે પ્રેરણા થાય છે. જગત્ એ ઈશ્વરનો સંકલ્પ છે. એમાંની બધી બાબતો ઈશ્વરના સંકલ્પાનુસાર થાય છે, થયા કરે છે. રાહ જોવી પડે પણ ધીરજ રાખ્યે છૂટકો. વિષય ગૂઢ છે. વ્યક્તિમાં અને સમિષ્ટમાં દેવાસુર સંગ્રામ ચાલ્યા જ કરે છે. દૃશ્ય રીતે અને અદૃશ્ય રીતે– મનુષ્ય સાથે મનુષ્ય ટકરાય છે. પરમેશ્વરને ત્યાં પણ વિચાર સાથે વિચાર ટકરાય છે. અંતે સત્નો જય છે.

મહર્ષિ રમણને પણ એવો જ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. તેઓશ્રીએ આપેલ ઉત્તર ઉપર ઉપરથી તો જુદો લાગે છે. પણ વાસ્તવે તે ઉપરના ઉત્તરને મળતો રહે છે. સ્વ શ્રી જમનાલાલજી અને શ્રી રાજેન્દ્રબાબુ મહર્ષિને પૂછે છે: "મહાત્મા ગાંધીજી માટે આપ કયો સંદેશો આપો છો?" જવાબ: "જ્યાં આત્મા આત્મા સાથે વાત કરે છે ત્યાં કયા સંદેશાની જરૂર રહે? જે સત્તા અહીં કામ કરે છે તે ત્યાં પણ કામ કરે છે. આખું જગત્ એક સત્તાથી ચાલે છે." કેવો સુંદર નિરભિમાની ઉત્તર. ઈશ્વરનું કામ ઈશ્વરને કરવા દેવા પૂરતું ધૈર્ય

રાખવું રહ્યું. વ્યષ્ટિ વ્યષ્ટિ પૂરતી કાળજી રાખે તો ય બસ. તલસ્પર્શી વિચાર કરાય તો જ સીધો માર્ગ સૂઝે

પૂજ્યશ્રીને ગાંધીજી માટે તેમ જ જવાહરલાલજી માટે માન હતું. તેઓના ગુણોની કદર કરી શકતા. છતાં ગાંધીજીને માર્ગે જ હરકોઈ સમયે હરકોઈ દેશનું ઉત્થાન અને ભલું થાય અને પછી તે ટકી રહે તેમ તેઓ માનતા નહોતા. ગાંધીવાદને તેઓ હસી કાઢતા બાપુનું નામ વટાવી ખાઈને દેશનેતા જ્યારે પોતાનું ટટ્ટુ આગળ દોડાવવાની વાત કરતા ત્યારે તેઓ અકળાઈ જતા. જરા ગરમ થઈને કહેતા: "આપણા ધર્મઘેલા લોકોની આ લોકો ઠેકડી ઉડાડે છે. આપણી સનાતન સત્યપ્રિયતાને જૂનવાણી ગણી ઉતારી પાડે છે. આપણી આચારચૌસ્તી જનતાને અણસમજુ–અજ્ઞાની ગણીને કહીને દયા ખાય છે. એવા લોકો પોતાના "ગાંધી ઘેલાપણા"નો શી રીતે બચાવ કરી શકે? ગાંધીજીના જીવતાં છતાં જેઓ તેમના સિદ્ધાંતનો મનસા, વાચા, કર્મણા ભંગ કરે તેઓ કેવી રીતે તેમના મરણ બાદ તેમનું (ગાંધીજીનું) અનુકરણ કરવાનો બોધ આપી શકે? "સમયાનુસાર નીતિ ફરતી રહે." કેવળ સ્વાર્થપરાયણ, નીચ અને પાશવી વૃત્તિનાં મનુષ્યોના ગાંધી જુદા હોય

રાજકીય સ્વતંત્રતા એક ચીજ છે. સ્વરાજ્ય જુદી ચીજ છે. સુરાજ્ય કે રામરાજ્ય તેથી જુદું અને સુદૂર છે. ખરા સ્વ-રાજ્ય વિના સુરાજ્ય ના સ્થપાય. વિશ્વબંધુ બન્યા વિના વિશ્વબંધુત્વ ન સ્થાપી શકાય. ધર્મનું ખરું રહસ્ય સમજ્યા વિના ખરા આચાર, વિચાર, સુનીતિ ન આવી શકે. ધર્મના કે વાસ્તવ આત્મજ્ઞાનના પાયા પર સ્થાપિત થયેલ નીતિ વિશ્વમાનવ પેદા કરે. શાબ્દિક વિશ્વમાનવ શબ્દથી બહાર ન નીકળે. તે તકવાદી, ઉપલકિયો અને પરોપદેશી પંડિત બને અને રહે. ધર્મે દેશનું-માનવનાનું સત્યાનાશ વાળ્યું છે એવું કહેનારા-માનનાર અર્ધસત્યવાદી છે. ખરા ધર્મનું રહસ્ય તેમને લાધ્યું નથી. આજે સત્યાનાશનો માર્ગ કોણ લઈ રહ્યા છે? ધર્મ બાપડો તો લપાઈ બેઠો છે.

જવાહરલાલજી પછી શું? આવો પ્રશ્ન ઉપસ્થિત થતો ત્યારે તેઓ હળવો કટાક્ષ કરતા: "જાવ, પ્રજાજીને પૂછી આવો કે હવે આ સૃષ્ટિનું સંચાલન કેવી રીતે કરવું? સમય સમયનું કામ કર્યે જાય છે. તમારું કર્તવ્ય સંભાળો, આત્મવિશ્વાસ ન ગુમાવો, અભિમાન–અહંભાવ છોડી દો. ઈશ્વરે બુદ્ધિ આપી છે, જ્યાં બુદ્ધિ ન ચાલે ત્યાં ઈશ્વરને આગળ કરો. તેનું કામ તે કરી લેશે, જો કે તે તો તેનું કામ કરતો જ રહ્યો છે, મનુષ્યને નિમિત્ત બનાવીને. તમારી એવી

એવી કઈ તાકાત છે કે તમે બગડતાને બનાવી શકો કે બનેલાને બગાડી શકો? તમારી ઇચ્છા પ્રમાણે દુનિયા ચાલતી નથી. કાલ્પનિક શંકા છોડો-કર્તવ્યભાન કેળવો. સુધરો ને સુધારો." "હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા."

વૃદ્ધાવસ્થાને કારણે સ્વાદને માટે નહીં પણ દવાની જેમ પોતે ઘીમાં સાંતળીને લસણ-કાંદા ખાઈ લેતા. વિનોદ કરી પોતે કહેતા કે, લસણ

વિવેકબુદ્ધિ · એ તો શુકદેવ અને કાંદા તો રામલડું છે. શરીરરક્ષાને માટે એઓશ્રી વિવેકબુદ્ધિપૂર્વક આવી છૂટ લેતા અને નિયમબદ્ધ નહોતા રહેતા; જોકે અમુક સંજોગોમાં એવી ખાદ્ય વસ્તુ વર્જિત તો છે.

ગાયના દૂધના પૂરા આગ્રહી. પોતાના આશ્રમમાં ગાયો પળાતી અને તેનાં જ દૂધ, દહીં, ઘી પોતે ખાતા. પણ સમય અને પરિસ્થિતિ વિચારી જઈ ભેંસનાં દૂધઘીનો ઉપયોગ કરી-કરાવી લેતા. એક શુભ અવસર પર એક ભક્ત એઓશ્રીને પોતાને ગામ લઈ ગયા. ખેડૂતના ગામમાં ગાયનું દૂધ ન મળતાં પોતે આશ્ચર્ય વ્યક્ત કરી ભેંસનું દૂધ પી લીધું.

સ્વ. ડૉ જમિયતરામ દાદા પૂજ્યશ્રીની માંદગીના સમયે સેવામાં હાજર થઈ જતા. બહુ કડક જાપ્તો રાખી દર્શનાર્થે આવનાર પર અંકુશ મૂકી દેતા અને ખાનપાનમાં પૂજ્યશ્રીને જરા પણ છૂટ લેવા દેતા નહીં. પૂજ્યશ્રી દાદાની ગેરહાજરીમાં ફરિયાદ કરે: "જુઓ! દાદા તો મને ભૂખે મારવાના. ન ભાવે તે ખવડાવે અને ભાવે તે દૂર કરે." શ્રી કૂટસ્થાનંદજી પણ વૈદ્ય. તે સલાહ આપે: "મહારાજજી, આપ તો યોગી છો. ખાવાપીવામાં સહેજ છૂટ લો તો હરકત નથી." તેના ગયા પછી અને કોઈક વાર તેની હાજરીમાં પોતે ઉપદેશે: "કેવો વૈદ! અરે, દર્દીની રૂખ જોઈ અને તેના મોં સામુ જોઈ દવા અને ખોરાક અપાતાં હશે? એમ થતાં દર્દી વધુ બીમાર થાય. સાંભળ, તુલસીદાસે રામચરિત માનસમાં શું કહ્યું છે:

> सचिव गुरु वैद तीन जो प्रिय बोलहि भय आस।
> राज, धर्म, तन तीनिकर हौ है वेग ही नास॥

બિચારા કૂટસ્થાનંદજી મૂંગે મોઢે સાંભળ્યા કરે. યોગી પણ મનુષ્ય છે.

કોઈક વાર જમિયતરામ દાદાના દેખતાં કે તેની અનુપસ્થિતિમાં પરહેજી

તોડીને મનને રુચે તે ખાઈ લે અને કહેના જાય: "વળી સાધુને તે ખાનપાનનાં બંધન કેમ ફાવે? એની કઈ મા કાળજી રાખ્યા કરે? એને તો જે મળે તે ખાઈ સંતોષ માનવો પડે. અમારા સાધુ લોકોને માટે બનાવાતો સત્ત્વગુણી ખોરાક ઔષધિ તરીકે જ લેવાય છે." જમિયતરામ દાદા ઉદાસ થઈ નિરુપાયે જોયા કરે. દર્શનાર્થીઓને પણ દર્શનની છૂટ મળે અને બાવાજીને આમ લીધેલી છૂટને લીધે ખાસ કોઈ વિક્રિયા માલૂમ પડે નહીં.

× × ×

કૂટસ્થાનંદજી તેના પૂર્વાશ્રમમાં પૂજ્યશ્રીના દર્શન નિમિત્તે ભરૂચથી દૂર નર્મદાકાંઠે ઝગડિયાના બેટ પર જાય છે. પૂજ્યશ્રી ખેતરમાં ઝૂંપડી બાંધીને રહે છે. મોડું થઈ ગયું છે. ગામથી અપરિચિત એટલે પૂજ્યશ્રીએ મને-કમને એમને ત્યાં રાત્રી ગાળવા દીધી. પણ રાતના ઊઠીને જોઈ આવે, સહીસલામત તો છે ને? કૂટસ્થાનંદ તો ઘસઘસાટ ભરઊંઘમાં. સવારે તેને બોધ આપે: "અરે! આ તો જંગલનો મામલો આટલી બધી નિશ્ચિંતતાથી તે ઊંઘાતું હશે! જરા સાવધાની રાખવી પડે, તને ચિંતા નહીં. મને ચિંતા થઈ." કોણ સમજી શકે કે આ ઉપદેશની પાછળ પૂજ્યશ્રીનો તો એ બોધપાઠ હતો કે ગૃહસ્થ લોકોએ પોતાની જવાબદારીનું ભાન રાખી સાધુવૃત્તિનું બાહ્ય અનુકરણ ન કરવું જોઈએ? ઈશ્વરની ઇચ્છાનુસાર બધું થાય પણ બુદ્ધિવાળાનું એ કામ છે કે તેણે બધો ભાર ઈશ્વર પર એકદમ ન છોડવો. જ્યાં બુદ્ધિની પહોંચ નહીં ત્યાં ઈશ્વરને સ્થાપવો. વળી વહેવારદૃષ્ટિએ પણ કશું વિપરીત થતાં વિનાપ્રયોજન સાધુને કંઈક કલંક ચોંટે.

× × ×

ખાનદાન ખાનદાન વચ્ચેનો લગ્નસંબંધ જોડાય તેના પોતે હિમાયતી છતાં તેમાં બાંધછોડ કરવી પડે તો તેમાંય સંમત. આધુનિક લગ્નસંબંધના જોડાણ વિષે વાત નીકળતાં પોતે ઉદ્ગાર કાઢે: "કેટલી બેવકૂફી કે ચામડીનો રંગ જોઈ મોહમાં પડે? એ ભાઈ કુળના રીતરિવાજ-ગુણદોષનો વિચાર ન કરે. પાછળથી માર ખાય, પસ્તાય. પણ શું વળે?" એક બહેન એવા કહેવાના એક ખાનદાનને ધુતકારી કાઢે તો તેનાં વખાણ કરે. પોતે વર્ણન કરે: "છોકરીના પિતાએ કુળ જોઈ પૂર્વેની ખાનદાનીનો વિચાર કરી, પોતાની પુત્રીનો સંબંધ જોડવા નક્કી કર્યું. ઉમેદવાર જોડું પરસ્પર પરીક્ષા કરવાના કામમાં રોકાયું. ભાઈએ છોકરીને પૂછ્યું અને તેણે જવાબ આપ્યો: "હું એમ.એ.

થઈ છું. સંગીત જાણું છું. વાજિંત્ર વગાડી શકું છું. મને નૃત્યકળાનો પણ શોખ છે.” લાયકાત તો બરાબર લાગી પણ દહેજ–વાંકડાનો આંકડો ઘણો ઊંચો મુકાયો. હવે પેલી ચકોર છોકરીએ તે ઉમેદવારની પરીક્ષા કરવા પૂછ્યું: ‘તમે મારી કસોટી કરી. હવે હુંય જરા પૂછી લઉં ને? મારે તમારી સાથે પાના પડે તો મારા સુખનો વિચાર કરવો પડે.” પ્રશ્નના જવાબમાં માલૂમ પડ્યું કે તે ગ્રેજ્યુએટ ભાઈને અઢીસોનો પગાર હતો. માનભંગ થયેલ તે છોકરીએ તે ભાઈનું માનભંગ કરતાં કહ્યું: “તારો પગાર તો મારા નાચતાલ અને સંગીત સજાવટમાં પૂરો થાય, તું મને વિના વાંકડે પરણવાનું સ્વીકારે તોય મારે વિચારવું પડે. એટલે મારી લાયકાત જોતાં હું તને નાપસંદ કરું છું.” વાતની પૂર્ણાહુતિ કરતાં પોતે એક સરસ સમાજસુધારણાના કામને ઉત્તેજન આપતા હતા, એવો સ્વતંત્ર નિખાલસ ભાવ એમના ચહેરા પર ખીલી ઊઠયો પુરાણી સંસ્કૃતિના પુરાણા સંત કેવળ જૂનવાણી નહોતા.

× × ×

પોતે સામદામ પણ અજમાવી જોતા. બિહાર તો એમનો શરૂ શરૂનો માનીતો પ્રદેશ. લોકો પણ સાદા, સરળ, પ્રેમાળ, ખાનદાની અસલિયતના. પૂજ્યશ્રી માટે તૈયાર કુટિયા બાંધી રાખતા, લીંપીગૂંપીને સાફસુથરી રાખતા, ભલેને પૂજ્યશ્રી તે વખતે તેમાં રહેતા ન હોય. પણ એક દિવસે તો પોતાના પ્રિય મહારાજ આવશે એ આશા છોડતા નહીં. પવિત્ર હૃદયમાં જ પ્રભુ પ્રગટ થાય ને? કેટલો બધો શુભ પ્રેમ! ફરતાં ફરતાં પૂજ્યશ્રી બિહારમાં જઈ પહોંચેલા. ભક્ત લોકોનાં આંખ, કાન, હૃદયને ઠારતા—ભાઈ ભાઈ વચ્ચેનો, ભક્ત ભક્ત વચ્ચેનો વિખવાદ દૂર કરતા. પોતે દરેકનું દૃષ્ટિબિન્દુ જોઈ લેતા અને સમાધાનકારી તોડ કાઢી આપતા.

એક વેળા કોઈ એક આંબાવાડિયામાં એમનો મુકામ હતો. કેરીગાળાનો સમય હતો, છતાં ય જમીનદાર પૂજ્યશ્રીને કેરી ખવડાવી શકતો નહોતો, તેનો તેને અસંતોષ-અજંપો રહેતો. એક દિવસ ઉદાસ ચહેરે પૂજ્યશ્રીને તે કહે, “સરકાર, શું કરું? આ કેરી-મોસમમાં હું હજુ આપને કેરી આપી શકતો નથી. ફસલ મોડી ગઈ લાગે છે.” પૂજ્યશ્રી તો રોજ જોતા કે પાકી કેરી થાય છે. નોકર તે વીણી જાય છે. લાગે છે કે આ લાપરવાહી, દેખરેખ ન રાખનાર, ખાનદાન જમીનદારને નોકર ઊંઠાં ભણાવે છે. બીજે દિવસે જોયો નોકર કેરી વીણી લઈને ઘર જાય છે તેવો જ તેને પડકાર થાય છે: “ખબરદાર, કેરી

ઘેર લઈ ગયો તો. અહીં મૂકી જા." મહારાજજીને તડૂકના સાંભળી નોકર ધ્રૂજી ગયો અને 'જી સરકાર' કહી નમી પડ્યો. પછી પોતે તેને જરા સમજૂતીભર્યા શબ્દોથી કહે: "તારે જેટલી જોઈએ તેટલી તારા હિસ્સાની કેરી લઈ લે. તારાં બાળબચ્ચાંને તે આપ. બાકીની મને આપતો જા." માલિકને કેરી મળતી થઈ. બાવાજી કેરી ખાતા થયા. ખોટી ખાનદાની અને લુચ્ચી નોકરશાહી છતી થઈ.

× × ×

પોતે ભરૂચમાં રહેતા હતા. પૂજ્યશ્રીની સેવા માટે શેઠની ગાયનું દૂધ આપવાનો પ્રબંધ ગોઠવાયો હતો. પણ બાવાજીને તો થોડુંક પાણી-ભળ્યું દૂધ મળતું રહ્યું. પોતે સ્વાદના પૂરા પારખુ. વિચાર આવ્યો: "જરૂર દૂધમાં કંઈક ગરબડ થાય છે." એક દિવસે માળીને બોલાવ્યો. બહુ જ મીઠે અવાજે તેનાં વખાણ કર્યાં: "તારે ચાપાણી માટે કે બાળક માટે થોડુંઘણું દૂધ જોઈએ તો લેતો રહે પણ દેખરેખ રાખ કે બાવાજીને ચોખ્ખું દૂધ મળે." શરૂ શરૂમાં તો નોકરે બહુ ગલ્લાંતલ્લાં કર્યાં. પૂરતા દાણાના અભાવે એવું જ દૂધ આવે વગેરે બહાનાં કાઢ્યાં. પણ પૂજ્યશ્રી ક્યાં તેને છોડે એવા હતા? યુક્તિપ્રયુક્તિથી તેની પાસે જ કબૂલ કરાવ્યું કે: "મહારાજ, હું તો કશું ન કરું કે જાણું, પણ મારી વહુ કદાચ બૈરાંની બુદ્ધિની ચાલે થોડુંક દૂધ કાઢી લઈ તેટલું પાણી રેડતી હશે." બાજી સુધરી અને બાવાજીને ચોખ્ખું દૂધ મળતું થયું.

× × ×

પૂજ્યશ્રી ગુજરાતના એક શહેરમાં બિરાજતા હતા. વાત નીકળતાં એક ભાઈએ અફસોસ કર્યો: મહારાજજી, કાલે એક શિક્ષિત જોડું પિકચર જોવા ગયું હતું. રાત્રીએ બહાર નીકળતાં કોઈક સમાજવિદ્રોહી તત્ત્વે બાઈની મશ્કરી કરી છેડતી કરી. ઉતાવળે પગલે દંપતી ચાલ્યું ગયું. ન કોઈ વિરોધ કર્યો, ન કોઈ તકરાર કરી." પૂજ્યશ્રી જરા ખિન્ન થયા. પછી આવેશયુક્ત અવાજે બોલ્યા: "એ બેઅક્કલ પતિ પરણ્યો જ શું કામ, જો એ પત્નીનું રક્ષણ ન કરી શકતો હોય તો? રક્ષણ કરવાની તાકાત નહોતી તો મોડી રાત્રે શું કામ બહાર નીકળ્યો? સમાજવિરોધી તત્ત્વોનો તો સામનો કરવો. નહીં તો તે વધુ ને વધુ આક્રમક બને. મુકાબલો કરતા રહો તો સારાં તત્ત્વો સહાયભૂત થતાં રહે અને દાદાગીરીને દેશવટો લેવો પડે. અરે, તમારા ગુજરાતી કરતાં તો ઉત્તર પ્રદેશનો ઓરત વધુ કાબેલ અને સ્વમાની. તે પ્રદેશની એક સ્ત્રી નદીમાં સ્નાન

કરી રહી હતી. કોઈ એક અટકચાળો મનુષ્ય નહાતો નહાતો એ બાઈની નજીક આવ્યો અને કંઈક છેડતી કરવાનો ચાળો કર્યો. બાઈએ તરત જ એક હાથે જોરથી તેનો હાથ પકડ્યો અને બીજા હાથે એક તમાચો લગાવ્યો અને ઉશ્કેરાટભરી વાણીમાં બોલી: "બોલ બદમાશ, તું કોણ છે? મારો પતિ કે પુત્ર? એ બે સિવાય મારા શરીરને સ્પર્શ કરવાનો કોઈને હક નથી." લોકો એકઠા થઈ ગયા. પેલો બદમાશ ધ્રૂજતે અવાજે બોલ્યો: "મા, હું તારો બેટો છું. મને માફ કર." બાઈએ હડસેલો મારી તેને દૂર કર્યો અને કહ્યું: "આ તીર્થરૂપ નદીમાં સ્નાન કરતી વેળા પણ તારી પાપબુદ્ધિ ન અટકી? અમે સ્ત્રીઓ પુરુષોને ઉમ્મરના પ્રમાણમાં બાપ, ભાઈ કે બેટાના રૂપમાં જોઈ દેવને સાક્ષી રાખી સ્નાન કરીએ છીએ. તમારામાં મૂકેલા વિશ્વાસનો તમે વિશ્વાસઘાત કરો તો તે કેટલું નિંદ્ય આચરણ ગણાય! અમને, મા, બહેન કે બેટીના રૂપમાં જોતાં શીખો." લોકોએ પેલા બેવકૂફને ધુતકારી કાઢ્યો અને તે શરમનો માર્યો નીચી મૂંડી ઘાલી ચાલતો થયો.

પોતે પછી વધુ ઉમેર્યું: પંજાબના કોઈ ખાનદાન શીખની સ્ત્રીની છેડતી કરો અને શું પરિણામ આવે તે જુઓ. ધડ પર માથું ન રહે. એક શીખ સરદારની એવી એક વાત પણ કહી સંભળાવી. વીફરેલા શીખને શાંત પાડવો બહુ મુશ્કેલ. તેના રસ્તામાં જે કોઈ આવે તેને સાફ કરતો જાય. પછી રણજિતસિંહ રાજાની એકાદ વીરકથા કહી સંભળાવી. વળી જૂના સમયના એક જુલ્મગાર ગોરા અમલદારની વાત કહી સંભળાવી. ગામ લોકોએ તેને જીવતો સળગાવી મૂક્યો અને તેની એક હડ્ડી પણ હાથ ન આવી એવી રીતે લાશનો નાશ કર્યો. તપાસ શરૂ થઈ. પણ ગામમાંનું એક બાળક સુદ્ધાં ન ફૂટ્યું. ખરી હકીકત બહાર ન આવી.

એ વાતથી એ પ્રકરણ પર પડદો પડ્યો. અન્યાયનો કોઈ સામનો ન કરે તે જાણી એઓશ્રીનો સીનો ફરી જતો. કાયર બની જીવવું તેના કરતાં મરવું બહેતર છે, એવું પોતે કહેતા.

મહારાજશ્રીના ઉપરોક્ત વિધાનને કદાચ કોઈ પડકારે અને આજે એમાં તેને વહેવારદક્ષતાનો અભાવ પણ લાગે. એવા ડહાપણડાહ્યા શબ્દશૂરાઓને શો જવાબ અપાય? આપણી રજપૂત રમણીઓનાં કેસરિયાંને તેઓ કદાચ ખોટો આદર્શ યા તો અનનુકરણીય આદર્શ ગણીને હસી કાઢે. ધર્મને ખાતર, આદર્શને ખાતર પ્રાણ પાથરનારાઓને પણ કદાચ તેઓ અવગણે. હાર પ્રત્યક્ષ

છે છતાંય મરણિયા બની દુશ્મનનો સામનો કરનારાઓને પણ તેઓ વખોડે તો નવાઈ નહીં. આવો જીવતો નર ભદ્રા પામે ખરો ? કાયરતા દાખવી કલ્યાણ મેળવી શકાય એવી ઉક્તિના પૂજ્યશ્રી પક્ષકાર નહોતા. આદર્શને નીચો પાડીને વ્યાવહારિકતા સિદ્ધ ન કરાય. એક વાર નીચે ઊતરતાં શીખ્યા તો તે પછી ઉતરાણ ક્યાં જઈને અટકે ? विवेकभ्रष्टानां भवति विनिपात : शतमुखः ।

× × ×

પૂજ્યશ્રી પોતાના શિષ્યો અને આશ્રમવ્યવસ્થા સંબંધે બહુ સિફતથી માહિતગાર રહેવાનો પ્રયાસ કરતા. તેઓ અનેકને અનેક રીતે પૂછી લેતા. કેટલીક વાર તો એટલી ઝીણવટભરી પૂછપરછ કરતા કે લાગતાવળગતાને વહેમ પડી જતો કે પૂજ્યશ્રી કોઈના તરફ વહેમાઈ તો નથી ગયા ! આ એમની પૂછપરછ હેતુપૂર્વકની હતી એવું પાછળથી માલૂમ પડતું.

પોતાના સેવકોની અંગત વ્યાવહારિક બાબતમાં પણ કોઈક વાર રસ દાખવતા અને એવી સલાહ આપતા કે તે ઉપલક દૃષ્ટિએ જોનારાને તો તે વિરોધી અને વધુ પડતી ઊંડાણભરી તેમજ વિસંવાદી લાગતી. પણ તે સલાહ નીવડતી સેવકના લાભમાં.

પોતે એક ભક્તને સલાહ આપે છે : "તું વિધુર થયો છે. ફરીથી લગ્ન કર." ક્ષણિક વૈરાગ્ય ન ટકી શકે તે ધ્યાનમાં લઈ અંતરમાં રહેલી વાસના તપાસવા માટે આવો પ્રશ્ન પુછાતો હોય છે. તે સેવક માની જાય છે. ફરી લગ્ન કરે છે. બીજા એકને કહે છે : "તારી પત્નીને રોગ થયો છે તે પ્રારબ્ધી રોગ છે. દવાદારૂથી એ નહીં મટે. ફરીથી લગ્ન કર. તારી તો હજુ જિંદગીની શરૂઆત છે.";તે ના પાડે છે. પત્નીનું દેહાવસાન થયા બાદ ફરી પાછું સૂચન કરે છે : " ફરી લગ્ન કરવું હોય તો કર. બાવાને વાંધો નથી." તે સેવક મક્કમ રહે છે. પરીક્ષા પૂરી થઈ. તેને શિષ્ય બનાવે છે. મીઠી નજર રાખી સારો સરખો અભ્યાસ કરાવે છે, અમર પંથે ચડાવે છે. પ્રગતિ કેટલી કરી શકશે તે તો તેના અભ્યાસ પર આધાર.

પોતાના પરિચયમાં આવેલ કુટુંબના એક યુવકને કહે :

તું વિધવા સાથે લગ્ન કર. ભલે સમાજ તારો બહિષ્કાર કરે અને પોકારે. છૂપું ગુપ્ત પાપ ન કર. આત્મઘાતી ન બન. ચોરીછૂપીને પાપકૃત્ય કરવું પડે

તે પાપરૂપે ચોંટે જ. શાસ્ત્રસંમત લગ્ન કરવાથી તે કૂપ બંધનરૂપ નીવડતું નથી. તેમ ન કરવાથી અંતરાત્મા ઘવાયા કરે. વાસના ન છૂટે તો શાસ્ત્રવિધિ-પૂર્વક ભોગ કરવાથી ભલે મુસીબતો આવે પણ તેને સામનો કરવો રહ્યો. એક સુખ લો તો સંસારમાં તેની પાછળ અનિવાર્ય દુઃખ લાગેલું છે.

જુદી જુદી દૃષ્ટિ રાખીને કરેલી જુદી જુદી વાતનો હેતુ સમજ્યા વિના જે અનુકૂળ લાગતી બાબતને વળગી પડે તે ગોથાં ખાય. એકને જે ઉગારે તે બીજાને મારે.

× × ×

શરીરરક્ષાને માટે પૂજ્યશ્રી ખાનપાન, પહેરવેશમાં કંઈક છૂટ લઈ લેતા તે જોઈને કે જાણીને એક સ્વામી જરા છેડાઈ પડ્યા. પૂજ્યશ્રીનાં વર્તન, બાહ્ય પહેરવેશ અને ખાનપાનની કંઈક વ્યંગથી ટીકા કરીને તે નવા નવા થયેલ મહાત્મા પૂજ્યશ્રીને ઉપદેશવા લાગ્યા : "અરે, તમે તો આશ્રમ ( સંન્યાસ ) ધર્મની વિરુદ્ધનું વર્તન દાખવો છો." પોતે જરા હસીને જવાબ દીધો. "તારા પૂર્વાશ્રમમાં તો તું મારા દર્શને આવતો. હું કંઈ બદલાઈ ગયો નથી. મારી રીત-રસમ તો તેની તે જ છે. જરા આંતરદૃષ્ટિએ જો. તું તો હજુ એકબે વરસનું બાળક છે. ( એકબે વરસ થયાં જ એ સ્વામીજીએ સંન્યાસ લીધો હતો. ) તું સંન્યાસ આશ્રમમાં પ્રવેશ કરે છે, જ્યારે હું તો એ આશ્રમવ્યવસ્થા વટાવી ગયો છું. હું આશ્રમાતીત છું. તારા ધર્મ મને ન લાગુ પડે. મોટો થા. અનુભવ મેળવ પછી બધું સમજાશે."

× × ×

હવેનો જીવનપ્રસંગ એમના ત્યાગમય નિર્લોભ ચારિત્ર્યનું પ્રતિબિંબ પાડે છે. પોતે અવધૂત દશામાં વિચરતાં વિચરતાં કાશ્મીર જઈ ચડ્યા. અમરનાથની જાત્રા કરવી હતી. માર્ગમાં એક વિશ્વાસજનક સાધુ મળ્યો. તેમણે કહ્યું, "અવ-ધૂતજી, હું તમને કીમિયો બનાવવાની યુક્તિ બતાવું છું." પૂજ્યશ્રી તે વેળા વૈરા-ગ્યના પૂરબહારમાં ખીલી ઊઠયા હતા. જવાબ દીધો, " મહારાજ, માફ કરો. મારું મન તો જુદા કીમિયાગરે આકર્ષી લીધું છે. આ કીમિયો તો નાશવંત છે. વળી આ કીમિયાથી મળતી વસ્તુઓ ઘરમાં ભરી પડી હતી. મુબારક રહો આપનો કીમિયો આપની પાસે." પૂજ્યશ્રીએ અવધૂતી દીપાવી, ભેખ દીપાવ્યો, ટેક રાખ્યો, લક્ષ્યભ્રષ્ટ ન થયા. ઘર છોડી ઘરસુખને ફરી યાદ ન કરનાર,

સોનાચાંદીના ભરેલ ચરુઓને ઠોકર મારનાર આજ સાધુ, અવધૂત દશાનો સિદ્ધ સાધુ કીમિયાના લોભમાં ફસાય ખરો ? ત્યાગે તેની આગે અને માગે તેનાથી ભાગે, એ ન્યાયે એમની પાછલી—ત્યાર પછીની–આશ્રમવાસની–જિંદગીમાં કીમિયાની દેવી લક્ષ્મીજી એઓશ્રીની પાછળ પાછળ ચાલતી આવી અને જરૂર પડે ત્યારે સેવામાં પ્રસન્નતાપૂર્વક હાજરાહજૂર રહી અને વિનાસંકોચે આશ્રમજીવનની તેમ જ કુંભમેળાની જરૂરિયાતો તેણે પૂરી પાડી. પૂજ્યશ્રીની એ બન્ને પ્રવૃત્તિઓને લક્ષ્મીજીએ પૂરબહારથી દીપાવી. આશ્રમમાં આવેલ કોઈ પણ અતિથિ આદર-સત્કાર પામતો. અન્નપૂર્ણાદેવી તેમને આરામ અને શાન્તિ આપતી.

આશ્રમ બાંધી રહેતા થયા ત્યારે આ કીમિયાની વાત યાદ કરી ખરી. વિદ્યા શીખી લીધી હોત તો સારું હતું એવો ભાવ આવ્યો ખરો. પણ બન્ને સમયના માનસમાં આસમાનજમીનનો ફેર હતો. પહેલાં નિયમ-સંયમમાં રહેવાનું હતું. आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ ( આત્મા કાજે, આત્માની ઓળખાણ મેળવવા કાજે, જગત (જગતનાં સુખદુઃખો)નો ત્યાગ કરવો ( ભોગ આપવો) જરૂરી હતો. જગતને ભૂલી જગદીશને જોવા હતા—જગદીશરૂપ થવું હતું એટલે મુક્તિમાર્ગીઓએ ભુક્તિમાર્ગ છોડવો પડે. ભલેને મુક્તિ પછી ભુક્તિ આવીને ઊભી રહે પછીથી ' મુક્તિ ' મેળવ્યા–સમજ્યા પછી, એ ભુક્તિ હાનિકારક કે ત્યાજ્ય નથી. જનહિતકારી વિદ્યાકળાનો વિનાશ ન થવો જોઈએ. આ વિચાર પાછળથી સૂઝયો અને તે બરાબર પણ હતું. પણ કાચો ઘડો ફૂટે—પાકો જલદી ન ફૂટે.

એક કીમિયાગર સાધુ આવી ચઢ્યો પણ પૂજ્યશ્રીની પસંદગીમાં કાચો ઠર્યો. વિદ્યાનો જાણકાર નહોતો. બનાવટી–આડંબરી હતો, એ વાતની પ્રતીતિ થતાં તે મહાત્માને વિદાય કર્યો. ફરી કોઈ કીમિયાનો જાણકાર મળ્યો નહીં.

આશ્રમ–મઠબંધી જીવનમાં પોતે ગુણસંપન્ન મનુષ્યને ઉત્તેજન આપ્યું. મનુષ્યમાત્રે ગુણનું ગ્રહણ કરવું જોઈએ. ગુણ બતાવીને–આપીને પણ ગુણ-સંગ્રહ કરવા જોઈએ, એવો એઓશ્રીનો અભિપ્રાય બંધાતો ગયો. એઓશ્રીના આશ્રમમાં કલાકાર, ચિત્રકાર, નૃત્યકાર, સંગીતકાર, ગવૈયા અને શિલ્પીને આવકાર મળતો. યથાયોગ્ય માનપૂજા પામી તેઓ પોતાની કળા, વિદ્યા-પ્રસારનો આશીર્વાદ મેળવતા.

× × ×

અત્યાર સુધીના પૂજ્યશ્રીના જીવનપ્રસંગો–પ્રયોગો પર સિંહદષ્ટિ ફેંકીએ તો લાગે છે કે એઓ એક વીર પુરુષ નરરત્ન હતા. એક

કેવા હતા ? વીરને શોભે તેવી છટાએ તેઓએ—એક વીર કુમારે—ઘર છોડ્યું. વીરને પગલે ચાલ્યા—વીરની માફક વિચર્યા—વીર-લાયક કામો કર્યાં. બિરુદો વટાવતા ગયા. વીરની છાતીએ તાપ, તાઢ, ભૂખ, તરસ વેઠ્યાં. બાજી સર કરી. જીવનલક્ષ્ય સિદ્ધ કર્યું. જગ છોડી જગદાધારને જાણ્યા, પકડ્યા તેનરૂપ થયા, જગત તરફ પાછા વળ્યા, જગતજનોનો ઉદ્ધાર કરવાને, જગતબુદ્ધિ છોડાવી જગદીશ તરફ પ્રયાણ કરાવવાને. તેઓશ્રીનો ઉપદેશ હતો કે: "જગતમાં રહો પણ જગતરૂપ ન બનો. જગતમાં રહી જગતનાં કામ કર્તવ્યભાવે કરો. જગતની વસ્તુ આવશ્યકતા પૂરતી લો અને આપો. જગતમાંની વસ્તુ પરનો મમત્વભાર છોડો." मा गृधः कस्यस्विद् धनम् । એ ઈશાપનિષદ્-મંત્રનું પોતે આચરણ કીધું અને આચરણ દ્વારા ઉપદેશ દીધો. ટૂંકમાં એક સાધુ–ઉક્તિ ચરિતાર્થ કરી: 'શૂરા ફરે, પૂરા બેસે' શૂરવીરની માફક ફર્યા. મનને અનેક કસોટીમાંથી પસાર કર્યું. એકાંત સેવન કીધું. મનને ચકાસી જોયું. જનસમૂહમાં મનને પલોટ્યું. તે એકરસ રહ્યું. બન્ને સ્થિતિમાંથી મનની પૂરેપૂરી અગ્નિપરીક્ષા થઈ ત્યારે પરિપૂર્ણ થઈ આશ્રમ બાંધી આશ્રમ-જીવન સેવ્યું અને શોભાવ્યું. વળી ભર્તૃહરિનો આ શ્લોક જીવનમાં ઉતાર્યો:

कुसुमस्तबकस्येव द्वयी वृत्तिर्मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकस्य विशीर्येत वनेऽथवा ॥

ફૂલની કલગીની જેમ મનસ્વી–સ્વતંત્રતાપ્રિય મનુષ્યને માટે બે ગતિ છે: કાં તો લોકોની આગલી હરોળમાં રહે, કાં તો વનમાં–જ્યાં હોય ત્યાં વેરાઈ રહે.

પૂજ્યશ્રીનો એ સ્વભાવ હતો કે કાં તો પોતે આગળ રહે, કાં તો પોતાનું સ્થાન ભલું એમ માની ચૂપ રહે. માન લેવું તો પૂરું લેવું, નહીં તો એકાકી જીવન જીવ્યે જવું. આગલું સ્થાન લેવું એનો એવો અર્થ નહીં કે તેઓ માનના ભૂખ્યા હતા. વહેવારમાં માન દીધને માન આપવું જોઈએ, એ બોધપાઠ પોતે શીખવતા હતા. ત્યાગીને વળી માન કેવાં? તેને તો માનઅપમાન–બન્ને સરખાં. પોતે એ સારી પેઠે સમજતા હતા. અને પોતાની ત્યાગ-દશામાં સાધનદશામાં–અવધૂતદશામાં ભિક્ષા માગી ખાતા હતા ત્યારે એ માન-

અપમાન ગળી જવાનો એઓશ્રીએ પાકો અભ્યાસ પાડ્યો હતો. એવા એક પ્રસંગનો પોતે ઉલ્લેખ કર્યો હતો :

અમે બે મહાત્મા પહાડી પ્રદેશમાંથી પસાર થતા હતા. એક વૃદ્ધાએ ભિક્ષા આપી. શાકમાં મીઠું થોડું હતું. બીજા મહાત્માએ ડોસીમાને કહ્યું : "માઈ, થોડું નમક આપ." વૃદ્ધા તડૂકી ઊઠી : "સ્વાદ લેવો હતો તો ઘર શું કામ છોડ્યું ?" અમે બન્નેએ આવશ્યક બોધ ગ્રહણ કરી ત્યાંથી ચૂપકીથી ચલતી પકડી. કદાચ એમ પણ હોય કે ડોસીના ઘરમાં મીઠું ન પણ હોય.

× × ×

પૂજ્યશ્રી મનુષ્ય તરીકે મહાન હતા. મહાત્મા તરીકે પણ મહાન હતા. વ્યક્તિરૂપે તો તેઓ એક જ હતા. જે મનુષ્ય હતા તે જ મહાત્મા હતા. એટલે પૂજ્યશ્રીને આ બે દૃષ્ટિ રાખીને નિહાળીશું તો તેઓનું વ્યક્તિત્વ જોઈ-સમજી શકીશું. મનુષ્ય તરીકે તેઓ એટલા બધા મોટા અને આગળ હતા કે આપણી અને તેઓશ્રીની વચ્ચે અનેક જન્મોનું અંતર હતું. આપણા ગુણદોષ તરફ લક્ષ રાખીને આપણે એઓશ્રીને નીરખીશું તો લાગે છે કે તેઓમાં ગુણ જ ગુણ હતા. દોષની છાંટ શરીર પરના તલ જેવી હતી. તેઓશ્રીનું જીવન બિલોરી કાચ જેવું સ્વચ્છ હતું. ઘસી ઘસીને તેમણે તેમના દોષો કાઢી નાખ્યા હતા. એટલે જેવા તેઓ અંતરમાં શુદ્ધ હતા તેવા જ તેઓ બહાર પણ શુદ્ધ દેખાતા. તેમનાં મન, વાણી અને કર્મમાં એકવાક્યતા હતી. જેવો વિચાર તેવું વર્તન સોંસરું વહ્યે જતું. એઓશ્રીની ક્રિયા સ્વાભાવિક હતી. તેમાં દંભ કે બનાવટની લેશ પણ મિલાવટ નહોતી. જીવનવ્યવહાર ખુલ્લો રહેતો. બીજાને ખુશ કરવાને બહાને તેઓ જુદા જુદા સ્વાંગ ધારણ કરનારા તકવાદી સાધુ નહોતા. હું જેવો છું તેવો મને જોઈ લો અને પછીથી મારી જોડે પ્રસંગ પાડો, એવું તેઓ ખુલ્લે મને કહેતા. જેઓ એઓશ્રીનાં માન, મરતબો, સુખ, સગવડ, સ્વતંત્રતા જાળવીને એઓશ્રીની પાસે કે સાથે રહેતા તેમને ઘણી ઘણી બાબતો જોવા-શીખવા મળી છે. તેમનાથી એઓશ્રીએ કશું છૂપું રાખ્યું નથી. જેમને એઓશ્રી જેવા આપણી સંસ્કૃતિના જીવતાજાગતા પ્રતીકસમા જીવનમુક્ત મહાત્માને બહુ પાસેથી અને ઘણી ઝીણવટથી જોવા-જાણવા મળ્યા તે ખરેખર ભાગ્યશાળી છે. એ મૂર્તિ પુસ્તક વાંચવાથી ન મળે. એવા મૂર્તિઓના આચાર, વિચાર, ક્રિયાઓ જોઈ-તપાસીને પુસ્તકો લખાયાં છે. એ પુસ્તકોની સુધારેલી આવૃત્તિઓ તો સમયે સમયે ફરી લખવી પડવાની. વિચિત્ર અને અનુભવતાનથી પ્રફુલ્લિત રહેતી એવી વ્યક્તિ પુસ્તકમાં પુરાઈ રહેવાનું પસંદ ન કરે. એક રીતે તો

એવા મહાપુરુષોને ઓળખવાને પુસ્તકો બહુ પાછળ પડી જાય. પરોક્ષ થઈ જાય. પ્રત્યક્ષપણે જેઓ એમને જુએ તેઓ પણ એવા મહાન પુરુષોને બરાબર પિછાની શકે નહીં, તો પુસ્તકિયા જ્ઞાનવાળા ભૂલે તો શી નવાઈ?

મહાત્મા કોને કહેવા એ પણ બરાબર સમજી લઈએ તો આ મહાત્માજીનું મૂલ્ય થોડું ઘણું પણ આંકી શકીએ. મનુષ્ય સુધરતાં સુધરતાં જ્યારે માનવ બને ત્યારે જ તેનામાંથી ખરી માનવતા બહાર નીકળે. આવો માનવ એ જ આપણી સંસ્કૃતિના બ્રહ્માજીના માનસપુત્ર મનુનો પુત્ર કહેવાય. એવો માનસપુત્ર પિતા મનુને ઓળખી લઈ પિતામહ બ્રહ્માજી જે સૃષ્ટિનું સર્જન કરે છે તેનું દર્શન કરે છે. સર્જક પિતાને પિછાની લઈ તેના સહાયક લક્ષ્મી-નારાયણ કે જે સૃષ્ટિનું પાલનપોષણ કરે છે તે પોષક ભગવાન વિષ્ણુને જોઈ લે છે. પછી સર્જનનું વિસર્જન કરનાર રુદ્ર દેવતા કે જે સંહારક છતાં શંકર છે, તેના તરફ દૃષ્ટિ કરીને અને દેવના દેવ, મહાદેવ, મહાવિષ્ણુ, મહાબ્રહ્મા, પરમાત્માનાં દર્શન કરીને કૃતકૃત્ય થઈ જાય છે. આત્મા મહા-આત્મા-મહાત્મા રૂપનો સાક્ષાત્કાર કરીને ધન્યધન્યતા અનુભવે છે. ગુરુદેવ શ્રીહંસદેવ અવધૂત આવા મહાત્મા હતા જગતભરને પંપોરી કાઢી અર્થાત્ "आत्मार्थे पृथिवीं त्यजेत्" આત્માના સાક્ષાત્કાર માટે પૃથ્વીનો જગતનો-જગત્બુદ્ધિનો ત્યાગ કરીને જે ત્યાર બાદના રહેતા શેષ તત્ત્વનું, બ્રહ્મનું, પરમાત્માનું દર્શન કરી શકે તે જ મહાત્મા. શરીરમાં હોવા છતાં શરીરથી પર આત્મારૂપે આત્મનિષ્ઠ રહે, જગતમાં હોવા છતાં જગતથી પર-પરમાત્માને જોયા કરે, જે દેહમાં હોવાથી દેહી કહેવાય છતાં દેહથી પર થઈ શકે, સંસારમાં દેખાવાથી સંસારી કહેવાય છતાં સંસારથી અલગ રહી શકે તે મહાત્માને-આવા બુદ્ધિથી પર રહેતા મહાત્માને જોવાને જુદી દૃષ્ટિ જોઈએ. વિદ્વાનને પિછાનવા વિદ્વાન બનવું પડે.

આવા મોટા મનુષ્ય, મહાન પુરુષ મહાત્માને સાધારણ મનુષ્યો ન સમજવાથી એઓશ્રી સંબંધે વિધવિધ અનુભવો તારવે કે અટકળો બાંધે તેમાં ગુણદોષ કોના બતાવવા કે કાઢવા?

× × ×

જરા જુદા પ્રકારના પ્રસંગો શરૂ થાય છે:

પૂજ્યશ્રીનો મુકામ એક ગામની સીમમાં એક આંબાવાડિયામાં હતો. નાનીશી ઝૂંપડી-દશેક ફૂટ લાંબી, આઠેક ફૂટ પહોળી, એટલી જ ઊંચી. ઉપર ઘાસની છત—સૂકાં પાંદડાં અને પક્ષીની ગંદકીથી રક્ષણ માટે, બે બાજુ ઘાસની ટટ્ટી,

અને બે બાજુ પૂર્વપશ્ચિમ તદ્દન ખુલ્લી. વચ્ચે એક ઘાસનો પડદો, જેથી સૂર્યના તાપથી બચવા માટે સવારે એક ભાગમાં બેસે તો સાંજે બીજામાં. શિયાળાના કકડતી ઠંડીના દહાડા હતા. એક દિવસ રાત્રે આઠેક વાગ્યાને સુમારે એક બ્રાહ્મણ–હનુમાનજીનો પૂજારી પોતાના કામથી નિવૃત્ત થઈ પૂજ્યશ્રીના દર્શને આવ્યો. પૂજા માટે એકબે ફૂલ, થોડું ચંદન, અને ચરણ–પ્રક્ષાલન માટે એક લોટીમાં થોડું પાણી લઈને પૂજ્યશ્રીની સામે બેઠો. મહારાજશ્રીએ પગનો અંગૂઠો તો ખિન્ન વદને ધોવા દીધો. ત્યાં ચંદન અને ફૂલ ચઢ્યાં. પછી 'नमः शिवाय'-ના મન્ત્રોચ્ચારણથી પૂજ્યશ્રીના શિર પર અભિષેક કરવા લોટી નમી. પૂજ્યશ્રીએ બ્રાહ્મણ દેવતાને અટકાવીને પૂછ્યું : તું શું કરવા ધારે છે ? જવાબ મળ્યો : શિવપૂજા અને પછી અભિષેક. પોતે જરા કડક અવાજે તેને કહ્યું : " તારી પૂજા તારી પાસે રહેવા દે. ચાલ્યો જા. તું બ્રાહ્મણ થઈને પણ ભૂલ કરે છે ? ક્યાંથી શીખ્યો આવી મૂર્ખાઈભરી તામસી પૂજા ? શિયાળાની ઠંડીમાં મને શું ઠારી દેવા માગે છે ? અરે, દેવપૂજા વખતે ભક્તલોકો ઈષ્ટ દેવને ભાવપૂર્વક, ગરમીઠંડી પ્રમાણે કપડાં પહેરાવે, બદલાવે–પંખો કરે, ભોજન કરાવે, પોતાને (મનુષ્યને) સમયે સમયે ભૂખ, તરસ તાપ, તાઢ લાગે તે તે પ્રમાણે દેવને માટે પણ એવા વિધિ કરે તું તો આ બધું બેનિયમ કરે છે તાઢમાં તું મને વધુ તાઢ વાય તેવું કરે છે. હું તો ચેતન દેવ છું. જે વિધિ અચેતન દેવની પણ ખરો ભક્ત ન કરે તે વિધિ મને ચેતનને તુ કરે ! તને તાઢ વાય તો મને પણ વાય એવો ખ્યાલ તું શું કામ નથી રાખતો ? જાવ, સિધાવો." બ્રાહ્મણ બડબડતો ચાલ્યો ગયો. ફરી પાછો ફરક્યો નહીં.

પૂજ્યશ્રી હવે બોલ્યા : જુઓ, આ આપણા કલિયુગી બ્રાહ્મણ. ન વિવેક, ન વિચાર બાવાજીને તો એ એક રમકડું ગણે ! અમે તાઢ, તડકો, તિતિક્ષા સહન કરીએ તે મોજથી અને જુદા કારણથી; નહીં કે મૂરખ ભક્તની મૂર્ખાઈભરેલી રીતરસમને ઉત્તેજવાને. ભાનમૂલ્યાને વહેવાર શીખવવો રહ્યો. મૂરખ મિત્રથી બચાવો, એ સૂત્ર આવા વિવેકશૂન્ય પુરુષોના વહેવાર જોઈને જ ઘડાયું હશે. મૂરખ મિત્રથી દાનો દુશ્મન સારો.

× × ×

બીજો પ્રસંગ પણ એ જ સ્થળે બન્યો. એક રોગગ્રસ્ત આદમી પૂજ્યશ્રીના દર્શને આવી આગળના ભાગમાં બાજુએ બેઠો. ઉધરસ આવી અને ત્યાં જ થૂંક્યો. મહારાજશ્રીએ તેને તેની ભૂલ બતાવી. તેને ખોટું લાગ્યું. મહારાજશ્રીને બોધ કરવા લાગ્યો : " માંદા માણસે ક્યાં જવું ? ક્યાં થૂંકવું ? આ તો

ખેતર છે. એમાં શું બગડવાનું છે ? અરે, ખરા બાવા તો કૂતરા સાથે પણ એક થાળીમાંથી ખાય. તેને વળી સારાંનરસાંનો વિચાર શો ?" પૂજ્યશ્રીએ તેને જરા ખખડાવીને બોધ આપ્યો : "અરે, તું ય બ્રાહ્મણ જાતિનો લાગે છે. તને આ વિપરીત બુદ્ધિ કેવી રીતે સાંપડી ? જા, બાપા, નમસ્કાર તને, તું તો મારો ગુરુ થવા બેઠો છે. જો તો ખરો, આ કેટલી સાફસૂથરી જગા છે પાણીનો છંટકાવ કરીને અને વાળીઝૂડીને એને કેટલી સ્વચ્છ બનાવી છે ! બગડેલીને અમે સુધારીએ અને સુધરેલીને તમે બગાડો ! વાહ રે વાહ ! કેવી અક્કલ ! બાવાજીનું કામ હલકું કરવાને બદલે ભારે કરી જાય છે ! અમે લોકો પણ કુદરતી ક્રિયા તો કરીએ છીએ, પણ તે રહેવાના સ્થળોથી દૂર, જંગલના રસ્તા પર પણ ન થૂંકીએ. કોઈના ખુલ્લા પગે તે ચોંટે; એ તો પાપ થયું કહેવાય. દેવસ્થાન, તીર્થસ્થાન, સંતમહાત્માનાં સ્થાન તો સુંદર અને આકર્ષક રહેવાં-રાખવાં જોઈએ. બહારની સ્વચ્છતાના વિચાર જે ન કેળવી શકે તે અંદરના સ્થાનને મન-હૃદયને શી રીતે સ્વચ્છ રાખવાનો ?" પેલા ભાઈએ ઊતરતે ચહેરે અને બબડતાં બબડતાં ચાલતી પકડી.

પૂજ્યશ્રીએ આગળ ચલાવ્યું : "રોગી દર્શને આવે તો તેણે દર્શન કરીને ચાલી જવું જોઈએ. તેના પરમાણુઓ બીજાને હેરાન કરે. ક્યાનો શોખ થાય તો બીજાને હરકત ન થાય તે રીતે તેણે પવનની દિશા જોઈને બેસવું-ઊઠવું જોઈએ. સભામાં બેસવાઊઠવાનું પણ શીખવવું પડે. કેવી વિષમતા ! કૂતરો અને મહાત્મા સાથે ખાય એ રહી એની સાચા મહાત્માને પારખવાની કસોટી. અરે, એને ક્યાં ભાન છે કે એણે જોયેલ મહાત્મા તો કોઈ ઢોંગી, લોભી, લાલચુ હોવો જોઈએ. આ કુતરો છે, આ થાળી છે, આ હું છું, આ તે છે, એવા ભાનવાળો મહાત્મા શી રીતે ભેદરહિત વર્તાવ કરી શકે ? સારો મહાત્મા સમદર્શી હોય, સમવર્તી નહીં. એણે જેના વિષે વાત કરી છે તેવો મહાત્મા છઠ્ઠી ભૂમિકાનો છે. તે મહાત્માને ખબર પણ નથી કે આ હું અને આ તે છે. તે જાતે ખાતોય નથી. કોઈ ખવડાવે તો હોશમાં હોય તો ખાય, નહીં તો મોંમાં મૂકેલો કોળિયો મોંમાં જ રહી જાય. પદાર્થ અભાવિની નામની આ ભૂમિકા-વાળો તો આ જમાનામાં અમારા જેવાને પણ જોવો મુશ્કેલ થઈ પડ્યો છે. જમાનાની બલિહારી કે આપણો કહેવાતો ઉચ્ચ વર્ગ, જે સાધનસંપન્ન અને સંસ્કારધન હતો તે નીચે ઊતરતો જાય છે. માટે જ ધોળી દાઢીને શિખામણ આપવા નીકળી પડે-જુઓ, આજે કોનું વર્ચસ્વ વધતું જાય છે ? તેજ તો બે જ છે : બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજ. એ બે તેજ ક્ષીણ થાય ત્યારે ત્રીજું તેજ

વધે, અને પરિણામમાં વિષમતા આવે. સંગીન સનાતન સંસ્કૃતિનું સ્થિર સુકાન સાવ હાથમાંથી સરી જવા સર્જ્યું હશે !"

પૂજ્યશ્રીને તો આવા કેટલાય ક્રોધાવિષ્ટ કરે તેવા પ્રસંગોમાં ફસાવું પડ્યું છે. કેટલીય વાર તો પોતે એવાઓને મૂર્ખ માની ઉપેક્ષા કરતા. પણ તેઓ જરા અભિમાની હોય તો તેમની ખબર પણ લઈ લેતા, અને સ્વતંત્ર મિજાજનો પરિચય દેખાડતા. કેટલીક વાર ક્રોધાભાસ પણ કરતા. ઉપર ઉપરથી ક્રુદ્ધ થયા હોય તેવો ડોળ કરે પછી કહે: "भय बीन प्रीत न होवे।" જ્યાં પ્રેમથી સુધારો ન થાય ત્યાં જરા ગરમ થવું પડે. પોતે વળી કહેતા: 'હાકેમ તો કડક જોઈએ અને વૈશ્ય–વેપારી નરમ.' એકે સમયસરનું, સારું અને કાબેલિયતપૂર્ણ કામ કરવું–કરાવવાનું છે. અધિકારી ઢીલો થાય કે ગભરાટિયો થાય તો નોકર વર્ગ માથે ચઢે. વેપારીએ ખુશ કરી બીજાના ગજવામાંથી પૈસા કઢાવવા છે. આ જ યુક્તિથી પૂજ્યશ્રી કોઈ વાર કુનેહથી તો કોઈ વાર કડકાઈથી પોતાનાં પ્રવૃત્તિનાં કામો પાર પડાવતા.

ફૂલ જેવા કોમળ અને માખણ જેટલા પોચા હૃદયવાળા મહારાજ કે જે એક ઝાડનું પાંદડું પણ ન તોડવા દે અને કહે કે ઝાડને પણ જીવ છે, તેને દુઃખ થાય છે, તે કેવી રીતે રસ્તામાં આવતાં અને નડતાં ઝાડને કાપી નાખવાનો હુકમ આપતા હશે? રાજનીતિમાં, વહેવારમાં હિંસાનો આખરી પ્રયોગ કરવો પડે તો કરી છૂટવો તેવી સલાહ આપતા હશે? પોતે સાધુ તરીકે જે ન કરે તે પરિગ્રહી ગૃહસ્થ લોકોએ કરવું પડે તો કરવું તેવું બેધડક બોધતા. પોતાના અવધૂત દશાના વહેવારમાં અને આશ્રમ–બંધીના જીવનવહેવારમાં એ જ કારણે તેમણે વહેવારુ બાંધછોડ કરી હશે. પણ હરકોઈ વહેવારમાં નીતિ જળવાઈ રહેતી.

× × ×

**સાવધાની**

પૂજ્યશ્રીને એક નવો અનુભવ મળ્યો. એમનો એક ભક્ત પ્રમાણમાં સારો, સભ્ય અને શિક્ષિત હતો. પૂજ્યશ્રી સાથે ઘણીય વાર વેદાંતની વાત કરતો. વેદાંતી ભજન સંભળાવતો. એક વાર તેણે શંકાશીલ બની કટાક્ષભર્યો પ્રશ્ન કર્યો: "મહારાજ, આપ આ જે પ્રમાણમાં દૂધ પીઓ છો અને રસાળ ખોરાક લો છો તેનાથી આપના શરીરમાં કોઈ વિકૃતિ પેદા નહીં થાય?" મહારાજશ્રીએ જરા ગંભીર પણ વૈરાગ્ય-યુક્ત અવાજે જવાબ વાળ્યો: સિંહ કાચા માંસનું ભક્ષણ કરે છે, છતાંય તેનો સંયમ જો, અને કબૂતરાં, ચકલાં, કૂતરાનો વહેવાર જો. આ પ્રાણીઓ શું ખાય

છે ! છતાંય કેટલાં બેશરમ અસંયમી છે ? જે ખોરાક જેને અનુકૂળ આવે તે ખોરાકથી તેને કશી હાનિ થતી નથી. તારી લાકડીએ બીજાને માપવાનું છોડી દે. સંત, મહાત્મા, યોગી પોતાનું શરીર બહુ સારી રીતે સાચવી જાણે છે. શરીર એ તો ધર્મનું–તપનું સાધન છે—ભોગનું નહીં. યાદરાખ, થૂંકેલી વસ્તુ તરફ ખરો મહાત્મા જુએ પણ નહીં ગૃહસ્થી અને બ્રહ્મચારીમાં ભેદ છે. બ્રહ્મચારી એટલે બ્રહ્મમય રહેનારા.

પ્રભુશ્રીએ પોતાના સતત જાગ્રત પહેરેગીર વિવેક અને વૈરાગ્યનો સાથ છોડ્યો નથી. ખરે, તે તો એમના સ્વભાવમા વણાઈ ગયા હતા. પોતે સદા જાગરૂક અને સંયમશીલ રહેતા. તેથી એમનું ચિત્ત વિકારશીલ બનતું નહી, જોકે કામદેવના પ્રાબલ્યનું એમને પૂરું ભાન હતું. આ કામની પ્રબળતા વિષે પોતે તળેની વાત કહી હતી :

× × ×

એક મહાત્મા બહુ ઊંચી કક્ષાના હતા. લગભગ બધી ઇન્દ્રિયો પર એમનો સારો જેવો કાબૂ હતો. એક દિવસ મહારાજશ્રીને તે પોતાનો વૃતાન્ત કહી સંભળાવીને આગળ કહે છે : "મને કોઈ પણ પ્રલોભન લલચાવી શકે એમ નથી. કરોડો રૂપિયાની ભેટને હું ઠોકરાવી દઉં. મહેલમહેલાતને ફગાવી દઉં. પણ કોઈ સ્ત્રી સાથે એકાંતમાં રહી સાહસ ખેડવાનો મને કોઈ પડકાર કે તો તે બીડું ઝડપવાને હું તૈયાર ન થાઉં હજુ મને એ બાબત સંબંધે પૂરતો વિશ્વાસ નથી: "कामिनीके संग काम जागै हि जागै हि जागै"

બીજા એક એવા જ ઉચ્ચ વિચારઆચરણવાળા મહાત્મા હતા. દૈવસંજોગે એક દિવસ તે પોતાનાં ધ્યાન, ભજન, ક્રિયામાં બેઠા હતા ત્યારે બે એક છોકરા અને છોકરી ત્યાં ફરતાં ફરતાં આવી ચડ્યાં. માંહોમાંહે વાત કરી : "ચાલો જોઈએ, મહાત્મા ખરેખર ધ્યાનમાં છે કે નહીં.' મહાત્માને કાને આ શબ્દો અથડાયા. કંઈક વિપરીત મતિ સૂઝી. હઠપૂર્વક આંખ મીંચી બેસી રહ્યા, પેલાં છોકરાંએ એક સળગતો કોલસો લીધો અને મહાત્માની જાંગ પર મૂકી દીધો. જાંગ બળતી રહી. મહારાજે સમાધિ છોડી નહીં. મહારાજ ઘણા દાઝી ગયા. છોકરાં ગભરાયાં. કોલસો લઈ લીધો. ઘરે જઈ બીતાં બીતાં માબાપને વાત કરી. બાપ દોડી આવ્યા. મહારાજજીની ક્ષમા માગી. વિનંતી કરી ઘરે લઈ આવ્યા. બહુ કાળજી અને પ્રેમપૂર્વક દવા કરી. સેવામાં ઘરની એક મોટી પુખ્ત વયની છોકરી હાજર રહી. મહાત્માજી સારા થયા પણ છોકરીના મોહમાં... ફસાયા.

કેટલાક દિવસ પછીથી એમની આંખ ઊઘડી : "અરેરે, હું પતિત થયો. ઘરબાર, માબાપ, કુટુંબ છોડ્યાં તે આ માટે ? બધાંને મેં લજવ્યાં. મારો ભેખ મેં બગાડ્યો. ધિક્કાર છે મારા વૈરાગ્યને. ઓઢી નાખેલું હું ચાટવા લાગ્યો ! હવે હું શું કરું ? કયાં જાઉં ?" અંતઃકરણ ઊકળી ઊઠ્યું. પશ્ચાત્તાપે બળી રહ્યો. અંધકાર છવાઈ ગયો. કરેલું પાણીમાં ગયું. તપશ્ચર્યા નિષ્ફળ નીવડી. ઊઠ્યો, છાનોમાનો ભાગ્યો. લીધો જંગલનો રસ્તો. ફરી શરૂ કરી કડક અગ્નિપરીક્ષા—તપશ્ચર્યા. મહારાજશ્રી તેની પાસે જઈ ચડ્યા. પૂછ્યું: "તને ખરેખર સમાધિ લાગી હતી કે જેથી તને બળતી જાંગનું દુઃખ ન લાગ્યું ?" તે ગદ્દગદ અવાજે બોલ્યો : "અવધૂતજી, શી અવળી બુદ્ધિ સૂઝી ! મને દુઃખ તો થયું પણ કંઈક દુરાગ્રહી હઠે ચડી ગયો. કર્યું ફળ ચાખ્યું."

× × ×

હવે એક દૃષ્ટાંત કહ્યું : એક સાધુ મહાત્માની બહુ ખ્યાતિ ફેલાઈ. લોકોનાં ટોળેટોળાં દર્શને જાય. એક વેશ્યાને વિચાર આવ્યો: "લાવ જોઉં તો ખરી, કેવો મહાત્મા છે ! પરીક્ષા તો કરવી જ." મહાત્માજી રોજ તેના આંગણામાં થઈ ભિક્ષા માગવા જતા. વેશ્યાએ તેને પૂછ્યું : "મારા પ્રશ્નનો ઉત્તર આપશો ?" મહાત્માજીએ હા કહી. વેશ્યાએ પ્રશ્ન કર્યો : "મહાત્માજી, તમારી મૂછ તો મારા કૂતરાની પુચ્છ જેવી છે. તે તો વાંકીને વાંકી રહે છે. બોલો, એ ક્યારે મરડીને ઊંચી કરશો ?" મહાત્માજીએ જવાબ દીધો: "વખત આવ્યે ઉત્તર દઈશ." દિવસોના દિવસો વહી ગયા અને એના એ પ્રશ્નોત્તર થયા કર્યા. એક વાર મહાત્માજી ઘણા માંદા પડ્યા. મોતનાં લક્ષણ પ્રતીત થવા લાગ્યાં. પાસે બેઠેલા લોકોમાંથી મહાત્માજીએ એકને કહ્યું કે અમુક વેશ્યાને બોલાવી લાવો. લોકો સમજ્યા કે બાવાજીને ચિત્તભ્રમ–સન્નિપાત થયો છે. સાંભળ્યું ન સાંભળ્યું કરે પણ બાવાજી તો એકની એક જ વાત કરે. એક જણ ઊભો થયો. બોલ્યો: "આમેય મહાત્માજીની બુદ્ધિ વેશ્યામાં ગઈ એટલે એનો આવતો જન્મ તો બગડ્યો. પણ વાસના રહી જશે તો ભૂત થશે માટે એની એ ઇચ્છા પૂર્ણ કરો." વેશ્યાને બોલાવી લાવ્યો એટલે મહાત્માજી પોતાની મૂછને તાવ દઈ બોલ્યા: "જો આ મારી મૂછ ઊંચી હવે એ નીચી નહીં પડે." વેશ્યા હસી પડી. 'મહારાજજી, મારે તો તમારી પરીક્ષા કરવી હતી. જરા આગળથી થોડા દિવસ પહેલાં કહ્યું હોત તો હું કડક પરીક્ષા લઈ શકત."

ટૂંકમાં, મરતાં સુધી કોઈ અભિમાન ન કરે કે મેં કામને જીત્યો છે.

સાવધાન ન રહેવાથી ગાફેલિયતનો ભોગ થઈ જવું પડે. તેજેની વાત એઓ-શ્રીના એક અંતેવાસી ભક્ત પાસેથી સાંભળી હતી.

પૂજ્યશ્રીની અમે સેવા કરી રહ્યા હતા. પોતે ખુશમિજાજમાં હતા. હસતાં હસતાં હર્ષથી લાલ કમળ જેવા મુખે કહ્યું : " હવે લાગે છે કે મને સ્ત્રીપુરુષમાં ભેદ લાગતો નથી. સ્ત્રીને હું મા, દેવી, કે બેટીના રૂપમાં ખરેખર જોઈ શકું છું. આત્મારૂપે પણ ઘણી વાર એ દેખાય છે. હવે સ્ત્રીવર્ગ તરફથી ઝાઝો ભય રાખવાનું કારણ લાગતું નથી."

આ વેળાએ એઓશ્રીની ઉંમર એંશી–પંચાશી વર્ષની હશે. ત્યાર પછીથી પૂજ્યશ્રીની સેવામાં સ્ત્રીવર્ગ પણ સામેલ થઈ શકતો. છતાં પોતે પૂરી સાવધાની રાખતા. રાત્રીએ કોઈ પણ સ્ત્રી આશ્રમમાં રહી શકતી નહીં. ખાસ સંજોગોમાં કોઈ તેમની સાથે વિશ્વાસપાત્ર સ્ત્રી કે પુરુષ હોય તો જ આશ્રમમાં રહી શકાતું. દૂરથી આવ્યાં હોય, ખાસ પરિચયનાં હોય, પર્વનો સમય હોય, જાય પણ ક્યાં ?

પોતે તો પોતાના કેટલાક નિયમોનું કડક પાલન કર્યા કર્યું. એક રીતે નિયમો તેમનો સ્વભાવ બની ગયા હતા. નવ દસ વાગે સૂઈ જવું. ત્રણચાર વાગે ઊઠી જવું. ' હરિહર 'નો શબ્દ કાને પડ્યો કે શિષ્ય–સેવકવર્ગ જાગી જતો. શૌચક્રિયા, દંતધાવનાદિ કર્યા પછી સ્નાનાદિ થયું કે એકચિત્તે કોઈ વિચારમાં કે ધ્યાનમાં બેસી જતા. ત્યાર બાદ કોઈ ને કોઈ કામમાં પોતે રોકાતા. દૃષ્ટાંત આપતા.

એક માણસે ભૂતને પ્રસન્ન કર્યો. ભૂતે પ્રત્યક્ષ થઈ કહ્યું : " મને કામ સોંપો. જે કહેશો તે કર્યા કરીશ, પણ નવરો રાખશો તો હું તમને જ ખાઈ જઈશ " માણસ સોંપે સોંપે ને કેટલાં કામ સોંપે ? ભૂત તો પળ વારમાં તે પૂરાં કરી દે. આકાશથી પાતાળ સુધીની ફાળ મારી આવે. માણસ ગભરાયો. આ તો ભૂતને લાવતાં નવું ભૂત પેઠું. ફિકરને નોતરું દેવાયું. એક ડાહ્યા માણસે તેને રસ્તો દેખાડ્યો; જ્યારે તારી પાસે કોઈ કામ ન હોય ત્યારે તેની પાસે એક વાંસ દટાવી ભૂતને તેના પર ચડઊતર કરાવ્યા કર. હવે પેલા માણસને નિરાંત વળી. ભૂત ચડઊતરના કામમાં લાગેલો રહે.

મન–ભૂતને કોઈ ને કોઈ કામમાં લગાવી રાખવું. નવરું પડે ત્યારે જાપ કરાવ્યા કરવા. થાકે તો વાંચવામાં રોકવું વગેરે. સત્ય કહ્યું છે કે નવરો નખ્ખોદ-વાળે યા તો પોતાની જ ઘોર ખોદે.



× × ×

એક મહાત્મા પૂજ્યશ્રીના આશ્રમે આવ્યા. સાથે તેના બે શિષ્યો હતા. એક યોગી તરીકે તેણે પોતાનો પરિચય આપ્યો અને આગળ વાત હંકારી: હું ઉત્તર પ્રદેશ-હૃષીકેશ, હરદ્વાર, દિલ્હી ફરતો ફરતો અહીં આવ્યો છું. એ બધે સ્થળે મને વધારે ને વધારે ગરમી લાગી. એટલે હવે ગુજરાતમાં આવ્યો છું. જરા ઠંડક રહેશે અને મારી યોગક્રિયા ચાલુ કરીશ." તે કહ્યાં કહ્યાં જઈ આવ્યો હતો તેની ઝીણવટભરી તપાસ કરતાં પૂજ્યશ્રીને પ્રતીત થયું કે એ તો લબાડ છે. પોતાની પ્રતિષ્ઠા જમાવવા માગે છે અને તેથી આ આશ્રમનો આશ્રય શોધે છે. પૂજ્યશ્રીએ તેને બોધ આપી તરત વિદાય કર્યો. ગાળ દેતો દેતો તે ચાલ્યો ગયો.

પૂજ્યશ્રીએ કહ્યું કે, "કેટલાય લેભાગુ સાધુઓ આવી રીતે પોતાની જાળ બિછાવવાની શોધમાં ફરતા રહે છે. લોકોમાં શ્રદ્ધા બેઠી કે દુકાનદારી શરૂ થઈ જાય. ન તો જાતે ઊંચે ચઢી શકે, ન તો લોકોને સારા માર્ગે વાળી શકે. બીજા સાધુ સંતમહાત્માઓનાં છિદ્રોની તપાસમાં રહે. ન કોઈ છિદ્ર મળે તો તેના સંબંધેની ભળતી જ વાતો ઉડાવી ભોળી જનતાને પોતે શ્રેષ્ઠ છે એવું ઠસાવે. બુદ્ધિભેદ જગાવી પોતાનું કામ કાઢતો રહે. બીજાને ઉતારી પાડે તો જ પોતે ઊંચો દેખાય ને ? કેવાં દંભ ને પોલ ? જનતા પણ એવી જ. ન કોઈ બુદ્ધિપૂર્વકનો સત્સંગ, ન કોઈ આધ્યાત્મિક માર્ગે ચઢવાની તૈયારી, પૈસા જોઈએ, સસ્તો મોક્ષ જોઈએ. પોતે કરવાનું કામ મહાત્માને શિરે ઉતારી દે. ન કોઈ શુભ કર્મ, ન કોઈ વિવેકપૂર્વકના ધર્મ કે દાનપુણ્ય. વાત પણ ઠીક કહી છે કે: લોભિયાના ગામમાં ધૂતારા આવી વસે. શિષ્ટ લાગતા લોકોની પણ વિપરીત ભાવના જોવા મળે છે કે ગુરુ કર્યા કે વિનાપ્રયાસે ત્રીજે જન્મે મોક્ષ મળે. અંધશ્રદ્ધા અને અક્ષમ્ય પ્રમાદ. આપ મૂઆ વિના સ્વર્ગે સંચરવું છે !"

× × ×

પૂજ્યશ્રી સંબંધે ગેરસમજૂતી અને ગેરરજૂઆત કરનારા કેટલાક રમૂજી તેમજ કરુણાજનક પ્રસંગોનો ઉલ્લેખ કરવાથી એમના વ્યક્તિત્વ સંબંધે સારો જેવો પ્રકાશ પડે છે.

પોતે એક સમયે ગાડીમાં મુસાફરી કરી રહ્યા હતા. ભક્તલોકોએ બીજા વર્ગના ડબ્બામાં બેસાડ્યા હતા. માથું બરાબર મુંડન કરાવ્યું હતું. રસ્તે ત્રણ ચાર છેલબટાઉ જુવાનિયા એ ડબ્બામાં આવી બેઠા અને પૂજ્યશ્રીની ઠેકડી ઉડાવવા મંડી પડ્યા: "હરામનું ખાવું અને વળી બીજા વર્ગમાં મુસાફરી કરવી. દેશનું નખ્ખોદ આવા જ આળસુ બાવાઓએ વાળ્યું છે ને ?" પૂજ્યશ્રી

સાંભળતા રહ્યા. ચૂપ રહ્યા. મૂરખને શું કહેવું? એવાની તો ઉપેક્ષા કરવી યા તો વાહવાહ પોકારી ખુશ (કરવા) રાખવા. વાત આગળ વધી. એક જણ માથામાં આંગળી વડે ટકોરો મારીને બોલ્યો: "પાકું નાળિયેર છે પાકું." બીજો ઊછળ્યો : "લાવ જોઉં, ખાતરી કરી લઉં." બાવાજીએ એક પળમાં નિશ્ચય કરી લીધો. આ જગ્યાએથી હાલ તો ખસી જવાય એમ નથી ત્યારે તો આ બેવકૂફની હવે જરા સાન ઠેકાણે લાવવાની જરૂર છે. લાલચોળ આંખો કરીને બન્નેને એક એક હાથે પકડ્યા અને એવા જોરથી તેમના હાથ દબાવ્યા કે જાણે આંગળામાંથી લોહી ટપકી પડવાનું. બન્ને પાણી પાણી થઈ ગયા. બાકીના જરા બાવરા બન્યા. બાવાજીએ હાથ છોડી દીધા. શૂન્યકાર વ્યાપી ગયો. બીજે સ્ટેશને ડબ્બામાંથી ચૂપચાપ ઊતરી પડી તેઓ બીજા ડબ્બામાં ભાગી ગયા, રખેને બાવો માર મારે તો. ચમત્કારને નમસ્કાર.

મહારાજશ્રી પછી હસીને વાત કરે: કોઈ કોઈ વાર આવા ચમત્કાર જતાવવા પડે. હર સમયે અને હર હાલતમાં તેને તે જ મહાત્મા જુદી જુદી કળા અજમાવે. કોઈ વેળા માનઅપમાન ગળી જાય તો કોઈ વેળા વિકરાળ બને. ઉપરથી તો ફૂંફાડો મારવો પડે, નહીં તો વિનાપ્રયોજન હેરાન થવું પડે. પેલા બેવકૂફોને શિક્ષા-શિખામણ મળી કે બધા બાવા સરખા હોતા નથી. હવે પછી ભવિષ્યમાં તેઓ સારા સાધુની ઠેકડી કરતાં અટકશે. અક્કલવિનાની ફકીરી પણ બરકત ન પૂરે. સાધુ મહાત્માનાં જે લક્ષણો કહ્યાં છે તેમાં સમય પ્રમાણે અપવાદ રાખવા પડે. આખરે લક્ષણોની સામગ્રી પૂરી પાડનારા તો સંતમહાત્માનાં ચરિત્રો જ ને? એ ચરિત્રોનો સર્વસામાન્ય સિદ્ધાંત કોણ તારવી શકે? ચરિત્રોમાં ફેરફાર થવાના કરવા પડે. જે પુણ્યાત્માઓ અમને પૂજા, ભેટ, અન્નજળ પૂરા પ્રેમથી આપે છે તે તો અમને આપીને ખુશખુશાલ રહે ત્યારે જેને આપવું નથી તેના પેટમાં શૂળ ઉત્પન્ન થાય! આ પણ એક વિચિત્ર અસંગતતા!"

એક વેળા એઓશ્રીની અસ્વસ્થ તબિયતના કારણે દર્શને આવનારા પર જરા પ્રતિબંધ મૂકવો પડ્યો. પોતે વર્ણવે છે: "વહેલી સવારથી દર્શનાર્થીની ધારા ચાલે. તે-સમય બે સમય ચાલુ રહે. સારો સ્વસ્થ મનુષ્ય પણ આ ધસારો વેઠી ન શકે તો હું કોઈ મનુષ્ય બહારની વ્યક્તિ તો ન હતો. લોકો-કેટલાક ઉતાવળિયા અણસમજુ લોકો-ગર્જી ઊઠ્યા: 'મહારાજ શું કોઈ રાજામહારાજા છે કે આરામદારીમાં પડી રહે? અમે દર્શન વિના પાછા ન જઈએ. પછી અમને ક્યાં ફુરસદ મળે? આવાને શો જવાબ આપવો? હું તો ચૂપ રહ્યો પણ મારી સાથેના એક વિદ્વાન સેવાભાવી મહાત્મા બોલી ઊઠ્યા: 'રાજામહારાજાની

વાત તો તમે જાણો. અમને તો અમારા મહારાજની ખબર છે. એ અમારા મહારાજ તમો માનો એટલા સસ્તા નથી. એમની મહત્તા તો જે જાણે તે જ જાણે. મહેરબાની કરી આપ પાછા જાવ. દર્શન કરવાં હોય તો ચાર વાગ્યા બાદ આવજો. ખરા ભક્તો દુરાગ્રહ ન કરે."

મહાત્માની શી દશા થાય જો આવા અણસમજુ ભક્તોને રાજી રાખવાને તે તકલીફ સહન કર્યા કરે તો? શરીર એક-દર્શન આવનાર ઘણા-પોતાને દુઃખ થાય તેવું બીજાને પણ દુઃખ થાય, એવો વિચાર આવે ત્યારે જ વિવેક જાગ્રત થાય. પણ લોકોને એવાં ઊંધાં ચશ્માં પહેરાવ્યાં છે કે તેઓ સીધું ન જોઈ શકે. મહાત્મા મનુષ્ય નથી. એ તો સુખદુઃખથી પર છે. આવા ખોટા ખ્યાલો નીકળે નહીં અને દર્શનાર્થીને દર્શનનું ફળ મળે નહીં. પથ્થરની મૂર્તિમાં ચેતનનાનાં ભાવારોપણ કરી તાપના સમયમાં મંદિરનાં દરવાજા બંધ કરાવ પણ ચેતન જીવંત મૂર્તિએ તો જડ થઈ જવું! પ્રસન્ન ચેતનમૂર્તિ આશીર્વાદ આપે. નિર્જીવ બનેલી મૂર્તિ લાચાર બને. મહાત્મા બન્યા એટલે આરામ ને ફુરસદ ગયાં. જે મહાત્મા માંદગીમાં પણ પોતાના દર્શને આવનારને ન રોકવાનો સેવકોને આદેશ આપે અને પર્વને ટાણે જે મહામુશ્કીલે દાદર ઊતરીને દર્શન આપે (એ ભાવે કે દૂર દૂરથી તકલીફ ઉઠાવી એ લોકો આવે તો હું દાદર ઊતરવાની તકલીફ કેમ ન લઉં?) તે મહાત્માને આઠે દિવસે પણ જંપ ન વળવા દે એવી ગાંડી ભક્તિ શા કામની? આવે સમયે ખરા ભક્તો નહીં, પણ ફુરસદિયા બિનજવાબદાર સ્વાર્થી લોકો જ હોહા કરી મૂકે છે. આવા દર્શનઘેલા લોકોનાં રોળેટોળાં ચાલવાનાં, અને મહાત્માઓ હેરાન થયા કરવાના. મહાત્મા બને તેને કિંમત ચૂકવવી પડે. આ 'બનવા' સંબંધે પોતે એક રમૂજ દૃષ્ટાંત આપતા:

બે મહાત્મા ઘૂમતા ઘૂમતા કોઈ એક અજાણ્યા મુલકમાં જઈ ચડ્યા. એક મસ્જિદમાં જઈ સૂતો—બીજો બહાર. બન્ને ઊંઘી ગયા. લોકો આવી પહોંચ્યા. સવાલજવાબ થયા. બહારવાળાએ કશો જવાબ ન આપ્યો. સાંભળ્યું—ન સાંભળ્યું કર્યું. બીજાએ કહ્યું, "હું સાધુ છું." પહેલાને લોકો છોડીને ચાલ્યા ગયા. માની લીધું કે પાગલ જેવો લાગે છે. કશું સમજતો નથી. બીજાને માર પડ્યો. જે બન્યો તેને માર પડ્યો. સાધુપણાનું તેને અભિમાન સ્ફુર્યું. જે બને તે જ ભમડે યા તો કિંમત ચૂકવે.

× × ×

આશ્રમમાં સંતમહાત્માઓ આવતા જતા રહેતા અને પૂજ્યશ્રી તેઓનાં

યથાસમય અતિથિસેવાસત્કાર કરતા. પ્રસ્થાન કરતી વેળા તેઓને ગાડીભાડું અને કપડાંલત્તાં મળતાં તેમ જ તેમની બીજી કોઈ આવશ્યકતાની પૂર્તિ કરાતી.

એક મહાત્માજી પ્રમાણુમાં ઘણા દિવસ રહ્યા. કાંઈક પહેલાના પરિચિત પણ હતા. જતી વેળાએ તેમણે કહ્યું: "અવધૂતજી, આ પલંગ પર છે તેવી મચ્છરદાની મને આપો." પૂજ્યશ્રીના એક ભાવુક ભક્ત એકએ મચ્છરદાની લઈ આવ્યા. પણ તે નાપસંદ થઈ. મહાત્મા તો કહે કે "મારે તો આ છે તેવી જ મચ્છરદાની જોઈએ." પૂજ્યશ્રી જે સુખ ભોગવે તે સુખ કે આરામદારીથી બીજા કેમ વંચિત રહે? એટલે પોતે જરા વિસ્મય પામ્યા. પછી સહેજ સ્મિત વદને બોલ્યા: "ત્યારે સંતજી, એમ કહોને કે મારે તો આ જ મચ્છરદાની જોઈએ છે. તમે તો મનુશતરૂપા જેવી માગણી કરી. આ દંપતીએ તપશ્ચર્યા કરી ભગવાનને પ્રસન્ન કર્યા હતા. અને વરદાન મળ્યું એટલે માગ્યું: "હે ભગવાન, આપ ખુશ થયા હો તો આપના જેવો અમને પુત્ર મળે તેવું કરો" ભગવાન બોલ્યા: "મારા જેવો તો બીજે હું ક્યાં ખોળવા જાઉં? ખોળું તોય મળે નહીં. હું તે હું જ છું. હું વચને બંધાયો છું. એટલે જાવ, હું રામ અવતાર-સમયે તમારે ત્યાં પુત્રરૂપે અવતરીશ! તમે બન્ને દશરથ અને કૌશલ્યારૂપે જન્મ લેશો." મહાત્માજીને મચ્છરદાની મળી, જોકે તેમ કરવાથી પૂજ્યશ્રીને ત્યાં જે એક જ ભાત અને બનાવટની જરૂર પૂરતી મચ્છરદાનીઓ હતી તેમાં તેટલી ઘટ પડી. પૂજ્યશ્રીએ ટકોર કરી: "સંતમહાત્માઓ બહુ ચાલાકીભરી માગણી કરે છે. પણ જે અનિવાર્ય નહીં હોય તે વસ્તુની માગણી સંતોષાયા કરશે ખરી?" મહારાજજી પાસે સમયોચિત વર્તવાની–વર્તી જવાની વિચિત્ર કળા હતી. બને ત્યાં સુધી કોઈને નાખુશ કરતા નહીં.

× × ×

કુંભમેળાનો અવસર હતો. મહારાજશ્રી બેઠા હતા. પાસે સંત મહાત્માનું મિત્રમંડળ હતું અને થોડે દૂર નાનું-શું ભક્તમંડળ બેઠું હતું. એક વિચિત્ર મહાત્મા ત્યાં આવીને બેઠા. સાથે તેમના બેએક ગૃહસ્થ શિષ્યો પણ હતા. વાત ફેલાવવામાં આવી કે મહાત્માજી સમાધિ લગાવે છે. પૂજ્યશ્રી જલદી જલદી કોઈમાં વિશ્વાસ મૂકે એવા નહોતા. વળી કુંભમેળામાં અનેક પ્રકારના ઠગ, આડંબરી મનુષ્યો સાધુનો સ્વાંગ ઓઢી ગૃહસ્થોને ભુલ ભુલામણીમાં નાંખે એવી બીતિય ખરી; અને તેથી પોતાના ગૃહસ્થ ભક્તોને વારંવાર ચેતવણી પણ આપતા રહેતા. પૂજ્યશ્રીએ પેલા કહેવાતા મહાત્માને કહ્યું: "મહારાજ, આપને સમાધિ લગાવવી હોય તો મારા સ્થાનથી દૂર કોઈ જગ્યા પસંદ કરો"

પેલા મહાત્મા તો ખસ્યા નહીં અને કશું બોલ્યા પણ નહીં. આસન મારી આંખ મીંચી બેઠા તે બેઠા. એમના પેલા ગૃહસ્થ શિષ્યોએ ડર આપ્યો કે આ અમારા ગુરુજીને જે કોઈ સ્પર્શ કરશે તે બળીને ખાખ થઈ જશે. પૂજ્યશ્રી વિમાસણમાં પડ્યા કે આ બલાને શી રીતે ટાળવી ? મહાત્માજી સમાધિના જાણકાર નથી પણ દંભી છે. પછી તેને જરા વીનવ્યા : "મહારાજ, અહીંથી હઠી જાવ. નહીં તો સાધુસમુદાય કે ગૃહસ્થોમાંથી તમને કોઈ હેરાન કરશે." સાધુએ સાંભળ્યું-ન-સાંભળ્યું કર્યું. સમાધિ ચઢાવી રાખી. પૂજ્યશ્રી ત્યાંથી ઊઠી ગયા એટલે કેટલાક સાધુ અને ગૃહસ્થ ભક્તોએ પેલા મહાત્માને હલાવીને ઉઠાડી દીધા. ન કોઈ બળ્યું કે દાઝ્યું. મહાત્માજી ગાળ દેતા દેતા ચાલ્યા ગયા.

એ‌ત્રણ સ્ત્રીઓ પૂજ્યશ્રીના દર્શનનિમિત્તે આવી. દર્શન કર્યાં. પોતે બેઠા હતા તે અને બીજા ઓરડામાં ફરી ફરીને જોયું. સાજ સજાવટ જોઈ ભુલાવામાં પડી તેમાં વળી મહાત્માજીનાં કપડાંમાંથી અત્તરની સુવાસ મહેક મહેક વહી રહી હતી. સ્ત્રીઓ બહાર નીકળી અને પૂજ્યશ્રી સાંભળે તેવી રીતે તે ગણગણી કે : "આ તે વળી કઈ જાતના મહાત્મા ? મહાત્મા તો ગરીબીમાં રહે. આ તો કોઈ ભારે અમીરી ઠાઠમાં રહે છે." પૂજ્યશ્રી કશું બોલ્યા નહીં. મનમાં ને મનમાં હસ્યા કર્યું. સાંજે ભક્તમંડળમાં એ વાત ઉપાડી અને વિનોદપૂર્વક ઉપસંહાર કર્યો : "એ બિચારીનું સાચા સંતમહાત્માને પારખવાનું શું ગજું, જ્યારે કેટલાક પુરુષો અને અમારા સાધુઓ પણ એવા ચક્કરમાં પડે ? અનુભવીની ગત અનુભવી જાણે. પાકા-પહોંચેલા સાધુની વિચિત્ર ચેષ્ટા હોય છે. કોઈ કેવળ નિવૃત્તિપ્રધાન તો કોઈ પ્રવૃત્તિપ્રધાન અને આ બે છેડાની વચ્ચે રહેનાર બીજા અનેક. ખરા સંતમહાત્માની દૃષ્ટિ ક્યાં છે, લક્ષ્ય ક્યાં છે એ બધું સ્વસંવેદ્ય છે. સાચા મહાત્માના ગાઢા સમાગમ બાદ એ બાબત સમજવા લાગે. સાચો મહાત્મા જળકમળવત્ રહી શકે છે. પંડિત પણ તેની પરીક્ષા કરવામાં પાછા પડે, તો આ બિચારી સ્ત્રીઓનો શો વાંક ?" એક રીતે ખરો મહાત્મા એ એક ફરતું પુસ્તક છે, જેમાંથી ખરા વિદ્યાર્થીને ખરી વિદ્યાના અને નીતિના પાઠ ભણવા મળે.

× × ×

એક સારા વિદ્વાન આગળ પડતી શાળાના આચાર્ય પૂજ્યશ્રીની પ્રશંસા સાંભળી ભરૂચ આશ્રમમાં આવ્યા. આમતેમ ફર્યા. બાદશાહી મકાનનું દર્શન કરીને જ પાછા ફર્યા. કહેતા ગયા : આ મકાનને કુટીર કહેવી કે મહેલ ? એમાં રહેનાર મહાત્માને દૂરથી નમસ્કાર.

એક એવી જ ઉપાધિવાળા અને એ જ કોટિના આચાર્ય બહુ બુદ્ધિવાદી હતા. સુસંસ્કારી હતા પણ પૂરા સ્વતંત્રવાદી અને સ્વતંત્ર મિજાજી. સંત મહાત્માઓને માને નહીં, તો દર્શને પણ શું કામ જાય ? એક વાર એમના એક મિત્ર પૂજ્યશ્રીના દર્શન નિમિત્તે એમને ત્યાં આવ્યા. તે પૂજ્યશ્રીને બહુ માનની નજરે જોતા એટલે તેમની સાથે વિવેક ખાતર પણ આચાર્યશ્રીને મહારાજશ્રી પાસે જવું પડ્યું. મહારાજશ્રી ભરૂચમાં નહોતા. સામે પાર પણ નહોતા. ભાળ કાઢતાં કાઢતાં એક દૂરના સ્થળે પૂજ્યશ્રીને ખોળી કાઢ્યા. પોતે એક ખેતરમાં ઝૂંપડી બાંધી રહેતા હતા. જરા મોડું થયું હતું. એ ભક્તોને થોડો થાક પણ લાગ્યો હતો. બન્ને પૂજ્યશ્રી પાસે બેઠા. આચાર્યશ્રી મહારાજની શાંત, ગંભીર ઠરેલ મુખમુદ્રાથી પ્રભાવિત થયા. વધુ પ્રભાવિત તેઓશ્રીના આતિથ્યસત્કારથી થયા. પૂજ્યશ્રી પાસે કશું સાધન નહોતું એટલે જરા ખિન્ન સ્વરે બોલ્યાઃ "તમે દૂરથી આવ્યા છો. મને શોધતાં સમય ગયો. તમે ભૂખ્યા હશો. તમારો હું શો સત્કાર કરું ?" આચાર્યશ્રીએ કહ્યું : "મહારાજજી, આપ એની ચિંતા ન કરો. અમે અંકલેશ્વરમાં ભૂખની વ્યવસ્થા કરી લઈશું." મહારાજજીના મનનું સમાધાન ન થયું. થોડીક વારમાં બેત્રણ બાઈઓ દહીં વેચવા જઈ રહી હતી. તેમના મનમાં આવ્યુંઃ "મહારાજજીનાં દર્શન કરી લઈએ." દર્શન કર્યાં અને પૂજ્યશ્રીના પથ્થરિયા કટોરામાં દહીં ભરતી ગઈ. પૂજ્યશ્રીએ બન્ને મિત્રોને એ પ્રસાદી પાઈ. પછીથી વિદાય આપી. વિશ્વંભર સર્વનું ભરણપોષણ કરે છે, અને સ્થાન પર આવેલ વ્યક્તિનો અતિથિસત્કાર થવો જોઈએ એ બે સુસંસ્કારી છાપ લઈ આચાર્યશ્રી ઘેર પધાર્યા. જીવ્યા ત્યાં સુધી મહારાજશ્રીના મૂક ભક્ત, પ્રશંસક બની રહ્યા.

× × ×

પૂજ્યશ્રીના દર્શને એક આર્યસમાજી વિદ્વાન અધિકારી ભાઈ પોતાના મિત્ર, અને મહારાજજીના અનુયાયી સાથે આવવા લાગ્યા. બેચાર દિવસના પરિચય બાદ એ ભાઈની નજર પૂજ્યશ્રીની ખડે પગે તહેનાતમાં રહેનાર એક વ્યક્તિ પર પડી. તે વ્યક્તિનું પેલા ભાઈના હિસાબે સમાજમાં કોઈ માનપાત્ર સ્થાન ન હતું. એ પ્રકારનો પૂર્વગ્રહ આ આર્યસમાજી ભાઈને કોઈએ કરાવ્યો હતો, એટલે તેણે તેના મિત્રને પોતાનો સંશય કહ્યોઃ "તમારા મહારાજને ત્યાં આવા ઊતરતા પ્રકારના સેવકોને સ્થાન મળે એટલે એમને મહાત્મા કેમ કહેવાય ?" પૂજ્યશ્રીને આ વાતની ખબર થઈ ત્યારે તેઓશ્રીએ કહ્યુંઃ "જા તારા આર્યસમાજી મિત્રને કહે કે તમે જેને નાનીશી ભૂલ માટે સમાજમાંથી ધુતકારી કાઢો. તેણે ઊંધું કર્યું ? સાધુમહાત્માને ત્યાં સંસ્કારીને જવાની જેટલી જરૂર છે, તેના કરતાં વધુ કુસંસ્કારીને છે. દોષમુક્ત કોણ છે ? વત્તાઓછા ગુણ

દોષ બધામાં જ હોય છે. શું આનામાં એણે કોઈ ગુણ ન જોયો ? એનામાં એ ગુણ તો છે ને કે સંતમહાત્માની શરણમાં જવું ને સેવા કરવી. નિરાશામાં આશાનો સંચાર કરાવનાર મહાત્માએ દયાભાવ છોડી નિર્દય થવું એમ એ માને છે ? જો આનામાં એક મોટો ગુણ એ છે કે મારાથી એના દોષ છુપાવતો નથી એટલો તો એ સાચો છે ને ? એના સંજોગો અને પરિસ્થિતિની મને એણે જાણ કરી છે." ( પાછળથી આ ભાઈની રીતિનીમાં સારો જેવો પલટો આવ્યો હતો )

પછી પૂજ્યશ્રીએ તળેનાં બે દૃષ્ટાંત આપ્યાં :—

એક બ્રાહ્મણ હતો. કુસંગમાં પડવાથી કુસંગી થયો. ચોરી, જૂઠ, વગેરે અનેક પાપ કરતો રહ્યો. કોઈ પુણ્યના ઉદય થવાથી એક ખ્યાતનામ મહાત્માના દર્શને ગયો. સંતસમાગમમાં કંઈક રસ પડયો. એક દિવસ તે મહાત્માના ચરણ પકડીને કહે કે, "મને શિષ્ય બનાવો." એક શરતે તે શિષ્ય તરીકે સ્વીકારાયો : ભલેને તે તેનાં પાપકર્મ કરતો રહે પણ કદી જૂઠું બોલે નહીં. ગુરુદક્ષિણામાં તેને સાચું બોલવાનો સંકલ્પ આપવો પડયો. સાચું બોલવું પડે એટલે હરકોઈ પાપ કરવામાં એને અંતરાય આવતો રહ્યો. આખરે તે સુધરી ગયો. સત્યવાદી તરીકે તેને લોકોએ વધાવી લીધો. એક ગુણ અનેક દોષમાંથી મુક્તિ અપાવે છે.

એક મનુષ્ય એક સાચા સંતની પાસે જતો રહ્યો. સંતજીની બહારની ચેષ્ટાઓ તરફ તેનું ખાસ ધ્યાન રહેતું. હવે સંત તો બહુ ઉચ્ચ કોટિના મહાત્મા હતા. નિયમપૂર્વક શૌચસ્નાન કરી ભજનધ્યાનમાં બેસી રહેતા. પેલા ભાઈ ભગવાં કપડાં પહેરી લઈ દૂરના ગામમાં જઈ અને નકલી બાવા બનીને ત્યાં બેસી પડ્યા. ઝાડ નીચે આંખ મીંચીને બેસી રહે. લોકોમાં એની વાહવાહ બોલાવા લાગી. માન, પૂજા, ભેટ થવા લાગી. મોજથી ખાઈપીને ખુશ રહે. બાહ્ય ક્રિયા પૂરતાં જ એનાં પાઠ, પૂજા, ધ્યાન બની રહ્યાં. નહીં લોકોને કશો બોધ આપી શકે, કે નહીં પોતાના મનનું પૂરું સમાધાન કરી શકે. સાચા સંતે સીંચેલા સંસ્કાર જાગ્રત થયા. ભગવાં કપડાંને વાચા સ્ફુરી. તે બોલ્યાં: "અમને તેં ધારણ કર્યાં તો અમને શોભાવ. સાચો સાધુ બન." રાતના ઊઠીને તેણે ચાલતી પકડી. પેલા સાચા સંતમહાત્માની સેવા કરી. તેને પ્રસન્ન કરીને જ્ઞાનોપદેશ લીધો. અંતર-બહાર શુદ્ધ રહી, ભજન કરવા મંડી પડ્યો. સંતસમાગમ કાળે કરીને ફળે જ.

× × ×

જસીડી આશ્રમમાં પૂજ્યશ્રી એકલા રહેતા હતા. હજુ આશ્રમના બાંધ-

કામની શરૂઆત જ હતી. રાત્રીના કોઈ પાંચદસ માણસની ટોળીએ આશ્રમ લૂંટી લેવાનો વિચાર કર્યો. મોટા મોટા પથ્થર લઈ આમતેમ ફેંકવા લાગ્યા મહારાજશ્રીના ઓરડાની છત અને બારણાંમાં તે પડવા લાગ્યા. પૂજ્યશ્રી વસ્તુ-સ્થિતિ સમજી ગયા. પાસે તે જ દિવસે આવેલા પાંચસોએક રૂપિયા હતા. તેને વગે કરી બારીમાંથી ડોકાવીને પેલા ચોર લોકોને હસીને પોતે કહ્યું : " અરે, તમે હમણાં શું કામ આવ્યા ? દિવસના આવ્યા હોત તોય હું તમને ઓરડામાં આવવા દેત. આવો, ઓરડામાં જોઈ લો અને જે જોઈએ તે લઈ જાવ." ચોરો અંદર આવ્યા એક ઘડિયાળ જોયું તે લઈને ચાલ્યા ગયા. હરકોઈ આશ્રમમાં ચોરોનો ઉપદ્રવ થાય છે જ. મહર્ષિ રમણને ત્યાં અને શ્રી રામ-દાસજીને ત્યાં પણ એમ બનેલું.

પૂજ્યશ્રીએ વિનોદપૂર્વક ' માલ પર જકાત લાગે,' એમ કહી આ બનાવ વર્ણવતાં તળેનું દૃષ્ટાંત આપ્યું :

ગુરુ ગોરખ અને મત્સ્યેન્દ્ર સાથે સાથે ચાલ્યા જતા હતા. રસ્તામાં નદી આવી. ગુરુજીએ ચેલાને ઝોળી આપીને સાવચેતીભર્યા શબ્દો કહ્યા :"બચ્ચા, આ ઝોળીને બહુ કાળજીથી સાચવજે. હું સ્નાન સંધ્યા કરી પાછો આવું છું. " ગુરુજી ગયા. શિષ્યને શંકા પડી. ગુરુજીએ આજે બહુ ચિંતા યુક્ત મને મને શા માટે ઝોળી આપી ? લાવ જોઉં તો ખરો એમાં શું છે ? બહુ ભારે લાગે છે. જોયું તો તેમાંથી સોનાની ઈંટ નીકળી. શિષ્ય હોશિયાર હતો. ગુરુજીની જ્ઞાનદૃષ્ટિ તેણે ખોલવી હતી. ઈંટ સાથે રહેવાની ત્યાં સુધી ગુરુજીના મનની ચંચળતા દૂર ન થવાની અને ભજનમાં વિઘ્ન આવ્યે કરવાનું. ઈંટ લઈ દૂર ફેંકી દીધી. ગુરુજી પાછા ફર્યા. ઈંટ ન જોઈ વિચારમાં પડી ગયા. શિષ્યે ઠંડે અવાજે કહ્યું : 'गुरुजी, डर हुआ था सो तो डाल दिया'. જાણે પોતાની પણ ઢેકડી ન ઉડાવતા હોય તેમ પૂજ્યશ્રીએ હસતાં હસતાં ઉમેર્યું કે, " આશ્રમપ્રવૃત્તિ આવી તો ફિકર પણ સાથે સાથે ખેંચાઈ આવી.' જરા ગંભીર થઈ કહ્યું : " સાવધ તો રહેવું પડે. "

કદાચ આ કારણે જ તેઓશ્રીએ રાઈફલ-બંદૂકનો પરવાનો લીધો હશે. ખુદ સારા ઉચ્ચ ભક્ત પોલીસ અમલદારો પણ પૂજ્યશ્રીને બીનાં બીનાં ચેતવણી આપતા : " જો જો, આપના જ જાણકાર આપની સાથે રહેનાર આપશ્રીને દગો ન દે." પણ પૂજ્યશ્રી તો ઈશ્વરભરોસે ખુલ્લા હૃદયે બુદ્ધિપૂર્વકનું કામ કરતા. બુદ્ધિ ચાલે ત્યાં સુધી તેનો ઉપયોગ કરવો; બાકીનું ઈશ્વર પર છોડી દેવું, એમ એઓ માનતા અને તે રીતે વર્તતા. भय बीन प्रीत न होवे—એ એમનું વહેવાર-

રૂપ હતું. આશ્રમમાં આવતા ત્યારે ઘણુંખરું બંદૂકના બાર કરાવતા. લોકોને જાહેર થાય કે ચોરી કરતાં જીવ જાય એમ છે. બંદૂક-રાઈફલનો ઉપયોગ કરવો પડ્યો નથી. કદાચ ઘરના ચોર કોઈ વાર દાખલ થઈ ગયા હોય તો જુદી વાત. દેખાવ પૂરતી જ બંદૂક રાખી હોય. તેમાં બંદૂક વાપરવાના ભાવ ન ભર્યા હોય.

પહેલા વિશ્વવિગ્રહ વખતે પોતે ઉમરેઠમાં હતા. પોતે રહેતા હતા ત્યાંથી ગાડી નજરે પડતી. એક વાર ગાડીમાં યુદ્ધની સામગ્રી ભરાઈ ભરાઈને જતી હતી. તે જોઈ એઓશ્રી બોલ્યા : " જે ભાવથી આ યુદ્ધસામગ્રી તૈયાર કરાઈ હતી તેનો હવે ઉપયોગ થઈ રહ્યો છે. જે ભર્યું હોય તે બહાર આવે."

એઓશ્રીનો 'भय बीन प्रीत न होवे' એ સિદ્ધાન્ત હિંસા-અહિંસાની મીમાંસામાં ખેંચી લઈ જાય છે. જરાં ઊંડાણપૂર્વક વિચાર કરીશું તો પ્રતીત થાય છે કે આજના હરકોઈ દેશના તેમ જ દેશપરદેશને લગતા રાજતંત્રનો અમલ આ જ સિદ્ધાન્ત અનુસાર થાય છે. મૈત્રીભાવે એક દેશ બીજા દેશની પાસે પાસે આવતો તો જાય છે પણ તેના મૂળમાં ઊતરીને તપાસીશું તો ત્યાં ભય દેખા દે છે. પોતાનું, પોતાના દેશનું, પોતાના આચારવિચાર અને પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરવું જરૂરી છે, અનિવાર્ય છે, એ ત્યારે જ પ્રત્યક્ષ થાય જ્યારે બીજા તરફથી ભય લાગે. સ્વરક્ષણને માટે કોણ અને કયો દેશ કામ નથી કરી રહ્યો ? આદર્શ એક વસ્તુ છે; વહેવાર બીજી વસ્તુ છે. એક કુટુંબમાં પ્રેમ પ્રવર્તે છે પણ સાથોસાથ વડીલોનો સૂક્ષ્મ ભય પણ બન્યો રહે છે. ભયમિશ્રિત પ્રેમ યા તો પ્રેમમિશ્રિત ભયથી કુટુંબ, સમાજ, રાષ્ટ્ર અને આંતર-રાષ્ટ્ર વહેવાર વ્યવસ્થિત ચાલે છે. ભય અનેક પ્રકારે વ્યક્ત થાય છે. ત્રિગુણી જગતમાં ત્રિગુણી વહેવાર રહે જ.

× × ×

પૂજ્યશ્રી મુક્તપણે કહેતા કે જાગતિક-સાંસારિક બાબતોના નિયમ અર્થાત્ રાજનીતિ કે વ્યાવહારિક નીતિને માટે કદી પણ એકાંગી અને એક સિદ્ધાન્ત કામ ન આવે. સમયાનુસાર તેમાં ફેરફાર કરવા પડે. અપરિગ્રહી સંતમહાત્મા અને વિરક્ત સાધુઓએ પાળવાના નિયમો પરિગ્રહી ગૃહસ્થીઓ માટે સર્વાંશે સફળ ન થાય. વળી સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી પ્રકૃતિનાં મનુષ્યો પોતપોતાની અસર સમાજમાં જમાવતા રહે એટલે કોઈ પણ સારા સિદ્ધાંતને સ્થિર રહેવા દેવામાં અડચણ ઊભી થાય. એક વહેવારકુશળ વ્યક્તિ પોતે હિંસક કામ ન કરે પણ બીજાને સંજોગવશાત્ તેમ કરતાં તે ન રોકે.

એક વાર બહાર ખેતરમાં ઝૂંપડી બાંધી પૂજ્યશ્રી રહેતા હતા ત્યારે ત્યાં સાપ નીકળ્યો. કોઈક તેને મારવા તૈયાર થતો હતો તેને એમણે રોક્યો અને કહ્યું: "જંગલમાં એ પણ રહે અને જોગી પણ રહે. જંગલ છોડીને એ સાપ ક્યાં રહેવા જવાનો હતો?" જ્યારે પોતે આશ્રમ બાંધી રહેવા લાગ્યા અને ઘણા લોકોની ત્યાં અવરજવર થવા લાગી અને કેટલાક તો ત્યાં રહેતા પણ થયા, ત્યારે એવા હિંસક પ્રાણીને કોઈ ત્યાં મારી દેતું તો એઓશ્રી મૂંગા રહી વાંધાવિરોધ નહોતા ઉઠાવતા. મનુષ્યરક્ષાને માટે હિંસા કરવી પડે તો તેમાં તેમને વાંધો નહોતો. પોતે માંસમચ્છી ન ખાય પણ એ ખાનારાઓનો તેઓ વિરોધ નહોતા કરતા. મનુષ્યમાત્રને પૂરતો ખોરાક ન આપી શકાતો હોય તો શું કામ તેઓ માંસભક્ષણ ન કરે? શોખ માટે એવો ખોરાક ન કરવો, એ એક અલગ વાત થાય.

કેટલીક વેળા શુદ્ધ ધર્મની દૃષ્ટિ જતી પણ કરવી પડે એટલે જ્યાં ધર્મસંકટ ઉપસ્થિત થાય ત્યાં નીતિ ફરજ પાડે કે મનુષ્યના ભોગે ઇતર સૃષ્ટિનો બચાવ ન કરી શકાય. હિંસા–અહિંસાદિના નૈતિક સિદ્ધાંતનાં ટીકાટીપ્પણ ચાલ્યાં કરવાનાં અને ખાનપાનની રીતરસમો પોતપોતાનો રસ્તો કાઢ્યે જવાની.

× × ×

મહર્ષિ રમણ પોતાના પગ પરથી પસાર થતા સાપને ઠંડે મિજાજે જોયા કરે. એક ધર્મભીરુ બહુ ઊંચા પ્રકારના મહાત્મા ધ્યાનભંગ કરાવતા મચ્છરને મારવાની શિષ્યને આજ્ઞા આપે. બીજા એક એવા મહાત્મા ઝેરી સાપને પોતાના આશ્રમમાં મારવાની સલાહ આપે અને એક ઘણી ઉચ્ચ કક્ષાના મહાત્મા, જેમને પૂજ્યશ્રી ઓળખતા હતા, તે પૂર્વાશ્રમના સંસ્કાર પ્રમાણે ભક્તે આપેલું મત્સ્યભોજન કરે એ પ્રસ્તુત ચર્ચાને વધુ ઘેરી કરે છે.

અંગત રીતે તો પૂજ્યશ્રી મચ્છી ખાનારના હાથનું ભોજન લેવાનું પણ પસંદ ન કરે. એક જ વ્યક્તિ–મનુષ્ય અને મહાત્મા બન્ને એકી સાથે હોઈ શકે એ ભેદ લક્ષમાં ન લઈએ તો ભારે સમસ્યા ખડી થાય છે. તેમાં વળી એવી વ્યક્તિ ઇરાદાપૂર્વક પણ પૂરી ખબરદારીથી પોતાનું સ્વતંત્ર વર્તન ચલાવે ત્યારે તેમને ન્યાયપૂર્વક બરાબર સમજવા એ સહેલું કામ નથી. ઉપનિષદમાં સ્પષ્ટ વચન છે કે, "ગુરુજી કહે તે કરવું, પણ કરે તે પ્રમાણે ન કરવું. ગુરુજીની ગેર-હાજરીમાં પોતાના કર્તવ્ય સંબંધે શંકા પડે તો શાણા પુરુષોની સલાહ લેવી."

પૂજ્યશ્રી વારંવાર ચેતવતા કે સંતમહાત્મા સાથે થોડુંક અંતર રાખીને

વર્તવું. એમની બરોબરી કરવી નહીં. શંકરાચાર્યજી સંબંધીની આ પ્રચલિત કાવ્યોક્તિ પ્રસિદ્ધ છે :

શંકર સ્વામીનું જોઈ શિષ્યે શ્વપચના ટુકડા ખાધા રે
સીસું નવ પીવાયું સંગે રહ્યા બહિર્મુખ બાધા (બધા) રે.

× × ×

કોઈ એક વ્યક્તિએ કામથી કંટાળીને પૂજ્યશ્રીને પ્રશ્ન કર્યો કે, "મહારાજજી, ઘરમાં રહીને તો હરિભજન કેવી રીતે થાય ? કોઈ એકાંત સ્થાનમાં ચાલ્યો જાઉં તો ?" તેને ઉત્તર મળ્યો કે, "કર્તવ્યથી કંટાળેલા કાયર મનને કોઈ પણ સ્થાને એકાંત ન મળે. મનસૂબા મનમાંથી નીકળે નહીં. ભમતા મનને એકાંત ક્યાં ? તને મઠમંદિરમાં એકાંત ન મળશે જુઓ ત્યાંની સ્થિતિ.

મારા આશ્રમની પ્રવૃત્તિ જો ને જ્યાં જશે ત્યાં ભોજનની પ્રવૃત્તિઓ ઉપાડવી પડે જંગલમાં જશે તો તને ક્યાં એકાંત મળવાનું ? પ્રથમ તો આજે તને ત્યાં કોઈ સુખે રહેવા દે એમ નથી. કદાચ માંડ–માંડ કોઈ સ્થળ મળ્યું તો ત્યાંય ખાવા–પીવા–પહેરવાની ફિકર બની રહેવાની. મહવાળા પણ તને મફત ન ખવડાવે. તારુ પારખુ કરવા તને ભજનમાં જ રોકાઈ રહેવાનું ફરમાવે તો આઠે પહોર તારાથી ભજન શી રીતે થવાનું ? મન તો ભટકવાનું એટલે સારો મહાત્મા તને એમ જ સમજાવે કે ભોજનનો પ્રબંધ કરી ભજન કર. સંસારમાં ઉપાધિ તો આવ્યે જવાની તેમાં રહી રસ્તો કાઢવો રહ્યો. સાંભળ :

वनेषु दोषाः प्रभवन्ति रागीणां, गृहेषु पञ्चेन्द्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते, निवृत्तरागस्य गृहं तपोवनम् ॥

( રાગી મનુષ્યોને વનમાં પણ દોષ સતાવે છે. પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે તપ છે. ખરાબ કર્મોમાં જેની પ્રવૃત્તિ થતી નથી એવા રાગથી નિવૃત્ત થયેલા માટે ઘર પણ તપોવન છે. )

પછી તેને એક દૃષ્ટાંત કહી સંભળાવ્યું :

એક ઘોડેસવાર ચાલ્યો જતો હતો. રસ્તામાં ઘોડો તરસ્યો થયો. કાને અવાજ આવ્યો કે અમુક સ્થાને એક રેંટ ફરે છે. તે સ્થળે પહોંચ્યો. કૂવામાં ફરતો રેંટ થાળામાં પાણી ઠાલવતો જાય. થાળુ તો છીછરુ એટલે તેમાંથી પાણી તરત વહી જાય. તેમાં ટકે નહીં. ઘોડો કૂવા પાસે જાય પણ ફરતા રેંટનો અવાજ સાંભળી ચમકે પાણી પીએ નહીં. ઘોડેસવાર ખેડૂતને કહે : "ભાઈ,

તારો રેંટ જરા બંધ કર. એના ચૂંચૂંના અવાજથી મારો ઘોડો ભડકે છે." ખેડૂતે કહ્યું: "ભલા માણસ, રેંટ બંધ થાય તો કૂવામાંથી પાણી શી રીતે ઊંચે આવે? એ તો ચૂંચૂં કરતો રેંટ ચાલવાનો અને તારે ઘોડાને પાણી પાવાનું." સંસારના ચૂંચૂં કરતા અવાજમાં જ ભજન કરી લેવાનો અભ્યાસ પાડવાનો છે. સંસારનો અર્થ એ છે કે જે આજે છે તે સરી જાય અને કાલે નવેરૂપે દેખાય. એમાં અનુકૂળતા–પ્રતિકૂળતા બન્ને રહેવાની. એવા સારહીન સંસારમાં રહેવું એટલે પ્રતિકૂળતામાંથી અનુકૂળતા કાઢતા રહી, ધીરજ ધારણ કરવી પડે."

× × ×

કાર્તિકી પૂર્ણિમાનો જન્મજયન્તી ઉત્સવ હતો. સુંદર મંડપ બંધાયો હતો. આશ્રમના મકાનના ખુલ્લા ચોગાનમાં લોકોની ઠઠ જામી હતી. દર્શને આવનાર વ્યવસ્થિત રીતે આવજા કરતા અને સુશોભિત ઉચ્ચ આસને બિરાજતા મહારાજશ્રીના આશીર્વાદ લઈ શાંતિનો અનુભવ કરી લેતા. લગભગ આખો દિવસ દર્શનાર્થીની કતાર બની રહેતી. કીમતી રાચરચીલું, સરસામાન રાત્રે પડ્યે ઉપાડી લેવાતું. ભાગ્યે જ કોઈ વસ્તુ ગેરવલ્લે પડતી. એક વેળા આવા સમયે એક સારા સરખા ભાવુક ભક્તની નજર બગડી. એક કીમતી વસ્તુ તેણે ચોરની જેમ ઉપાડી લીધી અને ઘર ભેગો થયો. તે પોતાની કથની કહે છે:

"હું રાજી થતો થતો ઘરે ગયો. મારા નાના સરખા દેવમંદિરમાં તે કીમતી વસ્તુ મૂકી. ખુશ થયો કે મારા દેવનું આસન હવે કેવું શોભી રહ્યું છે! પણ આ ખુશાલી અલ્પજીવી નીકળી. દેવસેવામાં બેસું તો હવે દેવ જાણે બડબડતા ન હોય એમ લાગ્યું: 'ચોરીના માલથી મારી શોભા ન વધે. હું તો પ્રેમવશ રહું છું. આ તેં શું કર્યું? ચોરીથી તેં મારી કિંમત ઘટાડી અને તારી પોકળ ભક્તિ ઉઘાડી પાડી વગેરે.' હું જરા ગભરાયો. પણ લોભવૃત્તિએ દેવની વાણી સુણી ન સુણી કરાવી. થોડા દિવસમાં હું બધું ભૂલી ગયો: દેવે તો મને અદશ્ય રીતે અન્તર્યામી રૂપે ચેતવ્યો. હું મૂર્ખ ડાહ્યો થયો અને તે અંતરના અવાજને બીકણપણાની નિશાની ગણી, મેં દાબી દીધો. એક વાર હું ખાનગી ગાડીમાં મુસાફરી કરી રહ્યો હતો. અકસ્માત નડ્યો. નીચે ઊથલી પડ્યો અને ગાડીનું પૈડું મારી ઉપરથી ફરી ગયું. હું કચડાયો, છૂંદાયો. જેમ તેમ કરી લોકોએ મને ઘર ભેગો કર્યો. દર્દ લંબાયું. સારા સરખા પૈસાની ખુવારી થઈ. સારો તો થયો. પછી તો એક પછી એક એમ ઘરની કીમતી વસ્તુ પગ કરી નીકળતી ગઈ. હું પૂરેપૂરો ગભરાઈ ગયો. મારું પાપ યાદ આવ્યું. પૂજ્યશ્રી પાસે એક દિવસ પહોંચ્યો. ચોરી લીધેલી વસ્તુ તેઓશ્રીના પગ પાસે મૂકી દીધી. ખૂબ રડી પડ્યો. ક્ષમા માગી. દયા માગી. ઉદાર ભાવે પૂજ્યશ્રીએ મને માફ કર્યો અને સાન્ત્વના આપી:

"તારા પસ્તાવાએ તારું પાપ બાળી દીધું છે. વસ્તુ પાછી આપીને તેં તારો ગુનો હળવો કીધો છે. પાપ કબૂલ કરીને તેં હૃદય સાફ કર્યું છે. દુઃખ ભોગવી લઈને પાપનું ફળ ચાખી લીધું છે. ઈશ્વરે તને સદ્બુદ્ધિ સુઝાડી એટલી તેની તારા પર કૃપા સમજવી. યાદ રાખ : કરેલું પાપ ન છોડે, ન છોડે બીજે જન્મે પણ વ્યાજસહિત તે ભોગવવું પડે છે. ઉપરાંત, હૃદયમાં કલુષિતતા ચોંટી રહે તે વિશેષ. કલુષિત હૃદય વધુ ને વધુ કલુષિત થતું રહે. અંતે મોહનો, તમોગુણનો, અજ્ઞાનનો પડદો હૃદયને ઢાંકી રાખે. અંતર્યામીનો અવાજ નીકળે નહીં. મનુષ્ય પશુ–જડવત્ બની જાય. જા, તું નસીબદાર છે. જલદી ચેતી ગયો. સંતમહાત્માને ત્યાં કરેલું પાપ વજ્રલેપ સમાન થઈ રહે. ફરીને ભૂલ કરતો નહીં. ઈશ્વર સમર્થ છે. જે કંઈ જોઈએ તે તેની પાસે માગતો રહે. જરૂર પ્રમાણે તે તને આપશે. છે તેનાથી સંતોષ માન. નીતિને માર્ગે ચાલ્યો જા. તારે જરૂર હોય તો દેવને માટે આ વસ્તુ પાછી લઈજા." ભક્તે તે લેવાની ના પાડી–ડાહ્યો થયો.

ઉપરનો પ્રસંગ છે તો નાનોસરખો પણ એણે આનુષંગિક ઘણીય બાબતની બોધક રસિક ચર્ચા જન્માવી છે. પૂજ્યશ્રીએ એ બાબતનો તટસ્થપણે ઉલ્લેખ કર્યો. ભક્તનું નામ તો બધાની વચ્ચે ન આપ્યું પણ મોઘમ રીતે કહ્યું: "માયાની શી વિચિત્ર ગતિ છે કે તે સારા દેખાતા મનુષ્ય પાસે પણ ન માની શકાય તેવું નીચ કૃત્ય કરાવે. ભક્ત તો પ્રમાણમાં ભક્તિભાવવાળો અને મારામાં પૂજ્યભાવ રાખવાવાળો હતો. નદીસ્નાન, તીર્થયાત્રા, પાઠપૂજા, દેવદર્શન કરવાવાળો, ટીલાંટપકાંથી શોભતો મનુષ્ય હતો. સંતમહાત્મામાં ફરવાવાળોય ખરો. ઘરે પધરામણી કરાવી સંતોને ભેટપૂજા ધરે એવો હતો, છતાંય મહાત્મા ચેતન દેવની વસ્તુ વગર કહ્યે ચોરી ચૂપકીથી લઈ જાય અને પોતાના ઘરના મૂર્તિદેવને શોભાવે એ એની કેવી અવળી માન્યતા! વાસ્તવે આવા લોકોનાં ભાવભક્તિ ગાડરિયા પ્રવાહને અનુસરે.. લોકોની નીચે પાડતી વાહવાહ લેતો થઈ જાય કે વાહ, કેવો સારો ભક્ત અને જૂના આચારવિચારને વળગી રહે એવો સમજુ અને શાણો. આ જ વાહવાહ ભક્તને અને સાધકને મારે. ભક્તજી ડોળી–દંભી, બને, છૂપાં પાપ કરે, ખરો રસ્તો ચૂકે ને અવળે રસ્તે ચડે. ઊંડાણથી તપાસાય તો પ્રતીત થાય કે મોટા ભાગના દેવદર્શને જનારા અને ધર્મને મૂર્તિમાં કે તેના દર્શનમાં જ પૂરી દેનારા ધર્માંધ બને. ઉપલકિયા રહે, વાહવાહ મેળવવા પૂરતો જ તેનો ધર્માભાસ–ધર્મભાવ બન્યો રહે. વિશાળ વ્યાપક ધર્મને સંકુચિતતાના સંપુટ દે અને પછી તેમાંથી નીકળે નહીં, નીકળાય નહીં.

"મૂર્તિપૂજા, દેવદર્શન, તીર્થસ્નાન, જપ વગેરે બાહ્ય ધાર્મિક ક્રિયા તો સ્થૂલ બુદ્ધિવાનને જાગ્રત કરી, સૂક્ષ્મ બુદ્ધિવાળા, વિવેકી બનાવી અંતર્મુખી કરવાને માટે હોય છે. બધા દેવો, બધાં તીર્થો તો મનની અંદર છે અને એ શોધી કાઢવાને માટે જ બહારના દેવોની પ્રતીક પૂજા કરવાની હોય છે. જપ-માળા પણ અંદર ચાલતી થઈ જાય છે એટલે બાહ્ય માળાની જરૂર રહેતી નથી.

"મૂળ મુદ્દો વીસરાઈ જાય અને આત્મા વિનાના ધડની જેમ અર્થ-શૂન્ય, વિવેકરહિત પૂજા થતી રહે તો તે કઈ આધ્યાત્મિકતા જાગ્રત કરે? બધાં મનુષ્યો એકસરખા આચારવિચારનાં ન હોઈ શકે એટલે ધર્મનું ખરું રહસ્ય તો તે બધા એકદમ ન સમજી શકે; માટે બાહ્ય ધર્મ, ઉપધર્મની જરૂર રહે પણ એવો ધર્મ તો કેવળ ઉપર ચડવાનાં પગથિયાં છે. એના પર બેસી ન રહેવાય. જે ધર્મ નીતિમાં ન ઊતરે તે ધર્મ જ નથી. ધર્મ અને નીતિનો સંબંધ ઓતપ્રોત છે. બાહ્યાચાર અને સ્થૂલ રીતરસમમાં જ ધર્મને પૂરી દેવાથી ચારિત્ર્યનું દેવાળું નીકળે. આ ચારિત્ર્યહીનતામાંથી કોણ બહાર કાઢે? આપણું ધર્મધન—ચારિત્ર્યશીલ બ્રાહ્મણ અને સાધુમહાત્માધન—ઘટતું જાય છે, ખૂટતું જાય છે. પરિણામ વિપરીત દેખાય છે. મોટા ભાગના લોકો ધાર્મિક દેખાવો કરે છતાં ખરા ધર્મથી બહુ દૂર છે. ધર્માંધ બને છે. વાહ વાહ-લોકવાસનામાં પ્રતિષ્ઠા માને છે:

यह वाह वाहके घर गले होसियार हो देखो चली।
किन किनकी खराबी ना किई जो आयें इस गली॥

પૂજ્યશ્રીએ અનુભવનો એક બીજો દાખલો આપ્યો:

"મારા આશ્રમ પર ભંડારાના દિવસે એક વૈષ્ણવ સજ્જન અચૂક આવ્યા કરે. માથા પર પાઘડી અને કપાળ પર સાંપ્રદાયિક ટીલું ખરું. બેત્રણ વાર એમ આવ્યા બાદ એના ઇષ્ટદેવની પ્રસાદી તરીકે એક તુલસીપત્ર લઈ આવે અને મને તેની ભેટ કરે. એકાદ વાર તો મેં લીધું. પછી તે ભક્તનું તુલસીપત્ર તેને જ પાછું સુપરત કરી દઉં અને કહું: 'લે ભાઈ, આ તુલસીપત્ર. એ બેવડી પ્રસાદી થઈ. એક તારા ઇષ્ટદેવની અને બીજી મારા તરફથી.' આ બિચારા બાહ્યાચારી ભક્તને શી ખબર કે એના ઇષ્ટદેવ તો મહારાજના હૃદયમાં હાજરાહજૂર બેઠા છે!

"મારા કહેવાનો ઉદ્દેશ એ સમજ્યો હશે કે કેમ એ પ્રશ્ન છે. કેટલાક સમય

પછી એ તુલસીપત્રનું દાન બંધ થયું અને ઘણે લાંબે ગાળે તે ભાઈનાં પણ દર્શન દુર્લભ થઈ ગયાં. આશ્રમમાં એ પ્રસાદી (ભોજન) લે તે માટે બિચારો પ્રસાદી લઈ આવે અને તે પણ ગીતામાંના पत्रं पुष्पं फलं तोयं વાળા શ્લોકોમાંનું પ્રથમ જ વસ્તુનું અર્પણ: પત્ર લાવતો. પણ પુષ્પ અને ફળાદિ દૂર રહેતી. દ્રૌપદીએ પ્રેમથી ફક્ત એક પત્ર જ કૃષ્ણ ભગવાનને આપ્યું હતું ને? એ ભાઈની એ પ્રેમભક્તિ તુલસીપત્રના દાનથી જ સંતોષાતી. તેનામાં કોઈ ખાસ ગુણ નહોતા, કોઈ વિશેષ ભક્તિનાં લક્ષણો નહોતાં, એટલે એની પ્રેમભક્તિ કેવી હશે તે તો એ જાણે. એટલી તો એની વિવેકબુદ્ધિ હશે ખરી કે એ શ્લોકમાં ઉલ્લેખેલ તોય (પાણી–ચરણામૃત) ન લાવતો. કદાચ એ પાણી લાવતાં લોટીનો ભાર લાગ્યો હશે.

"તે શું અર્પણ કરે છે તેની મને પડી નહોતી. આવનારનો કેવળ શુદ્ધ ભાવ હોય તો બીજું શું જોઈએ? મને આપનારાએ તો આપ આપ કર્યા કર્યું છે. ફળફૂલ અને પૈસાટકાનો મને લોભ નહોતો, ત્રુટિ નહોતી. જોઈએ તેના કરતાં વધુ મળતું. વહેંચી દેવું પડતું. સાધુને ત્યાં જે કંઈ આવે છે તે સંગ્રહ કરવા માટે નથી આવતું. આપનાર આપે. લેનાર લે. છતાં લેનારે એટલો વિવેક તો જરૂર દાખવવો કે કંઈક આપીને લેવું. કશું ન બને તો શારીરિક સેવાનું કંઈક કામ તો કરવું. સાધુને ત્યાં ખાલી હાથે ન જવું, એ વિધાનનું રહસ્ય એ છે કે આપો અને લો, અને લો અને આપો. એ પ્રમાણેનું જીવનસૂત્ર બની રહેવું જોઈએ. સાધુમહાત્માનાં મા, બાપ, ભાઈ, ભાંડુઓ ગૃહસ્થીઓ છે. તે ખવડાવે તો તે ખાય. ધર્મની ક્રિયા કે ભક્તિની ભાવનામાંથી વિવેકબુદ્ધિ ઊડી જાય ત્યારે તેમાં છીછરાપણું અને લાગણીવેડા ભરાઈ જાય."

× × ×

પછી એક બીજો અનુભવ કહી સંભળાવ્યો. કેટલાક ભક્તો એવા મળતા કે તે દેખાવ પૂરતી જ ભક્તિ દેખાડે. મહારાજશ્રીની આંખ પોતા પર પડે તે સ્થળે ઊભા રહે અને તેટલી મર્યાદામાં રહી કોઈ ને કોઈ સ્વયંસેવાનું કામ કરતા હોય તેવો ભાવ દેખાડે. મહારાજની આંખ ખસી અને મહારાજે આસન ઉપાડ્યું કે આ સ્વયંસેવકો ખસે ને સાથે વળગેલા રહે લોકોમાં ભાસ પડે કે આ ભાઈ તો મહારાજશ્રીના કોઈ અંગત સેવક છે. એવા સેવકોમાંથી કોઈક એવો પણ નીકળતો કે જે મહારાજશ્રીને ભેટપૂજા ધરાતી વસ્તુને સંભાળી લેવાનું કામ ઉપાડી લેતો. પાછળથી ખબર પડતી કે તે ભેટપૂજામાંથી કંઈક ને કંઈક કોઈકના ખિસ્સામાં સરી પડતું. મોટી નોટને બદલે નાની નોટની

ફેરબદલી પણ કરી દેવાતી. મહારાજજી તો પૂરા વિશ્વાસુ. પાછળથી એ પૈસાનો કારભાર કરવાનું કામ ચોક્કસ વિશ્વાસુ સેવકને આગળથી સોંપી દેવામાં આવતું.

ઉપરનો કિસ્સો સંભળાવ્યા બાદ પૂજ્યશ્રી ઉદ્‌ગાર કાઢતા :

ચોરીનું ધન, બ્રાહ્મણ–સંતમહાત્માનાં નિમિત્તનાં દાનપુણ્ય, કે વસ્તુનું હરણ અને ગરીબ–પરાવલંબી મનુષ્યનાં સુખનાં સાધનનું અપહરણ મનુષ્યને શી રીતે સુખી કરે? દુઃખ પડ્યે રોદણાં રડ્યે શું વળે? પોતાનું કરેલું પોતાને વળગે. સુખ તો બધાને જોઈએ છે પણ સુખનાં બી વાવવાં નથી. દુઃખને કોઈ આમંત્રણ આપતું નથી છતાં તે ચોંટી પડે છે. શા કારણે? આમ બને છે તેનો ઊંડો વિચાર કરે તો તેનું મૂળ પકડાય. અનુભવપૂર્વક મહાભારતમાં કહ્યું છે કે :

परोपकार: पुण्याय पापाय परपीडनम् ।

પરોપકારથી પુણ્ય પ્રાપ્ત થાય અને સુખ મળે. પરપીડનથી પાપ થાય એટલે દુઃખ દોડતું આવે અને વળગી પડે.

× × ×

આ અવસર પર મહારાજશ્રીના આશ્રમમાં એક પંડિત મહાત્મા આવી ચઢ્યા હતા એટલે ઉપરના વિષય પરના અનુસંધાનમાં કેટલીક આનુષંગિક બીજી બાબતની ચર્ચા પણ નીકળી અને બીજે દિવસે થોડીક વિષયાન્તરની ચર્ચા પણ થઈ. મહદ્ અંશે પંડિતજી પ્રશ્નોના જવાબ આપતા. મહારાજશ્રી જરૂર લાગે તો કોઈક વાર ઉત્તર આપતા અને પંડિતજી મહારાજના જવાબનું સમર્થન કરતા કે કંઈક અંશે તે જવાબને સુધારીને વધુ સ્પષ્ટ કરતા. એ જવાબોના અગત્યના મુદ્દા તળે આપ્યા છે :

ધર્મનો વિષય ઘણો ગહન છે. રુચિભેદે, સંસ્કારભેદે મૂળ ધર્મમાંથી અનેક ડાળપાંખળાં ફૂટ્યાં છે, ફૂટે છે. મહાભારતે છેવટનો નિર્ણય આ પ્રમાણે આપ્યો છે કે શ્રુતિ, સ્મૃતિમાંથી અનેક અને ભિન્ન ધર્મોની તારવણી કાઢી શકાય છે. એક પણ ઋષિમુનિ એવા નથી કે જેના મતને બધાએ પ્રમાણભૂત માન્યો હોય. 'धर्मस्य तत्त्वं निहितं गुहायाम्' ધર્મનું તત્ત્વ હૃદયના બહુ ઊંડાણવાળા ભાગમાં છુપાયેલું પડ્યું છે એટલે કે ધર્મ એ બહુ જ રહસ્યમય વિષય છે. જલદી જલદી એ બધાની સમજમાં ન આવે માટે સારામાં સારો રસ્તો એ જ છે કે આમ-જનતાએ તો મહાન પુરુષો, અનુભવી પુરુષો જે માર્ગ ચીંધી ગયા છે, બતાવી ગયા

છે અને જેનું તેઓએ અનુસરણ કર્યું છે તે માર્ગે ચાલવું, અર્થાત્ ધર્મ એ તો શરૂઆતમાં શ્રદ્ધાનો વિષય છે. જેને જે શ્રધ્ધેય લાગ્યું તેણે તેને અનુસરવું. બીજાના દોષ ન કઢવા. માન્યતાને આચરણમાં ઉતારાય તો આખરે ખરો ધર્મ હાથ લાગે. સ્વધર્મ હિતકર છે, પરધર્મ ભયાવહ–અહિતકર છે. એનું ગીતામાં સારું સરખું વિવરણ થયું છે. જેટલા પ્રમાણમાં એ સૂત્રનું અનુસરણ થાય તેટલા પ્રમાણમાં ધાર્મિક, નૈતિક વિખવાદ ઓછા થાય અને ધર્મસહિષ્ણુતા વધતી રહે.

સનાતન ધર્મ એટલે હિંદુ ધર્મ, આર્ય ધર્મ એમ સામાન્ય સંકુચિત અર્થ ઘટાવાય છે. પણ તેમ નથી. સનાતન એટલે જે હરહમેશ ટકી રહે તે. સનાતન ધર્મ એટલે હિંદુનો જ ધર્મ નહીં પણ સર્વ કોઈનો, મનુષ્યમાત્રનો હિતકારી ધર્મ. ધર્મનાં બે અંગ છે. એક સામાન્ય અને બીજું વિશેષ. સામાન્ય અંગમાં કોઈ પણ સાચો ધર્મ સમાવી લઈ શકાય. એના સિદ્ધાન્તો સર્વસામાન્ય અને સર્વકાલીય છે. તેમાં ફેરફાર ન થાય. વિશેષધર્મમાં દેશકાલ, પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર કરવા પડે. આ વિશેષધર્મમાં બાહ્ય આચારવિચારનો સમાવેશ થાય. એવા બાહ્યાચારના પાકપૂજા આદિમાં દટાઈ રહી એને જ ખરો ધર્મ માની–મનાવી લેવાનો દુરાગ્રહ થાય ત્યારે ધર્મમાં ઘર્ષણ જાગે. એથી વિખવાદ વધે અને ધર્મગાત્રની વગોવણી થાય. સનાતન ધર્મની દૃષ્ટિ વધુ વ્યાપક રહી છે. એણે સામાન્ય અને વિશેષ ધર્મનો સારી રીતે સમન્વય કર્યો હોવાથી એ ધર્મ એકંદરે સહિષ્ણુ રહ્યો છે, આક્રમક બન્યો નથી.

આખરે તો એક સિદ્ધાન્ત જરૂર યાદ રાખીએ કે આ વ્યાવહારિક અસ્થિર જગતમાં કશું સ્થિર રહી શકે નહીં. ચાલચલાઉ દરેક સારી લાગતી તારક ક્રિયા કે વિચારણામાં મારક ક્રિયાનાં પણ બી પડ્યાં છે. જે બાબત આજે તારે તે જ પરિસ્થિતિ, દેશ અને કાલ બદલાતાં મારક થઈ પડે. વિશેષતામાંથી સવિશેષતામાં જવું પડે. કપડાં બદલાય, પહેરનાર તેનો તે રહે. એ સમજ ત્યારે જ આવે જ્યારે તેને જોવાની શક્તિ કેળવી હોય.

સંતમહાત્માઓ સમાજની, દેશની, મનુષ્યમાત્રની બહુ સારી સેવા કરે છે. જન્મદાતા માબાપ વાસ્તવે તો ઈશ્વરદર્શન માટે દેહ આપવામાં નિમિત્ત બને છે. દેહ એટલે બંધન અને પરતંત્રતા, અને સુખસંતોષ કરતાં વધુ પડતાં દુઃખ અને અસંતોષનું મૂળ. સાચા સંતમહાત્માઓ ઈશ્વરદર્શન કરાવીને કે તેના રસ્તા પર મૂકી આપીને આ બંધન, પરતંત્રતા, દુઃખમાંથી છોડાવે છે. માટે જ

તેઓ વધુ ઉપકારી છે. નીતિમત્તા, વહેવાર શુદ્ધિ અને કર્તવ્યભાન એ સાચી સાધુતામાંથી નિષ્પન્ન થાય. સાચો સાધુ એ સાચો બ્રાહ્મણ છે. બ્રાહ્મણ બન્યા વિના સાચું સુખ મળે નહીં. શૂદ્ર–અતિશૂદ્ર ચાંડાળ પણ બ્રાહ્મણગુણી થાય ત્યારે જ તે પોતાનો સાચો ધર્મવહેવાર, સાચી સારી સેવા અને યથાર્થ કર્તવ્ય કરી શકે. આજે વર્ણાશ્રમમાં તેમ જ બીજી બધી બાબતમાં સંકરતા પેસી ગઈ છે. પણ એવું તો હરહમેશ બનતું આવ્યું છે. તારકતામાં મારકતા ભરાઈ બેઠી હોય છે એટલે સ્થૂલ દૃષ્ટિએ જુઓ, તો લાગે કે જાત જાતને ખાય છે–મારે છે.

શૂદ્ર બ્રાહ્મણાદિ શબ્દપ્રયોગે ચતુર્વર્ણી અને ચતુરાશ્રમી સંસ્થા તરફ ચર્ચાનો ઝોક વાળ્યો. કોઈ પણ દેશમાં કોઈ પણ પ્રજામાં, કોઈ પણ સમાજમાં ચતુર્વર્ણી મનુષ્યો રહેવાનાં એટલે ગુણધર્મ પ્રમાણે વત્તેઓછે અંશે કર્મભેદ પડવાના. ગુણકર્મ પ્રમાણે સમાજ વહેંચાઈ જાય તેમાં કશું ખોટું નથી. એ તો કુદરતની કરકસરનો નિયમ છે. એથી લાયકને લાયક કામ મળી રહે. વ્યક્તિની સર્જનશક્તિને ઉત્તેજન મળે એટલે તેનાં સુખ, સગવડ, સંતોષ બન્યાં રહે. શ્રદ્ધા રાખીએ કે વિજ્ઞાન કોઈ માર્ગ સૂચવશે.

વેદમાં એક સુંદર રૂપક કથા છે. ચતુર્વર્ણી સમાજ એ ઈશ્વરનું શરીર છે. તેનું મુખ તે બ્રાહ્મણ, પગ તે શૂદ્ર, બાહુ તે ક્ષત્રિય અને ઉરુ તે વૈશ્ય છે. આ ચાર મળીને એક આખું અંગ થાય છે. વળી એ પણ યાદ રાખીએ કે જન્મતાં તો હરકોઈ મનુષ્ય શૂદ્ર છે. તે સંસ્કારથી દ્વિજ થાય છે.

હરેક અંગ એકસરખું જરૂરી અને ઉપયોગી છે. પગ વિના શરીર ઊભું ન રહે, મુખ વિના ન બોલી શકે, ન વિકાસ પામી શકે, ન ઉન્નતિ સાધી શકે વગેરે. એમાં નાના મોટાનો સવાલ નથી. ગમે તે કારણે ઊંચનીચનો સવાલ ઊભો થયો એટલે સમાજ પડ્યો. પ્રેમ તૂટ્યે અને એકતાવિમુખ થયે સમાજના ટુકડા પડે, સમાજ છિન્નભિન્ન થાય.

પગ પવિત્ર છે. શિર પણ પવિત્ર છે. વિષ્ણુ ભગવાન, ઈશ્વરના પગમાંથી પડતી ગંગાને તો શિવજીએ શિર પર ઝીલી લીધી અને એ ગંગાનું પાણી આપણે શિર પર મૂકી પવિત્ર થઈએ છીએ. મરતી વેળાએ તો એ પાણીની ઝંખના કરીએ. મુખમાં એ પાણી રેડી, પીને અમર થઈએ. દેવની અને સંત-મહાત્માના પગની રજ લેવા માટે તો મોટા મોટા લોકો તેમના ચરણમાં શિર મૂકે છે. પગમાંથી નીકળતા શૂદ્રો અને મુખમાંથી–શિરમાંથી પ્રગટતા બ્રાહ્મણો

બન્ને સરખા જ પવિત્ર છે. ચતુર્વર્ણોમાં ઈશ્વરનો એકસરખો અંશ પ્રકાશી છે, પ્રકાશી રહ્યો છે. એમાં નથી કોઈ મોટું કે નથી કોઈ નાનું. પણ વખત જતાં સમમાં વિષમતા આવવાની. બ્રાહ્મણ સમથી વિષમ થાય તો શૂદ્ર પણ સમથી વિષમ થાય. વૈશ્ય–ક્ષત્રિય પણ એવા થાય. ભૂલની પરંપરા ચાલે અને તેનું વિષચક્ર ફરતું રહે. સુધરવાનો, સુખી થવાનો, સંતુષ્ટ રહેવાનો એક જ ઉપાય અને તે ગીતાજીમાં સૂચવ્યો છે :

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥

ચતુર્વર્ણી મનુષ્ય પોતાને ભાગે આવેલું કામ કર્તવ્યબુદ્ધિથી કરતો થઈ જાય તો આખરે તેને સિદ્ધિ મળે છે સુધરતો, સુધરેલો મનુષ્ય જ બીજાને સુધારી શકે અને સમાજનું ગાડું ચીલા પર મૂકી આપે. સમાજમાં સમસ્યા તો ખડી થયે જવાની જાગતિક સુખ પરથી દૃષ્ટિ હઠાવી આધ્યાત્મિક સુખ તરફ દૃષ્ટિ ફેરવીશું તો સંતોષ મેળવી વાસ્તવિક સુખને રસ્તે વળીશું. જગતનાં પ્રલોભનો, સુખસગવડો તરફ પીઠ ફેરવ્યા વિના કોઈએ મહાન કામ કીધું હોય એવું યાદ આવતું નથી. તાત્કાલિક લાભ ચાર દિવસનું ચાંદરણું થઈ રહે.

ચર્ચા કોઈ જુદો વળાંક લઈ રહી હતી. શ્રોતાવર્ગમાંથી અનેક પ્રશ્નો પૂછવાની ઇંતેજારી દેખાઈ આવતી હતી. સમય નહોતો. પ્રશ્નોનું સંતોષકારી સમાધાન થઈ શકે એમેય નહોતું એટલે પૂજ્યશ્રીએ પ્રસ્તુત વાતને ટૂંકાવી દેતા કહ્યું :

" આમ તો ચર્ચા કર્યા કરવાથી ઉકેલ કરતાં વધુ ને વધુ ગૂંચ ઉત્પન્ન થતી જશે. એક પ્રશ્નમાંથી બીજા પ્રશ્નો ઉપસ્થિત થાય. વહેવારમાં, જગતમાં દ્વન્દ્વ રહેવાનાં એક જ બાબતમાં ગુણ અને દોષદૃષ્ટિ રહેવાની. જગતવહેવાર એટલે દ્વન્દ્વની સાઠમારી શાણા પુરુષે પોતાનો રસ્તો કાઢવો રહ્યો બીજાનાં સુખદુઃખનો વિચાર કરી પ્રારબ્ધાનુસાર આવી પડેલ પરિસ્થિતિમાં સંતોષ રાખી કર્તવ્યભાવે પોતાનાં કામો કર્યે જવાં. કદી પણ બીજાનાં સુખ અને સુખનાં સાધનો છીનવી લઈ કે તેમાં અંતરાય નાખી પોતાનું સુખ કાઢી લેવું નહીં. બને ત્યાં સુધી કોઈ પણ સંજોગમાં તેને દુઃખ આપવું નહીં. યથાશક્તિ તન, મન અને ધનથી તેને સુખી કરવાના આચારવિચાર કરવા." પછી તજેના એક અગત્યના મુદ્દા પર વિવરણ કરીને અને પંડિતજી પાસે શાસ્ત્રીય દૃષ્ટિએ તેનું વિવરણ કરાવીને ચર્ચાસ્પદ વિષય પર પડદો પાડી દીધો:

બ્રહ્માજીએ ( ઈશ્વરે ) મનુષ્યનું સર્જન કરી સંતોષ માન્યો. મનુષ્યશરીર પ્રગટ કરી તેમાં પોતે જ ( અંશરૂપે ) દાખલ થયા. અંશમાં અંશીના સર્જક-પોષક-મારક ધર્મો ઊતરે. માટે જ મનુષ્ય દેવ બને અને દાનવ પણ બને. ૐકારનામી ઈશ્વર અહંનામી જીવ થઈને હૃદયમાં રહ્યો છે. એ અહંને જ્યારે ખબર પડે કે પોતે જ ૐ રૂપ છે, યા તો તેના અંશરૂપે છે, ત્યારે તેને સુખી, સંતુષ્ટ થવાનો ખરો માર્ગ જડે છે. તે સીધો ચાલ્યો જાય છે, સુખી થાય છે, બીજાને સુખી કરે છે. જે તત્ત્વ પોતે છે તે જ તત્ત્વ બીજો પણ છે એમ એ સમજે છે એટલે તે બીજાના સુખમાં પોતાનું સુખ જુએ છે, અથવા તો બીજાને સુખી કરીને પોતે સુખી થાય છે. ' एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवति। ' એકને ઓળખ્યો એટલે બધું ઓળખાઈ જશે; એક જ અંતર્યામી વસ્તુમાત્રના હૃદયમાં વિરાજી રહ્યો છે. જે સુખદુઃખ મને થાય છે તે જ સુખદુઃખ બીજાને પણ થાય છે, એવું યથાર્થ રીતે જાણનાર, સમજનાર મનુષ્ય દૈવીગુણસંપન્ન બને. પરમેશ્વરે આપેલું પરમેશ્વરને આપીને મનુષ્ય અભિમાન-અહંકારમુક્ત બને. પોતાની જરૂરિયાત પ્રમાણે—અને તે પણ સંકોચ ભાવે-સંગ્રહ કરે. વધારાનું જનતા-જનાર્દનને ચરણે ધરે. ત્યાગપૂર્વક જીવન વ્યતીત કરે. સુખી અને સંતોષી થવાની બીજી રીતરસમો અજમાવવી એ કેવળ ફાંફાં મારવાં સમાન છે. રક્ષક બનવું તે તમારા હાથમાં છે. ભક્ષક બનવું તેય તમારા હાથમાં છે. હરિહર.

× × ×

**મહારાજશ્રીની વિશેષતા**

પોતે માની-સ્વમાની હતા પણ અભિમાની નહોતા, બલ્કે નિરભિમાની હતા. સામાન્ય મનુષ્ય સામાન્ય પ્રભુતા મેળવ્યે અભિમાની થાય, મિથ્યાભિમાની થાય. પૂજ્યશ્રીએ વિશિષ્ટ પ્રભુતાની પ્રાપ્તિ કરી છતાં અભિમાની ન થયા, કારણ કે એઓ મહાત્મા બનીને મહામનુષ્ય થયા હતા. તેઓ પ્રભુતા જીરવી શક્યા. સમાજમાં ઊંચું સ્થાન ધરાવતા અનેક પુરુષોના સમાગમમાં પોતે આવ્યા. સારું માન પણ ત્યાં પામ્યા છતાં એ બાબતનો પોતે અભિમાનપૂર્વકનો ઇશારો સરખો કરતા નહીં. માન આપીને માન લેતા અને પોતાના વ્યક્તિત્વની છાપ પાડી તે માન ટકાવી રાખતા. સામાજિક દરજ્જાના મોટા પુરુષો એઓશ્રી સમક્ષ કંઈક લઘુતા અનુભવતા અને તે કારણે એમને વિશિષ્ટ માન આપતા અને સાથે સાથે વધુ માનનીય બનવાનો સંતોષ અનુભવતા. જેણે ઈશ્વરને પોતાનામાં જોયો છે, પ્રગટ કર્યો છે, તેને માન આપવું એટલે તેનામાં રહેલા ઈશ્વરને માન આપવું એ ખરું રહસ્ય છે.

એઓશ્રીએ ગવર્નર (રાજ્યપાલ), પ્રધાનો, રાજા, રાણી, શેઠ, શેઠાણી, અમીર લોકોની ચાહના મેળવી હતી છતાંય તેમના નામનો ઉપયોગ કરી પોતાની નામના વધારવાનો પ્રયાસ કર્યો નહોતો. અંતરમાં પોતે રાજાના રાજા હતા. એટલે એ મહારાજ શા માટે બીજાના તેજથી અંજાય કે તેના પ્રકાશથી પોતાને પ્રકાશિત કરે? ખપ પૂરતો વહેવાર રાખે. પોતાના આનંદમાં મસ્ત રહી વહેવાર કરે. પોતાની સ્વતંત્રતાને આંચ ન આવવા દે. ખરા સ્વરાજની પ્રાપ્તિ પછી બીજી કઈ પ્રાપ્તિ મેળવવાની બાકી રહે? મુક્ત પુરુષ બંધનમાં ન પડે, બંધાયેલાને છોડાવે, છોડાવવા જાય.

પોતાનો પ્રભાવ પાડી એઓશ્રી અમીરવર્ગને હાથ પર રાખવાનો પ્રયાસ કરતા, તેઓને પસંદ પડે તેવી વાતોય કરતા પણ કદીય લક્ષ્યચ્યુત થતા નહીં. આ ઉપલા થરનો વર્ગ સુધરે તો આમવર્ગમાં બહુ જલદી સુધારો પ્રસરે એ પણ એમનો ખ્યાલ હશે. અમીરના પ્રેમપાત્ર બનીને તેઓએ ગરીબોને કદી તરછોડ્યા નથી. એકસરખો પ્રેમ અને એકસરખું વર્તન એઓ યોગ્ય અધિકારી અને યોગ્ય ગરીબ વર્ગ સાથે રાખતા. અમીર અને ગરીબ એમના ચરણ પાસે એક આસને બેસી શકતા અને એકસરખા વચનામૃતનું પાન કરતા.

× ×

ભરૂચના સુપ્રસિદ્ધ સેવાશ્રમનો પાયો પ્રભુશ્રીના વરદ હસ્તે સંચાલકોએ નંખાવ્યો હતો. તે ફાલ્યુંફૂલ્યું. પૂજ્યશ્રીને પ્રભુએ નિમિત્ત બનાવ્યા. સુરતની આયુર્વેદિક કોલેજના મકાનનો પાયો પૂજ્યશ્રીના શુભ હસ્તે નંખાયો, પ્રભુ-ઇચ્છાએ તે પણ ફાલ્યુંફૂલ્યું. એવાં અનેક શુભ કામોની શરૂઆત એઓશ્રીના આશીર્વાદથી થઈ. પ્રભુએ બધાને જશ આપ્યો. સુરતનાં કેટલાંય કારખાનાંની પ્રગતિ અને ઉન્નતિ એઓશ્રીની યશગાથા ગાય છે અને હજુ ગાતાં રહે છે. પોતે જરાય ફુલાતા નહીં. ભાગ્યે જ એવાં કામનો ઉલ્લેખ કરી પોતે પોતાની કીર્તિ ગાવાની ભૂલ કરતા. પોતાનું માન જળવાઈ રહે તેવી પ્રવૃત્તિ સ્વીકારતા. આગળ આવવાની ભાવના ખરી પણ પાછળ રહી જવાની બીતિ નહીં. માન ઘવાય તેવી પરિસ્થિતિ ભાગ્યે જ ઉત્પન્ન થવા દેતા. કદાચ તે ઉત્પન્ન થઈ જતી તો યુક્તિપૂર્વક તેને ત્યાગી દેતા. એક મ્યાનમાં બે તલવાર ન સમાય.

માની હતા તો જરૂર, પણ માનના લાલચુ નહોતા એય એટલું ખરું છે. પોતાનો એક સાધારણ સ્થિતિનો ભક્ત કોઈક ધનિક સેવકનું અનુકરણ કરી નિરર્થક ખોટો ખરચો કરીને પધરામણી કરાવતો તો નથી ને? એવી શંકા

જ્યાં પૂજ્યશ્રી તરત જ તેને ચેતાવે છે કે, "એવું ખોટું અનુકરણ ન કરવું". આ ભક્તે પૂજ્યશ્રીની પોતાને ઘેર પધરામણી કરાવી હતી. ફૂલહારથી શણગારેલ ઊંચું આસન બનાવી ઉપર ફૂલનું છત્ર અને ચંદરવો બનાવરાવ્યાં હતાં. પૂજ્યશ્રી ટકોર કરે છે: "અરે! આ બધો ખર્ચ તને ન શોભે. ધનવાનને હું એમ કરતાં રોકું નહીં. તેઓ પૈસાપાત્ર છે. તેઓ પોતાનો પ્રેમ તે રીતે ભલે પ્રદર્શિત કરે. કળાત્મક કૃતિને ઉત્તેજન એ લોકો એ રીતે આપી શકે. તારે એવું અનુકરણ ન કરવું......સાધુ તો આંતરિક પ્રેમના ભૂખ્યા છે. પૈસાથી, બહારના ઠાઠથી ખરો સાધુ ન અંજાઈ જાય." ભક્તે સમાધાન કર્યું કે માળીએ રાજીખુશીથી વિનામૂલ્યે એ સેવા પ્રભુની પ્રીત્યર્થે ઉઠાવી લીધી છે ત્યારે એમને સંતોષ થયો.

એઓશ્રીના એક ભક્ત બહુ બીમાર પડ્યા. માંદગી લંબાઈ. ચિંતાના ચકડોળમાં ઘરનાં માણસો બેઠાં. પોતે વિના કહેવડાવ્યે દર્દીને દર્શન આપવા અને દિલાસો દેવા ઇસ્પિતાલમાં પધારે! કેવું વ્યાવહારિક નિરભિમાની વર્તન! પોતાનાં માન, સુખ, સગવડ, સ્વતંત્રતાનો ભોગ આવા નિરભિમાની મહાત્મા જ આપી શકે.

પોતાની નિયમિત હજામત કરનાર હજામની તીવ્ર ઇચ્છા થઈ કે પૂજ્યશ્રીની બધા પધરામણી કરાવે છે ત્યારે મારે ત્યાં પણ પોતે પધારે તો કેવું સારું!

આ હજામ હતો પૂરો પ્રેમી. એઓશ્રીની કૃપાથી એને ત્યાં સંતતિ થઈ અને એને પુત્રપ્રાપ્તિનું સૌભાગ્ય મળ્યું, એમ એ માનતો. એ સુરતમાં રહેતો. પોતાની ઘરાકી છોડી ત્રણ માઈલ દૂર આવેલા પૂજ્યશ્રીના આશ્રમે પહોંચી, પૂજ્યશ્રી અને બીજા સંતમહાત્માઓની સેવા કરે. ત્યાં રહેતા બીજાઓની પણ પૈસાની આશા રાખ્યા વિના હજામત બનાવે. એવા નિર્લોભી પ્રેમી "નાઈ" ભક્તને ત્યાં પોતે કેમ ન જાય? કેટલાક માની ભક્તોની ઇચ્છા વિરુદ્ધ પણ પોતે રસ્તામાં આવતા આ નાઈ ભગતના આંગણામાં એક સમયે પાંચદસ મિનિટ રોકાઈ અન્ય પધરામણીને સ્થળે ચાલી ગયા. આવા પ્રસંગો દ્વારા એઓશ્રીની નિરભિમાનતા વ્યક્ત થતી અને સંતો પ્રેમભૂખ્યા છે તેની સાબિતી મળી રહેતી. આત્મા પરમાત્માના અનુસંધાનમાં નિરન્ત રહેનાર મહાત્મા આવું નિષ્કપટ વર્તન દાખવી શકે.

પોતે અભિમાની નહોતા. નિરભિમાની હતા. માનીને માન પણ આપતા. પણ તેને અભિમાન ચડતાં તેનું માનભંગ કરી અભિમાન ઉતારતાં અચકાતા નહીં, એટલે એઓશ્રી સંબંધે કેટલીક વાર ગેરસમજૂતી પેદા થતી. પોતે ક્રોધી કે

અભિમાની છે તેવું આરોપણ થતું. વાસ્તવે તો અભિમાની ભક્તને સુધારવાની આ એક રીત હતી. એ ટકી રહ્યો તો સારી વાત નહીં તો ચાલ્યો જાય તેની પરવા નહીં. પોતાની મર્યાદા છોડી વધુ પડતી છૂટ લેનારની જડતી લેવાય તો ખોટુંય શું ? આવી ભૂલ પૂજ્યશ્રીના કેટલાક અપરિચિત ભક્તજનો કરી દેતા. તેમના એકાદા ગુણની કદર કરી, પૂજ્યશ્રી તેમને માન આપે છે, અને તેમની સેવા સ્વીકારે છે તેમ જ તેમની જાણકારીના કામ બાબત તેઓશ્રી તેમને અભિપ્રાય પણ પૂછે છે, તે ભૂલી જઈ જ્યારે એ સેવકો વધુ પડતી પોતાની અગત્ય માની પૂજ્યશ્રીને બીજી બાબતની બિનજરૂરી સલાહ આપવા નીકળી પડે ત્યારે તેની ઉપર સુજબની વલે થતી. ભૂલ ભૂલ કરનારની, ન કે ભૂલ સુધારનારની. આવા ભક્તોને પાછળથી શાંત ચિત્તે વિચારતાં પોતાની ભૂલ દેખાતી અને ત્યાર પછી પોતાની મર્યાદામાં રહીને તેઓ પૂજ્યશ્રીની સેવા કરી લેતા. યાદ રાખીએ કે પૂજ્યશ્રી મારી શકતા તો વારી પણ શકતા

પૂજ્યશ્રી કેટલા નિરભિમાની હતા તેની ત્યારે જ પૂરી ખબર પડી કે જ્યારે એઓશ્રીને એમની અંતિમ ઇચ્છા સંબંધે પૂછતાં એઓશ્રીએ કહ્યું :

" મારી કોઈ પણ ઇચ્છા અતૃપ્ત રહી નથી. બધી જાતના રંગરાગ જોયા. સાપની કાંચળીની જેમ ઉતારીને ફેંકી દીધા. મને કોઈ વાસના, તૃષ્ણા, આશા કે ઇચ્છા નથી. પ્રારબ્ધભોગ પૂરા થયા. શરીર ગયે શોક નથી. દાન-પુણ્ય ખૂબ કર્યાં છે. અન્નપૂર્ણાની પુષ્કળ કૃપા થઈ છે. મારી પાછળ કોઈ પણ ભંડાર, સ્મારક કે કીર્તિલેખની જરૂર નથી. ભક્ત લોકો તેમની ઇચ્છાનુસાર ભલે તેમ કરે. તેમના હૃદયમાં મારું સ્મારક બની રહે તો હું પ્રસન્ન છું. મારા એવા કેટલાય શિષ્યો ને ભક્તો છે, જેમના હૃદયમંદિરમાં હું મૂર્તિમન્ત છું. મને પૂર્ણ સંતોષ છે."

મહાત્મા બનીને મનુષ્યવ્યવહાર તો કરવો રહ્યો. આવો મહાત્મા કેવો મનુષ્ય હોઈ શકે તે પ્રભુશ્રીના જીવનથી કે જીવનમાંથી જોઈ શકાય એમ છે. ભગવાનનાં દર્શન કરવાં હોય તો તેના ભક્તને જોવો રહ્યો. અનુભવ થયે એ બાબત પાકી સમજાય. મુક્તિપૂર્વક છોડી કોઈ ઈશ્વરને શોધવા નીકળી પડે તો તે કદીય ઈશ્વરને [illegible] ર મનુષ્ય જ રહેવાનો. એટલે જેણે ઈશ્વરને જોયો છે તેણે માની હતા તો જરૂર, ?માં જ જોયો છે. ઈશ્વરનું સાક્ષાત્ દર્શન એ સિવાય પોતાનો એક સાધારણ રિપદર્શન કર્યા જઈને કરી શકાય ? આ છે કેવળ [illegible]ર્થક ખોટો ખરચો કરીએ, એવું પૂજ્યશ્રીએ અનુભવપૂર્વક વારંવાર કહ્યું

છે. મૂર્તિમાં કે કોઈ બીજા પ્રતીકમાં પ્રભુદર્શન કરનારને અંતરમાં દર્શન કરવાં પડે. મનુષ્યશરીરની એ અમૂલ્ય કિંમત છે કે ઈશ્વરદર્શન માટેનું એ સાધન છે–દ્વાર છે. જેણે જેણે ઈશ્વરદર્શન કર્યું છે તેણે તેણે મનુષ્યશરીરમાં રહીને જ તે દર્શન કર્યું છે અને તેથી જ એવા સાક્ષાત્કારી મહાત્માના પવિત્ર થયેલ શરીરની અને છબીની પૂજા થાય છે. મહાત્માની પૂજામાં જાગ્રત ઈશ્વરની પૂજા થાય છે એ એની પાછળનું રહસ્ય છે: વળી એ પણ ન ભૂલીએ કે મહાત્માના શરીરના પરમાણુએ શુદ્ધ–સત્ત્વગુણી થયા હોય છે.

પણ ખરા મહાત્મા થાય કેટલા? અને એવા છે પણ કેટલા? અને હોય પણ કેટલા? હીરા, મોતી, માણેકની કિંમત અછતને લીધે છે. હવા, પાણીની શી કિંમત? હા, તેનીય કિંમત છે પણ તે જુદી રીતે. એ બધાંને જોવાની, પારખવાની રીત છે. સંત તુલસીદાસજીની એ રીત જોઈએ:

> मोतीकण मोंघो कियो, सोंघो कियो अनाज।
> तुलसी तब मैं जानियो, हरि है गरीब नवाज॥
> पवनपानी सहता किया, सस्ता किया अनाज।
> तुलसी तब मैं जानियो, हरि है गरीब नवाज॥

પૂજ્યશ્રી અંતરમાં તો ગરીબમાં ગરીબ હતા. ગરીબના બેલી હતા. એક રીતે પોતે મોતી જેટલા વિરલ અને મોંઘા હતા, તો પ્રેમભાવે પ્રસન્ન કરાતાં પવન, પાણી, અનાજ, જેટલા સોંઘાય હતા. પોતે ઈશ્વરના અંશ તો હતા જ ને? તો ઈશ્વરના આંશિક અંશો તેમનામાં કેમ આશ્રય ન લે? ઈશ્વર પાસે છે. તે દૂર પણ છે. શ્રદ્ધા–પ્રેમરહિતોથી તે દૂર છે, દૂર ભાગે છે. આવાઓના હિસાબે ઈશ્વર ડરપોક ગણાય. નાસ્તિકો તેને ભગાડે છે એટલે ડરપોક જ ને?

પોતે એક વ્યવહારકુશળ ખેલાડી હતા. ખેલાડીની જેમ એમણે પોતાને કામ લાગે તેવા મનુષ્યોને ઘડ્યા અને અનુકૂળ બનાવ્યા. કોઈ એમના શિષ્ય બન્યા, કોઈ ભક્ત, કોઈ પ્રશંસક તો કોઈ સહાયક અને કોઈ સેવક. એ સૌનો અને તેમની બુદ્ધિનો પૂજ્યશ્રીએ ઉપયોગ કર્યો. પોતાનું કામ કરાવ્યું પણ સાથોસાથ તેમને ઉન્નતિને પંથે–સારે માર્ગે ચઢાવવા પ્રયાસ કર્યા.

એક ઉત્તમ મનુષ્ય અને ઉત્તમ મહાત્માનો આદર્શ નમૂનો એમણે પ્રત્યક્ષ કરી બતાવ્યો. વૈદ્ય, ડૉક્ટર, વકીલ, સોલિસિટર, ઇજનેર, કારીગર, કલાકાર,

અધિકારીવર્ગ, બિનઅધિકારીવર્ગ, મોટા જાહેર–જનતાસેવક, નાના નાના ઘરસેવક, અમીર, ગરીબ, કેટલાક સંત, મહાત્મા, સાધુ, સંન્યાસી અને એવા એવા અનેક વિવિધ સેવાલક્ષી પુરુષોને એમણે અપનાવ્યા, સેવા આપી, સેવા લીધી. એમાંના કેટલાક ખુશ ખુશ થતા ને રહેતા, તો કોઈ નાખુશ થતા અને જતા.

મોટે ભાગે એઓશ્રીએ ઘણાને એક સૂત્રમાં બાંધી રાખ્યા હતા. જો કે એ હતો એક કાચો સૂત્ર–દોરો, પણ તે હતો પ્રેમસૂત્ર–દોરો; બંધાવો તે બંધાયો, તૂટે નહીં. જેઓ એઓશ્રીને છોડી જતા તેય પાછા ખેંચાતા. એઓશ્રીમાં એક વિચિત્ર આકર્ષણશક્તિ હતી, જેના મૂળમાં હતું એમનું પવિત્ર–શુદ્ધ હૃદય અને નિખાલસ–ખુલ્લું દંભરહિત જીવન. જે કોઈ વિરલ આત્મા એમનાથી મતભેદ, વિચારભેદ કે એવા કોઈ કારણે જુદા પડતા તે પૂરા માન-સહિત તેમ કરતા. એ સંબંધે પોતે કહેલ એક અવસર આ પ્રમાણે છે:

આશ્રમનિર્માણ અર્થે અમારે બે મહાત્માઓ વચ્ચે મતભેદ પડ્યો. પેલા બીજા મહાત્મા સારા હતા પણ પૂરા આદર્શવાદી, વહેવારનો સમન્વય કરી શક્યા નહીં. વિદ્વાન અને સુંદર રોચક કથા કરનાર આદર્શ પર મુસ્તાક રહી આશ્રમ સંબંધે તેમણે ટીકા કરી. મેં કહ્યું કે, "જુઓ, આ જમાનામાં ફેરવાયેલા સંજોગોમાં આશ્રમની જરૂરિયાત હોય તો તેના દોષ જાહેરમાં ન મૂકો. તમને પણ એક નાનાશા આશ્રમની જરૂર પડી છે. આશ્રમવ્યવસ્થાને લીધે વિચરણ કરતા સારા સારા સંતમહાત્માને અનેક કારણે થોડાક દિવસ આરામ કરવાની જરૂર પડે છે. ત્યાં એમનાં ભોજન અને ભજનની સારી વ્યવસ્થા થઈ શકે છે. માંદગીમાં આરામ મળી શકે છે. તમે પણ એક નાનો સરખો આશ્રમ બાંધ્યો છે. તો જૂના જમાનાની વ્યવસ્થાને આગળ કરી આજના આશ્રમોની જાહેર ટીકા કરીને તેના હવે દોષ ન બતાવો. તેમ થતાં જનતામાં બુદ્ધિભેદ જાગે અને આવશ્યક સંસ્થાની કિંમત ઓછી અંકાય."
તેમને આ વિચાર તો ગમ્યો, પણ કંઈક ઓછું આવ્યું. માનપૂર્વક ગયા. આજેય અમે એકબીજાને માનની નજરે જોઈએ છીએ. પણ તે ગયા તેમને રસ્તે. હું રહ્યો મારે રસ્તે.

પ્રવૃત્તિ આદરવી તો પછી તેમાં શું કામ સંકોચ અનુભવવો? સંકુચિત સ્થિતિમાં રહેવું પડે એ પણ એક સૂક્ષ્મ આત્મહનનની ક્રિયા છે. એમ કરવાથી કંઈક અંશે સંશય અને ભીતિ બન્યાં રહે છે. ખુલ્લો વહેવાર રાખો, પછી ન

કોઈ ડર કે આત્મવિડંબનાની ભાવના. જગતમાં ભિન્ન ભિન્ન રુચિનાં અને ભિન્ન ભિન્ન વિચારદષ્ટિનાં મનુષ્યો રહેવાનાં અને તે પ્રમાણે તેઓ વર્તવાનાં. આપણે આપણા પૂરતી નિઃશંકતા કેળવવી જોઈએ." એઓશ્રીના એ છળકપટરહિત ખુલ્લા વહેવારે એમની કીર્તિ વધારી છે.

આ માટે જુદી જુદી પ્રકૃતિનાં સ્ત્રીપુરુષો, આબાલવૃદ્ધ એમની પાસે આટલે બધે દૂર ખેંચાઈ આવતાં હશે ? શહેરમાં પાસે હોવા છતાં જેટલાં માણસો સારા વિદ્વાન પ્રવચનકારની કથામાં જતાં હશે તેટલાં—અરે, કોઈક વાર તો વધારે—આ મહાત્માજીનાં દર્શનઘેલાં મનુષ્યો સુદૂર સ્થાને ફળફૂલહારની ભેટ લઈને દોડી દોડીને હોંસે હોંસે આવતાં. ભજનિક સુંદર ભજનો સંભળાવી જતા. ગવૈયા સરસ મધુર ગાયનની મહેફિલ મણાવતા. ભાવિકો ભાતભાતનાં પુષ્પોની કલામય ફૂલમાળા પહેરાવતા, દુર્લભ ફળોનો થાળભર્યો પ્રસાદ ધરાવતા અને યથાશક્તિ આર્થિક ભેટો મૂકતા. કેટલીક વાર તો આ મહાત્મા એ બધાં તરફ, બધી ભેટ-વસ્તુ તરફ જાણે દુર્લક્ષ ન હોય તેમ ચૂપચાપ આંખ મીંચી બેસી રહેતા અને છતાં દર્શનાર્થીની સતત ધારા વહે જતી. એમની શાંત, ગંભીર, પ્રસન્ન મુખાકૃતિમાં કોઈ જાદુ ભર્યું હતું. દર્શન માટે આવનાર પ્રસન્ન થઈને પાછો ફરતો. આંખ ભરીભરીને દર્શન કરી લેતો. ફક્ત કાન કોઈક વાર અતૃપ્ત રહી જતા, તો ફળાદિના વહેંચાતા પ્રસાદથી શાંત પડેલો જીવ શાંત વાતાવરણમાં વધુ શાંત થઈ ધન્યધન્યતા અનુભવી ઘડીક ભર તો દિનભરનું વ્યવસાયભર્યું ધાંધલિયું જીવન ભૂલી જતો.

મહારાજશ્રી જાદુગર હતા. એઓશ્રીએ વિચિત્ર જાળ બિછાવી હતી. કેવળ લીલા માટે મંદ મંદ મુસ્કાતા એ મહાત્મા કોઈ અજબ દુનિયામાં વિચરતા. પ્રવૃત્તિમય રહેતા છતાં કોઈ દૂર સુદૂર પ્રદેશમાં સ્થિર થઈ ગયેલ લાગતા. કેવળ સાક્ષીરૂપે રહી બધી લીલા કરતા અને જુદી જુદી પ્રવૃત્તિ આદરતા હતા. પ્રવૃત્તિમાં અને નિવૃત્તિમાં અકર્મનું પ્રત્યક્ષ ઉદાહરણ પૂરું પાડતા. એમની લીલામાં ભલભલા ભૂલા પડ્યા છે, શું ગૃહસ્થ કે શું ફકીર ? પૂજ્યશ્રી આશ્રમવાસી બન્યા એટલે એક પ્રકારના ગૃહસ્થાશ્રમી જેવા વહેવારી થયા, માટે તેઓશ્રીને તેને લગતી બધી પ્રવૃત્તિઓ કરવી પડી. ખુશદિલે, વિનાસંકોચે, પૂરી વિશાળતાએ પ્રવૃત્તિ ઉપાડી અને જરૂરિયાતો પૂરી પાડી, પૂરી કરી અને ગૃહસ્થાશ્રમીઓને, વ્યવસાયીઓને એક સુંદર બોધપાઠ આપ્યો : "માથે આવી પડેલાં કામો કર્તવ્યભાવે કરો. મન ઈશ્વરમાં લગાડેલું રાખો. મુખમાં રામ, હાથમાં કામ. જગતમાં રહી જગતથી પર થઈ શકાશે—જીવનલક્ષ્ય એ જ છે."

એઓશ્રીના પ્રિય કવિ ગિરિધરની ભાષામાં કહીએ તો પોતે કેવા હતા તેનો આછો ખ્યાલ આવે :

(स्व)तन्त्र आपन भयो जब, छोड परतन्त्र पाप।
वह चीनयो आपको जपे कौनको जाप।
जपे कौनको जाप करै फिर किस की सेवा।
भिन्न आपसे देखे नहीं कोई देवी देवा।
कह गिरिधर कविराय जपे निशि. वासर मन्त्र।
अहं सचिदानंद अखंड अद्वितीय स्वतंत्र॥

ગીતાજીના તળેના શ્લોકના પોતે સ્પષ્ટ ઉદાહરણરૂપ હતા :

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ ४ ॥ १८ ॥

## ૪. માંદગી અને સુરતનિવાસ

પૂજ્યશ્રી કઈ કોટિના મનુષ્ય હતા અને કેવા મહાત્મા હતા તેમ જ એઓશ્રી નિશ્ચયારૂઢ રહી સિદ્ધાન્તને વળગી રહે એવા હતા કે કેમ એ બરાબર જોવાનો અને તપાસવાનો અવસર સુરતવાસીઓને મળ્યો, અને તે પણ લગભગ એમનો અંતસમયનો અવસર હતો એટલે તે વધુ પ્રતીતિકારક ગણાય. ખાસ વિસ્મયકારી બાબત તો એ હતી કે એઓશ્રીની સ્મરણશક્તિ લગભગ આખર સુધી સતેજ રહી હતી. જેઓ જરા સૂક્ષ્મદર્શી હતા તેઓ બહુ ઝીણવટથી અને બહુ પાસે રહીને આ અભ્યાસ કરી સવિશેષ બોધ લઈ શકતા. મહારાજશ્રી વધુ અશક્ત અને અસ્વસ્થ થતા ગયા એટલે લગભગ વરસેક દિવસ સુધી એમનું એકધારું સુરત આશ્રમમાં રહેવું થયું. તેથી જુદા જુદા પ્રસંગોએ અને જુદી જુદી આનુષંગિક પરિસ્થિતિમાં એઓશ્રીના આંતરિક વિચાર અને આચાર જોવાજાણવા મળ્યા. એઓશ્રી એક કાબેલ મરદ હતા, પહોંચેલા મહાત્મા હતા. એમની સ્મરણશક્તિ, વિનોદવૃત્તિ, સ્વતંત્ર મિજાજી પ્રકૃતિ અને લાપરવાહી ઠેઠ સુધી કાયમ રહી હતી.

પાંચસાત વરસ પહેલાં એઓશ્રીનું મસ્તક કંઈક હાલતું, સહેજ અસ્થિર રહેતું હતું. ત્યાર બાદ બેએક વરસ પૂર્વે એમના પર પક્ષાઘાતનો હુમલો થયો. મોઢું જરા મરડાયું હતું, વાંકું થયું હતું અને વાણી કંઈક અસ્પષ્ટ થઈ

હતી. પોતે નીડર રહ્યા. હંમેશનો કાર્યક્રમ ચાલુ રહ્યો. હાથમાં મોટો સોટો લઈ આશ્રમના ભાગમાં ફરવું તો ખરું. નાનીમોટી હરેક બાબત પર લક્ષ આપે, હુકમ કરે : આ વેલ આમ લટકતી કેમ થઈ ગઈ ? એને આધાર આપો, હાલી રહી છે. આ સ્થળે આ રદ્દી કાગળ કેમ પડ્યો છે ! ઉપાડી લો. ટૂંકમાં ઝાડપાન, વેલ, વેલા, શાકભાજી, કેળના ક્યારાથી માંડી, રસ્તા-રસોડાની સફાઈ પર પૂરતી જાતદેખરેખ પોતે રાખતા. પોતાની આયુર્વેદિક દવા લઈ લકવો સારો કર્યો—બરાબર બોલતા થયા. ચહેરો સુધર્યો, શિર હાલતું બંધ થયું, પણ વૃદ્ધાવસ્થાને લીધે મીઠીપિશાબથી કંઈક પીડાયા. તેમાં પણ દવા, પરહેજીથી સારો ફાયદો થતો, ત્યારે વળી બીજી કોઈ આફત ઊતરતી. હસતાં હસતાં કહેતાઃ "ઝાડ જીર્ણ થાય ત્યારે તેમાં અનેક પક્ષીઓ મોંસલા (માળા) બાંધીને રહે". એ તો હવે એમ જ ચાલવાનું એમ માની સંતોષ માને. ગમે તેટલી કાળજી લો છતાં કાળ અને રોગ શરીરને કસવાનાં. ગમે તેવાં દુઃખો આવ્યાં પણ પોતે ધીરજ ન ગુમાવી. સુરતના એક સરસ સેવાભાવી ડૉક્ટરે પૂરા પ્રેમથી દવા કરી એમને ટકાવી રાખ્યા અને સારી સરખી આરામીમાં રાખ્યા. પૂજ્યશ્રી નિર્વાણ થયા તેના લગભગ એકાદ વરસ પહેલાં આ ડૉક્ટરનો પ્રેમાકર્ષણ સંબંધ જોડાયો અને તે અણીશુદ્ધ ઠેઠ સુધી એકધારો બની રહ્યો. હરિના ચરણમાં માથું મૂકનાર મહાત્માને હરિએ આવા કુશળ ડૉક્ટર દ્વારા દુઃખભાર હરી લીધો, હળવો કીધો. પૂજ્યશ્રી શુદ્ધ હૃદયના સાચા મહાત્મા હતા.

પૂજ્યશ્રીના એક સારા ભાવિક સેવક સંબંધે વિનાકારણે, વિનાસમજ્યે, વિનાપ્રયોજન, કોઈએ એક નાનીશી બીનાને જુદો વળાંક આપી ફરિયાદ કરી. એકધારી સેવામાં ટકી રહેલ શિષ્ય કે સેવકની વિરુદ્ધ વાતમાં પોતે જલદી જલદી વિશ્વાસ તો ન મૂકે એટલે પાકી ખાતરી કરવા પૂજ્યશ્રીએ તેને રૂબરૂ બોલાવી ખરી હકીકત કહી દેવા જણાવ્યું. વસ્તુસ્થિતિની ચોખવટ થઈ. પૂજ્યશ્રીને સંતોષ થયો. આ ભકતની લાગણી દુભાઈ તેથી નિખાલસ ભાવે પણ સ્વાભાવિક રીતે તેનાથી તેનો અસંતોષ વ્યકત કરાયો. ખિન્ન સ્વરે તે બોલી ઊઠયો : "પૂજ્યશ્રી, આપશ્રીની અંગત સેવા પૂરતો જ હું તો અહીં આવજા કર્યે જાઉં છું. આપની ગેરહાજરીમાં આશ્રમ કે આશ્રમની કોઈ પણ પ્રવૃત્તિ સાથે સંબંધ રાખવા મારું મન આનાકાની કરે છે. જેને આગળ વધવું હોય તે ભલે વધે."

પૂજ્યશ્રી પૂરા સ્વતંત્ર હતા. કોઈ એમને સીધી કે આડકતરી રીતે દબાવે તે એમને અસહ્ય થઈ પડતું. તેથી પ્રસ્તુત સેવક એની સેવાથી મારા ઉપર

ઉપકારનો ભાર મૂકે છે એવો એમને ભાસ થયો. એઓશ્રીનું માન જરા ઘવાયું. મનમાં ક્ષોભ થયો. મનમાર હલકો કરવા સેવકને એઓશ્રીએ જરા ઠપકાર્યો: "જો ભાઈ, તને મારી સેવાનો ભાર લાગતો હોય તો તું આજથી જ અલગ થઈ જા. હું એ ભાર ઊંચકી શકું એમ નથી. પ્રેમરહિત સેવા વેઠ કહેવાય. સેવા દ્વારા ઉપકાર કરીને એ ઉપકાર સીધી કે આડકતરી રીતે કહી સંભળાવે યા તો તેને પરોક્ષ રીતે યાદ દેવડાવે તેની સેવાનો કશો અર્થ નથી. સેવા લેનાર સેવા કરનારની સેવા વિનાકહે જાણે છે.

"આંતરિક પ્રેમ સિવાય સેવાભાવ ટકે નહીં, બરકત દે નહીં. હું તારી કે તારા જેવા બીજાની સેવાનો ભૂખ્યો નથી. મને એવી સેવાની જરૂર પણ નથી. આ બંગલા (આશ્રમ) બહાર ઝાડ નીચે સડીને મરવાનું મારા પ્રારબ્ધમાં હશે તો તેને માટે પણ મારી તૈયારી છે. ઘર છોડયું તે આ ઘરમાં પરાધીન-પરવશ થવાને માટે નહોતું અને નથી. જે ઈશ્વરને મારો સગો-સંબંધી-સ્નેહી-મિત્ર માન્યો છે તે જ ઈશ્વર પર મારી દૃષ્ટિ રહી છે અને છે. તમે પ્રેમથી સેવા કરો છો. તો શું કામ મારે તેનો લાભ ન લેવો? સંતમહાત્માની સેવા ઉઠાવવામાં ભક્તોનું હિત વધારે છે. ભક્તનો પ્રેમ તૂટ્યો એટલે સેવા ગઈ. મારું મન હરિમાં રહ્યું તે રહેવાનું જ છે. ફકીરીનો તોર, પ્રેમનો અમલ હજુ ઊતર્યો નથી, તાજો રહે છે."

સેવક કંઈક મૂંઝાયો. તેનો કહેવાનો ખાસ કોઈ એવો ભાવ નહોતો કે હું કંઈક ઉપકાર કરું છું. તેને તો સ્વાભાવિક એ ખિન્નતા થઈ હતી કે પૂજ્યશ્રીના આશ્રમમાં વિરોધી વાતાવરણ કરવાવાળા વિઘ્નસંતોષી પણ પડ્યા છે અને નિષ્પ્રયોજન પૂજ્યશ્રીને તકલીફ આપી રહ્યા છે. પૂજ્યશ્રીને વધુ ચોખવટથી વધુ તકલીફ પડે તે વિચારે સમયસૂચકતા વાપરી તેણે પૂજ્યશ્રીની માફી માગી અને કાંઈ સરતચૂક થઈ હોય તો દરગુજર કરવા વિનંતી કરી. પૂજ્યશ્રી તો ઉદાર હતા. પૂરા ઉદાર ભાવે તેઓશ્રીએ તેને ક્ષમા આપી. એઓશ્રીને તો એમના અંતરંગી સેવા કરનારાઓને ચેતવવા હતા. એકને આગળ કરી કે અનુલક્ષીને કે નિમિત્ત બનાવીને તેઓ સાચી સેવાના પાઠ બીજાને ભણાવતા હતા અને આડકતરી રીતે તેમને પડકારતા હતા એટલે તે તરત સમજી જતા, ચેતી જતા.

મંદબુદ્ધિવાળા ઉપાધિ ખડી કરતા અને એઓશ્રીને કાને ન નાખવા જેવી નાનીશી બાબતને ભડકામણું મોટું રૂપ આપીને એવી બાબત કહી દેતા ત્યારે

એઓશ્રીને નિરુપાયે એમની લાપરવાહી કે સ્વતંત્ર મિજાજનો પરચો બતાવી દેવો પડતો અને બધાને કંઈક આંચકો લાગે તેવું વર્તન દાખવવું પડતું. વાસ્તવે તો કયો મનુષ્ય કેટલા પાણીમાં છે તેનું માપ એઓશ્રીએ કાઢી લીધું હતું અને તે રીતે તેની પાસે કામ લેતા. અમુક રીતે ગુણિયલ હોય તો તેના દોષ તરફ દુર્લક્ષ સેવી તેને નિભાવી લેતા.

જનસ્વભાવનો એમને બહુ સારા પ્રમાણમાં પરિચય હતો એટલે કોઈક વાર પોતે કહેતા: "અજાણ્યો માણસ મારી પાસે શું કામ આવ્યો છે તે તેના બેસવા, ઊઠવા અને બોલવાની રીતરસમ પરથી હું જાણી લેતો—અને એ પણ મારી એક 'સિદ્ધિ' છે—ત્યારે મારી સાથે ઘણો સમય રહેનારના ગુણ દોષથી હું શી રીતે અજાણ રહી શકું? સ્વાર્થી મનુષ્ય કયાં સુધી પોતાનો સ્વાર્થ છુપાવી શકે?" અંતરમાં કંઈક સ્વાર્થ રાખી સેવા કરનાર મનુષ્યને આખરે દબાવું પડે, પસ્તાવું પડે.

ઉપરની એઓશ્રીના શિષ્ય સંબંધની વાત તો એક નાનીસરખી બાબત છે, પણ પૂજ્યશ્રીના સ્વભાવનો એ સારી રીતે નિર્દેશ કરે છે. એઓશ્રી પોતાની સેવા કરનારાઓને યાદ કરાવતા કે તમારે તમારા ગુણ કે સેવાનું અભિમાન થવા દેવું નહીં.

પૂજ્યશ્રીને બધી રીતે ખુશ કરવા એ કામ મુશ્કેલ હતું. શ્રીમંત પૈસાથી ખુશ કરવા પ્રયત્ન કરે તો તે કયાં સુધી ટકી શકે એમ છે તે જોઈ લેતા. તેને હાર માનવી પડતી. તનથી સેવા કરનારની પણ પરીક્ષા કરી લેતા અને તેને વશ રાખતા. શરીર પૂરું સ્વસ્થ હતું ત્યારે પગચંપી કરનાર પહેલવાન સેવકને કોઈક વાર પડકારતા: "ચાલ, ફક્કડ, તારું જોર હોય તે રીતે શરીર દબાવ." પેલો થાકતો. પોતે હસી પડતા.

એ પણ વિધિની બલિહારી કે વૃદ્ધાવસ્થામાં એ જ શરીર પર હળવો હાથ ફેરવતાં પણ ડર લાગતો. એઓશ્રી પોતાના શિષ્યોની શક્તિનું સારી પેઠે માપ કાઢી લેતા અને તેમની શક્તિ અનુસાર તેમની પાસેથી કામ લેતા. ભાગ્યે જ કોઈ એમની સામે પોતાનું શિર ઊંચું રાખી શકતું. કોઈ ને કોઈ બાબતમાં તેને દબાવું પડતું. ગુરુ ગુરુ જ રહે.

એક દિવસ આજકાલના શિષ્યો અને સાધુ સંબંધે વાત નીકળી. એઓશ્રી કોઈની ટીકા કરતા નહીં એટલું જ નહીં, પણ ભૂલચૂકે સંતમહાત્મા સંબંધે

કાંઈ ધસાતું બોલતું ત્યારે તેઓશ્રી તે વાત કાપી નાખતા અને વાતનો મુદ્દો ફેરવાવી દેતા. પોતાના સમયના શિષ્યોની સેવા ક્યાં અને આજના શિષ્યો ક્યાં? પોતે કહેતા: "સમય બદલાયો છે. ગૃહસ્થાશ્રમ બગડતો જાય છે, તો સાચા શિષ્યો અને સાચા સાધુ સારા પ્રમાણમાં નીકળે પણ શી રીતે? સંતમહાત્માઓની સાથે રહ્યા વિના, તેમ જ સ્વતંત્ર રીતે ફર્યા વિના, મધુકરી માગ્યા વિના, માનઅપમાન સહન કર્યા વિના, તિતિક્ષા, ભૂખ, તરસ વેઠયા વિના સાધુ બરાબર ઘડાય નહીં અને એ રીતે ઘડાયા વિના સાચા સાધુની સેવા કરવાનું શીખાય પણ નહીં. ફિકર છોડાય નહીં અને ફકીરી આવે નહીં.

" फिकर जगतको खात है, फिकर जगतको पीर।
उस फिकरका फाका करै, वाको नाम फकीर॥"

વળી વૈરાગ્યયુક્ત લાલ ચહેરો કરી આગળ ગાઈ સંભળાવ્યું એમના પેલા માનીતા ગિરિધર કવિનું કુંડળિયું:

" फकीरी करनी कठीन है, तजनी सबी प्रवृत्त।
जीवना मरना जगतमें बाह्यान्तर होना निवृत्त॥
बाह्यान्तर होना निवृत्त न रखनी रंचक मोताजी।
जो जैसो बने आय, तिसीमें रहना राजी॥
कह गिरिधर कविराय, भ्रांतिकी फाडे चीरी।
एक आत्मामें मगन, तिसीका नाम फकीरी॥"

પછી પોતાની ચાલુ સ્થિતિ યાદ આવી ન ગઈ હોય તે રીતે અને જાણે પોતે જ પોતાની હાંસી ઉડાવતા ન હોય તે રીતે કહ્યું: "પ્રવૃત્તિ દુઃખરૂપ છે. એને તો જેમ વધારીએ તેમ વધતી રહે અને ઘટાડીએ તેમ ઘટતી રહે. મેં છોડ્યું હતું ત્યારે બધું છોડ્યું હતું. એક લંગોટી પણ ભારરૂપ લાગતી. આજે મારા જોડાથી એક પેટી ભરાય છે." એક વાર આવે સમયે પોતાના પ્રવૃત્તિકારક પ્રારબ્ધના ઉદય માટે સંતોષ-સમાધાન માની ભર્તૃહરિની કથા કહી સંભળાવી:

ભર્તૃહરિ ફકીર થઈ ગયા બાદ કેવળ અપરિગ્રહી વૃત્તિથી રહેવા લાગ્યો. જે કંઈ લોટ-ચાવલ મળે તે સ્મશાનમાંની હાંડી લઈ ત્યાંના જ અગ્નિમાં પકાવીને ખાઈ લેતો. એક વેળા એ હાંડી અગ્નિ પરથી ખાલી કરી ઠંડી પડ્યે ભોજન કરી લેવાની આશાએ વિચારે ચડી ગયો. દરમ્યાન એક કૂતરું આવી

પેલી હાંડી દાંતમાં ભેરવી ભાગી જતું જોયું. જોગી ભર્તૃહરિ ખડખડ હસી પડ્યો અને બોલ્યો : 'અરે મન, તું રાજા હતો ત્યારે તારું અન્ન વહેવાને માટે ઊંટ, ખચ્ચર અને બળદનાં ગાડેગાડાંની જરૂર પડતી અને તે તારી પાછળ પાછળ યુદ્ધસામગ્રી તરીકે આવતું—આજે એક કૂતરું તારું અન્ન વહન કરી જવાને માટે પૂરતું છે ! દશાનો શો ફેરફાર !"

× × ×

સંતમહાત્મા—સાચા સંતમહાત્મા પ્રવૃત્તિનિવૃત્તિથી પર એવી કોઈ વિચિત્ર દશામાં વિચરતા હોય છે, એટલે એમને મન એ બન્ને સમાન થઈ શકે છતાંય નિવૃત્તિનું જે સુખ છે તે પ્રવૃત્તિમાં નથી એટલું તો મહારાજશ્રી જરૂર માનતા. 'આવી પડેલું વધાવી લો' એ એમનું જીવનસૂત્ર હતું. સાધન દશામાં જે ત્યાજ્ય છે તે સિદ્ધ દશામાં બંધનકારી નથી એ સૂક્ષ્મભેદ સમજી લેવો જરૂરી છે મહાત્મા કહે તે કરવું. કરે તે ન કરવું. વિવેકશૂન્ય અનુકરણ વિમાસણમાં મૂકી દે. પૂજ્યશ્રીના વિવેકવૈરાગ્યે એમનો કદી પણ સાથ છોડ્યો નથી એ જરૂર યાદ રાખીએ.

વૃદ્ધાવસ્થાને કારણે અને તેમાં અશક્તિ અને કાંઈક માંદગી ઉમેરાતાં એઓશ્રી કોઈક વાર ધીરજ ગુમાવી દઈ ક્રુદ્ધ થઈ જતા. ક્રોધ કરવો તો યોગ્ય લાગતો. ક્રોધ ઉશ્કેરનારની ભૂલ હતી અને તેને સુધારવાને માટે પોતાને ક્રોધ કરવો પડતો; છતાંય એ તમોગુણનું લક્ષણ છે અને શરીર અને મન એ બન્નેની તાજગી માટે અહિતકારી છે તેટલો વિવેક તરત જ એમને સાવધ કરી દેતો. કેટલીક વાર પોતે કહી દેતા : "ક્ષમા કરજો, ભાઈ, હું ક્રોધે તો ભરાઈ જાઉં છું, પણ નિરુપાય છું. મનનો કાબૂ પહેલાંના જેટલો હવે નથી રહેતો. માઠું લગાડશો નહીં. હું હવે કંઈક બીજુ પણ બની ગયો છું." એટલે ક્રોધ કર્યા પછી પોતાને બહુ પસ્તાવો થતો. જેટલો એ ક્રોધ, ક્રોધ કરાવનાર પર થતો તેટલો, બલ્કે વધારે, પોતાના પર થતો, પોતાના ક્રોધ પર થતો.

× × ×

**એઓશ્રીને ઉશ્કેરે તેવા કેટલાંક પ્રસંગો**

નાના બાળકવાળી બહેન દર્શને આવે અને પછી એઓશ્રીની આગળ અથવા એઓશ્રીના ઓરડામાં બેસે તો તે એમને બહુ ગમતું નહીં. મોટે ભાગે તેને પોતે ઉઠાડી દેતા. બાળક રડે કે કુદરતી હાજત ત્યાં કરી દે તેવી ભીતિ એઓશ્રીને બની રહેતી. એક વાર એવું બન્યું પણ હતું. એ કારણે એવી

કોઈ સેવાભાવી બહેનને પણ પોતાના રસોઈગૃહમાં પોતે જવા દેતા નહીં. બીતિમાં રહી મનને વિક્ષિપ્ત અને ચંચળ રાખવું તેના કરતાં તેવો પ્રસંગ જ પડવા ન દેવો તે તેની પાછળનો હેતુ હતો.

એમનાં ખાવાપીવાનાં વાસણો કે વસ્તુને લાવવા માટે કોઈ અજાણ્યા પણ ઉત્સાહી સેવકને કહેતા નહીં. એમાં કોઈ ભૂલ કરી દેતું તો જરા ઉચ્ચ સ્વરે તેને રોકી દેતા ને કહેતા : "પ્રથમ સાધુ સ્વભાવનો પરિચય કરી લે. પછી સેવામાં દાખલ થા. હાથ ધોયા વિના મારી એ વસ્તુને કોઈ લાવે તો મારું મન ધૃણા અને સંકોચ અનુભવે છે. કોને ખબર કે એ હાથ પર જાણેઅજાણે કઈ ગંદી વસ્તુનો સ્પર્શ થઈ ગયો હોય ?" એમની અંગત સેવા કરનારને બહુ જાગ્રત રહેવું પડતું. સાફસુથરાં કપડાં પહેર્યાં હોય તો જ તેને એવી સેવા કરવાનો લાભ મળતો.

× × ×

ગુરુજીનો જૂઠો પ્રસાદ લેવા સંબંધે વિષય ઊપડ્યો. પોતે સ્પષ્ટ સૂચન કર્યું : "એવો પ્રસાદ લેવો એ ભક્તના કે શિષ્યના ભાવ પર આધાર રાખે છે. નિરભિમાનપૂર્વક અને પૂરા પ્રેમથી આવો પ્રસાદ કોઈ ખાય તો તે તેનો અંગત, વ્યક્તિગત સવાલ છે. એવા જૂઠા પ્રસાદની લહાણી ન થાય. જેમને ન જોઈએ તેમને મૂંઝવણમાં મૂકી દે તેવી તેની છૂટથી અને જાહેર વહેંચણી ન થાય. જૂઠું ખાવામાં તો શાસ્ત્રે જબરો પ્રતિબંધ મૂક્યો છે."

× × ×

કોઈ કામ કરતાં ઉતાવળ કરે અને ખખડાટ કરે તો જરા ગરમ થઈ કહેતા : "ગાંડો પ્રેમ ન પ્રગટ કરો. શાંત અને એકચિત્ત કામ કરો, કોઈ પણ કામમાં તદ્રૂપ, થવાં તે બગડતું નથી. એવી તલ્લીનતા–એકરૂપતા એ પણ એક આવશ્યક તાલીમ છે."

× × ×

પોતાની પાસે બેઠેલો કોઈ શરદીવાળો મનુષ્ય ઉધરસ ખાય અને ત્યાં જ રૂમાલમાં નાક સાફ કરે અથવા તો એમના કમરામાંથી જરા દૂર ઊઠી જઈ ત્યાં થૂંકે તો એમને ચીડ ચડતી. એમની સ્વચ્છતાપ્રિયતાનો ખ્યાલ બહુ

ઓછા મહણ કરી શકતા. કેટલાકને માઠું પણ લાગતું પણ સારી અને સ્વાસ્થ્યને સારુ લાભદાયી ટેવો પાડવી-પડાવવી જ રહી—શરદીના જંતુ ઊડે ખરા.

× × ×

કોઈ બહુ પાસે આવીને અને મોં સામે મોં કરીને વાત કે પ્રણામ કરે તો તે એમને બિલકુલ ગમતું નહીં. પોતે મોં આડું કરી દેતા તોય તે ભાઈ ન સમજે તો પોતે જરા ગરમ થતા. મોંમાંથી થૂંક ઊડે તેની જાણે એ લોકોને ફિકર જ ન હોય. વળી તરત જ બીડી પીને ગંધાતા મોંએ અથવા દુર્ગંધ મારતા દાંતવાળા આવી પડતા ત્યારે તો તેને જરા વધુ પડતી કડકાઈનો અનુભવ મળતો. પાછળથી પોતે દબાવી રાખેલો કચવાટ બહાર કાઢતા: "સભામાં કેમ અને ક્યાં બેસવું-ઊઠવું અને તે પણ સંતમહાત્માને ત્યાં એ પણ જો આ લોકો ન શીખે-ન જાણે તો એ શાને માટે અહીં આવે છે? સત્સંગનો પહેલો અક્ષર પણ એ લોકો ભણ્યા કે જાણતા નથી." વહેવારશુદ્ધિ જે ન શીખે તેની બીજી બધી બાહ્ય શુદ્ધિ નકામી.

× × ×

એક સમયે એ પરિચિત વિદ્વાન મહાત્મા એમને મળવા આવ્યા. મિષ્ટાન્ન ભોજનનો પ્રબંધ થયો. પોતે તો અશક્ત અને બીમાર હતા એટલે સાથે ભોજન કરવા ન ગયા, પણ ભોજનની દરેક વાનગી પોતે મંગાવી અને ચાખી જોઈ. મહાત્માઓ જમીને ઉપર આવ્યા. વિવેક ખાતર રસોઈનાં વખાણ કર્યાં પણ મહારાજશ્રીને સંતોષ ન થયો. દૂધપાક સહેજ તળિયે દાઝેલો હતો તેનો સ્વાદ એઓશ્રીએ શોધી કાઢ્યો. બીજા કોઈને તો આ સ્વાદ ખાસ ન જણાયો. પોતે કકળી ઊઠ્યા: "આજના અન્નનું સત્યાનાશ વાળ્યું." જે સેવકે કે સાધુએ દૂધપાક બનાવ્યો હતો તેની ઝાટકણી કાઢી: "ગૃહસ્થ લોક કેટલા પ્રેમ અને ત્યાગથી અન્ને સાધનસામગ્રી આપે છે તેનો તમને કશો વિચાર છે? એનો સદુપયોગ ન થાય તો અન્નપૂર્ણા દેવી રિસાઈ જાય. વળી રસોઈ એ એક કષ્ટસાધ્ય કળા છે. બરાબર હસ્તગત કરીએ ત્યારે એમાંથી રસ ઝરે છે અને એ તૃપ્તિ આપે છે. બધી વસ્તુનું યથાયોગ્ય મિશ્રણ કરી, એકાગ્રતાથી કામે લાગી જઈ, તે વસ્તુઓને એકરસ કરી રસાળ સ્વાદિષ્ટ ભોજન બનાવાય તો જ તે રસનાને રસયુક્ત કરી આત્માને સંતુષ્ટ કરે છે. સારું ભોજન બનાવવું અને ખાવું એ પણ એક ભજન છે, ભજનસામગ્રી છે; તેમાં ય એકાગ્રતા રાખવી પડે અને એકતા—એકાગ્રતા વિના ભજન ન થાય. જે કામ કરો તે ભજનરૂપે કરો તો ઉપર

જવાનો રસ્તો મળે. જે કોઈ કામ હાથમાં લો તેમાં તદ્રૂપ થઈ જાવ. વહેવાર—શુદ્ધ વહેવાર—નીતિયુક્ત વહેવાર એ પણ આધ્યાત્મિકતામાં ચઢાવતું પગથિયું છે.'

રસરૂપ પરમાત્માને પામવાનાં પગથિયાં આ પ્રભુજી બતાવી તો રહ્યા છે પણ કેટલા એનો ભાવ સમજે અને ગ્રહણ કરે? ભજનને માટે ભોજન છે એ ખરું પણ પ્રસન્નચિત્ત વ્યક્તિ સારું ભોજન કરી શકે છે, એ બહુ થોડા સમજે છે. ભોજનને માટે ભજન છે એવું ઘણા માને, એટલે હરકોઈ કામ ભજનરૂપ છે એ ફિલસૂફીનો પાઠ તેમને ગળે ન ઊતરે એટલે જ આ તળેનો એક રમૂજી પણ કરુણ કિસ્સો પોતે સ્મિત વદને એક વાર કહ્યો હતો :

" અવધૂત હજૂરાનંદજી કરીને એક બહુ અચ્છા મહાત્મા થઈ ગયા છે. શાંત, ગંભીર, ઓછાબોલા અને વિરક્ત. ભોજન કરવા પૂરતી પ્રવૃત્તિ, બાકીનો સમય પોતાના નિત્ય કર્મ અને આત્મવિચારણામાં ગાળતા. મને તેઓ ખૂબ માન આપતા અને હું પણ તેમને એટલું જ માન આપતો. એક દિવસ તે મારે માટે પ્રેમપૂર્વક રસોઈ કરવા ગયા. તેમને રસોઈ કરતાં જોઈ એક સુશિક્ષિત, શ્રીમંત વિદ્વાન ભાઈએ ટકોર કરી : " મહાત્માજી, આપ રસોઈ કરો ? રસોઈ કરવી એ તો હલકું–રસોઈયાનું કામ છે. " મહાત્માજી અંદરથી ગરમ તો થયા. પણ ચૂપ રહ્યા. મારી પાસે તે ભાઈ આવ્યા અને ઉપરની વાત કરી. મેં તેનો ભ્રમ ભાંગ્યો : " મહાત્મા લોક રસોઈ કરે છે, બીજા મહાત્માને પ્રસન્ન કરવાને. એ તો પ્રેમનું એક પ્રતીક છે. પોતાના કરતાં વય અને જ્ઞાનમાં વૃદ્ધ મહાત્માની એ રીતે એઓ સેવા કરવાનો લાભ લે છે. જાવ, તમારું નસીબ કે એ મહાત્માએ તમારું અપમાન ન કર્યું. નહીં તો એ બહુ ગરમ અને સ્વતંત્રમિજાજી છે. "

× × ×

પૂજ્યશ્રીની તબિયત લથડતી જતી હતી. રાત્રે ઊંઘ પણ આવતી નહીં. પથારીમાં ચૂપચાપ ઘણોખરો વખત બેસી રહેવું પડતું. જરા ગંભીર પણ કરુણામય અવાજે કહેતા : " કઈ મારી મા છે કે હું તેને વારેવારે બોલાવું, અને તે મારે માટે ઉજાગરા કરે ? સેવા કરનારને હું બને ત્યાં સુધી ઉઠાડું નહીં. જેમ તેમ મૂગે મોઢે દુઃખ સહન કરી લઉં. મને અભ્યાસ પણ પડી ગયો છે કે માથે પડેલું વેઠી લેવું. ઉપાય કરવા બેલાશક, પણ પછી રહેવું હરિ–ઇચ્છા પર નિર્ભર. તરંગ ઊઠયો કે જન્મભૂમિ પંજાબમાં જાઉં.

સાંભળ્યું છે કે બીમારી સારી ન થાય તો નાનપણમાં જ્યાંના વાતાવરણમાં રહ્યા હોઈએ અને જ્યાંનાં અન્નજળ લીધાં હોય ત્યાં જવાથી આરામ થાય છે''. મહાપુરુષ પોતે પંજાબ ગયા. કંઈક ખાધું. કોઈક દવા પણ લીધી. ચેન પડ્યું નહીં. તરત જ એકાદ દિવસ રોકાઈ પાછા ફર્યા. સુરત આવી રહ્યા. એક તો બીમારી. તેમાં ઉમેરાયાં મુસાફરીનો ત્રાસ અને પેલી ત્યાં લીધેલ દવાની વિક્રિયા. પ્રતિકૂળ પ્રારબ્ધે બરાબર લાત મારી. ભર્તૃહરિનો અનુભવસિદ્ધ શ્લોક આની સાક્ષી પૂરે છે :

खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके।
वांछन् देशमनातपं विधिवशात् तालस्य मूलं गतः॥
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः।
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः॥

ટાલિયો મનુષ્ય સૂર્યના તાપથી બળુ બળુ થઈ રહ્યો. છાયા મળવાની આશાએ નાળિયેરીના થડ પાસે ગયો તો ત્યાં એક તૂટી પડતા મોટા નાળિયેરે કડાક દઈને તેની ખોપરી ફોડી નાંખી. ભાગ્યહીન જ્યાં જાય ત્યાં તેની આપદાઓ પણ જઈ રહે છે.

પૂજ્યશ્રીની ઊંઘ ગયેલી હતી. તેમાં વળી દુઃખનો વધારો થયો. બળ્યા બળ્યા થઈ રહ્યા. વિહ્વલ બની ગયા. બેસી રહેવું પડતું. કંઈક ચિત્તભ્રમ–સન્નિપાત જેવું લાગ્યું. 'હક, હક, હક' ના ત્રણ ઉચ્ચાર નીકળ્યા. પાસે બેઠેલા પંજાબથી આવેલ એ સંતમહાત્મા 'શિવ શિવ' બોલી ઊઠયા. એક મિનિટમાં જ પૂજ્યશ્રી હોશમાં આવી ગયા. મનોબળે કામ કર્યું. ૐ ૐ ના ધ્વનિએ વળગ્યા. એમના વયોવૃદ્ધ સેવક શિષ્ય સ્વ. જમિયતરામ દાદાએ ૐ ૐ ઉચ્ચારણમાં સાથ દીધો. થોડી વારમાં પૂરી હોશમાં પોતે આવ્યા અને હળવે અવાજે વાત કરતા થઈ ગયા. પૂજ્યશ્રીના નવા નવા થયેલ પણ બહુ પ્રેમી એવા એક ભક્ત શિષ્યે પોતાની પસંદગીના ડાક્ટરની મુલાકાત કરાવી અને બાવાજીની તબિયતમાં સારો જેવો સુધારો થઈ ગયો. પાછા ગેલમાં આવી ગયા અને વિનોદી, રમૂજી ટુચકાની લહાણુ કરવા લાગ્યા. રોગ લગભગ નાબૂદ કે હળવો થયો પણ વૃદ્ધાવસ્થા શી રીતે કેડો છોડે? અશક્તિ રહી તે રહી જ.

× × ×

એક ભક્તનો પ્રશ્ન હતો કે જ્ઞાનીને દુઃખ લાગે કે નહીં? તેના જવાબમાં પોતે કહ્યું : "જ્ઞાની પણ મનુષ્ય છે. જ્ઞાન થયા પછી જ્ઞાનીને

નિશાનીમાં શીંગડાં ફૂટતાં નથી. સુખદુઃખ તો એને પણ સામાન્ય મનુષ્યની જેમ લાગે, પણ એની દૃષ્ટિમાં ફેર છે, જ્ઞાની સુખદુઃખને શરીરના ભોગરૂપે આવી મળતાં પુણ્યપાપના ફળરૂપે માને છે અને વિચારદૃષ્ટિએ તેને હળવાં કરે છે, એટલે કે તેની તીવ્રતા ઓછી કરે છે. એ સુખદુઃખને બને તેટલી સહનશીલતાથી વધાવી લેવાની તેને ટેવ પડી ગઈ હોય છે. એને એવો અભ્યાસ પાડવો પડે છે. તે સારી પેઠે સમજે છે કે શરીરના ભોગ ભોગવ્યે છૂટે. જ્ઞાની સુખદુઃખને તટસ્થ ભાવે સાક્ષીરૂપે જુએ છે. દુઃખ આવ્યે ક્યાં માબાપ, સગાં-સંબંધી કે વૈદ્ડૉક્ટર પાસે એ દોડી જાય? એનો તો वैद्यो नारायणो हरिः । નારાયણ જ વૈદ હોય છે, તેને ભરોસે જીવન છોડીને એ પોતાનો વહેવાર કર્યે જાય છે, ગભરાતો નથી. મોતના મોંમાં દોડી જનાર કયા દુઃખથી ડરે?

"પણ તેનો અર્થ એ નથી કે તેણે દુઃખ દૂર કરવાના ઉપાય ન કરવા. સહેજે મળતી સગવડનો જરૂર લાભ લેવો. પછી "यथाशक्तिमान् भवेत् साधुः" વાળી વાત તો છે જ. એ પરાધીન–પરવશ–બેબાકળો ન થાય. હરિ–ઇચ્છા પર નિર્ભર રહે. સંતમહાત્મા દુઃખને ન ગણે એટલે એમ ન સમજવાનું કે એને દુઃખ લાગે નહીં. એ ચેતન છે, જડ નથી. જડને સુખદુઃખ ન લાગે. અરે, જડ પથ્થરની મૂર્તિમાં ચેતનતાના ભાવ ભરી ભક્ત હૃદય તેને સાફ–સ્વચ્છ રાખે, કપડાં પહેરાવે, ખવડાવે, પીવરાવે, પંખો નાંખે, શાંતિથી સુવાડે અને પ્રેમથી જગાડે તો ચેતન મૂર્તિને જડ બનાવવાનો કે ગણવાનો જડ વિચાર ભાવુક હૃદયને કદી આવે ખરો? અણસમજુ બીનસત્સંગી લોક ભળતો લવારો કરે તે એક જુદી વાત. કેટલાક અંધશ્રદ્ધાળુ ભક્તો અને સેવકો પણ એવા જ હોય છે. તેઓ માને કે મહાત્મા એટલે મનુષ્યેતર દેવ".

બીજે કોઈ અવસરે એવી વાત નીકળતાં પોતે કહે: "સમર્થ યોગી લોકોને પણ પ્રારબ્ધ ન છોડે. તેને સુખદુઃખ આવે. તે તેને સમજપૂર્વક ભોગવી લે છે. યોગીએ પુરુષાર્થ કરી પ્રાણ સિદ્ધ કરેલો હોય છે, એટલે તે અનેક જન્મો આપનારાં પ્રારબ્ધકર્મોને એક જ જન્મમાં એકત્રિત કરી અનેક શરીર રચીને તે તે કર્મોનું ફળ ભોગવી લે છે. પ્રાણ રૂંધીને તે મૃત્યુસમયને ટાળી શકે છે, પણ પ્રાણ ઊતર્યે મૃત્યુ આવીને ઊભું રહે. એટલે એક દિવસે તો સમર્થ યોગીને પણ મૃત્યુને શરીર સોંપવું પડે છે, ભલેને તે ઇચ્છિત સમયે અને ઇચ્છિત રીતે પ્રાણ છોડે. પ્રારબ્ધ અને મૃત્યુ ન છૂટે, ન છૂટે. પ્રારબ્ધ અને મૃત્યુ શરીરનાં છે, આત્માનાં નહીં એ યાદ રાખીએ".

× × ×

એક નવો જ કરુણ પ્રસંગ ઉદ્ભવે છે. કાનોકાન વાત પ્રસર્યે એક ખાનદાન કુટુંબની વ્યક્તિ પૂજ્યશ્રીને મળવા આવી. ખેંચાણ વધ્યે પ્રસંગોપાત્ત તે ભાઈ આવતા રહ્યા. પ્રેમનો ઉમળકો આવવાથી ભક્તિભાવપૂર્વક પોતાની રીતરસમ પ્રમાણે તેણે પૂજ્યશ્રીના હાથ ચૂમ્યા. બીજે વખતે પણ એમ જ કર્યું. પૂજ્યશ્રીનું દિલ કચવાયું. આ ભક્તિ બદલાવી જોઈએ. બહુ યુક્તિથી એ ભાઈને આ નાપસંદગી પહોંચાડાઈ. જે ભાઈની જોડે એ ખાનદાન આવતા થયા હતા તેને ખાનગીમાં બોલાવી તેઓશ્રીએ તેને સમજાવ્યો કે તું એ તારા સ્નેહી ખાનદાનને ખાનગીમાં કહે કે તે હાથ ચૂમે નહીં. ખાનદાનને માઠું લાગ્યું. તે ખિજવાઈ ગયા ને મનમાં બોલ્યાઃ "હું કેટલા ભાવપૂર્વક ચુંબન કરું છું તેની કદર જ મહારાજશ્રી કરી શકયા નહીં. એ મહાત્માને બાર ગાઉના નમસ્કાર." પૂજ્યશ્રી બોલ્યા : "મારા દર્શને આવનારે મારી રીતરસમ પ્રમાણે અભિવાદન કરવું જોઈએ. મારે ત્યાં એ આવે છે. હું એને ત્યાં જતો હોઉં તો એ એની રીતે અભિવાદન કરે. મને પાલવે તો પ્રસંગ ચાલવા દઉં, નહીં તો બંધ કરી દઉં. તે બિચારાને તેનો દોષ વિના દુઃખ તો થયું એટલે મને પણ દુઃખ થયું. પણ શું કરું ? મારી રહેણીકરણી અલગ છે. મને હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, અંગ્રેજ આદિ અનેક સજ્જનો સાથે પરિચય પડયો છે. મારી રીતરસમથી કોઈને ખોટું લાગ્યું નથી."

જે મહાત્મા પાણી પીને હાથ ધુએ, રખેને મોંહે લગાડેલા પ્યાલામાંના પાણીનો રેલો હાથને લાગી ગયો ન હોય, તે મહાત્મા ચુંબનથી હાથને જૂઠો થયેલ માને તેમાં તેનો શો દોષ ? હોઠનો સ્પર્શ કરાવ્યા વિના પ્યાલાને ઊંચો રાખીને પાણી પિવાય તોય તે પ્યાલાથી બીજાને પાણી ન પાવું એવો એમનો આગ્રહ. પ્યાલો ઊંચે તો રહ્યો, પણ મોં અને નાકમાંના ઉચ્છ્વાસનો તેને સ્પર્શ થયો ને ? પૂજ્યશ્રીની સ્વચ્છતાની ભાવના કોઈ ઓર હતી. લોકો જેના પર આવજા કરે તે સડક પર પણ કોઈ થૂંકે તો જેમનો જીવ કપાઈ જાય. એવા એ મહાત્મા જૂઠા હાથે બીજાને આશીર્વાદ કેવી રીતે આપી શકે ? પોતે પોતાની રીતે સ્વતંત્ર રહેવા માગતા હતા. બીજાને રાજી રાખતાં પોતે નારાજ રહેવાનું શી રીતે તેઓ પસંદ કરે ! એમની સ્વચ્છતાનો આછો ચિતાર આપવાથી એમની નારાજીનું કારણ સમજી શકાય.

બહાર ફરી આવેલ જોડા બહાર રહે. અંદર ઓરડામાં પહેરવાની સપાટ અંદર વપરાય. શૌચ જાય તો નહાવું ખરું. શરીર પરથી ઊતરેલ કપડાં રોજ ધોવાવાનાં. એમનાં કફની અને ટુવાલ ઓછામાં ઓછા બે વાર તો બદલાવાનાં

અને ધોવાવાનાં. માંદગીમાં પણ એ નિયમ ચાલુ. જ્યારે ફરી નહાવાનું ન બનતું ત્યારે કફની, લંગોટી અને ટુવાલ ( ગમછો ) એટલાં તો બદલવાં પડે. શરીર પર કકડો ફેરવી લઈ સાફ કરાતું. લગભગ છેલ્લી ઘડી સુધી આ નિયમ બન્યો રહ્યો. ગમે તેટલી તકલીફ પડે, જાજરૂમાં પકડીને લઈ જવામાં આવે છતાં બેડપાનમાં ( પથારીમાં ) ટટ્ટી ન બેસે. શરીરની સ્વચ્છતા આટલી રહે તો ઓરડાની અને ઓરડા બહાર આંગણાં, ચોગાન, રસ્તાની કેટલી સફાઈ થતી હશે તેનો કાંઈક ખ્યાલ હવે આવી શકે. સ્વચ્છતામાં સ્વચ્છ આત્મા પ્રકાશમા કરે. ઔષધોની ખાવાપીવાની વસ્તુઓ બહુ કાળજીભરી રીતે રાખવી પડતી. હાથ ધોઈને એ વસ્તુઓ લેવાની. પછીથી તેને બરાબર ઢાંકવાની. તે પર માખી ન બેસે તેની પૂરી સાવચેતી રાખવાની અને તે વસ્તુઓ આપતી વેળા મોં બંધ રાખવાનું, રખેને મોમાંથી શ્વાસ નીકળી વસ્તુનો સ્પર્શ કરી દે યા તો શબ્દોચ્ચારણ કરતાં થૂંકના છાંટા ઊડી જાય. પોતે પણ હાથ ધોઈને એ વસ્તુઓ લેતા. પોતાના શરીર પર રાખેલા ટુવાલ કે કકડાથી પ્યાલા કે ચમચા સાફ ન કરી શકાય. તદ્દન સ્વચ્છ, સાફ અને નવા ધોયેલ કકડાથી એ ચીજો સાફ કરવી પડતી. આચારશુદ્ધિમાં જરા પણ પોતે ઢીલ મૂકતા કે મૂકવા દેતા નહીં. "आचारः प्रथमो धर्मः।" એ સૂત્રને પોતે બરાબર અમલમાં મૂકતા કારણ કે धर्मस्य प्रभुः अच्युतः। ધર્મનો પ્રભુ અચ્યુત છે. ધર્મમાંથી જ ભગવાન પ્રભવે છે. પોતે અનુભવેલ બેત્રણ દાખલા આપ્યા હતા :

"ઉત્તર પ્રદેશના પહાડી મુલકમાં હું વિચરતો હતો. ભૂખ્યો તો હતો. એક માતાએ ભિક્ષા પીરસી. ખાલી ચાવળ હતા. હું ખાતો રહ્યો. બાઈએ હાથ વડે નાક સાફ કર્યું અને પહેરેલી સાડીના છેડાએ તે હાથ સાફ કર્યો. પાણીથી હાથ ધોયા વિના એ જ હાથે મને એ વધુ ચાવલ આપવા ઊઠી. ભૂખ તો હજુ પૂરી શમી નહોતી, પણ હું ઊઠી ગયો. બાઈએ બહુ આગ્રહ કર્યો. તેને પ્રેમ પણ હતો. પણ શું કરું ? ગંદા હાથની ગંદી ભિક્ષા ન લઈ શકું, ન ખાઈ શકું.

સુરત જિલ્લાના કોઈક ગામના પાદરે થઈને હું પસાર થતો હતો. ઝાડની છાયામાં જરા બેઠો. પાસેના કૂવે ગામની સ્ત્રીઓ પાણી ભરી રહી હતી. બેડું ભરાયું તો ઊભરાય કે છલકાય નહીં તે માટે તેને જરા અધૂરું કરવા તે ભરેલા બેડામાંથી જ તેઓ બોબે બોબે પાણી પીવા લાગી. મારે પાણી જોઈતું હતું ભાવ કળી જઈ તેમાંની એકે કહ્યું : "લો, મહારાજ પાણી જોઈએ

તો.' મેં કહ્યું: 'બાઈ, તેં તો પાણી જૂઠું કર્યું. હું એ શી રીતે પી શકું ?' બાઈ પોતાની ભૂલ સમજી ગઈ. બીજું પાણી કાઢીને પાયું.'

"એક વેળા હું રેલગાડીમાં મુસાફરી કરી રહ્યો હતો. ડબ્બામાં કોઈ સુખી ગૃહસ્થો બેઠા હતા. એક મુસલમાન, બીજો પારસી અને ત્રીજો ખ્રિસ્તી. વાતચીત કરતાં તેઓ પર મારો કંઈક પ્રભાવ પડ્યો હોય તેમ લાગ્યું. મારા એકાત્મવાદના સિદ્ધાન્તની ચકાસણી કરવા તેઓએ મને પૂછ્યું : 'મહારાજજી, તમે અમારી સાથે એક જ આસને બેસી એક જ પાત્રમાંથી ફળફળાદિ મેવામીઠાઈ ખાશો ?' મેં ના કહી. તેઓએ કારણ પૂછ્યું. મેં જવાબ દીધો: 'આત્માની દૃષ્ટિએ બધા એક છે, પણ વહેવારમાં તો ભેદ–દૃષ્ટિ રહેવાની અને રાખવી પડે. ઉપરાંત મારા સ્વચ્છતાના અને આચારવહેવારના વિચાર જુદા છે. મારી પ્રકૃતિ પણ એ રીતે ઘડાઈ છે. પ્રકૃતિની વિરુદ્ધ જતાં મારું મન દુભાય છે.' તેઓ ખુશ થયા. મને અલગ ફળ આપ્યાં."

× × ×

પોતે શરીર છોડ્યું તેના ચારેક માસ પૂર્વેનો આ એક પ્રસંગ છે. એઓશ્રીના ગાઢ પરિચયના ઘણા આગળ પડતા એક મોટા માણસનાં બહેન બીજા એક મોટા માણસ સાથે પૂજ્યશ્રીના દર્શને આવ્યાં. બન્ને પૂજ્યશ્રીને સારી રીતે પરિચિત હતાં. થોડીક વાર બેઠાં. ત્યાર પછી પૂજ્યશ્રીની આંખ કંઈક ફરેલી દેખાઈ. પોતે ઊંચે અવાજે બોલ્યાઃ "આ કોણ બાઈ છે ? એ બહાર નીકળી જાય. મારી વૃત્તિ એકાએક બદલાતી જાય છે. બહાર જાય." અવાજમાં ક્રોધ, પણ મુખ પર વૈરાગ્ય, એકાંતપ્રિયતા અને સ્વતંત્રતાનાં ચિહ્નો પરખાતાં હતાં. એક જાણકાર ભાઈએ તે બહેનને વીનવ્યાં કે હમણાં બહાર જાવ. ખરી સ્થિતિ તેમને સમજાવી કે આજે ત્રણેક બહેનો ત્રણેક કલાક થયાં પૂજ્યશ્રીની સેવાને નિમિત્તે બેસી રહ્યાં હતાં. પૂજ્યશ્રી કંઈક અસ્વસ્થ છે. એ લોકો ધીરે ધીરે વાતો કર્યા કરે અને પૂજ્યશ્રીને આરામ રહે નહીં એટલે એઓશ્રી ચિડાયા છે. એ બહેનોને હમણાં જ બહાર મોકલી દીધી છે. દરમ્યાન તમે આવી ચડ્યાં. પાંચેક મિનિટમાં એ ભાઈ અંદર આવ્યો. મહારાજશ્રીની ક્રોધાવિષ્ટ આકૃતિ શાંત થઈ હતી એટલે જાણે નવેસરથી પરિચય ન આપતો હોય, તેવી રીતે પૂજ્યશ્રીની તેણે આજ્ઞા માગી કે અમુક બહેન આપના દર્શન માટે આવ્યાં છે. આવી શકે? જવાબ મળ્યો, "બેલાશક." તે બહેન અંદર આવ્યાં. પોતે તેમનું નામ લઈ, બોલાવીને, તેમને આવકાર્યાં.

ઘરનાં સગાસંબંધીની નામ લઈ લઈને ખબરઅંતર પૂછી. ભાઈ મુંબઈ છે કે બીજે? વાતમાં લાગી ગયા, જાણે પૂર્વે કશું બન્યું જ ન હોય. અને કદાચ એ ખરું પણ હતું કે એમની તે વખતની વૃત્તિ જોતાં એ બહેન ત્યાં આવ્યાં હતાં એવું તેમને સ્મરણ નહોતું.

એમનાં વિવેક, વૈરાગ્ય એટલાં બધાં તીવ્ર અને જાગ્રત રહેતાં કે એઓશ્રીમાં હરહમેશ એક અપ્રમતા, સ્વતંત્રતા અને એકાકીપણાની છાયા બની રહેતી. શાંત હતા અને રહેતા તો પણ એમની એ સ્મૃતિ, એ સાક્ષીપણું, " હું એક અદ્વિતીય છું " એ વૃત્તિ સદા સર્વદા બની રહેતી અને વૈરાગ્યભાવ તેમાં આવી જતાં તેઓ એકદમ બધાંથી અલગ પડી જતા. એટલે એમની સાથે પૂરી છૂટથી ભાગ્યે જ કોઈ વર્તી શકતું. કઈ વેળા એઓશ્રી હડધૂત કરી દેશે તેની બીતિ હરકોઈ ને બની રહેતી. જેઓ એમની સાથે બહુ જ ધીરજ અને સૂક્ષ્મ બુદ્ધિથી વર્તી શકતા તેઓ જ એમનો ખરો સ્વભાવ કંઈક અંશે સમજી શકતા.

એમની સાથે છૂટ લેતાં કે વાત કરતાં એમના મુખમુદ્રાના ભાવો પર ધ્યાન રાખવું પડતું. પોતે ભાગ્યે જ ક્રોધયુક્ત થતા છતાંય તેવે વખતે પણ પોતે કંઈક તમોગુણમાં ઊતરી પડ્યા છે એવી સભાન ખિન્નતા અનુભવતા અને બોલતા: " શું કરું? નિરુપાયે ક્રોધ કરવો પડે છે. " કદાચ પાછી વૃદ્ધાવસ્થાનું પણ એ લક્ષણ હશે. પોતે કંઈક બીરુ તો જરૂર થયા હતા. બીરુતાની સાથે કંઈક અધીરતામાં થઈ ક્રોધ પ્રવેશે ખરો.

× × ×

હવે પછીના આ પ્રસંગો પૂજ્યશ્રીને માટે બહુમાન ઉપજાવે એવા છે. પોતાનું શરીર ક્ષીણ થઈ રહ્યું હતું છતાંય તેનાથી પર થઈ આત્મનિષ્ઠ રહી જાણે કે પોતે જે કાંઈ અનુભવપૂર્વક્નું ભરી રાખ્યું છે તે બધું હવે ઠાલવી દેવું જોઈએ એ વિચારે કોઈ એક નિમિત્ત પકડીને પોતે આત્મજ્ઞાન આપતા રહ્યા. પચાવી શકાય તેનાથી વધારે આપ્યું; કદાચ ફરીને એ પ્રસંગ નહિ મળે એવીય વિચારસરણી હોય.

× × ×

નાસ્તિકતા સંબંધે પૂજ્યશ્રીના વિચિત્ર વિચારો હતા. એક ભદ્ર બાઈ એઓશ્રીના દર્શને બેચાર વેળા આવ્યાં. કંઈક પરિચય બંધાયો. એક વાર પોતાના પતિ સાથે એ બહેન આવ્યાં અને હસતાં હસતાં તેનો પરિચય કરાવ્યો: " મહારાજશ્રી,

એ તો નાસ્તિક છે. કશાને માનતા નથી. કુતૂહલવશ આપના દર્શને આવ્યા છે." પૂજ્યશ્રીએ જરા હાસ્ય કરીને ઉત્તર દીધો: "માઈ, કોઈ હમેશનો નાસ્તિક થઈ-રહી શકે નહીં. (ઇશ્વરની વ્યાપક સત્તાની બહાર કોણ જઈ શકે?) કશાને ન માને એમ તો ન માની શકાય. કશાકને માનતા હશે." "હા, મહારાજ, દેશપ્રેમ તો છે," બાઈએ જવાબ વાળ્યો. મહારાજજી બોલ્યા: "ત્યારે દેશ એ જ એમના પ્રભુ. દેશસેવા પણ પ્રભુસેવા છે, જો તેમ કરવાથી સ્વાર્થત્યાગી અને ગુણિયલ થવાતું હોય તો. એ ભાઈ નીતિમાં તો માનતા હશે?" હકારમાં જવાબ મળતાં પોતે કહ્યું: "નીતિવાળો નાસ્તિક અનીતિમાન આસ્તિક કરતાં ઘણો સારો છે. ઇશ્વરને માનનાર પાપ કરે, જૂઠું બોલે, છળકપટ કરે તે તો તેના વર્તનથી વ્યાપક ઇશ્વરના અસ્તિત્વને ઉડાવી દે છે. તેની માન્યતા પ્રમાણે તેનો ઇશ્વર સર્વવ્યાપક હોય તો તે પાપ કરે નહીં. ઇશ્વરને જે માને તે તો જાણે કે ઇશ્વર હાજરાહજૂર છે, સર્વ બાબતનો સાક્ષી છે. તે સઘળું જુએ છે, જાણે છે. તેનાથી કશું છુપાવી શકાતું નથી અંતર્યામી થઈને અંદર બેઠો છે. આવા ઇશ્વરને માનનાર શી રીતે દુરાચાર-ભ્રષ્ટાચાર આદરી શકે? તે પાપ કર્મ કરતાં ધ્રૂજી ઊઠે. તારા પતિ તો આવા મિથ્યાવાદી કરતાં હજાર દરજ્જે સારા છે. ખરો નાસ્તિક પાકો આસ્તિક થાય. માન્યતા પ્રમાણે વર્તનારને એક દિવસે ઇશ્વરના અસ્તિત્વમાં-આત્માના અસ્તિત્વમાં વિશ્વાસ બેઠા વિના રહે નહીં, જો તે નીતિનો માર્ગ છોડે નહીં તો. નાસ્તિકમાં પણ ઇશ્વરનો અંશ તો છે ને! કોઈ ને કોઈ દિવસે, વર્ષે કે પુનર્જન્મે તે દૈવી અંશ વ્યકત થાય જ. આપણા ઇતિહાસ-પુરાણોમાં તો સત્ય, દયાદિ એક ગુણને અણીશુદ્ધ વળગી રહેનારને પણ ઇશ્વર દર્શન થયાં છે અને એવા અનેક દાખલા આપ્યા છે-આત્મા કે ઇશ્વરના દર્શન કરેલ અનુભવી, મહાત્મા, સંત પેગંબરનો વંશ ચાલુ છે તેમ જ તેમનાં વચનો અને ઉપદેશો અનુસાર વર્તનારા પડ્યા છે ત્યાં સુધી નાસ્તિકતાનો પગદંડો જામી શકે નહીં. સત્યને અસત્ય ક્યાં સુધી છુપાવી શકે?" પોતે દૃષ્ટાંત આપ્યું:

ગુરુજીએ શિષ્યની પરીક્ષા કરી. બે શિષ્યોને એક એક પક્ષી આપી જુદી જુદી દિશામાં મોકલ્યા. આજ્ઞા કરી: "કોઈ ન જુએ ત્યાં એ પક્ષીને પજવવું." ઇશ્વર સર્વવ્યાપી છે તે તો બન્નેએ સાંભળેલું. એક જણ નિર્જન સ્થાનમાં જઈ પક્ષીની ડોક મરડીને પાછો ફર્યો. ન તેને દયા આવી, ન તેને પક્ષીનો ફફડાટ જોઈ અનુકંપા ઊપજી. બીજો શિષ્ય એકાંત સ્થળમાં તો ગયો, પણ

તેને તેના અંતરમાં ઈશ્વરનો સાદ સંભળાયો. પક્ષીની આંખમાં જોયું તો તેના અંતરમાં પણ તેને ઈશ્વરનું અસ્તિત્વ દેખાયું. મને દુઃખ થાય છે એવું આને પણ દુઃખ થાય છે એવું એને ભાન થયું. દયા આવી. પક્ષીના માથા પર અને શરીર પર પ્રેમથી હાથ ફેરવ્યો. પક્ષીસહિત પાછો આવ્યો. ગુરુજીની પ્રસન્નતા એના પર ઊતરી. બીજાને બેવકૂફ ગણી ધુતકારી કાઢ્યો.

દંપતી રાજી રાજી થઈ પૂજ્યશ્રીને પગે લાગી ઘર ભેગાં થયાં. કદાચ એ વિચાર લઈને ગયાં હોય કે નાસ્તિકતામાં માનનાર અજ્ઞાની–અવિદ્વાન અંધકારમાં ડૂબે તો આસ્તિકતાના પુસ્તકિયા પાઠ ભણનાર વિદ્વાન તેના કરતાં વધારે ઊંડા અંધકારમાં ડૂબે.

ત્યાર બાદ નાસ્તિકતા સંબંધે ચર્ચા કરતાં પોતે પોતાના વિચારો વધુ સ્પષ્ટ કર્યા. ઈશ્વરના અસ્તિત્વ સંબંધે સુપ્રસિદ્ધ કારણો આપતાં એક બે કારણ પર એઓશ્રીએ વિશેષ ભાર મૂક્યો. દુનિયાભરમાં ફરી વળો. કદી પણ એકસરખી સમાનતાવાળાં મનુષ્યો મળશે નહીં. જંગલીમાં જંગલી મનુષ્યોથી માંડી ઉત્તમમાં ઉત્તમ મનુષ્યો સુધી પહોંચેલાં અને પહોંચતાં મનુષ્યો આપણે જોઈએ છીએ. આ અસમાનતાનાં કારણોમાં કર્મવાદ અને પૂર્વજન્મ અને પુનર્જન્મનો કાયદો માનવો પડે. એ કાયદા કે નિયમને લઈને સર્વ કોઈને સર્વ બાબતની સરખી તક મળે છે. સુખદુઃખના સ્વાનુભવે ઘડાતો ઘડાતો હરકોઈ મનુષ્ય ઊંચે આવતો જાય છે. પશુમાંથી પશુપતિ બને છે. એક જન્મે આમ કદી બની શકે નહીં. અનેક જન્મે હરકોઈ વ્યક્તિ સંસિદ્ધ થાય છે. હરકોઈ વસ્તુ સત્ (બ્રહ્મ)માંથી નીકળી અસત્ (બ્રહ્મની વિસ્મૃતિરૂપ સ્થિતિ)માં થઈ સત્માં પાછો જાય છે. એવી રીતે સત્ તરફથી વિમુખ થતાં જન્મજન્માન્તર ગોળ ગોળ ચક્રે ફરતાં ફરતાં સ્વાભાવિક રીતે મનુષ્યનું મુખ સત્–બ્રહ્મ–અભિમુખ થતું જાય છે. એટલે મનુષ્ય અન્ધકારમાંથી પ્રકાશની ઝાંખી મેળવી પ્રકાશ તરફ અને પ્રકાશમાં જાય છે. નાસ્તિકતામાંથી આસ્તિકતામાં જવાય છે. નિયમ છે કે સત્માંથી નીકળેલ સત્માં પાછો ફરે. વચ્ચે અસત્ આવે, પણ તેની ફિકર નહીં કારણ કે એ એક વસ્તુસ્થિતિ છે, જગતની પરિસ્થિતિ છે. જેની દૃષ્ટિ ખૂલી ગઈ છે તે તો બેધડક કહે છે કે આપણે સત્થી છૂટા પડ્યા જ નથી.

ગાઢ ઊંઘમાં, મૂર્ચ્છામાં પડેલ મનુષ્ય કદી પોતાને ભૂલતો નથી. તેને તે જ શરીરમાં તે જાગ્રત થાય છે તેથી તેની બધી સ્મૃતિ કાયમ રહે છે. સમાધિસ્થ

પુરુષ તો જાગ્રત ઊંઘમાં છે. તેની તો નિત્ય સ્મૃતિ બની રહે છે. ડૂબી ગયેલ મનુષ્યો જીવી જાય તો મોતનો વિચિત્ર અનુભવ કહી સંભળાવે છે. એ પ્રમાણે મોતના મોંમાંથી પાછાં ફરેલ મનુષ્યો પણ એવા અનુભવો કહે છે. મોત પણ એક જાતની ઊંઘ કે મૂર્ચ્છા છે. એ સ્થિતિ પછી શરીર બદલવું પડે છે એટલે નવા શરીરમાં તેની તે સ્મૃતિ કાયમ રહી શકે નહીં. મરણસમયનો ભુલાવો, નવા શરીરનો જન્મ, બીજથી માંડી પૂરેપૂરી બુદ્ધિ ખીલી ઊઠે તે અવસ્થા, અને વચ્ચેની અનેક પ્રકારની અનેક નવા સંસ્કારવાળી નવી અવસ્થા જૂના સંસ્કારને દાબી દે છે. તદ્દન બચપણના સંસ્કાર યાદ રહી શકતા નથી તો પૂર્વજન્મના સંસ્કાર શી રીતે યાદ આવે ? છતાંય કોઈક વિરલ બાળકના આ પૂર્વજન્મના સંસ્કાર થોડોક સમય જાગ્રત થઈને રહે છે. બીજમાં ઝાડ છે. ઝાડમાં બીજ છે. છતાં બન્નેમાંથી એકેયને બીજાની ખબર નથી. વરાળમાં બરફ છે. એક અદૃશ્ય છે; બીજું દૃશ્ય છે. બન્નેના ગુણદોષમાંય ફરક છે. રૂપાન્તર થયે વસ્તુ એકની એક હોવા છતાં કંઈક જુદી તો દેખાવાની. વરાળ એ જ બરફ છે. બરફ એ જ વરાળ છે. બન્નેના દેહ બદલાઈ જતાં જુદે રૂપે દેખાય. યાદ રાખીએ : સૂક્ષ્મમાંથી સ્થૂલ થાય અને પછી સ્થૂલમાંથી સૂક્ષ્મ. સૂક્ષ્મને વ્યક્ત થવાને માટે સ્થૂલનો આશરો લેવો પડે. અદૃશ્ય વાદળાં બદ્દથી દેખાય.

પુનર્જન્મને માનો એટલે દેહથી ભિન્ન તત્ત્વને માનવું પડે. એક દેહમાંથી નીકળી જનાર બીજરૂપ સૂક્ષ્મ તત્ત્વ કે સૂક્ષ્મ દેહવાળો જીવ માતપિતાને નિમિત્ત બનાવી નવો સ્થૂલ દેહ ધારણ કરે છે. આ થયો એનો પુનર્જન્મ. વાસ્તવે તેનું તે જ શરીર રૂપાન્તર પામ્યું અને કર્મની ધારા પકડી આગળને આગળ ચાલ્યું. મોક્ષપર્યંત આ ધારા ચાલ્યા કરવાની. સત્ સત્‌રૂપે રહે. અસત્ અસત્ થઈ જઈ ખરી જાય, તેને ખરી જવું પડે. પુનર્જન્મને ન માનનાર ધર્મ પણ શરીરથી ભિન્ન રૂહ કે આત્માને માને છે કે જે સ્વર્ગ નરકમાં ગતિ કરે છે.

હવે કર્મ જડ છે. દેહ જડ છે. બન્નેમાંથી એકેય સ્વતંત્ર ક્રિયા કરી શકે નહીં. બ્રહ્મ પણ ક્રિયા કરી શકતું નથી. તે વિચિત્ર પ્રકારનું નિષ્ક્રિય તત્ત્વ છે. ચેતન જ જડને ગતિ આપી શકે. જડની ઓથે રહીને એટલે જગતરૂપી દેહની દૃષ્ટિએ ચેતન ઈશ્વર સૃષ્ટિકર્તા તરીકે આવીને ઊભો રહે અને દેહદૃષ્ટિએ ક્રિયા કરનારા જીવને દેહમાં આવવું જ પડે. નિષ્ક્રિય બ્રહ્મ અને નિષ્ક્રિય જગત એ બેની વચ્ચે ક્રિયાના પ્રેરક, ક્રિયાના કરનાર ઈશ્વરને દેખાવું પડે. જગત એ એક ક્રિયા છે. તેના દૃશ્યઅદૃશ્ય થવાની પણ એક ક્રિયા, ગતિ છે. એ ક્રિયા

કરનાર–કરાવનાર અદશ્ય ચેતન તત્ત્વ છે. નિષ્ક્રિય દેહ અને જડ કર્મ એની વચ્ચે ક્રિયા કરનાર ચેતન જીવ છે. 'હું' નથી એવું કોઈ નાસ્તિક પણ કદી શકે નહીં. દેહના મર્યા બાદ 'હું' નથી એવું અનુભવનાર, જાણનાર 'હું' સાક્ષીરૂપે રહેવાનો. સામાન્ય રીતે મરતી વેળા 'હું'ની વિસ્મૃતિ થાય છે, તેથી તે ઊડી જતો નથી. મરણસમયની આ પ્રમાણેની સ્થિતિ છે:

અત્યંત દુઃખમાં મનુષ્ય બેહોશ થતો જાય છે. એટલે તેની શરીર દૃષ્ટિ હટતી જાય છે, અંતર્મુખ થતી જાય છે. યોગી સ્વતંત્ર રીતે અંતર્મુખ થાય છે અને સભાનતામાં શરીર છોડી શકવાની શક્તિ કેળવે છે. રોગી કે ભોગી તેમ કરી શકતો નથી અને તે પૂરેપૂરો બેહોશ થઈ જાય છે. તે સ્થૂલ શરીરભાન ભૂલે છે, સ્થૂલ સગાંસ્નેહીઓને ભૂલે છે, પણ મનમાં ભરાઈ બેઠેલાં શરીર અને શરીરધારી સગાંઓને ભૂલી શકતો નથી. તે બીજરૂપે–સંસ્કારરૂપે પડી રહે છે. એ એની શક્તિની બહારનો વિષય છે. મનમાં પડેલાં સૂક્ષ્મ બીજ, સૂક્ષ્મ સંસ્કારોને એ શી રીતે ભૂંસે કે ભૂલે? કુદરત–પ્રકૃતિ તેને ન ભૂલવા દે. એ સંસ્કારો એને પરવશ બનાવી દે છે. તેમ નહીં હોય તો 'મુક્તિ, મુક્તિ' બકનારો મુક્ત થઈ જાય અને 'કંઈ નથી. કંઈ નથી' એવું માનનારો અને કહેનારો નાસ્તિક શૂન્યરૂપે અર્થાત્ 'કંઈ નથી' થઈને રહે. સંસ્કારબદ્ધ અને વાસનાબદ્ધ જીવ પરવશ બની કુદરતને, પ્રકૃતિને, માયાને વશ થઈ રહે; બંધન-મુક્ત કદી થઈ શકે નહીં. કર્મના કાયદાની પકડમાંથી છટકવાનું કોઈના હાથમાં નથી. નચિકેતાને યમરાજા કહે છે:

अयं लोकः, नास्ति परः, इति मानी, पुनः पुनर्वशम् आपद्यते मे ॥ (આ લોક જ છે, પરલોક નથી, એવું માનનાર ફરી ફરી મને વશ થતો રહે છે.) અર્થાત્ તે મરે છે ને જન્મે છે. જન્મમરણ એ તો ઈશ્વરના હાથની વાત છે, કર્મને આધીન રહેવાની વાત છે. ચેતન મનુષ્યના આંતરમાનસના સૂક્ષ્મ પડદા પર પડેલી વિચારઆચારની છાપ કોણ ભૂંસી શકે? વ્યષ્ટિમાનસ સમષ્ટિમાનસમાં છે અને રહે છે.

હવે મરણસમયે બેહોશ બનેલ મનુષ્ય દેહનું દુઃખ તો ભૂલે છે પણ તેની તે વખતની અંતર્મુખ અવસ્થામાં તેના જન્મોજન્મનાં શુભાશુભ કર્મોના સંસ્કારો આપોઆપ સ્ફુરી આવે છે અને એ સ્ફુરિત સંસ્કારોની તીવ્રતા પ્રમાણે એનો નવો જન્મ નિશ્ચિત થાય છે. એટલે કે એનું પ્રારબ્ધ બંધાય છે અને તે પ્રમાણે તે जातिः आयुः भोगः । એ સૂત્ર પ્રમાણે નવો જન્મ લઈ નવા ભોગ ભોગવવાની આયુમર્યાદા બાંધી લે છે. સ્થૂલ દેહની અંદર સૂક્ષ્મ

દેહ છે તે બીજ રૂપે છે. નવા નવા સંસ્કારોની છાપ તે ગ્રહણ કરતું રહે છે. એ બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજની આવૃત્તિ-પુનરાવૃત્તિ થયા કરે છે.

આત્મા-પરમાત્મા શું છે? તે પ્રશ્ન અલગ કરીએ તોય એટલું તો સ્પષ્ટ છે કે પુનર્જન્મનો નિયમ નાસ્તિકતાનો છેદ ઉડાવી દે છે અને કર્મના કર્તાને શિરે સુખદુઃખની જવાબદારી ઓઢાડે છે. જેવું કર્મ તેવું ફળ મળે જ મળે, આ જન્મે કે પછીના જન્મે. તે કારણે કર્મસુધારણા પર ભાર મૂકવો રહ્યો. જગતમાં તો દ્વન્દ્વ રહેવાનાં. સુખની સાથે દુઃખ વળગેલું છે. હાનિ-લાભ, જીવન-મરણ, જશ-અપજશ, ધર્મ-અધર્મ, નીતિ-અનીતિ, આસ્તિકતા-નાસ્તિકતા આ દ્વન્દો છે. માટે જે સત્ય વસ્તુ છે તેની કિંમત ટકી રહે છે. નાસ્તિકતાને લીધે આસ્તિકતા કેટલી અમૂલ્ય છે એ અંકાય છે અને તેની કેટલી આવશ્યકતા છે તેની ખાતરી થાય છે. હરકોઈ મનુષ્યે આ દ્વન્દો વટાવવાં રહ્યાં. જન્મોજન્મની મુસાફરીમાં અનેક અનુભવોની ચાળણીમાં ચળાવું પડે. જગતને જોયા કરો તો જગતની છાપ પડે ને જગત દેખાય; ઊલટી દૃષ્ટિ કરો અને જગદીશને જુઓ તો જગદીશ દેખાય. વાસ્તવે તો જે છે તે આસ્તિકતા-સત્ છે; નાસ્તિકતા છે જ નહીં.

આત્મા છે, પરમાત્મા છે, જીવ છે, ઈશ્વર છે. એક શરીરને છોડી બીજું શરીર ગ્રહણ કરનાર કોઈ અદૃશ્ય તત્ત્વ છે. માટે નાસ્તિકતા નથી, નથી અને નથી જ. પણ એ સત્ય અનેક કડવા અનુભવ મળ્યા પછી સમજાય. મનુષ્ય મનુષ્ય વચ્ચે જન્મોજન્મનું અંતર રહેવાનું. એટલે તેમના ગુણદોષ, વિચાર-આચારમાં ભેદ પડવાના. જગતનો વહેવાર જ એવો છે કે કોઈ પણ પ્રાણી કે કોઈ પણ વસ્તુ સત્‌માંથી અસત્‌માં ખસી પડે છે અને જતે જતે સત્‌માં જઈ મળે છે. પ્રકાશમાંથી નીકળી, પ્રકાશ તરફ પૂંઠ કરી, અંધકારમાં રડસેલાતાં હડસેલાતાં પ્રકાશાભિમુખી થાય છે ત્યારે તેને કંઈક ઝાંખી મળે છે, એટલે પ્રકાશ તરફ તેનાં પ્રયાણ થતાં થતાં જ્યાંથી નીકળ્યા હતા ત્યાં—તે પ્રકાશમાં—જઈ મળાય છે. જગતનો આ ક્રમ છે, સત્ય હકીકત છે. પણ એ અનુભવ અને શ્રદ્ધાનો વિષય છે.

× × ×

પોતાના રાજસી ઠાઠની વાત નીકળતાં પોતે કહ્યું: "લોકોને શી ખબર કે મારું અંતરમાનસ કયાં છે? બહારનો દેખાવ જોઈ એ લોકો ટીકા કરે છે. મારા ગરીબ ભક્તો છે. તવંગર ભક્તો પણ છે. પોતપોતાની રીતે બન્ને મારી

સેવા કરે છે. એક જ પ્રકારનાં ખાનપાન–રીતરસમને હું શી રીતે વળગી રહું ? મારાં કોઈ ઘરબાર કે સગાસંબંધી નથી, એટલે એક જ પ્રકારનાં ખાનપાનાદિના વહેવાર સાધુ પુરુષને ન ફાવી શકે. અમુક મર્યાદામાં રહી તેણે થોડાક વ્યાવહારિક નીતિનિયમ હળવા કરવા પડે, પણ તેમ કરતાં સ્વતંત્રતા ધર્મભાવના અને આનુષંગિક બીજા ખાસ નીતિનિયમોનું ઉલ્લંઘન ન થઈ જાય તેટલું તેણે સાચવી લેવું પડે. એ મર્યાદામાં રહી ભક્તોનાં પણ થોડાંક માન રાખવાં પડે. મને આ આપો અને તે આપો એવું સાચો સાધુ કદી ન કહે. રંગીલો, રસિક ભાવુક ભક્ત પોતે વાપરે તેવાં અને જે વડે પોતાના ઇષ્ટ મૂર્તિ–દેવની પૂજા કરે તેવાં કિંમતી વસ્ત્ર, ફૂલ, અત્તર, ફળાદિરૂપી ભેટથી મારી પૂજા કરે તો મારે શું કામ તેનો ભાવભંગ કરવો ? વળી સાધુ સાધુ પણ વિચિત્ર ખોપરીના અને વિચિત્ર વહેવારના હોય છે. લીલારૂપે એ બધું સ્વીકારી લે છે " પછી જરા વિનોદ કરી ઉમેરે : " રાજા આવી રાજારૂપે મને સ્વીકારે તો મારે રાજા તરીકે તેનો આવકાર કરવો જોઈએ ને ? બધા જ સાદી સરળ જિંદગી ગાળતા થઈ જાય તો કારીગર તેની કારીગરીનાં કામો કોને માટે તૈયાર કરે ? વિધવિધરંગી દુનિયામાં વિધવિધરંગી લોકો અને તે પણ સારા સદ્‌ગુણી લોકો રહેવાના. શોખીન લોકોની તેટલી જ જરૂર છે, જેટલી સાદાની. આપણી સંસ્કૃતિનાં બધાં અંગો કૃષ્ણમુખી ( ઈશ્વરમુખી ) હતાં. પ્રભુને પ્રસન્ન કરવાનાં અનેક પાસાં હોય છે. કોઈ પણ પ્રવૃત્તિનું મુખ કઈ તરફ છે એ જોવું–સમજવું જોઈએ કારણ કે પ્રયાણ તે દિશામાં થવાનાં. ઈશ્વરને ખુશ કરવામાં ખુશાલી મળે."

પછી જરા ગંભીર થઈ કહેતા : " મને જે મળે છે તેના ભાગીદાર તમેય છો ને ? હું ક્યાં એકલો જ એનો ઉપભોગ કરું છું ? એક હાથે આવે તો બીજે હાથે જાય છે. સાધુ પુરુષો સ્વચ્છતાના, સદ્‌ગુણ કેળવવાના અને સદ્‌વહેવારના પાઠો ભણાવે છે તે ખ્યાલમાં રાખવું જોઈએ. સાધુ મહાત્મા જંગમ તીર્થ છે. જડ તીર્થને યાત્રાનું સ્થાન–શુદ્ધિનું સ્થાન બનાવનાર મહાત્માઓ છે. દેવમંદિરમાં, તીર્થસ્થાનમાં, શુભ અવસર પર સાફ, સ્વચ્છ, શુદ્ધ થઈને જવાય એના પ્રત્યક્ષ પાઠ સંતમહાત્મા પાસે ભણાય છે, અલબત્ત ભણવા હોય તેને. પથ્થર કોરા રહે, ભાવુક ભાવભીના થાય. " પોતે વૈરાગ્યના તોરમાં આવી જઈ યાદ દેવડાવતા : " અમીરીમાં ફકીરી જાળવી રાખવી એ પણ એક વિચિત્ર તપસ્યા છે. હરકોઈ હાલતમાં મન સમતા ન ગુમાવે એ જાળવી રાખવામાં પૂર્ણ વિવેકવૈરાગ્યની કસોટી થાય છે. "

× × ×

સંતમહાત્માને શાસ્ત્રના નીતિનિયમોથી ન મપાય એ બાબતની ચર્ચા ઊઠી. પોતે સમર્થનમાં કોઈ એક અનુભવી મસ્ત સંતનું વચન ટાંક્યું:

" विधिनिषेधके बन्धनमें क्युं अटके, सुन लडके । "

એ બાળબુદ્ધિ પંડિત, વિધિનિષેધની મીમાંસામાં ક્યાં સુધી પડી રહેવાનો ? આગળ વધ. અનુભવ મેળવી લે. પોતે ચેનવણીપૂર્વક સમજાવ્યું : આ વચનો તો સંતમહાત્માની મહત્તા બતાવવા માટેનાં રોચક વચનો છે. એ હરકોઈએ હરહંમેશ અમલમાં મૂકવાનાં છે એવી ફરજ નથી. મુદ્દો એ છે કે શાસ્ત્રોએ જે બાહ્ય નીતિનિયમો ઘડ્યા છે તે સાચા સંતપુરુષોનાં વર્તનો જોઈ–તપાસીને. સંતમહાત્માઓ એ નિયમોમાં સુધારાવધારા કરી–કરાવી શકે એ ખાસ બાબત ધ્યાનમાં રાખવાની છે. અસલનાં નિત્ય, નૈમિત્તિક કર્મો, સ્નાન–સંધ્યાપૂજાદિની વિધિ, વેશભૂષા, ખાનપાન, મુસાફરી, વાહનવહેવાર વગેરેમાં ફેરફાર થવાના–કરવા પડવાના. વળી બીજી એ બાબત પણ યાદ રાખવાની છે કે સાધન દશામાં જે નીતિનિયમો કડકપણે પાળવાના હોય છે તે સિદ્ધ દશામાં આપોઆપ હળવા થઈ જાય છે.

મહાત્મા લોકો કેટલીક વાર જાણી સમજીને કોઈક નિયમનો ભંગ કરતા હોય તેવો આભાસ ફેલાવે છે, જેથી જનસમૂહ એની જરા ઓછી સતામણી કરે. પડ્યા પડ્યા કોઈ વિચારની લહેરમાં 'શબાસને' સૂઈ રહ્યા હોય કે ઊંઘતા હોય તેવો દેખાવ કરે. લોકો માને કે આ તો કોઈ પ્રમાદી આળસુ નામધારી બાવો છે. ભજન કરતો નથી. છોડો એનો પીછો.

સારા સાધુને પૂરેપૂરો સમજવો એ અઘરું કામ છે. સદ્ભાગ્યે એવો કોઈ સારો સાધુ આવે. અનુકરણ કરનારા ઢોંગી મળવાના. જમાનો એ તરફનું જોર પકડતો જાય છે. હુંય એવો ઢોંગી કળજુગી સાધુ ન હોઉં એની ખાતરી કરી લેજો. એવો હળવો વિનોદ કર્યો.

સભામાં બેઠેલા એક શાસ્ત્રીજી બોલી ઊઠયા: "મહારાજજી, આપને કોણ કળજુગી સાધુ કહી શકે ? આપમાં તો દોષ ગુણરૂપે રહે." અને એ બાબતનું સમર્થન કરવા તુલસીદાસજીની ઉક્તિ ટાંકીને કહ્યું: "समरथको नहीं दोष गोसांई ! મહારાજજી, આપ તો સમરથ છો." પૂજ્યશ્રીએ તરત જ વિનયપૂર્વક જવાબ આપ્યો: "હું એવો સમરથ નથી. તુલસીદાસજીએ તો અગ્નિ, ગંગાજી, અવતારી

પુરુષો જેવા સમરથોને લક્ષમાં લઈ ને એ ઉક્તિ ઉચ્ચારી છે; મારા જેવાને માટે નહીં. હું ક્યાં એઓની જેમ અશુદ્ધને પણ શુદ્ધ કરી લઉં અને મારામાં મિલાવી દઉં કે મારા જેવો કરી લઉં એવો છું? મારા સહવાસમાં આવનારને તપાસી જુઓ."

× × ×

ચર્ચાને જરાક વળાંક મળ્યો અને સાચા તેમ જ બનાવટી સાધુ સંબંધે વાતનો ઝોક વળ્યો. સાચા સાધુની નકલ કરનારા ઢોંગી તો નીકળવાના, પણ સાચા ભક્તને...સાચા સાધુને પારખવાની બુદ્ધિ મળી રહે છે. વેદાન્તવિદ્યા એ આપણા ઉપનિષદનું મહામૂલું ધન છે અને સાધુ પુરુષનો એ છૂપો વારસો છે. પણ પુસ્તક દ્વારા કે બીનઅનુભવી કાચા કથાકાર દ્વારા એ ધન આજે છૂટથી વેરાઈ રહ્યું છે. સાચા સાધુની તેમ જ ખરા વેદાન્તની કંઈક ઠેકડી ઊડી રહી છે પણ તેથી ખરી વિદ્યા કે સત્યને છુપાવવું પણ શી રીતે? એટલે બધા જ ઉત્તમ અધિકારી છે એમ માની લેવું પડે છે.

અપરિપકવ વેદાન્તની વાત ચાલી. પૂજ્યશ્રી કહે છે:

તુલસીદાસે ભવિષ્યવાણી ભાખી છે:

ब्रह्मज्ञान बिन नारी नर करत न दुसरी बात ।
कौरी कारन मोह वश करैं विप्र गुरु घात ॥

× × ×

મારો મુકામ સુરત જિલ્લાના એક નાનાસરખા ગામમાં હતો. એક જુવાન બંગાલી છોકરો ત્યાં આવી ચડ્યો. કદાચ મારું નામ સાંભળ્યું હશે. સ્વામી રામતીર્થનાં પુસ્તકો વાંચતાં વાંચતાં તે ચિત્તભ્રમ થઈ ગયો. सर्वं खलु इदं ब्रह्म। (આ બધું બ્રહ્મ જ છે) એવું ખરું જ્ઞાન નહીં પણ એવો એને ભ્રમ થઈ ગયો. ન કશું કરવાનું ને ધરવાનું. પાઠપૂજા, કર્મ, ધર્મ, દાન, પુણ્યાદિ સર્વ ક્રિયાની ઉપર પોતે ઊઠી ગયો છે એવું એણે માની લીધું. ખોટી મસ્તી ક્યાં સુધી ટકે? ભટકતો ભટકતો આવી ચડ્યો. અણસમજુ તો તેની ચેષ્ટા જોઈ માની બેઠા કે આ તો એક ઓલિયો પીર છે. તેની આંખમાં મસ્તીનું ઘેન હજુ નહોતું. પાગલપણાનું ચિહ્ન હતું. જાણકાર હોય તે જ તે જાણી શકતો. રામતીર્થનાં થોડાંક મસ્તીભર્યાં કવન તે ભ્રમ જ્ઞાનીએ સંભળાવ્યાં. બીજો થોડો લવારો કર્યો. તેને કંઈક પ્રસાદી ખવડાવી. સમજાવી-પટાવી વિદાય કર્યો. સિંહજીનું

દૂધ સિંદ્ધ–અરચ્યું જીરવી શકે. વળી તે કનકપાત્રમાં ઠરે. પહેલું તો એ મળવું મુશ્કેલ. કોઈ મરજીવો પામે તો પામે. વેદાન્તજ્ઞાન સસ્તું નથી.

બીજા એક ખેડૂત ભાઈની પણ એવી જ સ્થિતિ. પુસ્તકિયો જ્ઞાની થઈ કામ-ધંધો છોડી બેસી ગયો, 'अहं ब्रह्म ના અવળા પાઠ ભણ્યો. ક્યાં સુધી ચાલે ? એક તો ગરીબ ને હવે બેકાર. બેકારીને લીધે બાળબચ્ચાંરૂપી બ્રહ્મે એને બહાવરો કરી દીધો અને પત્નીબ્રહ્મે તેનો નશો ઉતારી દીધો. ભૂખે મરતા મનુષ્યની મસ્તી ઊતરી ગઈ. સારે નસીબે પાછો ધંધે વળગ્યો.

ત્રીજો એવો જ મિથ્યાજ્ઞાની નોકરી છોડી ઘરે બેઠો. મહારાજ પણ એવા મૂર્ખાને કેવી રીતે સીધા રસ્તા પર લાવી મૂકે? મૂંગે મોઢે સાંભળ્યે જાય, કંટાળીને પેલો પાછો જાય. સમય પાકે આપોઆપ તે અથડાઈ–કુટાઈ રાહ પર તો આવ્યો. ગઈ નોકરી પાછી ન મળી. અસંતોષ સર્વ બાબતનો રહ્યો તે રહ્યો. બ્રહ્મ બ્રહ્મ ગોખનારા ભ્રમિત થઈ જાય.

હવે એક વધુ કરુણાજનક કથની સાંભળવા મળી. માણસ પ્રમાણમાં હોશિયાર પણ શુષ્ક વેદાન્તી. સારે નસીબે નાનો કુટુંબદાર હતો અને કામધંધામાંથી સારી જેવી કમાણી કરીને બેસી પડેલો એટલે એનાં એ બ્રહ્મજ્ઞાન—વાસ્તવે ભ્રમજ્ઞાન—નો ભાંડો ફૂટતાં વાર લાગી. રામતીર્થ, ગિરિધર (નાં કૂંડળિયાં), સૂફી કવિઓ અને બ્રહ્માનંદ (નાં ભજન) મોઢે કરી ગપ મારતો રહે. ન કોઈ બીજું સાધન, ભજન, ધ્યાન, પાઠ, પૂજા. મંદિરે જઈ દેવદર્શન તો એ કરે જ શાનો? ન તો સાધુમહાત્માનો સેવાભાવે, નમ્રભાવે સંગ કરે. પોતાના જ્ઞાનાડંબરનું પ્રદર્શન કર્યા કરે. પણ એવાને સંતોષ, તૃપ્તિ અને શાન્તિ ક્યાંથી આવે? બકવાદે ચઢી ગયો અને બકતો બકતો જ રહી ગયો. શું માલૂમ ક્યાં અને કેવાં મરણજન્મ પામશે? આવા 'परापूजा'ના બકવાદી અને "पूर्णस्य आवाहनं कुत्र" ના કૃત્રિમ શાબ્દિક વેદાન્તીની અવગતિ થયા વિના રહે નહીં.

ત્યાર બાદ આ એક દૃષ્ટાંત દ્વારા શુષ્ક વેદાન્તીની ઝાટકણી કાઢી. એક મિથ્યાજ્ઞાની પોતાના જુદા વેદાન્તના તોરમાં ઘૂમ્યા કરે. "આવા અવધૂતને ન પાપ કે પુન"નો ખોટો અર્થ કરી મનને મનાવ્યા કરે અને પાપ કરે. એક વાર બ્રહ્મહત્યા કરી. પાપ તો ચોંટ્યું પણ મનને સમજાવ્યા કરે કે મેં ક્યાં પાપ કર્યું છે? હું તો પાપપુણ્યથી પર છું. હાથનો દેવતા ઇન્દ્ર. તેણે હાથ દ્વારા પાપ કર્યું. બ્રહ્મહત્યાનું પાપ આ પાપીના શિર પર ભમ્યા કરે. સ્મૃતિપટ

પર તે કોતરાઈને પડયું છે ને ? એક વાર ઇન્દ્ર એક મહાત્માનું રૂપ લઈ તેની પાસે આવ્યા અને તેના જ્ઞાનનાં ખૂબ વખાણ કર્યાં. ફરતાં ફરતાં તળાવ પરની એક વાડીએ આવ્યા. સુંદર વાડીના દર્શન કરી ઇન્દ્રે તેના માલિકની પ્રશંસા કરી: "વાહ, કેવો સારો તે માલિક છે ! કેવી સરસ ફળફૂલવાડી તેણે બનાવી છે ! ધન્યવાદ છે તેને. મારે તેને મળવું છે. એ કોની વાડી છે ?" પેલો શુષ્ક વેદાન્તી બોલી ઊઠયો : "અરે, એ તો મારી વાડી છે. હું તેનો માલિક છું." ઇન્દ્ર દેવતાએ પેલી બ્રહ્મહત્યા તેના ગળામાં ભેરવી: "લે ત્યારે આ તારી બલા." અંતરમાં ચોંટી રહેલો અહંકાર 'ના' કહેવાથી જતો રહેતો નથી. ગમે તે સમયે તે બહાર કૂદી પડે. આત્મવંચના કયાં સુધી ટકી શકે !

× × ×

વેદાન્તના ખરા અધિકારી કોણ ? એ વિષયની ચર્ચાને અન્તે પોતે જ્ઞાનનાં સાત પગથિયાં સમજાવ્યાં. જે હરકોઈ સાધકે ચઢવાં રહ્યાં, જો તેણે પૂર્ણ જ્ઞાનસિદ્ધ થવું હોય તો. ઈશ્વરના માર્ગે વળવાની તેને સદ્બુદ્ધિ સૂઝે છે. દાન, પુણ્ય, કર્મ, ધર્મ, પાઠ, પૂજા, ભજન, કીર્તન કરતાં કરતાં અભ્યાસીના તમોગુણ અને રજોગુણ દબાતા જાય છે, સત્ત્વગુણ વધતો જાય છે. અનીતિ છોડી નીતિના પંથે તે ચાલવા માંડે છે. નીતિ વિના કદી ખરા ધર્મનો માર્ગ જડે નહીં અને ધર્મ, શાસ્ત્ર, સત્પુરુષોનાં વચનમાં શ્રદ્ધા રાખ્યા વિના ખરી નીતિના માર્ગ પર ટકી શકાય પણ નહીં. ધર્મ અને નીતિ ઓતપ્રોત છે; બાપદીકરીનો સંબંધ છે યા તો માદીકરાનો સંબંધ છે."

बीना हरिकृपा न होई सत्संगा । सो बीन होई न संशयके भंगा ॥

ઉપર પ્રમાણે ધર્મનીતિને માર્ગે ચાલી સત્સંગ કરતો રહે ત્યારે કાળે કરી સત્ત્વગુણી પ્રવાહ ચાલવા માંડે અને પછી સાધકને ખરા જ્ઞાનનું પહેલું પગથિયું હાથ લાગે. એ છે શુભેચ્છા. એ શુભ-ઇચ્છાની એવી લગની લાગે કે ઈશ્વરદર્શન કયારે થાય ? કયારે થાય ? આત્મદર્શન કયારે થાય ? કયારે થાય ? પછીનું પગથિયું છે સુવિચારણાનું. શુભેચ્છા સારી વિચારણામાં પરિણમે. ઈશ્વર-આત્મદર્શનની વિચારધારા તૂટે નહીં. એવી અવિચ્છિન્ન વિચારધારાથી અભ્યાસીને તનુમાનસાની ભૂમિકા પ્રાપ્ત થાય. એનું મન બહુ સૂક્ષ્મ, પાતળું, લગભગ પારદર્શી થઈ જાય. ન તેમાં કોઈ ખાસ વાસના કે જાગતિક પદાર્થની રસવૃત્તિ રહે. વિવેક અને વૈરાગ્ય સતત જાગ્રત રહે અને એને સાવધાન કર્યા કરે. આ ત્રીજી ભૂમિકાનો જય કરતાં કરતાં સાધક ચોથી ભૂમિકામાં પ્રવેશ

કરે. રહતે રહતે એના બધા દોષ ઓગળી જાય. ચિત્ત તદ્દન નિર્મળ થાય. મન પારદર્શી થઈ જાય. આ છે 'સત્ત્વાપત્તિ'. શુદ્ધ મન કે શુદ્ધ ચિત્તને સત્ત્વ કહે છે. અભ્યાસ સતત ચાલતો રહે. તે પરિપક્વ થયે કોઈએક અકલ્પ્ય પળે અણધારેલે સમયે ("सत्त्वात् संजायते ज्ञानम्") એની જ્ઞાનદૃષ્ટિ ઊઘડી જાય. એ છે શંકર–સુખકારીનું ત્રીજું નેત્ર જે કામને બાળી દે, કોઈ પણ વાસના–તૃષ્ણા રહેવા ન દે.

ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन । જ્ઞાનાગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મ કરી દે. ન હવે એને કોઈ કર્તવ્ય. કર્મમાત્રની કર્તવ્યભાવના આપોઆપ સરી પડે. કર્મ ખસેડવાં પડતાં નથી, આપોઆપ ખસી જાય છે. મિથ્યાજ્ઞાની પોતાનાં કર્મ, ધર્મ વિનાસમજ્યે છોડી દે છે, પણ ભૂલે છે કે યોગીનું–જ્ઞાનીનું આંધળું અનુકરણ ખાડામાં નાંખે આ ભૂમિકામાં આત્મદર્શન થાય છે. મન અમન થાય છે. બળેલી દોરડા જેવું આકારમાત્રનું રહે છે. જીવ, જગત અને ઈશ્વર એ ત્રણેયના પ્રશ્નો એકીસાથે શમી જાય છે. નિઃશંકતા, નિર્ભયતા આવી મળે છે. સાધક સિદ્ધ થઈ ગયો છે. ન કશું એને જાણવાનું કે મેળવવાનું બાકી રહ્યું. અનુકૂળતા બન્યે રહે અને પ્રારબ્ધ પ્રતિકૂળ ન થયે જ્ઞાની આગળની ભૂમિકાનો જય કરે છે. એ છે असंसक्ति. કોઈ પણ જાગતિક પદાર્થો તરફ એની આસક્તિ થાય નહીં. આસક્તિપૂર્વક એ કશું કામ કરે નહીં. એની બધી ક્રિયા સ્વાભાવિક થઈ રહે છે. હરકોઈ પદાર્થ કે બાબતનું એને ભાન છે પણ તેમાં એનો સંગ નથી. તેમાં એનું મન ભરાઈ બેસતું નથી. વાસ્તવે તો એવા જ્ઞાનીનું ખરું મન રહ્યું હોતું નથી. તેનો દેહાધ્યાસ જતો રહ્યો હોય છે. લોકો જુએ છે કે જ્ઞાની ખાયપીએ છે, હસે છે, બોલે છે, કામમાં વળગેલો રહે છે. પણ એ સદા પ્રવૃત્ત હોવા છતાં સદા નિવૃત્ત છે, એ કેવળ સાક્ષીભાવે ક્રિયા કરતો રહે છે. છઠ્ઠી ભૂમિકામાં જ્ઞાનીને 'पदार्थाभाविनी' નામની સ્થિતિ પ્રાપ્ત થાય છે. પદાર્થ જુએ પણ તેનો સંગ નહીં. શું છે? તેનું જ્ઞાન નહીં; આંખ જોતી રહે પણ દૃષ્ટિ દ્રષ્ટામાં ઠરેલી રહે; વૃત્તિજન્ય જ્ઞાન ઊપજે નહીં અને એને જ્ઞાન થાય નહીં કે આ અમુક વસ્તુ છે. આ જ્ઞાનીને શબ્દના અર્થનું જ્ઞાન સ્ફુરે નહીં. મોંમાં કોઈ કોળિયો મૂકે તો કદાચ ભાન આવે ને તે ખાય. આ ભૂમિકાનો જય થતાં થતાં સાતમી ભૂમિકાની ચરમ સિદ્ધિ પ્રાપ્ત થાય. એમાં જ્ઞાનીને કોઈ જગાડે તો પણ ન જાગે. જાગતાં છતાં ઊંઘતો. પૂરી સુષુપ્તિ જેવી જ્ઞાનદશા. એને મારો, કાપો, કશી અસર નહીં. ચેતન છતાં પૂરો અચેતન. આ છે સ્થિતિ

તુર્ય. આવા યોગીનો પ્રાણ છેક સૂક્ષ્મ થઈ ગયેલ હોય છે. તે એકેક કલા છોડતાં છોડતાં સત્તર દિવસે પૂરો શાન્ત થઈ જાય છે. યોગીનું શરીર આપોઆપ છૂટું અળગું થઈ જાય છે. દેહાતીત દશા તે જ દેહરહિત તુર્યાતીત સ્થિતિ-બ્રહ્મસ્વરૂપ–બ્રહ્મસ્થિતિ.

પોથીપંડિતો આ ભૂમિકાને એવી રીતે હસી કાઢે છે કે એ તો મનની સાત પ્રકારની સ્થિતિ છે. જ્ઞાનીને એની સાથે કશી લેવાદેવા નથી. જેણે જ્ઞાનનું કહો કે મનનું કહો, પહેલું પગથિયું પણ સિદ્ધ કર્યું નથી અર્થાત્ જે શુભેચ્છા પણ કરી શકતો નથી તે ખરા જ્ઞાનની ટીકાટીપ્પણ કરી પોતાનું અજ્ઞાન છુપાવવાનો ડોળ કરે અને પોતે ખરો જ્ઞાની છે એવો આડંબર રચવાનો પ્રપંચ કરે તેવા ઢોંગીને જેટલા ધુતકારી કઢાય તેટલું ઓછું છે. પણ અણસમજુ સમાજમાં અણસમજુ જ્ઞાનીઓ સંતમહાત્મા તરીકે પૂજાવાના.

યાદ રાખીએ : દેહની સાથેનો તાદાત્મ્યભાવ તોડવા ભૂમિકાજય જરૂરી છે.
યાદ કરો : તુલસીદાસજીની શોચનીય વ્યક્તિઓ–નામધારી શુદ્ર બ્રાહ્મણાદિઓ.

ભૂમિકાનું જ્ઞાન વિચારતાં એમ લાગે છે કે પૂજ્યશ્રી પાંચમી ભૂમિકામાં રહી પોતાની પ્રવૃત્તિઓ આદર્યે જતા હતા બિલકુલ અસંગભાવે અને સાક્ષીરૂપે રહીને તેઓ એમ કરી શકતા. આ જ કારણને લીધે તેઓમાં એક વિરલ ધીરગંભીર શાન્તિનાં દર્શન થતાં અને તેમની મુખમુદ્રા હમેશ પ્રસન્ન રહેતી, જાણે કે કોઈ ગહન જ્ઞાનભૂમિકામાં પોતે ડૂબકી તો નથી મારીને ? પોતે જરૂરી કામ કર્યે રહેતા. છતાં પૂરા શાંત–ગંભીર રહેતા એવું એમના દર્શન કરનારને દૂરથી કે પાસેથી લાગતું. એવી ભાગ્યે જ એકાદ ક્ષણ જોવા મળી હશે, જેમાં એઓશ્રીએ શુભેચ્છા, સુવિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ કે અસંસક્તિનો ત્યાગ કર્યો હોય. ભૂલેચૂકે કોઈએ કોઈનું ઘસાતું કહેવાનું શરૂ કર્યું કે તરત જ તેઓ વાતનો પલટો લેવડાવી દેતા. 'હરિહર' બોલીને ઉપદેશતા : છોડો એ દારિદ્રને. ત્યાં કોઈ ભજન બોલનાર હોય તો તરત જ તેને ભજન ગાવાનું કહેતા. વૃદ્ધાવસ્થા સાથે કંઈક માંદગી પણ ખરી. છતાં એઓશ્રીની વિચારધારા તર્કબદ્ધ નીકળ્યે જતી. અનુભવની વાણી એવી જ હોય.

એક તરફ શરીર ઘસાતું જતું હતું. મહામુસીબતે બેઠાઊઠ કરી શકતા. છતાં મન પૂરી સ્ફૂર્તિવાળું. યાદશક્તિ પણ બરાબર કાયમ. વિનોદ તો એમના સ્વભાવમાં વણાઈ ગયેલો એટલે જ્યારે ત્યારે તે ટપકી ઊઠતો.

કોઈ પરિચિત ભક્ત બહારથી આવ્યો હોય તો એવા મીઠા શબ્દોથી તેને આવકારે કે તે ખુશ ખુશ થઈ જાય અને જતી વેળા એવા કોમળ અને વિનોદભર્યા શબ્દોથી તેને વળાવે કે જનાર બહુ કમને પાછાં ડગ ભરે. તેમાં વળી આ ગુજરાતી શબ્દો, "ભાઈ આવજો"થી તેને વિદાય કરે ત્યારે તો તે હોંસભેર પાછો દર્શને આવવાને લલચાય. વળી કોઈવાર તેને કહેઃ "તું જવાની તો રજા માગે પણ હું તને શી રીતે કહી શકું કે જા!"

પોતાના હરકોઈ આશ્રમની ઝીણવટભરી તપાસ પત્ર દ્વારા કે ત્યાંથી કોઈ આવ્યો હોય તો તે મનુષ્ય દ્વારા જાણી લે અને સાંભળનારને શંકા પડે કે આ મહાત્માજી હજુય હરકોઈ આશ્રમસંબંધે શાને માટે આટલી ઊંડી તપાસ રાખે છે? તેમાં વળી જુદાં જુદાં સૂચનો મોકલે કે આ ફેરફાર અહીં કરો ને પેલો સુધારો ત્યાં, ત્યારે શંકા વધુ ઊંડી ઊતરતી કે એ બધી સાવચેતી કોને માટે? આ શંકા કરનારને ક્યાં ખબર હોય છે કે એક બનેલી વસ્તુને સદા બની રહેલી રાખવાને તેઓ કાળજી રાખતા. પોતે વારંવાર કહેતાઃ "મારે ક્યાં ત્યાં હવે જવું છે? પણ વસ્તુ છે તો તે કોઈ વાપરશેય ખરો ને? સારી વસ્તુ શું કામ તે ન વાપરે?" કદાચ 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' એ ગીતાવાક્યનો તેઓ પ્રત્યક્ષ બોધ આપતા હશે.

× × ×

એક દિવસ એક પ્રતિષ્ઠિત ભાવુક ભક્તે વિનંતી કરીઃ "બાવા, આપનું શરીર હવે વધુ ને વધુ ક્ષીણ અને અશક્ત થતું જાય છે. આપના સંકલ્પબળનો ઉપયોગ કરો અને એને અમારા વધુ કલ્યાણને માટે લાંબા આયુષ્યવાળું કરો." જરા મંદ અવાજે પોતે બોલ્યાઃ "हां, संकल्प भी कुछ कर सकता तो है लेकिन कहां तक उसका उपयोग करता रहूं॥"

આ સમાધાન–અસમાધાનકારી શબ્દો સાંભળી પૃચ્છક ભક્ત શાંત થયા. તેના ગયા બાદ પોતે વાત ઉપાડીઃ "હવે જીવવાનો મોહ મને રહ્યો નથી. જીવનરસ ઊડતો જાય છે. શરીર 'જવાબ' દેતું જાય છે. એને પરવશ-પરાધીન દશામાં રાખી જીવન લંબાવવાનો શો અર્થ? એક દિવસ તો શરીર જવાનું છે જ. ત્યારે પણ આની આ જ સ્થિતિ ઊભવાની. શરીરદર્શનમાં જ મારો સમાગમ પૂરો થતો હોય તો ભક્તજનો મને બરાબર સમજ્યા નથી. હું ક્યાં દેહ છું? હું તો દેહી–દેહાતીત છું. આ સમજ જ્યાં સુધી ન ઊગશે

ત્યાં સુધી અજ્ઞાન રહેવાનું અને અજ્ઞાનનું ફળ તો સુખદુઃખ છે જ. હું તો સુખદુઃખથી પર છું.

વળી સંકલ્પનો વ્યર્થ ખર્ચ કરવો એ બુદ્ધિમાનનું કામ નથી. શરીરની સાથે મનનો ગાઢો સંબંધ છે. એકની નિર્બળતાની અસર બીજા પર થાય. મન બળવાન છે છતાંય બહુ નિર્બળ–અશક્ત શરીરમાંથી સબળ મનોસંકલ્પ ન નીકળી શકે. તેમ કરવા જતાં શરીરને ભારે આંચકો લાગે અને મન વધારે ઢીલું થાય. હવે તો જે થોડુંઘણું સંકલ્પબળ છે તેના ઉપયોગથી કુંભમેળો પૂરો કરવામાં અને શેષ જીવનને બને તેટલું ઓછું પરાધીન કરવાના કામે લગાડવામાં લાભ છે.''

થયું પણ તેમ જ. જીવનરસ ઊડતો ગયો. મન શરીરને પરાણે કુંભમેળામાં (પ્રયાગ) ખેંચી ગયું. ત્યાંનું કાર્ય પત્યે તરત જ જસીડીમાં એ ખોળિયું ખેંચાયું. પ્રાણ રહ્યો લગભગ ત્યાં સુધી મનોબળે સાથ આપ્યો. अलंवक्ति તો હતી જ. તેની પરાકાષ્ઠા વધ્યે 'पदार्थाभाविनी' સ્થિતિ આવી અને ત્યાર બાદ तूर्य–तूर्यातीत ની સ્થિતિ થઈ તે થઈ. એ છે સ્વ–સ્વરૂપની સ્વાભાવિક સ્થિતિ. અહંભાવ ફરીને જાગ્યો નહીં અને બીનજરૂરી દેહ રહ્યો નહીં.

જ્ઞાની અને અજ્ઞાનીની દશામાં આ જ મોટો ફેર છે. અજ્ઞાનીને પણ છેલ્લી એ સ્થિતિમાંથી પસાર થવું પડે છે, પણ તે કૃત્રિમ–બનાવટી સ્થિતિ છે. પદાર્થ-અભાવિની જેવી સ્થિતિમાં ન ખાવાપીવાનું ભાન અને તૂર્ય જેવી દેખાતી સ્થિતિમાં અજ્ઞાન–બીજ લઈને જીવને શરીરસંબંધ છોડવો પડે. સાતમાંથી એકેય ભૂમિકાનો અજ્ઞાનીએ જય ન કરેલો હોવાથી તે અજ્ઞાની જીવ અજ્ઞાનમાં જીવે અને અંધકાર–અજ્ઞાનમાં મરે, પરવશ બની આવાગમનના ચક્કરમાં ઊંચેનીચે આવજા કર્યા કરે. અજ્ઞાનનો પડદો ઊપડયા સિવાય જ્ઞાન પ્રકાશે નહીં. પ્રત્યક્ષ જ્ઞાન વિના મુક્તિ કેવી?

× ×

આ પ્રકરણના અનુસંધાનમાં એક જુદા પ્રકારના પણ અગત્યના કિસ્સાની નોંધ કરવી આવશ્યક છે. કોણ નિશ્ચયાત્મક રીતે કહી શકે એમ છે કે એ મંદ પ્રારબ્ધનો કિસ્સો છે કે એમની લીલાનો એ એક પ્રસંગ છે? બન્ને રીતે એ ઘટાવી શકાય એમ છે. મંદ પ્રારબ્ધના ઉપાડને એમણે એક લીલાના રૂપમાં ફેરવી દીધું હતું. પ્રસ્તુત બાબત તો લીલારૂપ જ લાગે છે; નહીં તો એક મૂક, ગંભીર અને ઉદાર સેવક પર સંકુચિતતાનો આરોપ આવે નહીં અને નાની બાબતને મોટું રૂપ

અપાય નહીં. મહાત્મા પર એક જ વશીકરણવિદ્યા કામ કરે છે અને તે પ્રેમપૂર્વકની સેવા. પણ એ પ્રેમ હોવો જોઈએ તનમનનો પૂરો સાચો પ્રેમ, યથાશક્તિ અને યથાભક્તિ ભલે પૂર્તિરૂપે એ સેવામાં ધનનો ઉપયોગ થાય જેટલો પ્રેમ બતાવે તેટલા પ્રમાણમાં જ સેવા કરવાથી તે સેવા અને તે પ્રેમ ટકી રહે છે. જ્યાં કૃત્રિમતા આવી ત્યાં કચવાટ થવાનો જ. પૂજ્યશ્રીના અંતરંગી સેવકો આ સૂત્ર પૂરું સમજ્યા હોય એમ લાગતું નથી.

કોઈક પ્રકરણ સંબંધે વાત નીકળતાં એક કાચા અદૂરદર્શી સેવકથી કહેવાઈ ગયું (કાંઈ ઈરાદાપૂર્વક તો એ ન કહેવાયું) કે પૂજ્યશ્રીની ગેરહાજરીમાં અર્થાત્ બીનદેખરેખને લીધે પૂજ્યશ્રીને જે વિશાળતા કે ઉદારતા પસંદ છે તેમાં હવે કંઈક ઊણપ રહે છે અને આશ્રમવહીવટમાં સંકુચિત વૃત્તિ કામ કરી રહી છે.

હવે સંકુચિતતા સાથે પૂજ્યશ્રીને જન્મસિદ્ધ ભારે વિરોધ. પૂજ્યશ્રીની વૃત્તિએ એકાએક પલટો લઈ લીધો. વહીવટીતંત્ર બદલાઈ ગયું. ગાઢ સેવામાંથી કેટલાક શિષ્યો આપોઆપ સમજપૂર્વક દૂર રહ્યા કે ઈરાદાપૂર્વક ખસી ગયા. પૂજ્યશ્રીએ સીધી રીતે કોઈને કશું કહ્યું નહોતું, પણ ત્યાર પછીના એમના વિચાર અને વર્તનથી હરકોઈ સેવકને ખબર પડી ગઈ કે પૂજ્યશ્રી સાથે કેવો અને કેટલો સંબંધ રાખવો જોઈએ અને રાખવો જોઈતો હતો.

શક્તિ બહારની સેવા ઉઠાવવાથી કોઈક વાર સંકોચવૃત્તિનો ઉદ્ભવ થાય, એ બાબતની ખાતરી બધાંને થઈ. પૂજ્યશ્રી એક પવિત્ર પુરુષ હતા. એમનું હૃદય સાફ-સ્વચ્છ હતું. એમાં હરકોઈની તે જેવો હોય તેવી છબી પડતી. પોતે કોઈને દુઃખ કે તકલીફ આપીને સેવા કરાવે એવા નહોતા. ઈશ્વર એઓશ્રી જેવા નિર્દોષ શુદ્ધ પુરુષની સહાયે હરહમેશ આવીને ઊભો રહ્યો છે અને એ જ ઈશ્વરે હરકોઈ સેવકને આરસીની જેમ બતાવી દીધું કે પોતે કેવો છે તે તે જાતે જોઈ લે.

મહારાજશ્રી તો ત્યાર પછીના વહીવટથી પ્રસન્ન રહ્યા પણ અંતરંગી સેવકને સૌ સૌની સેવાબુદ્ધિ અને ભક્તિના પ્રમાણમાં સંતોષ-અસંતોષ થયો. જેણે કહેવાની—પૂજ્યશ્રીને ફરિયાદ કરવાની ભૂલ કરી હતી તે અને બીજા જેને તેની તેના તે વખતના શારીરિક અસ્વાસ્થ્યના કારણે થયેલી નાનીશી ભૂલ સુધારવાની

તક ન અપાઈ તે બન્ને પક્ષકારોના નસીબમાં બળાપો અને પસ્તાવો રહી ગયો કે પૂજ્યશ્રી ગયા અને તેઓ સમક્ષ તેઓને પોતપોતાની પરિસ્થિતિ પ્રમાણેના વર્તનની ચોખવટ કરવાનો અવસર જતો રહ્યો. વધુ બળાપો તો એ થયો કે પૂજ્યશ્રીને એ બીનાથી દુઃખ થયું હતું, જે બેમાંથી એકેયની કલ્પનામાં નહોતું અને નહોતું આવ્યું.

એક બાબત નિશ્ચિત છે કે પૂજ્યશ્રી કદી પણ પોતાની નાનીમોટી સેવા કરનારાને ભૂલ્યા નથી, ભૂલી શકે એમ નહોતું. પોતે સમય પૂરતો જરા ખડભડાટ કરી–કરાવી મૂકે, યતી કે થયેલી ભૂલ પર ધ્યાન દોરાવી આપે અને પછી પાછા જેવા હતા તેવા પ્રસન્નમુખ થઈ જતા. ભૂલ કરનારને પણ પહેલાંની જેમ આવકારે અને શક્તિ પ્રમાણે ભક્તિ શીખે એવાં બોધવચન સંભળાવે.

આ સમયે કમનસીબી એ હતી કે પૂજ્યશ્રીના પીઢ અને ગાઢ પરિચય- વાળા સેવકો, જે આવી બાબત યુક્તિપૂર્વક સંભાળી સુધારી–સુધરાવી લેતા તે ત્યાં હાજર ન હતા. ઈશ્વરેચ્છાએ બનવાનું બની ગયું. કદાચ પૂજ્ય- શ્રીનો આંતરિક સંકલ્પ પણ કામ કરી ગયો હોય પોતાની ઇચ્છાનુસાર બધું, ઠરેઠામ થઈ ગયા પછી એક દિવસ પોતે વાત ઉપાડી. કોને અનુલક્ષીને એ વાત ઉપાડી તેની ભાગ્યેજ કોઈને ખબર પડી, પણ હેતુસરની એ વાત હતી:

મારી સેવામાં ભક્તો લાગી જાય છે. પહેલાં તો બીતે બીતે શરૂઆત કરે. પછી ગાઢ પરિચય કેળવે. હું પણ એ જેવો દેખાવ કરતો હોય તેવો તેને ખરો સેવાભાવી માની લઉં. સાધુ પુરુષો સરળ હૃદયના હોય છે અને તેઓ જલદી જલદી શંકાની નજરે ન જુએ. આ ભક્તોને જરા ખાતરી થઈ કે મહારાજજી પોતાની સેવાથી પ્રસન્ન છે ત્યારે વખત જોઈ આ અર્ધદગ્ધ સેવકો કાન ભંભેરવા માંડે. બીજા ભક્તો કે સેવકો તરફ બાવાજી જરા શંકાશીલ બને એવી ચાલ ચાલે. પોતે જ એકલા અને ઉત્તમ સેવક છે તેવો ભાસ ઉત્પન્ન કરે. પણ એ બિચારાને ક્યાં ખબર હોય છે કે બાવાજીને તો પાકા પરિચયે હરકોઈ ભક્તની સેવાનો અને તેની મર્યાદાનો પૂરો ખ્યાલ હોય છે અને તેને લક્ષમાં રાખી પોતે તેની સેવા લે છે?

દોષમુક્ત કોઈ નથી એટલે તેના ગુણની જ કદર કરીને ઉપયોગી સેવકોને રાખવાનો પૂજ્યશ્રી પ્રયાસ કરે, પણ જો તેઓ મનમોજી થાય તો તેને વિદાય કરે. આશ્રમને માટે તેમ જ પોતાના અશક્ત શરીર તરફ વિચાર કરતાં

સેવકોની તો જરૂર રહે, એટલે નવા સેવકો બનાવ્યા કરવા તેના કરતાં જે હોય તેને જ તૈયાર કરીને રાખવા એ ડહાપણનું કામ છે. પોતે કહેતાઃ " ખુદ રસોઇયાને પણ હું અનુકૂળ કરી લઉં છું. એકને કાઢો ત્યાં બીજો એવો જ આવવાનો. એમ નવા નવાને કેળવવા, તેના કરતાં નભે ત્યાં સુધી જૂનાને નિભાવી લેવા. હા, જ્યારે તે ગુરુ થઈને બેસે ત્યારે તેને જાકારો આપવો પડે. સંશયશીલ કરે તેવી વાત સેવકોએ સ્વામીને ન કરવી જોઈએ. "

પૂજ્યશ્રીની આ ઝીણવટભરી વહેવારુ સમજનો ખ્યાલ રાખનાર ઓછા એટલે એમને કંઈક અસંતોષ રહેતો. આ પણ કદાચ એમના પ્રતિકૂળ પ્રારબ્ધનો પરચો હશે.

વળી જ્યારે સેવકનો ગાઢો પ્રેમ જોતા ત્યારે પોતે મુશ્કેલીમાં મુકાતા. એવાને કાઢી મૂકતાં પણ દયા આવે. એનો પ્રેમ તો છે પણ એટલી બુદ્ધિ નથી એમાં એનો શો વાંક? આ દૃષ્ટિ રાખી અનેક પ્રકારના વિધવિધ વિચારવાળા ભક્તોને એઓ નિભાવી લેતા અને તેની શક્તિ પ્રમાણે કામ લઈ લેતા. વળી કુશળ ખેલાડીય હતા એટલે પોતે આરંભેલી બાજી ખેંચી લેતા અને વખત આવ્યે સમેટી લેતા.

એઓશ્રીમાં રામજીની મર્યાદા હતી તો શ્રીકૃષ્ણની કરામત પણ હતી. છલ કરનારા સાથે પણ રમત રમી તેનું છલ છતું કરી દેતા. द्यूतं छलयतामस्मि । ગીતાજીમાં શ્રીકૃષ્ણની વિભૂતિ તરીકે દ્યૂત, સોગઠાંબાજી અને જુગાર પણ ગણાયાં છે. એ વાંચી કે સાંભળી કેટલાક વિસ્મય પામે છે કે પરમતત્ત્વ શ્રીકૃષ્ણચંદ્ર, આનંદકંદની વિભૂતિ છલ હોઈ શકે? છલ વિના છલી છળકડ ન ખાય, પણ આવા મહાત્મા પુરુષ, કે જેઓ શ્રીકૃષ્ણના કોઈ એક અંશરૂપે લીલા કરે ત્યારે જ તે સમજી શકાય. પોતે તો કદી છલને ઉત્તેજન ન આપે, પણ છલનું સુંદર ભાષ્ય કરી શકતા. સોગઠાની રમત એ છલનું પ્રતીક છે. દુર્યોધન છલી કુલાયો કે એનું છલ ફાવ્યું અને તે જીત્યો. પણ પરિણામમાં શું જોઈએ છીએ? જીતેલો હાર્યો અને હારેલો જીત્યો. એકે રાજ ખોયું, બીજાએ તેને પચાવી પાડ્યું, પણ આખરે બધું ઓકી કાઢવું પડ્યું. રાજગાદી ગઈ. વંશ ગયો. પાંડવે ગુમાવેલું રાજ પાછું મેળવ્યું. પણ તેય આખરે જગતવહેવારથી કંટાળી ગયા અને રાજીખુશીથી પરમ સુખને માટે ઘરબાર અને રાજપાટ છોડીને ચાલી નીકળ્યા. છલ કરનારા આખરે છલાય છે અને તે ઈશ્વરની વિચિત્ર માયા-રચના દ્વારા.

છ્વીની બુદ્ધિમાં છલ આવે કયાંથી ? અને શા માટે ? વાંચો કર્મનો કાયદો અને ઉકેલો એ કોયડો.

પૂજ્યશ્રીએ વાતનો સમાહાર તળેનાં બે દૃષ્ટાન્તોથી કર્યો:

રાજાનો રખેવાળ વાંદરો થયો. ખુલ્લી તલવારે રાત્રે તેનું રક્ષણ કરે. એક દિવસ એક વિદ્વાન બ્રાહ્મણ ભૂખમરાને કારણે રાજગૃહમાં ચોરી કરવા પેઠો. રાજાના શયનગૃહના દ્વારે આવી જરા સંતાઈ ને ઊભો રહ્યો. જુએ છે તો વાંદરો તલવાર ઉગામીને ઊંઘતા રાજાને કાપી નાંખવા ન જતો હોય તેમ તેણે જોયું. ધારીને જોયું તો છપ્પરપલંગ પર ઊંચેથી એક નાનાસરખા સાપ જેવું પ્રાણી ચાલી જતું માલૂમ પડ્યું અને તેનો પડછાયો રાજાના ગળા પરથી પસાર થતો દેખાયો. ચોર વસ્તુસ્થિતિ સમજી ગયો. તરત જ વાંદરાના હાથમાંથી તલવાર લઈ લીધી અને વાંદરાને મારી નાંખ્યો. પછી રાજરત્નની ચોરી કરી છાનોમાનો ચાલી ગયો. સવારે હાહાકાર થઈ રહ્યો કે રાજમહેલમાં ચોર આવી ગયો અને રાજરક્ષકને મારી નાંખી રાજાનો હાર ઉઠાવી લઈ ગયો. ચોમેર દોડાદોડી અને શોધ–જડતી થઈ રહી, પણ ચોરનો પત્તો લાગ્યો નહીં. આખરે ઇનામ જાહેર કરાયું. ખરો ચોર છતો થયો અને ખરી વસ્તુસ્થિતિની જાણ થઈ.

સાંભળનાર સૌ કોઈએ પોતપોતાના તરંગો દોડાવ્યા અને જેના તેના માથા પર બંધબેસતી પાઘડી બેસાડી દેવાઈ. બીજી વાર્તા વધુ રહસ્યભરી હતી.

× × ×

બે ઝવેરી મિત્રો હતા. એક મરી પરવાર્યો અને નાનો છોકરો મૂકી મરી ગયો. મરતી વેળા એ ઝવેરી દાબડીમાં એક હીરો મૂકી પત્નીને કહી ગયો કે, "જરૂર પડે ત્યારે આ દાબડીમાંનો હીરો કામમાં લેજો, પણ પેલા મારા મિત્ર ઝવેરીની સલાહ પ્રમાણે ચાલજો." વખત વહી જતાં ઘરનું ધન ખૂટ્યું અને કરકસર કરી જેમ તેમ કરી દહાડા કાઢવાનો વખત આવ્યો. શેઠાણીને દાબડીમાંના હીરાની યાદ આવી. છોકરાને તે હીરો લઈ ઝવેરીકાકાને ત્યાં મોકલ્યો. ઝવેરી તો હીરાનો સાચો પરીક્ષક હતો. જોયું તો હીરો ખોટો નીકળ્યો. જો ખરી હકીકત કહી દે તો લોકો માને નહીં અને એના પર ખોટો આક્ષેપ આવે. પોતાના ભાઈબંધ શેઠ મરહૂમ ઝવેરીની બુદ્ધિમત્તાનો તેને સાચો પરિચય હતો એટલે અગમચેતી વાપરી પોતાનો દીકરો ઝવેરાતનો પારખુ થાય તે ગણતરીએ તેણે આ બનાવટી હીરાની તરકીબ રચી હોવી જોઈએ એ અનુમાન બાંધી તેણે છોકરાને તેની તે જ દાબડીમાં હીરો મૂકી ઘર મોકલી આપ્યો અને કહ્યું કે,

"ભીડ પડે ત્યારે મારી પાસેથી પૈસો લઈ જજે. કાલથી મારે ત્યાં તું નોકરીએ આવ્યા કર." છોકરો નોકરીએ ચઢ્યો અને એક કાબેલ ઝવેરી થયો. એક દિવસે પેલા શેઠે છોકરાને કહ્યું કે, "તું તારો પેલો હીરો લઈ આવ." ખોલીને જોયું તો છોકરાને વિનાપૂછ્યે ખાતરી થઈ કે એના પિતાજી તો એક પાકા યુક્તિબાજ હતા.

ખરા હીરાની પરખ આવે નહીં અને નકલી હીરો અલગ કરી શકાય નહીં. કોણ નકલી હીરાના ભ્રમમાં ગોથાં ખાયા કરે એ તો સાંભળનારાઓએ જ વિચારીને નક્કી કરવું રહ્યું. પૂજ્યશ્રી તો દૃષ્ટાંત આપી ચૂપ થઈ ગયા. કંઈક વૈરાગ્યની છાયા છવાઈ રહી. એટલું તો સ્પષ્ટ થાય છે કે આવા સાચા સદ્‌ગુરુના સતત સહવાસથી અને સેવાથી પણ જો સાચ-જૂઠ ઓળખતાં ન આવડે તો તે સેવા કરનારનું કમભાગ્ય છે. આખરે તો જૂઠ જૂઠ જ થાય અને સત્ય સ્થિર થાય.

ઉપલક દૃષ્ટિએ જોતાં ઉપરની હકીકત લાગે છે નગણ્ય અને નાનીશી. પણ એની પાછળ પડ્યો છે એક અતર્ક્ય ઇતિહાસ. પૂજ્યશ્રી સુરત આશ્રમને એક જુદી જ દૃષ્ટિએ જોતા. બીજા આશ્રમોની પ્રવૃત્તિ પોતે જાતે ઉપાડેલી. ત્યાં જમીન ખરીદીને આશ્રમ બંધાયો ત્યાં સુધીની બધી નાનીમોટી વિગતોમાં પૂજ્યશ્રીને પોતાને જ ઊતરવું પડ્યું હતું. પૈસા તો એક યા બીજી રીતે ભક્તોના ગજવામાંથી આવતા. પોતે સ્પષ્ટપણે કહી સંભળાવતા કે, "આ પૈસા હું વળી કયા ઝાડ પરથી ખંખેરી લાવ્યો ? મારા સુપાત્રે તમે આપ્યા અને યથામતિ મેં તેનો ઉપયોગ કર્યો. જશ તમારો છે."

સુરત આશ્રમનાં મંડાણ જુદી રીતે થયાં હતાં. એ કદાચ યાદ હશે કે એક ભક્ત સેવકે જમીન ભેટ આપી હતી અને પાકી તારબંધી કરી એક નાનુંસરખું આંબાવાડિયું તૈયાર કરી આપ્યું હતું. વધુ પૈસા તે ખરચી શકે એમ નહોતું. પૂજ્યશ્રીને જોઈએ તેવી રીતનાં મંડાણ તો થયાં, પણ આશ્રમના મકાનના બાંધકામમાં ઝાઝો વિલંબ થયો. એઓશ્રીને જોઈતો હતો તૈયાર આશ્રમ, જેમાં પોતે યથારુચિ, યથા સમય, ભક્તોની ઇચ્છાનુસાર એક અભ્યાગત તરીકે આવજા કર્યા કરે. પોતે વારંવાર યાદ આપતા "साधु तो रमता भला"–"बहेता पानी निर्मला।" સાધુએ એક સ્થળે સ્થિર થઈ બેસવું નહીં. એને તો વિચર્યા કરવાથી લાભ. તેથી આસક્તિ વળગે નહીં અને આરામી જોઈએ ત્યારે અને જોઈએ તેટલી મઝા કરે. ભક્ત સેવક

લોકો એઓશ્રીને બોલાવે, રહેવા–ખાવાપીવાની વ્યવસ્થા કરે, બીજી આનુષંગિક સેવા ઉઠાવી લે અને પૂજ્યશ્રીને જરા પણ માથું મારવું ન પડે એવી સુવ્યવસ્થિત સ્વચ્છ, પ્રેમપૂર્વકની અને સંકુચિતતારહિત કાર્યવાહી ઉપાડી લે તો એના જેવો બીજો કયો વધુ લાભ સંતમહાત્મા–ગુરુજનો ઇચ્છી શકે ?

પૂજ્યશ્રીની રીતરસમ, રાજસી–અમીરી, ઉદાર સ્વભાવ; અને અણીશુદ્ધ સ્વચ્છતા માટેનો એમનો આગ્રહ જોઈ–સમજી કોઈ પણ એક વ્યક્તિ તો શું પણ અનેક વ્યક્તિ મળીને એ માથાભાર જોખમ ખેડવા આગળ પડે નહીં; પાછળ પાછળ ચાલવા બધા તૈયાર. જવાબદારી લઈ શકાય એમ હતું જ નહીં. તન, મન અને ધનથી સેવા કરનાર જ્યાં ડરી જાય, ત્યાં એમાંના એક, કદાચ બે, સાધનવાળો માણસ શી રીતે હિંમત કરે ?

જેઓને સાક્ષી રાખીને પોતે જમીનની ભેટ સ્વીકારેલી તેઓ કસોટીએ ચડ્યા. પાર ન ઊતરી શક્યા, એવી જ્યારે પૂજ્યશ્રીને પાકી ખાતરી થઈ ત્યારે પોતે બાંધકામની ઇચ્છા પ્રકટ કરી. શરૂઆત થઈ અને મોટે ભાગે સુરતવાસીઓએ જ તેમાંનો મોટો ફાળો આપ્યો. મૂળ જમીન આપનાર સદ્‌ગત શ્રી મગનભાઈના કુટુંબે અને મિત્રે પહેલ કરી અને બીજા દાતાઓ આવતા ગયા. મોટે ભાગે સેવાભાવી ભક્તોની દેખરેખ તળે મકાન બંધાયું અને પૂજ્યશ્રી આશ્રમમાં આવતા–જતા થયા. ત્યાર બાદ પ્રાયશઃ એઓશ્રીની ઇચ્છાનુસાર મહેમાનગીરી ઉપાડી લઈ એઓશ્રીના અંતરંગી સેવક ભક્તોએ મહારાજશ્રીનો બને તેટલો માનમરતબો સાચવ્યો. એઓશ્રીને બને તેટલી ઓછી તકલીફ પડવા દીધી. આર્થિક, વ્યાવહારિક કે માનસિક એવી કોઈ પણ ઉપાધિથી એમને અલગ રાખ્યા અને પ્રસન્નચિત્તે એઓશ્રી આવતા જતા રહ્યા, જોકે આશ્રમ હોવા છતાં પણ આશ્રમમાં રહેવાની મહારાજશ્રીને ફુરસદ નહોતી મળતી. સુરતના પ્રેમી ભક્તો એમને સુરતમાં કે સુરતની બહાર લાઈન્સમાં કે ડુમસમાં રહેવા લઈ જતા. સુરતના પ્રેમે મહારાજશ્રીને આકર્ષ્યા કર્યા, જોકે એઓશ્રીને તો જ્યાં જાય ત્યાં એકસરખાં માનપૂજા અને સેવા સત્કાર મળી રહેતાં. એઓશ્રીમાં ગુણો પણ એવા જ હતા.

ગુજરાતીઓ, ખાસ કરી, સુરત સંબંધીઓ, કહે તે કરતાં કરી બતાવે વધારે એવી પૂજ્યશ્રીને પ્રતીતિ થઈ. દરેક આશ્રમને એ લોકોએ કોઈને કોઈ રૂપમાં આર્થિક સહાય કરી છે. ખુદ સુરત આશ્રમ પેટે એક અલગ 'દાળરોટી ફંડ' ઊભું કર્યું છે કે જેમાંની આવકમાંથી આશ્રમમાં રહેતા કે આવનાજતા

અભ્યાગત સાધુ-સંત-મહાત્માને પૂજ્યશ્રીની ગેરહાજરીમાં કંઈક ભોજન મળી રહે. પૂજ્યશ્રી આ અને આવી સેવાથી પ્રભાવિત થયા અને કંઈક સંતુષ્ટ થયા કે સુરતમાં એઓશ્રી એક 'રમતા જોગી'ની જેમ આવીને રહી શકે છે.

બીજા આશ્રમોમાં એવો પ્રબંધ એમણે પોતે જ કરી લેવાનો હતો, એ ભાવ એમને સાલતો હતો એટલે ધીરે ધીરે તે આશ્રમોમાં પણ પોતાના એવા સેવકો કે સાધુ-શિષ્યો તૈયાર કરવાની કોશિશમાં પોતે હતા કે જેઓ એમને ફૂલની જેમ રાખે અને બધી પ્રવૃત્તિઓ પ્રેમથી ઉપાડી લે જેથી કરીને એમને શિરે જરા પણ ભાર ન રહે કે ન એવો ભાર એમને લાગે. મહેમાનની માફક એઓ આવી રહી શકે એવો પ્રબંધ થવો એમને પસંદ હતો.

પણ 'મન્દ પ્રારબ્ધે' એમનો પીછો પકડ્યો તે પકડ્યો. સુરતનું વાતાવરણ બગડતાં એઓશ્રીને જરા આઘાત લાગ્યો અને એઓશ્રીની લથડતી તબિયતે તે આઘાત જરા ભારે જેવો પણ થઈ પડ્યો હોય. પણ આટલું ઝીણવટભર્યું નિરીક્ષણ કરે કોણ? ચર્મચક્ષુનું ઊંડાણ કેટલું? કૂવામાંના દેડકાનો સંસાર કેવડો? પૂજ્યશ્રીનું આધ્યાત્મિક રૂપ તો અદશ્ય એટલે એમના દશ્ય થતા સ્થૂલ શરીરને જ મહાત્મા માનનાર સેવકને ખરો મહાત્મા દેખાય પણ શી રીતે? વિવેકી, વૈરાગી, ટેકીલા મહાત્મા હવે પછી સુરત છોડીને હમેશને માટે જાય છે એ કોઈને પણ ત્યારે ખબર પડી નહીં. પાછળના પરિણામે આંખ ઉઘાડી, આંસુ સારવા માટે.

પૂજ્યશ્રીએ નિર્બળ ઉત્તર અવસ્થામાં સુરત આશ્રમમાં રહેવાનો મનસૂબો બાંધેલો, તે માટે જોઈતી વધારાની સગવડનો અંદાજ કઢાવેલો, મકાન થોડું વિસ્તારવાનું નક્કી કરાયેલું, ધર્મશાળાના મકાનમાં સુધારાવધારા કરવાનું, તેમાં રહેતા વૃદ્ધ સંતોની આવશ્યક જરૂરિયાતો અને સવલતોને પણ ન ભૂલવાનું અને પુરાણા શિવજીના મંદિરનો સભામંડપ વધારવાનું, તેમ જ 'દાળરોટી ફંડ'ને સંગીન પાયા પર મૂકવાનું વિચારાયેલું. પણ તેને અમલમાં મૂકી શકાય તે પહેલાં પોતે સદાની વિદાય લઈ લીધી.

સુરતનો પ્રેમ એમને કદાચ બાંધી તો ન રાખે માટે દેખીતી આસક્તિ તોડવાનીય જરૂર હતી. એટલે એ લીલાધારી, કલાધારીએ કોઈક પ્રસંગને કે કોઈક શિષ્ય કે ભક્તને નિમિત્ત બનાવીને સુરતનું પ્રેમબંધન શિથિલ કરી દીધું.

મન અંદરને અંદર ઊતરતું રહ્યું. સ્થૂલ શરીર ટકી શકે એટલો સંબંધ જોડી રાખ્યો. કુંભમેળાનો સંકલ્પ પૂરો કરવો હતો. ખોળિયું ઊપડી ગયું પ્રયાગ. સંતમહાત્માઓનાં દર્શન કર્યાં. છેવટની વિદાય લીધી. વળગી રહેલા ભક્ત સેવકોની બનની સેવાનો લાભ લીધો. સાથે સાથે બાકી રહેલી કસોટી પણ કરી લીધી. જસીડી આવી પડયા. બધા અંગત ભક્તજનો ને સેવકોને મીઠી નજરે ઘેર પાછા ફરવાની આજ્ઞા આપી ન રહી હવે તેમની જરૂર, ન રહેવા દીધું તેમનું સેવા-અભિમાન. ચોવીસે કલાક સેવામાં હાજર રહેનાર શિષ્ય કે સેવકોને પણ ઘેર મોકલી દીધા, રખેને તેઓને અભિમાન ચડી જાય કે અમારી સેવા વિના મહારાજશ્રી રહી શકે એમ નથી કે તેઓશ્રીથી રહી શકાયું નહીં. અભિમાન તો ભક્તને નીચે પાડે, લાભને બદલે હાનિ વધારે કરે, કર્યું કારવ્યું ધૂળમેળું કરી દે તે માટે પોતે અગમચેતી વાપરી એ શિષ્યોને પણ અળગા કર્યા. વળી પોતે માની તો હતા જ.

જસીડીમાં સંતમહાત્માઓ હતા. શિષ્ય પણ હતા. આ લોકોને પણ સેવાનો લાભ આપવો રહ્યો. અનેક વિચારે પોતે એકલા ને અટૂલા રહ્યા. હવે જસીડીના સેવકોએ સેવા ઉપાડી લીધી. તેમનેય અળગા કર્યા. હરિનો સેવક હરિ વિના બીજા કોનો આશરો સ્વીકારે? પોતે ॐ ॐ નો ધ્વનિ કાઢે અને દૂર બેઠેલા એકાદબે સેવકોને હરિ ॐ નો ગુંજારવ કર્યા કરવાનું ફરમાવે. ન કોઈ બીજી વાત, ન કોઈ બીજો શબ્દ, ન કોઈ હરિ વિના પોતાની પાસે બીજો કોઈ. ઔષધે નારાયણો હરિઃ । એ સૂત્ર યાદ કરી શ્રીહરિના ખોળામાં મસ્તક મૂકયું. મન શરીરમાંથી ખસી ગયું. શ્વાસોશ્વાસ જરા રૂંધાતો હતો એટલે નાક અને મોં બન્ને દ્વારા તેણે રસ્તો કર્યો. તે પણ મંદ થતો ગયો. અધૂરા રહેલા શ્વાસ પૂરા થયા. તારટપાલ કામે લાગ્યાં. મહાત્માજી શાંત થયા—અરે, મહાત્માજી તો કદી અશાન્ત હતા જ નહીં. આજેય શાંત બેઠા છે. હૃદયમાં શોધીએ તો ત્યાં ભરાઈ બેઠા છે. ગુરુના ગુરુ ઈશ્વરમાં જોઈએ તો ત્યાં પણ છે. જુઓ તો દેખાશે જ. અનાદિ અનંત પ્રકૃતિમાં જે છે તે છે.જ.

શરીરદૃષ્ટિવાળાને બોધ આપી ગયા : "શરીરમાં દેખાવા છતાં હું અશરીરી હતો. ભક્તિનાં ચશ્માં પહેરો. તેજોરૂપમાં દેખા દઈશ. જ્ઞાનદૃષ્ટિએ જુઓ, હાજરાહજૂર છું. તમારી અંદર છું. પ્રાણથી પણ પાસે છું, બુદ્ધિની બહાર દેખતાં શીખો. ખરી ભક્તિ અને ખરા જ્ઞાનથી મહાત્માજીની પાસે પહોંચાય."

અત્રે એક વિશેષ બાબતનો ઉલ્લેખ કરવો જરૂરી છે. પૂજ્યશ્રીને નિવાસ

થઈ ચૂક્યો હતો કે હવે શરીર ટકી શકે એમ નથી તેમજ એને પરાધીન રાખીને ટકાવી રાખવાની કશી આવશ્યકતા નથી એમ પોતે કહ્યા કરતા. એટલે સુરતમાં રહેવું પડ્યું તે વખતથી સૂચના આપી દીધી હતી કે, " મારા દર્શને આવનાર પર હવે પ્રતિબંધ મૂકશો નહીં. જે કોઈ આવે તેને દર્શન કરવા દેશો. " અને જાણે કે હવે પછી મળવાનું નથી તેવો આવનારને ભાસ પાડતા. એમના ગુજરાતના જૂનાનવા શિષ્ય, ભક્તો દર્શન માટે આવી ગયા હતા. બહારમાંના ઘણાખરાએ કુંભમેળામાં દર્શન કરી લીધાં હતાં. કલકત્તા જવાનું માંડી વાળી જસીડી જવું પડ્યું તો ત્યાંના કલકત્તાવાળાઓ જસીડીમાં જઈ દર્શન કરી આવ્યા.

એઓશ્રીના એક પરમ ભક્ત અને મૂક સેવાભાવી શિષ્ય કહે છે: " હું દુર્ગાપુર ધંધાર્થે રહું છું. હું છું તો સુરત જિલ્લાનો. પૂજ્યશ્રીએ શરીર છોડ્યું તેના ત્રણ દિવસ અગાઉ હું કામથી પરવારી રાત્રે એકાદ વાગે સૂતો. બેએક વાગે મને સ્વપ્નું આવ્યું કે પૂજ્યશ્રી મને યાદ કરે છે. મળસ્કે ચાર વાગે હું મારી ગાડી લઈ જસીડી ઊપડ્યો. આશ્રમે પહોંચ્યો. મને ખબર આપવામાં આવી: ' પૂજ્યશ્રીએ તમને રાત્રીએ બે ચાર વાર યાદ કર્યા હતા. પોતે હવે બોલવાનું બંધ કર્યું છે. ' હું હળવે પગલે દર્શને ગયો. મને જોતાંની સાથે પોતે આવકાર આપ્યો: ' આવી ગયો ! હરિહર. ' પછી પોતે કશું બોલ્યા નહીં. મને રજા આપી. પાસે રહેવા દીધો નહીં. હું ઘેર પાછો ફર્યો."

પૂજ્યશ્રીએ સુરતમાં રહેવાનું કેમ પસંદ કરેલું તેનાં એમના કહ્યા પ્રમાણે અનેક કારણો છે. સારા ભારતમાં એમને ગુજરાત પ્રાંત વધુ પસંદ પડ્યો. પંજાબ માતૃભૂમિ; સિંધનાં હવાપાણી, ભાષા અને રીતરસમનો મેળ ન મળ્યો; મારવાડ ગમ્યો પણ પાણીની તંગી. પોતે વિનોદ કરે: ' મારવાડી સ્ત્રી બહુ પ્રેમથી ભિક્ષા આપે, પાણીને બદલે દૂધ અને ઘી આપવા તૈયાર, પણ પૂરતું પાણી આપતાં ખંચકાય. ' સ્ત્રીઓ કહે: ' મૂંગિયો ( બાવો ) છે તો ઘણો સારો પણ તેજમિજાજી છે અને પુષ્કળ પાણી ઢોળે. ' પાણીની તંગીવાળો દેશ એટલે કરે પણ શું ? બિહારીઓ પ્રેમી તો ખરા, મોજીલા પણ ખરા પણ ત્યાં પૂરું મન ન ચોંટ્યું. બંગાળીઓ બહુ જ પ્રેમી–ભાવનાશીલ. એક વાર ગુરુ માન્યા તે માન્યા. પણ મચ્છી ખાવાનું છોડતાં અપ્રસન્ન રહે. દક્ષિણમાં ભાષાની મુશ્કેલી. ગુજરાત દેશ એવો છે કે જેનાં હવામાન પ્રમાણમાં સારાં— બહુ ગરમી પણ નહીં, બહુ ઠંડી પણ નહીં. લોકો સ્વભાવે કોમળ, પ્રેમાળ,

અને ઉદાર. ઉત્તરના લોકો જેવા બોલવામાં મીઠા તો નહીં, પણ કહે તેના કરતાં કરે વધારે એટલા સીધા અને સરળ. મીત ભાષી અને મીતાહારી. માંસ-મચ્છી ખાનારા બહુ ઓછા—તેમાં એઓશ્રીની સેવા કરનારામાંથી તો ક્વચિત એવો કોઈ મળે. અંતમાં વૃદ્ધાવસ્થામાં એઓશ્રીની શરીરપ્રકૃતિને અનુકૂળ આવે એવું ચોમેરનું ગુજરાત–સુરતનું વાતાવરણ હતું.

પોતે વિનોદી રહ્યા એટલે ગુજરાતીઓનો પણ જરા હળવો વિનોદ કરી લેતા. મીઠી ટકોર પણ ખરી. શરીર હલકું. ખોરાકમાં પણ એવા જ લાડકા. દશ ગુજરાતીનો ખોરાક એક લટ્ઠ ઉત્તરાખંડી ખાઈ જાય. એમની રોટલી તો ઉત્તરવાળાના પાપડ કરતાં પણ હલકી, નાની અને પાતળી. એમની ખોરાક માટેની થાળી, કટોરી, પીરસણની રીત વગેરે પણ એવી જ નાજુક, ભાવદર્શી. હા, ગુજરાતની રસોઈ તો સારી પણ ઉત્તરવાસી કદાચ શરમનો માર્યો ભૂખ્યો ઊઠે. કોમળ ગુજરાતણની કોમળ પાપડ જેવી પાતળી આઠ–દશ રોટલી તો પેલો ઉત્તરાખંડી એકબે કોળિયામાં ખતમ કરે. એવી પાપડિયા રોટલીની માગ માગ કર્યા સુધી કરે ? એવાઓની ભૂખ રોટલિયા ફૂલકાથી ભાંગે.

બ્રહ્મજ્ઞાનમાં બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મસ્વરૂપે સ્થિર થયેલ મહાત્માની અને દેહ-દુઃખને પ્રારબ્ધને શિરે પટકનાર મહામનુષ્યની વાણીમાંથી વિનોદ કેમ ન વહ્યા કરે ?

## ૫. શિષ્ય અને આશ્રમ : શિષ્યસંબંધ

પૂજ્યશ્રીની શિષ્યપ્રવૃત્તિ સંબંધે પૂર્વે એક ઊડતી નજર નાંખી દેવાઈ છે. એ સંબંધે કેટલીક વધુ વિગતો આપવાની આવશ્યકતા છે. કારણ કે એ હકીકત રસિક, બોધક અને કંઈક કરુણાત્મક પણ છે. સંસાર દ્વન્દ્વમય કે દ્વન્દ્વરૂપ છે, તો એમાંની પ્રવૃત્તિઓ ગુણદોષથી મુક્ત શી રીતે હોઈ શકે ? પૂજ્યશ્રી 'મંદપ્રારબ્ધી' બન્યા તો એઓશ્રીના ભક્તો ઉત્તમપ્રારબ્ધી ઠર્યા. એકની પ્રવૃત્તિમાં બીજાની ઉન્નતિ હતી.

કુંભમેળા અને આશ્રમપ્રવૃત્તિના કારણે પૂજ્યશ્રીને અનેક દૃષ્ટિએ અનેક પ્રકારના શિષ્યો અપનાવવા પડ્યા છે. એટલે આવા વિવિધલક્ષી અને વિવિધ ભૂમિકાના શિષ્યો તરફથી એમને કડવામીઠા અનુભવો મળે એ સ્વાભાવિક છે. આ શિષ્યોને આધ્યાત્મિક–ધાર્મિક માર્ગ પર મૂકવાના પ્રયાસો તો કરાતા,

પણ જેઓ ખાસ ધાર્મિક માર્ગના જ જિજ્ઞાસુઓ હતા તેઓના પર પૂજ્યશ્રીનું વિશેષ લક્ષ રહેતું, જોકે એવાઓમાંથીય કોઈક કડવો ઘૂંટડો પાઈ જતા.

પૂજ્યશ્રી હમેશ કોઈ ને કોઈ કામમાં રોકાયેલા રહેતા અને પાસે રહેનારા શિષ્યો કે ભક્તોને રોકાયેલ રાખતા. બને ત્યાં સુધી તેમને નવરા પડવા દેતા નહીં. ભૂતિયા મનને તો હમેશ ચડઉતર કરાવવી પડે. નહીં તો તે ભાંગફોડ કરે અથવા તો ગપગપોડા મારવામાં કે કોઈની સાચીજૂઠી કરવામાં વળગી પડે. પૂજ્યશ્રી આ બરાબર જાણતા હતા એટલે પોતાની હાજરીમાં તો બધાને કોઈક કામમાં ગૂંથાઈ રહેવું પડતું. શિષ્યોને નિયમિત સ્નાન, સંધ્યા, પાઠ, પૂજા જપાદિ કામોનો ઉપદેશ ખરો અને તે અનુસાર તેઓનું બને એવું વર્તન પણ ખરું. પોતે શાંત જેવા દેખાતા ત્યારે પાસેનું અભ્યાસી મંડળ શાંત રહેતું અને માનસિક જાપ, ધ્યાનાદિ કરી લેતા. જે જરા સૂક્ષ્મ અભ્યાસી હતા તેઓને પૂજ્યશ્રી મૂક ઉપદેશ આપતા. તેઓશ્રીનો અજપાજાપ ચાલ્યા કરતો પણ આવા શાંત વાતાવરણમાં તેની પ્રતીતિ અભ્યાસીને થતી અને તેઓનો પણ એ જાપ શરૂ થઈ જતો, તેથી તેઓના મનમાં કંઈક વિરલ શાંતિ કે બોધની ઝલક આવી જતી. શુદ્ધ પ્રેમનો ઝબકારોય મારી જતો.

શ્વાસોશ્વાસ સાથે થતા. એ અજપાજાપ અને તેમાંથી લાંબે ગાળે પરિણમતી સ્થિતિનું આ પ્રમાણે વર્ણન કબીરજી આપે છે :

> कबीरा प्याला प्रेमका अन्तर लिया लगाय ।
> रोम रोममें रमी रहा, और अमल क्या खाय ॥

પૂજ્યશ્રી એવા અમલમાં રહી શાંત મસ્તી અનુભવતા હતા.

પૂજ્યશ્રીના આંતરમાનસમાં તો શિષ્યો સંબંધે તળેની ઉક્તિ કામ કરી ગઈ હોય એમ લાગે છે :

मन मिला तो गुरु चेला । नहीं तो रहे अकेला । कौन गुरु, कौन चेला ।

એવા કેટલાય ગુપ્ત અને અગુપ્ત સાધુ–ગૃહસ્થ શિષ્યો છે, જેમને પૂજ્યશ્રીએ અંતરથી અપનાવ્યા છે. ત્રિગુણી પ્રકૃતિના ત્રિગુણાત્મક શિષ્યો મળી ગયા છે. કેટલાકને પૂજ્યશ્રીએ કેવળ આત્મની સ્થૂલ–સૂક્ષ્મ જરૂરિયાત ધ્યાનમાં લઈ તે અંગેનાં કામમાં રાખ્યા હતા. તેઓની ઉન્નતિનો માર્ગ તેટલે અંશે તો

કરી: "અવધૂતજી, આને તમે શિષ્ય બનાવો." આવો મનમોજી, તરંગી, બેપરવારી સાધુ અને તે વળી પોલી ધાકધમકી આપનાર દંભી મારા સહવાસથી શી રીતે સુધરી શકે? એવી શંકા તો મને આવી પણ સંતમહાત્માનું વચન ઉથાપી દેતાં મન સંકોચાયું. જોઈએ તો ખરા; સુધરે તો સારી વાત, એ વિચારે તેને શિષ્યપદ આપ્યું. એના રંગઢંગ જોયા. મારું બાહ્ય અનુકરણ કરવામાં આતુર: રેશમી અલફી જોઈએ. સ્વતંત્ર રહેવું જોઈએ. સારાં સારાં ખાનપાન વિના ન ચાલે. ભજનનું ઠેકાણું નહીં. વિદાય કર્યો.

આ શિષ્યે પૂજ્યશ્રીને વિચારના ઊંડાણમાં ઊતરતા પ્રેર્યા. જાણે કે મોટેથી સ્વ-ઉક્તિ ન કરતા હોય તેવી રીતે તેઓશ્રીએ પોતાની અંતર્વ્યથા ઠાલવી:

એક વ્યક્તિ હિંદુ-મુસલમાન-ઇસાઈ આદિ મજહબનો સ્વાંગ-ફેરફાર કરે તેનાથી ઈશ્વરસૃષ્ટિમાં શો ફેર પડ્યો? ઈશ્વર તો સર્વમજહબી છે તેથી પર પણ છે. તે કોઈપણ પક્ષનો-કોઈપણ ધર્મનો પક્ષકાર નથી. ઈશ્વર તો સત્યસ્વરૂપ-સત્યપ્રિય છે-માનવતાપ્રિય છે. જૂઠો, લુચ્ચો, લાલચુ, કપટી, સ્વાર્થી, નિર્લજ વ્યક્તિ કયા ધર્મને શોભાવે? તકવાદી, પિંડપોષી, ચારિત્ર્યહીન વ્યક્તિનું ધર્માન્તર કરાવવામાં કયો ધર્મિષ્ઠ પુરુષ રાજી થાય? આ પ્રકારની દુર્મતિથી તો ધર્મની રક્ષા-વૃદ્ધિ ન થાય; ઊલટું, એવા કૃત્યથી સાચો ધર્મ લાજે અને એક દિવસ તે ભાગે. આવા ધર્માન્તરમાં માનનારા નાસ્તિક છે. પણ આ મેલી રમતની પાછળ રાજરમતના ખેલાડીઓનો હાથ હોય તો શંકા નહીં.

વળી આવા પ્રકારના ધર્માન્તરથી એક ધર્મનો બીજા ધર્મ પ્રત્યેનો અણગમો, ધિક્કાર, તિરસ્કાર પણ સૂચિત થાય છે. મારો ધર્મ સારો અને ઊંચો, બીજાનો ઊતરતો અને નીચો-નઠારો, એ દુર્ભાવ પણ એમાંથી નીતરે. ખરો ધર્મ રાગદ્વેષથી પર હોય છે. તેને વાડ કે વાડાબંધી ન ખપે.

લોકો કેમ ભૂલી જતા હશે કે આખરે તો સત્યનો જ જય થાય છે? સાચો સનાતન ધર્મ તો એક જ છે, અને તે જગજૂનો પરાપૂર્વથી ચાલ્યો આવે છે. ઈશ્વર જ ધર્મનો સ્થંભ છે, ધર્મસ્વરૂપ છે. લોકભોગી ધર્મમાં વિકૃતિ આવે-એ વિકૃતિ કાઢવા કેટલીક વાર ક્રાંતિકારક પગલાં ભરવાં પડે. બાહ્ય ધર્મનાં રૂપરંગ બદલાય પણ સનાતન-સત્ય ધર્મ તો તેના મૂળ રૂપમાં તેના તે જ રૂપે વહ્યો રહે. બાહ્ય લક્ષણો વિકૃત થાય; વિકૃતિ હઠતાં પ્રકૃતિ બંધાય. પ્રકૃતિમાંથી વિકૃતિ—વિકૃતિમાંથી-પ્રકૃતિના ફેરફાર થયા જ કરવાના.

બહુ જ બારીક દૃષ્ટિએ જોતાં પ્રતીત થાય કે અસત્ય, અધર્મ, અનીતિનો ક્ષય થાય અને સત્ય, ધર્મ અને નીતિનો જય થાય. ધર્મનાં ખોખાં-બાહ્ય રૂપોને અલગ કરીને જે જોઈ શકે તેને નિશ્ચય થાય છે કે ધર્મ એક જ છે અને તે જ એક વિશ્વધર્મ છે.

ધારણ કરે તે ધર્મ, એ દૃષ્ટિએ જોઈ શકાતું હોય તો પ્રતીતિ થાય કે ધર્મનું કામ તો સાંધવાનું છે, તૂટેલાં-તૂટતાંને બાંધવાનું છે. ખરો ધર્મ તોડે નહીં—બાંધી રાખે. स्वधर्मे निधनं श्रेयः । परधर्मो भयावहः । આ એક અનુભવ-પૂર્ણ અનેકાર્થી ઉક્તિ છે. ખરા ધર્મમાં સ્વ-પરનો ભેદ ઓગળી જાય છે, તે સૂક્ષ્મ બાબત ન સમજાય તોય સ્થૂલ દૃષ્ટિએ વિચાર કરનારા ધર્માન્તર કરનાર અને કરાવનાર બન્ને ઉપરની અનુભવવાણી ધ્યાનમાં રાખે તો બન્ને ભયમુક્ત બની સ્વકલ્યાણી બને.

ખરો ધર્મ ન સમજાતાં તેમ જ તે અનુસાર વર્તન ન થતાં ધર્માંધતા ઘર કરીને રહે. એકની ધર્માન્ધતા બીજાની ધર્માન્ધતા જન્માવે. વિષચક્ર ફરતું થઈ જાય. ક્રિયા તેવી પ્રતિક્રિયા. દોષ કોને શિરે મૂકવો ? સ્વાર્થી મનુષ્ય બીજાને સ્વાર્થી કરે.

પણ પોતે તો વિશાળતામાં માનનારા અને વર્તનારા. પોતાનો ઇષ્ટદેવ—ઇષ્ટસ્વરૂપ તો પૂર્ણબ્રહ્મ—સર્વવ્યાપી ઈશ્વર. પૂજ્યશ્રીના વિચારે વેગ પકડ્યો: મારામાં—મારા બ્રહ્મ વિચારમાં—સંકુચિતતા પ્રવેશી શી રીતે ? પેલા મહાત્મામાં એવી પરિચ્છિન્નતા આવી ક્યાંથી ? એ મહાત્માની વાણીમાં હું કેમ મોહ પામ્યો ? મને અભિમાન સ્ફુર્યું : મહાત્માના વચનનું માન રાખો. સાધુને પર-ધર્મમાં જતો અટકાવો. અભિમાનમાંથી અભિમાન ફૂટે. બગડે તે બગાડે—પછી તેની આવૃત્તિ પર આવૃત્તિ રચાય. આનું નામ જ માયા અથવા ભુલભુલામણી. તરવૈયોય ડૂબે—ગૂઢ સમસ્યા—માયાના ખેલમાં આવી સમસ્યાઓ ઉત્પન્ન થયે જ જાય. વસ્તુતઃ એક મનુષ્ય સંકુચિત વિચારનો બન્યો, બીજાએ તેને સાથ આપ્યો. પછી તે ફેલાયો. સમાજમાં સ્વાર્થ, તોફાન, લડાઈ, ઝગડા, વેર, ઝેર, મારપીટ વધે, જૂથબંધી બંધાય અને મનુષ્ય મનુષ્યનું લોહી પીએ.

ધર્મમાં અધર્મ, સત્યમાં અસત્ય, પ્રકાશમાં અંધકાર છૂપા સ્વાંગ ધરીને ભરાઈ બેસે છે અને ખરાની ઓથમાં રહીને ખોટાને ખરું ઠરાવવાના ફાંફાં મારે. ક્યાં સુધી નભે ? પણ જગતમાં તો એવું બન્યે જાય. સત્યુગમાં કળિયુગ

હતો તો જ તે બહાર પડ્યો ને ? કળિયુગમાંય સત્યુગ છે એટલે જ સત્યુગ આવે. ત્રિગુણી જગતમાં ત્રિગુણી મનુષ્યો રહેવાનાં. કોઈ વાર સત્ત્વગુણીની બોલબાલા, તો કોઈ વાર રજો-તમોગુણીની. જગતમાંથી પૂર્ણપણે ભેદ જાય નહીં—જવા સર્જાયા છે જ નહીં. તેમાં સમતા-શાંતિ-સ્થિરતા આવે જ ક્યાંથી ? અસ્થિર જગતમાં બધું જ અસ્થિર. વ્યષ્ટિ અને સમષ્ટિનો ઘનિષ્ઠ સંબંધ છે. એકની અસર બીજા પર થાય. વ્યષ્ટિની અસર સમષ્ટિમાં લાંબે ગાળે થાય. સમષ્ટિની અસર વ્યષ્ટિ પર તાત્કાલિક થાય. સમાજની અસરમાંથી વ્યષ્ટિ શી રીતે બચી શકે ? બચવાનો એક જ ઉપાયઃ વાસ્તવિક ઈશ્વરસમજ-ધર્મસમજ. આવી સમજદાર વ્યક્તિ કોઈક વાર ગફલતમાં ભૂલ તો કરી દે પણ તે તરત જ તેને સુધારી દે છે. જગતમાં-સમાજમાં ફરતું થઈ ગયેલ વિપયકને પોતા પુરતું તો અટકાવી શકે અને પોતે બહુ પ્રભાવશીલ વ્યક્તિ હોય તો પોતાની સારી અસર બીજાને પહોંચાડી શકે.

× × ×

આ રહ્યો એક બીજો શિષ્ય. કાનોકાન વાત સાંભળી મારી સિદ્ધિનો લાભ લેવા એ આવી પડ્યો. બહુ વાચાળ અને ચબરાક, પણ એટલો જ ચંચળ અને ઉતાવળિયો. મારામાં એવી કોઈ વિશેષ લોકમાન્યતાની સિદ્ધિ તો નહોતી છતાંય એવી લોકોને ગમતી આશાભરી વાતો અટકાવી પણ શી રીતે શકાય ? લોકો ગોળા ગબડાવ્યા કરે અને આશાનિરાશામાં ઝૂલ્યા કરે. હું તો પ્રભુ-ઈચ્છા પર નિર્ભર રહી નિઃશંક રીતે વર્તતો રહ્યો છું. ગમે તે હોય પણ મને મળતાં માનપાન જોઈ પેલા સાધુજીની શ્રદ્ધા તૂટી નહીં. ચીટકી પડ્યો. શિષ્ય બન્યો. આખરે રિદ્ધિસિદ્ધિના પાઠ શીખવાના ન મળવાથી એક દિવસ ચલતી પકડી. ઉપરના જેવા બીજા વધુ કિસ્સા કહી સંભળાવ્યા અને પ્રત્યક્ષ પણ કરાવ્યા.

× × ×

એક શિષ્ય તો બન્યો પણ બરાબર બનતાં બનતાં અટકી પડ્યો. સેવા કરે પણ મન મૂકીને કામ કરે નહીં. પૂજ્યશ્રીએ તેને સમજ પાડીઃ "બચ્ચાં, યાદ કર તને કેવી પરિસ્થિતિમાં શિષ્ય બનાવવામાં આવ્યો છે ? સંસારમાં તારું કોઈ ખાસ સ્થાન નહોતું. એવું કોઈ કૌટુમ્બિક સુખ પણ નહોતું. અહીં તો તને પ્રમાણમાં સારું જેવું સુખ મળે છે. નિશ્ચિંતભાવે યથાશક્તિ આશ્રમની, સંતમહાત્મા-અભ્યાગતોની સેવાસત્કાર કરતો રહે. જે કંઈ કરે તે વેઠરૂપે નહીં પણ પ્રેમપૂર્વક કર્યા કર. તારું મન શુદ્ધ થશે. લાગે

ઊકવાનો રસ્તો મળશે. સ્વાર્થ માટે પરમાર્થ કર, જે કેવળ પરમાર્થમાં સ્વાર્થ ન જોઈ શકતો હોય તો. તને જો હું પૂરી કસોટીએ ચઢાવું તો તું એક પણ દિવસ અહીં ટકી શકે એમ નથી, પણ જમાનો બદલાતો જાય છે. સંતસેવાનો, ગુરુશિષ્ય સંબંધનો અમારા વખતનો જમાનો ગયો તે ગયો."

પછી એ અસલની સેવા કેવી કેવી રીતે કરવામાં આવતી તેના થોડાક દાખલા આપી આગળ ચલાવ્યું: "હું એકલે હાથે કુંભમેળામાં અધમણ અધમણ બદામપિસ્તાં પીસી તેની ઠંડાઈ બનાવી વિરક્ત, વયોવૃદ્ધ, જ્ઞાની સંતમહાત્માઓને તે પ્રેમપૂર્વક પાઈને અને એવી બીજી કેટલીય સેવા કરીને તેમને પ્રસન્ન કરતો. તેમની કુટિયા વાળતો; આંગણાં સાફસૂફ કરતો; પ્રસંગ પડ્યે તેમની લંગોટી ધોતો; તેમને માટે સ્વચ્છ પાણી ભરી લાવતો : પ્રેમથી કરેલી સેવામાં થાક ન લાગે, કંટાળો ન આવે. કોઈ પણ પ્રકારની હલકામાં હલકી સેવા કરતાં હું અચકાતો નહીં, માનભંગ તો લાગતું જ નહીં : તને તો ગુરુજીની સેવામાં નાનામોટાનો ખ્યાલ આવે, આશ્રમ અંગેની સેવામાંય ઊંચનીચ કામની ગંધ આવે. શી રીતે ગુરુજી પ્રસન્ન થાય અને તને ઉન્નતિએ ચઢવાનો આશીર્વાદ આપી શકે?" ગુરુજીની સાચી સલાહ જુવાન શિષ્યને ન રુચી—કંઠાતરી કરી ગયો. ગુરુજીનો ભાર હળવો થયો.

× × ×

કેટલાક ગૃહસ્થો ઘરકામથી કે ધંધાથી કંટાળીને આશ્રમનો આશ્રય શોધીને આવી પડે. એક તો સાધારણ સ્થિતિના અને પ્રમાણમાં મોટી ઉંમરના. પૂજ્યશ્રી દયાભાવે તેમને આસરો આપે. પછી તેમની થોડીઘણી ચેષ્ટાઓ જોઈ તેમને કંઈક સારા સંસ્કાર પડે અને આવતો જન્મ તો સુધરે એ ઇચ્છાએ તેમને ભગવાં કપડાં પહેરતા કરે. પૂજ્યશ્રી કહે છે:—જ્યાં એવાઓનું આસન જામ્યું એટલે એ પોત પ્રકાશવા માંડે. તેમની દબાઈ રહેલી પ્રકૃતિ બહાર પડવા લાગે. સતત કામ કરવાની શક્તિ નહીં; ભજન કરવાની ઊર્મિ નહીં. કરે પણ શું? આશ્રમમાં કોઈ ને કોઈ ઉપાધિ ખડી કર્યા કરે. મનીરામને કોઈ કામ તો જોઈએ ને? જરા ધાકધમકી આપું તો આશ્રમ છોડી જવાની પોલી યા ગર્ભિત ઇચ્છા પ્રગટ કરે, જાણે કે બાવાજી પર ઉપકાર ન કરતા હોય? અને જાણે કે બાવાજીએ આશ્રમપ્રવૃત્તિ ઉપાડેલી તે ઈશ્વર–ભરોસો છોડીને એમના ઇતબાર પર. એવા બેઅક્કલને શી ખબર કે બાવાજીએ આશ્રમ કોને માટે અને શાને માટે બનાવ્યા છે? બનેલી વસ્તુને સમારવાને બદલે બગાડવાની ફિકર

રાખનારાને શું કહેવું ? કેવી વિપરીત બુદ્ધિ ! જેનો આશ્રય પકડે તેને તોડે; ઉપકારી પર ઉપકાર કરવાનો ભાર મૂકે ! સેવાની બારાખડી પણ શીખી શકતા નથી તે ખરા ભજનના પાઠ કઈ શાળામાં જઈને શીખી શકશે ? ભારે હૈયે એવા ગળેપડુ મહાત્માને સેવાના પાઠ શીખી લેવા બહાર મોકલી દેવા પડે. તેઓ કાં તો મઠમંદિરનો આશરો લઈ અથડાઈ-કુટાઈ પેટ ભરવાની ફિકરમાં જીવન વેડફી મારવાના, કાં તો કડવા અનુભવો લઈ પાછા ફરવાના. ત્યાર બાદ આંખ ઉઘડેતો. ઊઘડે. ભોજનની કીમત ભરપાઈ કર્યા વિના ભજનની મીઠાશ ન આવે.

પૂજ્યશ્રી ઉપરના જેવા અબુદ્ધ શિષ્યોને—કહેવાતા શિષ્યોને—પરાણે રજા આપતા તેના મૂળમાં આ વિચાર કામ કરી રહ્યો હતો :

દયાભાવે એમને આશરો આપ્યો તો નિભાવાય ત્યાં સુધી એમને નિભાવી લેવા. પ્રતિકૂળ જમાનો આવ્યો છે—આ નાદાન આશ્રિત સાધુઓને હું હવે હડસેલી મૂકું તો એ કયાં જઈને ઊભા રહે ? જેનામાં કંઈક દૈવત છે તેતેવ પોતાનો રસ્તો કાઢતાં આજે તો મુશ્કેલીઓ નડે છે. કપડાં બદલ્યાં તો કપડાં શોભે તેવાં સ્થાનમાં જ પડી રહે તો સારું. હા, સૌ સૌનું પ્રારબ્ધ તો છે, પણ જમાનો જોઈ, નવું પ્રારબ્ધ તૈયાર કરવાની શરૂઆત કરવી રહી. આજના સંસ્કારો ભવિષ્યનું પ્રારબ્ધ તૈયાર કરે.

× × ×

સંતમહાત્માઓને માટે એઓશ્રીનું હૃદય પ્રેમભાવે કે દયાભાવે દ્રવી જતું. એક અવધૂતજી આશ્રમમાં આવી ચઢ્યા—ઘણા દિવસ રહ્યા. ઘણા સરળ, શાંત અને એકમાર્ગી સ્વભાવના તેઓ હતા. વિદ્વાન તો નહોતા પણ નિષ્ઠા ઘણી સારી હતી. ગુજરાતમાં પહેલી વાર આવ્યા હતા. એક દિવસ આ મનમોજી મહાત્મા પૂજ્યશ્રીની રજા લીધા વિના આશ્રમમાંથી ચાલી ગયા. પૂજ્યશ્રીનું દયાળુ, સંતપ્રેમી હૃદય પોકારી ઊઠ્યું : " અહીંના વહેવારથી અપરિચિત એવા એ અવધૂત મહાત્માએ વિના કારણે શું કામ તકલીફ ઉઠાવી ? એ કયાં રખડશે ? અજાણી જગ્યામાં એ કયાં ભિક્ષા માગી ખાશે ? મને પૂછીને ગયા હોત તો હું એને અનુકૂળ સ્થાનોની યાદી આપત. " પોતે તેમની ચોમેર તપાસ કરાવી. ૧૫-૨૦ માઈલના એક દૂરના આશ્રમમાં એમની ભાળ મળી ત્યારે પૂજ્યશ્રીને કળ વળી.

× × ×

હવેનો આ પ્રસંગ એક જુદો અનુભવ આપી જાય છે : પૂજ્યશ્રી વર્ણન

આપે છે: "એક સજ્જનને મારો સમાગમ થતાં થતાં કંઈક પ્રેમ જાગ્યો હતો. એ સારો, સીધો, સરળ પણ બુદ્ધિનો કંઈક મંદ. સ્વભાવે જરા પ્રમાદી ખરો—વગર મહેનતે કંઈક તૈયાર થઈ રહેલું મળી જતું હોય તો તે લઈ લેવામાં રાજી રાજી થઈ જાય. તે સરળતાએ મારા મન પર થોડીક સારી છાપ પાડી. પાછળથી ખબર પડી કે એ તો મારા તરફ આકર્ષાયો હતો, મારી કહેવાતી-સંભળાતી સિદ્ધિને લીધે.

"એક દિવસે તે મને સમજાવે કે, મહારાજજી, મને સંસાર પર વૈરાગ્ય આવ્યો છે. આપ આજ્ઞા આપો તો હું કપડાં રંગી લઉં. મેં તેને સાધુમાર્ગની વિકટતાની સમજ પાડી. સાધુ કે સાધકને માટે હવે લોકોને ઝાઝાં માન અને પ્રેમ રહ્યાં નથી. પ્રતિકૂળ વાતાવરણમાં શાંત નિર્વિઘ્ન ભજન ન થઈ શકે માટે ઘરમાં રહી યથાસમય જે કાંઈ ભજન થાય તેનાથી સંતોષ માન. પણ તે તો કહેતો રહ્યો: આપની કૃપાથી બધું સુગમ થઈ જશે. મેં તેને તેનાં ઘરવાળાંઓની સંમતિ મેળવી લેવા સલાહ આપી' બહુ ચકાસી જોતાં જાણવા મળ્યું કે એનાં ઘરવાળાંને એ બાબતે ઝાઝો રસ નહોતો. કારણ કે એ ઘરની કોઈ અનિવાર્ય રળતી-કમાતી વ્યક્તિ રહી નહોતી, એટલે એના ઘરત્યાગથી તેઓના લાભાલાભ સરખા હતા.

મારી જવાબદારીમાંથી મુક્ત થવા મેં એને બરાબર ચકાસ્યો. સહવાસથી માલૂમ પડ્યું કે એનામાં સાધુપણાને શોભાવે એવા કોઈ ખાસ ગુણ નહોતા તેમ જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની સૂક્ષ્મ બુદ્ધિ અને તમન્નાય નહોતી. કોઈ શાબ્દિક વેદાન્તીએ એને બ્રહ્મજ્ઞાનના સંસ્કાર નાંખ્યા હતા, એટલે વેદાન્તીઓની કહેવાતી મસ્તીનાં મસ્ત ભજનો ગાઈને કે સાંભળીને એ ક્ષણિક મસ્તી અનુભવતો. એ મસ્તી તો અંતરની ફૂટ છે, સ્વાભાવિક ઊર્મિ છે. એ સમજવાની એની શક્તિ નહોતી, મરજી નહોતી. આવા કૃત્રિમ મસ્તીના પૂજારીને હું શો ઉપદેશ આપું? એ તો માની રહ્યો હતો કે મોક્ષ એની મૂઠીમાં છે. ફક્ત જીવનમુક્તિના સુખ માટે જ એ નિવૃત્તિપ્રધાન સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરવા માગતો હતો. જીવનમુક્ત પુરુષ છુપાયેલો રહે? વળી તે સાધુ થવાને માટે કોઈ બીજાની આજ્ઞાની રાહ જુએ? આ તો વળી સાધુ બનવાનો ભાર મારા પર મૂકે. 'હું આજ્ઞા આપું તો એ સાધુ થાય' એનો એ એવો અર્થ ઘટાવે કે હું આજ્ઞા કરું છું માટે એ સાધુ થાય છે. તેને કહ્યું: નમસ્કાર મહારાજ, માફ કરો. હું તમને શિષ્ય બનાવી શકું એમ નથી. તું તો ગળે પડે એવો છે. તને હું શિષ્ય બનાવું એટલે તને પૂરતી નિવૃત્તિમાં રહેવા દેવું

પડે અને તારાં સુખ અને સગવડની વ્યવસ્થા કરી આપવી પડે. મારા આશ્રમમાં તું રહી શકે એમ નથી. કોઈ ગુરુ શોધી લે."

પોતે એક દૃષ્ટાંત સંભળાવ્યું:

એક રાજાને સંતસમાગમ થતાં થતાં, સાધુ બનવાની ઇચ્છા જાગી. સાધુવેષમાં કોઈ વિશેષ સુખ છે એમ તેની માન્યતા બંધાઈ હતી. રાણીને તેણે વાત કરી: "હું તો સાધુ થઈ જવાનો." રાણી બહુ હોશિયાર હતી, મનુષ્યસ્વભાવની પાકી જાણકાર હતી. પતિની પ્રકૃતિથી તે અપરિચિત ન હોઈ શકે તે સ્વાભાવિક હતું. તે ચૂપ રહી. હા કે નાનો ઉત્તર ન આપ્યો. સગાંસ્નેહીઓ, મિત્રમંડળની સલાહ લઈ જુઓ એવું સૂચન કર્યું. રાજાએ તેનો અમલ કર્યો. સૌ કોઈએ યથામતિ હા–નાનો જવાબ આપ્યો. રાણીને આ ખબર અપાઈ. રાણી ગભરાય એવી નહોતી. ફરી સલાહ આપી: "આ બધા મિત્ર રાજાઓની સલાહસૂચના લીધી તો આપના સાળા અને મારા ભાઈને હજુ કેમ નથી પૂછ્યું ? તેને પણ પૂછો." સાળાને પત્ર લખાયો. રાજા તો જવાબની રાહ જોતો જ રહ્યો. લાંબે સમયે ખબર પડી કે એના સાળા તો એક વિવેક-વૈરાગ્યયુક્ત રાજા હતા. બનેવીનો પત્ર મળતાં જ તેણે રાજગાદી છોડી દીધી અને ક્રિયા કરીને આચરણ દ્વારા જવાબ આપ્યો હતો કે સંન્યાસ કોઈને પૂછીને ન લેવાય. પાકો વૈરાગ્ય હોય અને પૂર્ણ વિવેક જાગ્રત થયો હોય તો તેવો પાકો અધિકારી નિવૃત્તિ લેવાનો માર્ગ આપોઆપ લઈ લે છે.

પૂજ્યશ્રીએ ઉપસંહાર કર્યો: સાધના પૂરી કરવા સાધુ બને અને પછી સિદ્ધ થઈ જીવનમુક્તિનું વિશિષ્ટ સુખ ભોગવે. સ્મશાનવૈરાગી કે દેખાદેખી સાધુ બની જનારાઓ ભેખને ન શોભાવી શકે, ન નિભાવી શકે, ન હૃદયથી અપનાવી શકે. ઉપનિષદમાં સ્પષ્ટ કહ્યું છે કે: यद् अहर् एव विरजेत् तद् अहर् एव प्रव्रजेत् । ખરો વૈરાગ્ય આવે તે પ્રવ્રજ્યા લઈ શકે—નિર્ભયતાથી ઘર છોડી ભિક્ષા માંગી ખાઈ સંન્યાસી થઈ રહે.

પાછળથી ખબર પડી કે પેલો કહેવાતો જીવન્મુક્ત મનુષ્ય જડસુ બન્યો. તે મનમુખી સાધુ બની ગયો. પોતે સાધુ થવાનો અધિકારી નથી એવી પૂજ્યશ્રીની ગર્ભિત સૂચનાથી તેનું માન ઘવાયું—ઘરથી ય કંટાળ્યો તો હતો જ. પૂજ્યશ્રીનો શિષ્ય બનતાં બનતાં તો રહી ગયો. શી ખબર, કઈ દશામાં તે દિવસો કાઢી રહ્યો હશે ? કપડાં રંગવાથી મન રંગાય નહીં. અંતરનાં રંગ વિના બહારનો

રંગ ન શોભે, ન શોભે. એ તો જેને લગની લાગી તે લાગી. દુઃખ પડે તોય પીછેહઠ ન કરે.

પૂજ્યશ્રી વારંવાર યાદ કરાવતા કે ગુરુશિષ્યસંબંધ એ તો પ્રેમનો એક રાહ છે. ગુરુમાં ઈશ્વરનાં દર્શન કરી શકે તે જ કંઈ પામે. ગુરુ પૂર્ણ અને પહોંચેલો હોવો જોઈએ એ જરૂરી છે, તો શિષ્ય પૂરો શ્રદ્ધાળુ હોવો જોઈએ એ પણ એટલું જ જરૂરી છે. ગુરુએ ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે એવી શ્રદ્ધારહિત શિષ્યની સાધના જલદી જલદી ફળદાયી ન થાય. ગુરુ ઘણા છે. શિષ્યો પણ પુષ્કળ. બેની વચ્ચે પ્રેમની કડી ક્યાં છે? પ્રેમમાં જ પ્રભુ પ્રગટ થાય—પ્રભુ પ્રેમસ્વરૂપ છે. પ્રભુના પ્રેમપંથે પડનારાઓને કેટલી આડઅડચણો નડે છે તે તો એના અનુભવીઓને પૂછવું પડે. જે ન ગભરાય અને અંતરાયોને વટાવતો જાય તે ધારેલા સ્થાને પહોંચે. અનુભવીઓ શું કહે છે તે સાંભળીએ:

जो मैं ऐसा जानती प्रीति करैं दुःख होई।
नगर ढिंढोरा पीटती प्रीति करो मत कोई॥ (મીરાં)

× × ×

सिस उतारे भुंई धरै तापर राखै पांव।
दास कबीरा यों कहै, ऐसा होई तो आव॥

અસલ તો સંન્યાસ-દીક્ષા બે કારણે લેવાતી. એક વર્ગ વિવિદીષા સંન્યાસીનો હતો. વિવેકવૈરાગ્યયુક્ત ષડ્સંપત્તિવાળા મુમુક્ષુએ ગુરુમુખે યા તો પુસ્તક દ્વારા પરોક્ષ જ્ઞાન તો મેળવી લીધું છે. પછી તેઓ પ્રત્યક્ષ જ્ઞાન મેળવવા માટે ગૃહત્યાગ કરી સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરતા અને અનેક પ્રકારની કસોટીમાંથી પાર ઊતરી લક્ષ્યસ્થાન સિદ્ધ કરતા.

બીજો વર્ગ હતો વિદ્વત્ સંન્યાસીઓનો. તેઓને ગૃહસ્થાશ્રમમાં જ પ્રત્યક્ષ જ્ઞાન થઈ ગયું છે પણ તે આશ્રમ અંગેની કર્તવ્ય-જવાબદારીને લીધે પ્રવૃત્તિમાં રોકાઈ રહેવું પડતું. પ્રવૃત્તિને લીધે ચિત્ત વિક્ષિપ્ત અને ચંચળ રહે. ચંચળ ચિત્તમાં જીવનમુક્તિનો પ્રકાશાનંદ ન બની રહે તે માટે બધો કર્તવ્યભાર છોડી દઈ જીવનમુક્તિના વિશેષ આનંદ માટે સંન્યસ્ત માર્ગનું ગ્રહણ કરતા. આવા સાચા સંન્યાસી કેટલા નીકળે? આજે સમાજમાં અને આશ્રમોમાં આવા સંન્યાસીઓનું સ્થાન છે? યાજ્ઞવલ્ક્ય આવા વિદ્વત્ સંન્યાસી હતા.

× × ×

હવે આલેખાતા પ્રસંગો કરુણતામાં વધુ ઉમેરો કરે છે. પૂજ્યશ્રીને જ્યારે

સંપૂર્ણ આરામદારીની જરૂર હતી ત્યારે એ પ્રસંગો વધુ પડતા ઘેરા લાગે તો નવાઈ નહીં. એઓશ્રીની તબિયત લથડી રહી હતી. એમને પૂરેપૂરા માનસિક અને શારીરિક આરામની જરૂર હતી ત્યારે એ પ્રસંગો ઉપસ્થિત થાય છે. પૂજ્યશ્રીના નિર્વાણ સમયના એકાદ વર્ષ પૂર્વેની એ બીના છે.

રાત્રીના વાળું કર્યા બાદ પોતે વરંડામાંના મંચ પર બેઠા છે. પાસે જમીન પર નાનુંશું ભક્તમંડળ શાંત બેસી રહ્યું છે: આશ્રમ અંગેની જરૂરિયાત પૂરતી વસ્તુની ખરીદી અંગે વાત ઊપડી. એક સાધુશિષ્ય શહેરમાં જઈ એઓશ્રીના એક ઉદાર અને અનન્ય સેવાભાવી સેવકને સાથે રાખીને કેટલીક ચીજો ખરીદી લઈ આવ્યો. હવે આ ખરીદી જરૂરિયાતના પ્રમાણમાં વધારે હતી. પૈસા તો પેલા સેવાભાવી સજ્જને ખર્ચેલા. સામાન્ય રીતે તે આશ્રમને ઉપયોગી વસ્તુઓનો ખર્ચ જાતે જ કરી લેતો. પૂજ્યશ્રી પાસેથી તે એવા પૈસા લેતો નહીં.

પૂજ્યશ્રીએ તેને સલાહ આપી: "આવો બીનજરૂરી ખર્ચ તારે આશ્રમને માટે કરવો નહીં. એવો ખર્ચ તો દુર્વ્યય કહેવાય. હવે પછી મારી સંમતિ વિના મોટો ખર્ચ કરવો નહીં." સેવક બિચારો કઢંગી સ્થિતિમાં મુકાયો. પેલા સાધુશિષ્યે તો પૂજ્યશ્રીના નામથી એ ખર્ચ કરાવ્યો હતો. હવે સેવક સાચી હકીકત કહી દે તો પેલા સાધુજી ઉઘાડા પડે. ગૂંચ ઊભી થઈ. કચવાતે મને તેણે ઘટસ્ફોટ કર્યો. પોતાની સંમતિ વિના કામ કરનાર અને પોતાનું એવી રીતે નામ વટાવી ખાનાર સાધુ તરફ પૂજ્યશ્રીની નાપસંદગી ઊતરી. થોડીક વાર સ્તબ્ધ અને ગમગીન રહ્યા. પછી ગરમ થઈ ક્રોધાવિષ્ટ અવાજે પોકારી ઊઠ્યા: "બોલાવો તે સાધુને." એક વ્યક્તિ દાદર ઊતરી નીચે ગઈ. દરમ્યાન ત્યાં બેઠેલા મંડળમાંના એક ભક્તે—જે પૂજ્યશ્રીની પ્રકૃતિથી કંઈક વિશેષ પરિચિત હતો—તેણે વિચારી લીધું: "મામલો જરા બગડવાનો. સવાલ-જવાબ થતાં પૂ. મહારાજજીનો ઉકેરાટ વધી જવાનો, રાત્રે એઓશ્રીની ઊંઘ બગડવાની તેમ જ ગૃહસ્થોની હાજરીમાં પૂજ્યશ્રી કોઈક સાધુને ફટકારે-ઊધડો લે તે યોગ્ય ન લેખાય." આ વિચારે તેણે સમયસૂચકતા વાપરીઃ પૂજ્યશ્રીને બહુ જ વિનયભાવે પ્રાર્થના કરી: "બાપા, આપ કૃપા કરી એ સાધુજીને થોડોક સમય બાદ ન બોલાવી શકો? અમારા ઊઠી જવા બાદ આપ એને એની ભૂલ બતાવો તો તે વધુ યુક્ત ન થાય?" પૂજ્યશ્રી બહુ ચકોર હતા. એમના સતત જાગ્રત પહેરેગીર વિવેકે એમને સાવધ કરી દીધા કે ક્રોધાવેશમાં અઘટિત

વર્તન થઈ જાય અને તેની માઠી અસરના પ્રત્યાઘાત શરીર અને મન એ બન્ને પર થાય.

પોતે તરત જ શાંત થઈ ગયા. ક્રોધ ઊતરી ગયો. "અચ્છા" કહી વાત પર પડદો પાડી દીધો. એ અરસામાં ઉપર આવી રહેલા પેલા સાધુજીને ઇશારાથી દાદર પર જ રોકી રખાયા. પૂજ્યશ્રીને બહુ દૂર અને તે પણ રાત્રે બરાબર દેખાતું નહીં એટલે એક ભાઈ ઊઠયા અને તે સાધુજીને કહી આવ્યા કે તમારી હાલ જરૂર નથી. પાછા જાવ. પૂજ્યશ્રી આજે મળશે નહીં.

પૂજ્યશ્રી સંપૂર્ણ સ્વસ્થ થઈ ગયા. તેમણે એક વાત ઉપાડી અને પેલા સમયસૂચક ભક્તને ઉદ્દેશીને બોલ્યા: "જો, તને એક દૃષ્ટાન્ત સંભળાવું છું:

એક બ્રાહ્મણ દંપતી આનંદમાં દિવસ પસાર કરી રહ્યું હતું. દૈવસંયોગે દેશમાં દુકાળ પડ્યો અને ખાવાનાં સાંસાં પડવા માંડ્યાં. બ્રાહ્મણીએ પતિદેવને ફરમાવ્યું: "આજીવિકાનું કોઈ સાધન ઉત્પન્ન કરો. દેશ-વિદેશ જાવ." હવે બ્રાહ્મણ બિચારો જાય પણ ક્યાં? વિચાર કર્યો: "ભૂખે મરવું તેના કરતાં કોઈ સાહસનું કામ કરી પ્રાણ આપી દેવા એ હવે તો શોભે એમ છે. બ્રાહ્મણીને કોઈ જવાબ તો દેવો પડે ને?" જંગલનો રસ્તો લીધો તો કાળ ભગવાન સામે આવીને ઊભા. દૂરથી વનરાજ સિંહનું દર્શન થયું. હોશકોશ ઊડી ગયા. પણ હિંમત રાખી આગળ વધ્યો. સિંહના બે મિત્રો હતા. તે બંને મંત્રીપદે હતા. બન્ને બહુ શાણા અને ચતુર. એક હતો હંસ અને બીજો હતો ગરુડ. માંહોમાંહે વિચાર કરી લીધો: "આ કોઈ દેખાય છે બહુ દુઃખી અને દરિદ્ર મનુષ્ય. જોઈએ તો ખરા શા માટે જાણી જોઈને સિંહના મોંમાં હોમાવા આવે છે." આગળ આવી બ્રાહ્મણને બધી હકીકત પૂછી લીધી. દયા આવી. સલાહ આપી: "અમે તને કહીએ તે પ્રમાણે તારે કરવું. તને લાભ થશે. સિંહ પ્રસન્ન થશે. તારે સિંહની પાસે જઈ તેના શરીર પર હાથ ફેરવી માથા પર હળવી ટપલી મારવી. પછી કાન પકડી કાનમાં ફૂંક મારવી. બીતો નહીં. આવ." ઉતાવળે પગલે તેઓ સિંહ પાસે પહોંચ્યા અને સિંહને ભણાવ્યો: "વનરાજ, આજે ગુરુજી પધાર્યા છે. આપને એ માથા ઉપર હાથ મૂકી કાનમાં ગુરુમંત્ર ફૂંકશે. આપ બરાબર તૈયાર થઈ રહો." ગુરુજી આવ્યા. યથાવિધિ હાથ ફેરવી, આશીર્વાદપૂર્વક કાનમાં ગુરુમંત્ર ફૂંક્યો. સહુ ખુશ ખુશ થઈ ગયો. પ્રસન્ન ચિત્તે આજ્ઞા કરી કે, "ગુરુજીને પુષ્કળ દાન દક્ષિણા આપો." અનેક પ્રકારનાં મનુષ્યોના ભક્ષણ બાદ નકામાં પડી રહેલાં જરઝવેરાતમાંથી બ્રાહ્મણ

દેવતાને સારી સરખી ભેટ મળી. મોં મલકાવતા બ્રાહ્મણે વિદાય લીધી. ઘેર આવી બ્રાહ્મણી સમક્ષ ધનનો ઢગલો ઠાલવી દીધો. બ્રાહ્મણી ખુશખુશાલ થઈ ગઈ.

દંપતીના સુખના દિવસો વહી ગયા; વળી પાછો ભૂખમરો આવ્યો. અતિવૃષ્ટિ થઈ. લીલો દુષ્કાળ પડ્યો. બ્રાહ્મણીએ ફરીથી ગુરુદક્ષિણા લઈ આવવા સિંહના જંગલમાં બ્રાહ્મણને મોકલી આપ્યો; પણ આ વેળા રાજકારણમાં ભારે ક્રાંતિ આવી હતી. મંત્રીપદેથી હંસ અને ગરુડ હટી ગયા હતા અને તે સ્થાન કાગડા અને બગલાએ સંભાળી લીધાં હતાં. બ્રાહ્મણે હિંમતપૂર્વક સિંહના કાન પકડ્યા. માથા પર ટપલી મારી અને કાનમાં મંત્ર ફૂંક્યો. સિંહ હજુ પોતાનો ઉદાર ઉમદા ખવાસ જાળવી રાખી શક્યો હતો. પહેલાંની માફક બ્રાહ્મણનાં આશીર્વચનોથી ખુશ થયો. ભેટસોગાત આપી, પણ ખિન્ન વદને બ્રાહ્મણ દેવતાને ચેતવ્યો: "ગુરુ મહારાજ, હવે પછી લોભવશ થઈ આ તરફ ફરકશો નહીં. મારા જૂના ઉદાર પરહિતકારી સલાહકારો નીકળી ગયા છે.તેમનાં સ્થાન સ્વાર્થી અને સંકુચિત મનોભાવનાવાળાએ લીધાં છે. રાજતંત્ર ખોરવાઈ જાય છે. મને વિચિત્ર પ્રકારનાં સલાહસૂચનો અપાતાં જાય છે. ન માલૂમ, ક્યે સમયે મારા સ્વભાવમાં કોઈ વિકૃતિ થઈ આવે. માટે હવે નમસ્કાર."

આ રસભરી વાત પૂરી કર્યા પછી જેને સંબોધીને એ વાત ઉપાડી હતી તે વ્યક્તિને ભારપૂર્વક પોતે પૂછ્યું: "તેં આ વાત બરાબર સાંભળી? તું વાતનો મુદ્દો સમજ્યો?" હળવે અવાજે તે ભાઈએ ગ્લાનિપૂર્વક ઉત્તર આપ્યો: "હા બાબા."

વાતનો જે ધ્વનિ હતો તે ત્યાં બેઠેલ વ્યક્તિઓમાંથી ભાગ્યે જ કોઈ બીજાએ પકડ્યો હશે. પૂજ્યશ્રી સાથે થયેલ એક પૂર્વની વાતના અનુસંધાનમાં ઉપરના ઉતારાનો સંકેત હતો, જેની ખબર ત્યાં તે વખતે બેઠેલ મંડળીને નહોતી. પૂજ્યશ્રી પોતાની મનોવ્યથા વ્યક્ત કરી રહ્યાં હતા, પણ કોઈ ઉપાય સૂઝતો નહોતો.

પૂજ્યશ્રીની તબિયત લથડતી રહી. કોઈ વાર લોહીનું દબાણ વધી જતું. ચક્કર આવી જતાં. શરીર અશક્ત થતું રહ્યું. મન સમતુલા ખોઈ બેસે એવી પરિસ્થિતિ પણ થતી. પોતે બને તેટલા સાવધ તો રહેતા. સંકલ્પબળથી સ્વસ્થ થઈ જતા, છતાંય વૃદ્ધાવસ્થાની અશક્તિ અને આનુષંગિક ભીરુતા ચાલુ રહેતી. એ વધતી જતી અશક્તિ અને કંઈક પ્રમાણમાં પરવશતા એમને સાલતી

હતી, એટલે એક નાનીસરખી અણગમતી બાબત એઓશ્રીને ઘણી અંતર-વેદના આપી જતી. આ હકીકતનું સચોટ ભાન એઓશ્રીના પરિચારકોને ન પણ હોય.

અંધશ્રદ્ધાને લીધે તેઓ તો એઓશ્રીને પૂર્વવત્ મહાન શકિતશાળી સિદ્ધ મહાત્મા માનતા. મહાત્મા પણ મનુષ્ય છે એ બાબતને એ લોકોએ કદાચ ગૌણ ગણી હશે એટલે જ કદાચ તેઓ દુરદર્શીપણું ન દાખવી પૂજ્યશ્રીને પ્રતિકૂળ થઈ પડે તેવી નાની-નજીવી બાબતની વિવેકપૂર્વકની રજૂઆત કરી શકતા નહીં. પરિણામે મહારાજશ્રીને જે કંઈ આઘાત થતા તેને તેઓશ્રી મનમાં ને મનમાં શમાવી દેતા. જ્યારે ભકત-ભકતોના માંહોમાંહેના ક્ષુલ્લક લાગતા ઝગડાઓના ભણકારા કાને પડતા ત્યારે પૂજ્યશ્રી બહુ ગ્લાનિ પામતા. કોઈક વાર તો તોબાહ પોકારી ઊઠતા. અંગત સેવા કરનારા સેવામાં ખામી રાખતા નહીં પણ પોતાના ક્ષેત્રની બહાર જઈ બીજાની સેવામાં ઓડખાંપણ કાઢી વાતાવરણ ડહોળી નાંખતા ત્યારે જરા ખખડાટ થતો અને તે પૂજ્યશ્રીના કાને અથડાતો કે અથડાવાતો; પરિણામમાં પૂજ્યશ્રીની શાંતિનો ભંગ થતો.

વનરાજ સિંહના દૃષ્ટાન્તથી તો પૂજ્યશ્રીએ પોતાની પરિસ્થિતિનો નિર્દેશ કર્યો હતો, પણ કોઈ રસ્તો નીકળે એમ નહોતું. જે સજ્જનસેવકને નિમિત્ત બનાવીને પોતે દૃષ્ટાન્ત આપ્યું હતું તે પ્રસ્તુત ભકતજનને પૂજ્યશ્રીએ એક વાર કહ્યું હતું : "ચાલ, તું મારી સાથે. તું હવે લગભગ કર્તવ્યભારથી નિવૃત્ત થયો છે ઘરકામમાં પણ તારી ગેરહાજરી લાગે એમ નથી. મારી સાથે તને પ્રાંત, પરપ્રાંતનો પરિચય થશે. લોકોના જુદા જુદા રીતરિવાજો જોવાજાણવા મળશે. તને એ લાભ થશે. મને તારા આવવાથી થોડીક રાહત મળશે. મારી જવાબદારી તું ઉપાડી લે તો મારો ભાર હળવો થાય." એ ભાઈ ને ગળે આ વાત ઊતરી તો ખરી. પૂજ્યશ્રીની સેવા, સહવાસ અને સત્સંગનો લાભ લેવા તે લલચાયો ખરો, પણ તેને શંકા ઊઠી કે પૂજ્યશ્રીનો સ્વભાવ, તેમની રહેણીકરણી અને તેમની ઉચ્ચ વિચારસરણીને અનુકૂળ પોતે થઈ શકશે? પોતાની બીનલાયકાતનું માપ કાઢી લઈ પોતે હાથ જોડીને એઓશ્રીની માફી માગી અને કહ્યું : "મહારાજશ્રી, મારામાં હજુ ઘણા દોષ છે હું આપને મારી સેવાથી સંતોષ ન આપી શકું—કદાચ હું આપને ભારરૂપ પણ બની જાઉં." પૂજ્યશ્રી એમ જલદી જલદી માની જાય એમ નહોતા. એઓશ્રી એ સેવક પર અંતરથી ઘણા રાજી રહેતા, તેને ઊંચે ઉઠાવવાની ઇચ્છા પણ ખરી; એટલે તેને

ફરીથી ઉત્તેજનાત્મક મીઠી વાણી કહી સંભળાવી : " શું કામ ગભરાય છે ! મનુષ્યશરીર દોષથી ભરેલું છે. હુંય ક્યાં દોષમુક્ત થયો છું ? મારાથી પણ ભૂલ થઈ જાય છે. તારી શંકા ખંખેરી કાઢ. ચાલ મારી સાથે." પણ પેલા ભાઈ અડગ રહ્યો અને તે દિવસે તો વાત પર પડદો પડયો.

વળી બીજે એક પ્રસંગે પૂજ્યશ્રીએ એને ફરીથી ટકોર કરી: "તારી શરીર-પ્રકૃતિ, સ્વભાવાદિથી હું કંઈક માહિતગાર છું. તારી બધી સગવડ સચવાઈ રહેશે. હવે તું મારી સાથે કાયમનો રહી જા. જો, મારી પ્રવૃત્તિઓ વધતી જાય છે. તારા જેવો મારી સાથે હોય તો એ પ્રવૃત્તિઓ ઉપર પણ કંઈક અંકુશ રહે." આ ભાઈ, ચૂપ રહ્યા. પૂજ્યશ્રીએ માની લીધું કે એની મરજી વિરુદ્ધ ખેંચતાણ કરવામાં કોઈને લાભ ન થાય. પોતે વાત પડતી મૂકી. લાંબા ગાળા સુધી એ વાત છેડી નહીં.

ઉપરના દૃષ્ટાન્તના સંદર્ભમાં પૂજ્યશ્રીએ એ બાબતનો નિર્દેશ કર્યો હતો એટલે એ બે સિવાય ભાગ્યે જ કોઈ ત્રીજો પૂજ્યશ્રીનું વેદનાભર્યું માનસ કળી શકયો હશે. પૂજ્યશ્રી સાથે રહેવાકરવાની હવે જરૂર પણ રહી નહોતી.

પૂજ્યશ્રીને માંદગીને કારણે સુરતમાં રોકાઈ રહેવું પડયું. સેવા કરનારાઓની કમી નહોતી. નિરંતર તેમની હાજરીની જરૂર પડતી પણ નિરંતર સેવાની જરૂર રહી નહોતી. પૂજ્યશ્રીને એમના પ્રેમી ભક્ત હવાફેર માટે ડુમસ લઈ ગયા. થોડાક દિવસ અમદાવાદ અને મુંબઈ રહી પોતે કુંભમેળાનો બાકી રહેલો સંકલ્પ પૂરો કરવા પ્રયાગ ગયા. ગયા તે ગયા. પાછા ફર્યા નહીં. ભક્ત લોકોનાં દિલમાં વસવસો રહી ગયો તો પેલા—પ્રસ્તુત વિષયના ભક્તને પસ્તાવાનો પાર રહ્યો નહીં : સેવાનો અનાયાસે મળતો લાભ છોડવો પડયો હતો. જે પાછળ રહેતો તેને આગળ આવવાનો અવસર હતો. પણ નસીબમાં તે નહોતું.

ઉપરના વિગતપૂર્ણ વર્ણનનો સાર એ નીકળે છે કે પૂજ્યશ્રીને જે પ્રકારનું સલાહકાર કે પરિચારક મંડળ જોઈતું હતું તેવું મંડળ મળી શકયું નહીં. જે સહજ સ્વભાવે મળી આવ્યું તેનાથી ચલાવી લેવું પડયું. પોતે વારંવાર ઉપદેશતા કે, દોષ જોનારને દોષ નજરે આવે અને ગુણ જોનારને ગુણ. આ વસ્તુ સમજાવવા તેઓશ્રી દુર્યોધન અને યુધિષ્ઠિરનો દાખલો આપતા. પોતે ગુણગ્રાહી હતા. ગુણગ્રાહી બની રહ્યા.

શાંત, નિરુપદ્રવી, મૂક ભાવે સેવા કરનારની તેઓ કદર કરી શકતા અને તેના પ્રેમસૂત્રથી બંધાઈ રહેતા. કૂવામાં ન હોય તો હવાડામાં શી રીતે આવે. આ ન્યાયે એઓ શિષ્યોને કે ભક્તોને તેમની શક્તિના માપ પ્રમાણે માપી લઈ નિભાવી લેતા. પછી નિરુપાયે સહન કરવા યોગ્યને સહન કરી લેતા. પ્રારબ્ધ ભોગવવું રહ્યું.

પૂજ્યશ્રીને તો એવા સુનંદા શિષ્યો, ભક્તો કે સેવકોની જરૂર હતી કે જેઓ એમની આશ્રમપ્રવૃત્તિઓ અને આનુષંગિક બીજાં કામો પ્રેમપૂર્વક ઉપાડી લે, એઓશ્રીને ઉપાધિમાંથી મુક્ત કરે અને પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે આશ્રમનું વાતાવરણ બનાવી રાખે. આ થવું અસંભવિત હતું. પૂજ્યશ્રીનો આદર્શ ઊંચો, વહેવાર પૂરો ખાનદાનીભર્યો, વર્તન બાદશાહી મહેમાનગીરી રજવાડાશાહી અને સ્વચ્છતા પારદર્શી. એ બધી બાબતો ધ્યાનમાં લઈ સેવાનાં કાર્ય ઉપાડનારા અનેક વાર વિચાર કરે. એટલે પૂજ્યશ્રીને આશ્રમપ્રવૃત્તિ સંબંધે પૂરા નિશ્ચિંત કરી પ્રસન્ન કરવા એક અસાધારણ બાબત હતી. પરોક્ષ રીતે સેવા આપનારા અનેક હતા. આગળ પડીને એ કામ ઉપાડનારા કોઈ વિરલા જ હોઈ શકે, એટલે પૂજ્યશ્રીને આશ્રમવહીવટમાં માથું મારવું પડતું. એમાંથી એઓશ્રીને છોડાવી શકે એટલી કોઈનામાં હિંમત નહોતી. આ બધું મારા કોઈ વિચિત્ર પ્રારબ્ધનું ફળ છે એમ માની–મનાવી પોતે મનનું સમાધાન કરી લેતા. પોતે આદર્શ ગુરુજી હતા. આદર્શ ગુરુને આદર્શ શિષ્યો ન મળે એ આજના સમયમાં તો સ્પષ્ટ હકીકત છે.

× × ×

એઓશ્રીએ શિષ્ય–અનુસરની એક કરુણામૂળ પણ બોધક, રસિક અને સુખાન્ત વાત કહી :

મારો એક શિષ્ય હતો. ઘણી જ શાંત પ્રકૃતિનો અને સરળ. નિષ્કપટભાવે એ મારી સેવા કરતો. અભ્યાસમાં આગળ વધવાની ઇચ્છાવાળો ખરો. મારી કુંભમેળાની અને આશ્રમની પ્રવૃત્તિએ એનું મન ડગાવ્યું.

એક રાત્રે મને સ્વપ્નું આવ્યું. મારો એ શિષ્ય રોષે ભરાયો છે અને બબડે છે: "લો મહારાજ, આપે આપેલું બધું પુણ્યફળ. ન હું તમારો ચેલો; ન તમે મારા ગુરુ." હું જાગી ઊઠ્યો. વિચિત્ર સ્વપ્ન—ન મનાય એવું એ સ્વપ્ન. મારા એ શિષ્યે તો મને અતૂટ પ્રેમદોરીએ બાંધી રાખ્યો હતો. મારું સતત ધ્યાન ધરી એ મંત્રજપ કર્યા કરતો. એટલો પાકો

અભ્યાસી કે ઊંઘમાં પણ એના એ જપ ચાલ્યા કરે. એના પ્રાંતમાં હું વિચરતો હોઉં ત્યારે મારાં દર્શન કર્યા વિના એને ચેન ન પડે. પાંચ-સાત માઈલ ચાલી આવીને પણ એ દર્શન કરી જાય. મન્મય થઈ રહ્યો હતો. હું પણ એની પ્રીતિ-ભક્તિ પર મુગ્ધ હતો, પણ તે વ્યક્ત કરતો નહીં; જોકે મારી દૃષ્ટિ એના પર ખેંચાયે રહેતી. એટલે મેં માન્યું તો નહીં કે વિનાચેતવ્યે, વિનાપ્રયોજન, વિના કોઈ સ્પષ્ટ કારણે એ મને તરછોડે. ઊંઘી ગયો. પણ ફરી પાછું એનું એ જ સ્વપ્ન. ત્રણ વાર મને આ દશ્યે દેખાવ દીધો. હું જરા અસ્વસ્થ થયો, પણ હતો બહુ દૂરના પ્રદેશમાં. શંકા તો પડી. થોડા દિવસ બાદ હું ભક્ત-શિષ્યના ગામમાં પહોંચ્યો. ન મને એ મળવા આવ્યો ન મને કોઈ ખબર કહેવડાવી. મારો મુકામ એના સ્થળથી બેએક માઈલને છેટે હતો. બેએક દિવસમાં એ મને મળવા આવ્યો—પણ નહોતો એના પ્રણામમાં ઉમળકો કે નહોતી ઝરતી એની આંખમાંથી પ્રેમભક્તિ. મારી શંકા ખરી પડતી લાગી. બેત્રણ દિવસ સુધી એની ચેષ્ટા જોયા કરી. નિશ્ચય થયો કે એના મન પર કોઈ પડદો પડ્યો છે. એકાંતમાં બોલાવ્યો—કારણ પૂછી જોયું. ખાસ સંતોષકારી જવાબ ન મળ્યો. તે એટલું જ બોલતો: "મારું મન વિરામ પામ્યું છે. કંઈક ઉદાસીનતા આવી છે." રહેતે રહેતે તે મારી પાસે આવતો બંધ થયો. અઠવાડિયામાં દેખાવ પૂરતો એકાદ દિવસ આવી જાય. એને પાસે લાવવાના મારા પ્રયાસો નિષ્ફળ ગયા. જેના મનમાં વિપરીત ભાવનાએ ઘર કર્યું છે તે મારા સૂક્ષ્મ સંકલ્પને શી રીતે ઝીલે? જુદી ભૂમિકાના મનમાં એ સંકલ્પો ન ઝીલી શકાય. કેટલીય વાર એ મારા સૂક્ષ્મ સંકલ્પો પકડી શકતો અને તે પ્રમાણે વર્તન કરી બતાવતો. હવે હું એને સ્થૂલ શબ્દોથી પણ શી રીતે સમજાવી શકું, જ્યારે એ મારી પાસે આવે નહીં અને આવે તો બોલે નહીં? તેના મનની ઘડભાંજ તેના મનમાં રહી. મારી ઉદાસીનતા મારા મનમાં દબાઈ રહી. એનાં પૂર્વનાં નીતિનિયમ-સેવાચાકરી યાદ કરીને મને શોક તો થયો પણ 'ભાવિ પ્રબળ'એ વિચારે સમાધાન મેળવી લીધું.

વરસોનાં વરસો વહી ગયાં. એ બીજે સ્થળે બહુ અથડાયો-કુટાયો, અસં- [illegible] રહ્યો, દુઃખી થયો. ઉદાસીનતાએ એને ઘેરી લીધો. અનેક પ્રકારના સંત- [illegible] ના સમાગમમાં એ આવ્યો. કડવામીઠા અનુભવો મળતા ગયા. અનુભવે ઘડાયા પછી અને જુદી જુદી પ્રકૃતિના સંતમહાત્માના લાંબા સહવાસે એનો રોષ કંઈક ઊતર્યો. ગેરસમજ દૂર થતી ગઈ અને પ્રારબ્ધાનુસાર જ્ઞાનીઓ નિવૃત્તિનું સુખ ભોગવે છે કે પ્રવૃત્તિનો વિક્ષેપ સહન કરે છે એ બાબતનો એને

વિશ્વાસ બેઠો. જ્ઞાનમાં ભેદ નથી. બાહ્ય ચેષ્ટામાં ફરક પડવાનો જ એવી એને પાકી ખાતરી થઈ. મારામાં શ્રદ્ધા આવતી ગઈ અને સુકાયેલો પ્રેમરસ પાંગરતો થયો.

એક દિવસ મારી શોધમાં ફરતો ફરતો મારી પાસે આવી પહોંચ્યો. આંખમાં હર્ષાશ્રુ આવ્યાં, હૃદય ભરાઈ આવ્યું. મારા ચરણમાં માથું મૂક્યું. મેં એની પીઠ થાબડી. એની મુખમુદ્રા પરથી ખિન્નતા ખસી ગઈ અને તેને સ્થાને શાંતિ અને પ્રસન્નતા પ્રસરી. મેં એને એકાન્તમાં બોલાવ્યો. હૃદય ખોલીને એણે વાત કરવા માંડી :

"મહારાજજી, મને આપનામાં કંઈક અવિશ્વાસ આવી ગયો. મારી શ્રદ્ધા એકાએક ઊડી ગઈ. મને વહેમ પડયો કે આપ કહો તે પ્રમાણે કરી શકતા નથી. કુંભમેળાની પ્રવૃત્તિ ઉપાડી ત્યારે આપ બોલ્યા હતા કે 'મારા મન્દ પ્રારબ્ધનો ઉદય થયો છે.' પણ એ ઉક્તિનો સંપૂર્ણ અર્થ હું તે વેળાએ સમજી શક્યો નહોતો. પ્રારબ્ધવશાત્ આપ નાશિક ગયા પણ જ્યારે પૈસાની ત્રુટિ પડી ત્યારે આપે પ્રવૃત્તિને તેટલેથી જ અટકાવી કેમ નહીં અને શા માટે મળેલા પૈસાથી સંતોષ ન માની બાકી રહેલી પ્રવૃત્તિ પૂરી કરવા સારુ વધુ દાન લેવાની ચેષ્ટા કરવા માંડી ? મેં અનુમાન બાંધી લીધું કે આપ પ્રારબ્ધાનુસાર બધું બન્યે જાય છે એ વિધાન અનુસાર વર્તતા નથી. આપે આપની માનપ્રતિષ્ઠા માટે જ એ પ્રવૃત્તિ લંબાવી રાખી. મારું મન ઊઠી ગયું, તૂટી ગયું. હવે બહુ લાંબે ગાળે અને પાકા અનુભવે હું માનતો થયો છું કે પ્રારબ્ધ જેવી કોઈ અદ્ધર દેવી નથી. ક્રિયા કરવાની પ્રેરણા પ્રારબ્ધ કરે અને તે પ્રમાણે પુરુષાર્થ થાય. પુરુષાર્થ કર્યા વિના પ્રારબ્ધનો નિશ્ચય કદી ન થાય. સો કદમે પ્રારબ્ધફળ મળતું હોય તો શૂન્યથી માંડી બધાં જ કદમ ઉઠાવવાં પડે. જેટલાં કદમ ચાલીને અટક્યો હોય ત્યાંથી આગળ વધવું પડે એટલે કોઈને નવ્વાણું કદમની ચાલે ફળ મળે તો કોઈને એક જ કદમે. આપે બગડતી બાજીને સુધારવા પ્રયાસ કર્યા તે બરાબર હતા એ હવે બરાબર પાકે પાયે મને સમજાયું છે. મારી ભૂલ હતી કે મેં એકદમ ઉતાવળિયું પગલું ભરી દીધું. ભૂલનું દુઃખ પણ પેટ ભરીને ભોગવી લીધું. મારી માન્યતામાં અને વર્તનમાં હવે થોડોક તાત્ત્વિક ફેરફાર થયો છે. પહેલાં હું આપને અને આપ જેવા જ્ઞાનસિદ્ધ મહાત્માને દેવ તરીકે માનતો અને તેમને લોકમન્તવ્યના સિદ્ધ તરીકે સન્માનતો. તેઓ ચાહે તે કરી બતાવવાની શક્તિ ધરાવતા એવું માનતો. હવે મારી આંખ ઊઘડી છે કે હઠયોગી સિદ્ધ

અને જ્ઞાનયોગી સિદ્ધ જુદા છે. આપ મહાત્મા તો છો પણ સાથે સાથે મનુષ્ય પણ છો. મનુષ્યના વહેવાર મહાત્માઓમાં દષ્ટિગોચર થાય છે અને તે થવાના, તે હવે મને સ્પષ્ટ રીતે સમજાયું છે, અને તેથી જ હવે હું આપને વધુ માન અને પ્રેમથી જોઈ શકું છું અને હવે મારો સંબંધ સ્વાભાવિક રીતે બાંધીને જાળવી શકું એમ છું. આપના વિયોગે મને એક સરસ બોધપાઠ આપ્યો છે. મને હવે એ પણ યાદ આવે છે કે આપ તો કહેતા આવ્યા છો કે પ્રારબ્ધને લાત મારીને ભોગવવું.

પૂજ્યશ્રીએ પાછા ફરેલ શિષ્યને પૂરા પ્રેમથી અપનાવી લીધો અને બોલ્યા: "મારું એ મન્દ પ્રારબ્ધ હતું કે તારા જેવો શિષ્ય મારા પર કંઈક આરોપ મૂકીને ચાલ્યો જાય, પણ તારું તો વધુ મન્દ પ્રારબ્ધ હતું કે તું અજ્ઞાનમાં અકળાયો અને પરેશાન થઈ ગયો. તું શુદ્ધ થઈને પાછો ફર્યો એટલી ઈશ્વરની મહેરબાની. બગડેલી બાજી સુધરી ગઈ. હવે ફરીથી કોઈ ભૂલ કરતો નહીં. શંકા ઉપસ્થિત થાય તો સમાધાન કરી લેવું. ગુરુથી જુદાઈ રાખવી નહીં. વળી યાદ રાખી મૂક કે પ્રારબ્ધ–પુરુષાર્થનો પ્રશ્ન બહુ ગહન છે, વિકટ છે. સંતમહાત્માઓમાં પણ એ વિષયે ભારે મતભેદ પ્રવર્તે છે. ઘણીય ચર્ચા થાય છે પણ સર્વને સંતોષે એવો સર્વસામાન્ય સિદ્ધાન્ત તારવી શકાતો નથી. પ્રારબ્ધને તો બધા માને છે પણ એની સીમાદોરી ક્યાંથી દોરવી તે સંબંધે એકવાક્યતા થતી નથી. જે જેટલું માને તે પ્રમાણે તે વર્તે તેમાં જ તેને લાભ છે. ખરા જ્ઞાનીઓ પ્રારબ્ધને ગૌણ સ્થાન આપે છે. આત્મામાં—બ્રહ્મમાં પ્રારબ્ધ નથી. બ્રહ્મ પ્રારબ્ધનો વિષય પણ થઈ શકે એમ નથી એટલે જ્ઞાનનિષ્ઠ મહાત્માઓ સાક્ષીભાવે આવશ્યક કર્તવ્ય કરે છે એટલે કર્મબન્ધનમાં પડતા નથી.

× × ×

પૂજ્યશ્રીને હરકોઈ પ્રકારના શિષ્યો મળ્યા છે તેનો ઉપર ઉલ્લેખ કરાયો છે. કેટલાક ગયા છે તો કેટલાક આવ્યા છે. જેઓ શિષ્ય તરીકે વળગી રહ્યા છે તેઓમાં પણ ભૂમિકાભેદે વિવિધ પ્રકાર પાડવા પડે એમ છે. પણ હરકોઈને પૂજ્યશ્રીએ એક કદમ જેટલો પણ આગળ ઉન્નતિ તરફ ચલાવ્યો છે. કોઈકનો કાંટાળો રસ્તો પોતે સાફ કર્યો છે, તો કોઈકને તે સાફ રસ્તા પર મૂકી દીધો છે. પોતપોતાની ઉત્કંઠા અને તીવ્રતાના પ્રમાણમાં તે ચાલ ચાલ તો કરે છે, એક જન્મે કે બેચાર જન્મે તે લક્ષ્યસ્થાને પહોંચશે. પ્રારબ્ધાનુસાર સમયનો ફેર રહે. ધીરજ રાખવી પડે.

પૂજ્યશ્રીએ તો અભયવચન આપ્યું છે કે જેઓને મેં શિષ્ય તરીકે અપનાવ્યા છે, તેઓને હું છોડી શકું એમ નથી, ભલે તેઓ મને છોડવાના પ્રયાસ કરે. વ્યક્તિનું મન સમષ્ટિમનથી અલગ થઈ શકે એમ નથી. શિષ્યના મનના ભાવ અને ગુરુજીના મનના ભાવ ઈશ્વરના મનમાં કોતરાઈ રહેવાના. ભાવ પ્રમાણે ભક્તિ થઈ ભજનફળ મળે જ મળે. ગુરુજી ઈશ્વરની ગોદમાં જઈ બેઠા છે એ ભૂલીએ નહીં, અને ઈશ્વર હાજરાહજૂર છે એય ભૂલીએ નહીં.

હવે એક શંકાનું સમાધાન કરી લઈ પ્રકરણનો ઉપસંહાર કરી લઈએ. હરકોઈ આશ્રમનો એક કડવો અનુભવ જોવાજાણવા મળે છે કે શિષ્યો, સેવકો અને ભક્તો તરફથી ગુરુજી મુશ્કેલી અને મૂંઝવણમાં મુકાઈ જાય તેવા પ્રસંગો ઉપસ્થિત થવા છે અને થાય છે. પૂજ્યશ્રી જેવા મહાત્મા તો સામ, દામથી અને પ્રસંગાનુસાર ભેદ અને દંડનીતિથી માંહોમાંહે હુંસાતુંસી કરતા, કંઈક ઈર્ષ્યાથી અને અસૂયાથી બળતા અને આશ્રમનું શાન્ત વાતાવરણ ડહોળું કરી દેતા શિષ્ય-ભક્તોની સાન ઠેકાણે લાવતા, પણ અંતરમાં કંઈક ખિન્નતા અનુભવતા અને ઉદાર ભાવે બધું નિભાવી લેતા. કદાચ દયાભાવે તેમને સુધરવાની તક આપતા હશે.

એક બાબત ચોક્કસ છે કે એમની શિષ્ય તેમ જ આશ્રમપ્રવૃત્તિથી એમને અજંપો રહેતો, કારણ કે એઓશ્રી કોઈક વાર ઉદ્‌ગાર કાઢતા: “ માલ પર જકાત ભરવી પડે. પ્રવૃત્તિ ઉપાડી તો દંડ ભોગવવો પડે.” ત્યારે શંકા ખડી થાય છે કે દુઃખદાયી, વિક્ષેપકારી અને કોઈક વાર ત્રાસદાયી પ્રવૃત્તિનો પીછો પોતે કેમ પકડી રાખ્યો હશે ? એને પછાડી દીધી કેમ નહિ હોય ? વળી એ શંકા એ રીતે જરા વધુ ઘેરી બને છે કે એઓશ્રી જેવા સિદ્ધ મહાત્મા—ભવિષ્યમાં ડોકાવી જોનારા મહાત્મા—આગળથી ચેતી શક્યા કેમ નહીં ?

ઉપલક દૃષ્ટિએ જોતાં શંકાને સ્થાન છે. સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં એમાં વજૂદ નથી. એક રીતે તો એનો ઉત્તર અપાઈ ગયો છે કે પૂજ્યશ્રીએ સિદ્ધિમાર્ગ છોડી દીધો હતો, પ્રયોગ કરીને સિદ્ધિની તથ્યતા જોઈ લીધી હતી અને સ્વયંસિદ્ધ અનુભવ મેળવી લઈ શ્રેષ્ઠ જ્ઞાનમાર્ગને વળગી રહ્યા હતા.

વળી ભવિષ્ય જાણીને કયો હેતુ સાર્થક થાય, જો પ્રભુની-પ્રારબ્ધની પૂર્વયોજિત વ્યવસ્થાનુસાર જે બનવાનું છે તે બની જ રહે તો ? ભવિષ્ય જોયું-જાણ્યું,

પણ તેને હઠાવી શકવાની શક્તિ તો છે નહીં. એ જોયેલું ન જોયેલા બરાબર જ થઈ રહે. વળી પ્રારબ્ધ જાણી લેવાથી દુઃખ વધી જાય છે.

જેની નજરમાં કેવળ વર્તમાનકાળ જ છે એવા સર્વવ્યાપી સર્વેશ્વર શ્રીકૃષ્ણ અર્જુનને વિશ્વદર્શન કરાવે છે—જે થવાનું છે તે દિવ્યદૃષ્ટિ દ્વારા દેખાયું—હૂબહૂ તે જ પ્રમાણે બન્યું. અર્જુન જે કરવા માગતો નહોતો તે તેને કરવું પડ્યું. નાટકના પાત્રની પેઠે હરકોઈએ પોતપોતાનો ભાગ ભજવી લેવો પડ્યો. પ્રેરણા કરનાર છે ઈશ્વર કે પ્રારબ્ધ. નિમિત્ત બનનારે નિમિત્ત બનવું પડે અને હરકોઈ જાણેઅજાણ્યે નિમિત્ત બનીને પોતાનું કામ કર્યે જાય છે; પણ અજ્ઞાનને લીધે મિથ્યાભિમાનનો ભાર ઉઠાવે છે. મહર્ષિ રમણના શબ્દોમાં કહીએ તો એ ભાર-વાહી અભિમાની એવા મનુષ્ય જેવો મૂર્ખ છે કે જે ગાડીમાં બેસે છે છતાં માથા પર ભારનું પોટલું મૂકી રાખે છે.

પરીક્ષિત રાજાને આગળથી ખબર મળી કે સાત દિવસમાં તારે મરવાનું છે. તે મોતને ન ખાળી શક્યો. સાત દિવસનો સુ-ઉપયોગ કરી સદ્‌ગતિ પામ્યો.

મહાભારતમાં એક વિચિત્ર ભવિષ્યકથા આપવામાં આવી છે. યજ્ઞ કરતાં જનમેજય રાજાને અનેક ચેતવણી અપાઈ. જે જે કરવાની મનાઈ કરવામાં આવી હતી તે તે તે કરતો જ રહ્યો. શાપિત થવાની અગમચેતીને ન ગણકારી, તે ભૂલની પરંપરા કરતો ગયો. પ્રારબ્ધે વિપરીત બુદ્ધિ કરી દીધી. જાણીબૂઝીને તેણે પોતાનું અહિત કર્યું.

તદુપરાંત ભવિષ્યને જો જો કર્યા કરવાથી તો મનને ફુરસદ મળે નહીં—તે હરહમેશ ચંચળ અને વિક્ષિપ્ત બન્યું રહે. સાધારણ મનુષ્ય પણ એ રીતથી કંટાળી જાય તો જ્ઞાનયોગી પળેપળના પ્રારબ્ધને જાણી લેવાનું કેવી રીતે પસંદ કરે? એણે તો નિશ્ચય કરી લીધો હોય છે કે પ્રારબ્ધ શરીરનું છે અને તે શરીરના ભોગ આપીને છૂટે—જ્ઞાની પોતાની સમતા, જ્ઞાનનિષ્ઠા, સાક્ષીપણામાંથી ખસે નહીં; ભાર વહન કરનારને ભાર સોંપી દઈ મુક્ત રહે. અનુભવી મહાત્માઓની 'હું—મારું—તારું' વાળી કલ્પિત જીવસૃષ્ટિ નાશ પામી ગઈ હોય છે એટલે તેઓ ઈશ્વરસૃષ્ટિમાં સાક્ષીભાવે કર્મો કર્યે જાય છે.

સૂક્ષ્મવિચારકને પ્રતીત થયું હશે કે પૂજ્યશ્રી પર વ્યાવહારિક દૃષ્ટિએ એ પ્રવૃત્તિઓ આવી પડી હતી એટલે એઓશ્રીએ એને આવકારી ને અપનાવી.

બંને ત્યાં સુધી પ્રતિકૂળતાને અનુકૂળતામાં ફેરવી નાખવાના પ્રયાસ કર્યાં. પૂજ્યશ્રીની એક પ્રકારની હઠાગ્રહી પ્રકૃતિ હતી. વિચારપૂર્વક કોઈ પણ કામ ઉપાડ્યા કે સ્વીકાર્યા પછી પોતે પાછી પાની કરતા નહીં, ભલેને વિઘ્નોની ઝડી પડે. વિઘ્નોથી ડરે તો સંકલ્પબળ તૂટે—એ તો કદમ ઊપડ્યું તે ઊપડ્યું; પીછેહઠ ન થાય. ભર્તૃહરિના શબ્દોમાં પોતે કહેતા :

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः ।
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः ।
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

અધમ પુરુષો વિઘ્નોથી ડરીને કામ ઉપાડે નહીં. મધ્ય વર્ગના લોકો વિઘ્નો આવતાં વિરમી જાય. ઉત્તમ પુરુષો પ્રારંભેલું કામ કદી છોડે નહીં, ભલેને તેને પાર પાડતાં વિઘ્નોના મેઘ તેના પર તૂટી પડે.

વળી એ પણ યાદ રાખવું રહ્યું કે પૂજ્યશ્રીનું અનુત્તમ પ્રારબ્ધ પણ કામ કરી રહ્યું હતું. બનવાનું છે તે બનીને જ છૂટે. એ છે પ્રારબ્ધનો ખેલ. પોતે શિષ્યોને કે પ્રવૃત્તિઓને શોધવા નીકળી પડ્યા નહોતા. શિષ્યો અને પ્રવૃત્તિઓએ એમને શોધી કાઢ્યા અને આધિ, ઉપાધિ અને શાન્તિ–અશાન્તિ સુખદુઃખ આપીને વિખેરાઈ ગયાં. યથાસંબંધ યથાભાવ ભજવી ગયાં. અન્તે પક્ષે ઋણમુક્તિ મેળવી લીધી. નાટકનો પડદો પડી ગયો.

## ૬. આશ્રમવ્યવસ્થા

આશ્રમપ્રવૃત્તિ સંબંધે પૂર્વે ઠીક ઠીક કહેવાઈ ગયું છે છતાંય તેનો વિશેષ ઉલ્લેખ કરવો જરૂરી છે કારણ કે એ પ્રવૃત્તિએ પૂજ્યશ્રીના "મંદ પ્રારબ્ધ"ની વિશેષ પ્રગતી કરાવી, અને અનુકૂળતા–પ્રતિકૂળતાના સારા એવા ઘૂંટડા પિવડાવ્યા. આશ્રમ પ્રવૃત્તિએ એઓશ્રીને કસ્યા તો ખરા ત્યારે એઓશ્રીએ પણ એ પ્રવૃત્તિને બરાબર કસીને તેનો કસ કાઢયો. પોતે હેમખેમ પાર ઊતરી ગયા. કોને માટે? અને શા માટે? એઓશ્રી એ પ્રવૃત્તિ વધારતા ગયા એ તો છે એક કલ્પનાનો વિષય, કારણ કે પોતે સ્પષ્ટ રીતે એ સંબંધે ખાસ સૂચના આપી નથી. કોઈક વાર એટલું બોલી જતા : "બની–બનાવેલી વસ્તુને સારી

પણ તેને હઠાવી શકવાની શક્તિ તો છે નહીં. એ જોયેલું ન જોયેલા બરાબર જ થઈ રહે. વળી પ્રારબ્ધ જાણી લેવાથી દુ:ખ વધી જાય છે

જેની નજરમાં કેવળ વર્તમાનકાળ જ છે એવા સર્વવ્યાપી સર્વેશ્વર શ્રીકૃષ્ણ અર્જુનને વિશ્વદર્શન કરાવે છે—જે થવાનું છે તે દિવ્યદૃષ્ટિ દ્વારા દેખાયું—હૂબહૂ તે જ પ્રમાણે બન્યું. અર્જુન જે કરવા માગતો નહોતો તે તેને કરવું પડ્યું. નાટકના પાત્રની પેઠે હરકોઈ એ પોતપોતાનો ભાગ ભજવી લેવા પડ્યો. પ્રેરણા કરનાર છે ઈશ્વર કે પ્રારબ્ધ. નિમિત્ત બનનારે નિમિત્ત બનવું પડે અને હરકોઈ જાણેઅજાણ્યે નિમિત્ત બનીને પોતાનું કામ કર્યે જાય છે; પણ અજ્ઞાનને લીધે મિથ્યાભિમાનનો ભાર ઉઠાવે છે. મહર્ષિ રમણના શબ્દોમાં કહીએ તો એ ભારવાહી અભિમાની એવા મનુષ્ય જેવો મૂર્ખ છે કે જે ગાડીમાં બેસે છે છતાં માથા પર ભારનું પોટલું મૂકી રાખે છે.

પરીક્ષિત રાજાને આગળથી ખબર મળી કે સાત દિવસમાં તારે મરવાનું છે. તે મોતને ન ખાળી શક્યો. સાત દિવસનો સુ-ઉપયોગ કરી સદ્ગતિ પામ્યો.

મહાભારતમાં એક વિચિત્ર ભવિષ્યકથા આપવામાં આવી છે. યજ્ઞ કરતા જનમેજય રાજાને અનેક ચેતવણી અપાઈ. જે જે કરવાની મનાઈ કરવામાં આવી હતી તે તે તે કરતો જ રહ્યો. શાપિત થવાની અગમચેતીને ન ગણકારી, તે ભૂલની પરંપરા કરતો ગયો. પ્રારબ્ધે વિપરીત બુદ્ધિ કરી દીધી. જાણીબૂજીને તેણે પોતાનું અહિત કર્યું.

તદુપરાંત ભવિષ્યને જો જો કર્યા કરવાથી તો મનને ફુરસદ મળે નહીં—તે હરહમેશ ચંચળ અને વિક્ષિપ્ત બન્યું રહે. સાધારણ મનુષ્ય પણ એ રીતથી કંટાળી જાય તો જ્ઞાનયોગી પળેપળના પ્રારબ્ધને જાણી લેવાનું કેવી રીતે પસંદ કરે? એણે તો નિશ્ચય કરી લીધો હોય છે કે પ્રારબ્ધ શરીરનું છે અને તે શરીરના ભોગ આપીને છૂટે—જ્ઞાની પોતાની સમતા, જ્ઞાનનિષ્ઠા, સાક્ષીપણાંમાંથી ખસે નહીં; ભાર વહન કરનારને ભાર સોંપી દઈ મુક્ત રહે. અનુભવી મહાત્માઓની 'હું-મારું-તારું' વાળી કલ્પિત જીવસૃષ્ટિ નાશ પામી ગઈ હોય છે એટલે તેઓ ઈશ્વરસૃષ્ટિમાં સાક્ષીભાવે કર્મો કર્યે જાય છે.

સૂક્ષ્મવિચારકને પ્રતીત થયું હશે કે પૂજ્યશ્રી પર વ્યાવહારિક દૃષ્ટિએ એ પ્રવૃત્તિઓ આવી પડી હતી એટલે એઓશ્રીએ એને આવકારી ને અપનાવી.

માયામમતા વળગી ન પડે એવી સાવધાની રાખીને તેઓ વિચરણ કર્યા કરતા. વળી જુદે જુદે સ્થળે પ્રસ્થાન કર્યા કરવાનો તેઓનો ખાસ ઉદ્દેશ તો એ હતો કે એમ કરવાથી પોતે પોતાના પ્રેમી સેવક, શિષ્ય, ભક્ત અને પ્રશંસકોના સહવાસમાં રહી શકે, જેથી કરીને તેઓના ધાર્મિક, આધ્યાત્મિક અને સંત-મહાત્માની સેવા કરવાના સંસ્કારો બન્યા રહે કે દૃઢ થતા જાય. વળી કેટલાકમાં એવા નવા નવા સસ્કારો પણ જામે પણ.

એમ થવાથી ભક્તો વગેરેનાં સુખની માત્રા વધતી અને દુઃખની તીવ્રતા ઓછી થતી. એવા કેટલાય દુખિયારાનાં આંસુ એમણે લોહ્યાં છે, તેમના શોક-ગ્રસ્ત મનનું સમાધાન કર્યું છે. એવું સમાધાન થતાં દુઃખભાર હળવો લાગે અને સહાનુભૂતિભરી સાન્ત્વના મળી રહે.

પોતાના ભક્તો અને પ્રેમીઓના પરિવારને પોતે ફૂલવાડી કહીને સંબોધતા અને એ ફૂલવાડીને પોતાના સંસર્ગ–સત્સંગથી પ્રફુલ્લ કરી પોતે પ્રફુલ્લ થતા રહ્યા છે. એઓશ્રીએ સિંચેલા સંસ્કારો અદશ્ય તો રહેવાના. એ સંસ્કારો કેટલા ઊંડા કે આછા હતા તે કદાચ કોઈને પૂરું માલૂમ ન હોય છતાંય એક બાબત નિશ્ચયપૂર્વક કહી શકાય કે અંતરમાનસમાં પડેલાં સંસ્કારબીજ કોઈને કોઈ કાળે જાગ્રત થશે અને ભક્તજનોને સન્માર્ગે વાળશે. આવા સમર્થ પુરુષે વાવેલું બી કેમ ન ઊગે? સો કદમના રસ્તા પર ચાલનારનું એક કદમ કે પા કદમ પણ તેટલું અંતર કાપે. સંતસમાગમે બનાવેલો મોક્ષમાર્ગ છે તો લાંબો. તે કાપતાં કદાચ જન્મોજન્મ વહી જાય. ધીરજ કેળવતી રહી—છે એ કેવળ શ્રદ્ધા–સ્વાનુભવનો વિષય. પ્રથમ માનવું પડે, પછી જાણવું–અનુભવવું પડે અને ત્યાર બાદ તે પ્રમાણે વર્તવું પડે.

આશ્રમ વાટે આવતા રહેનારા રમતા જોગીઓનાં દર્શન, સ્પર્શન અને પ્રશ્નોત્તરથી જિજ્ઞાસુ લોકોને લાભ છે, પણ એવા કેટલા રમતારામ એ લાભ આપી–અપાવી શકે? પૂજ્યશ્રી રમતા રહ્યા તો તેઓ પણ શું કામ ન રમી લે? પૂજ્યશ્રી તેઓને આશ્રમમાં હમેશને માટે રહેવાનો પ્રબંધ તો કરે, પણ એ રમતારામ નજર ચુકાવી ગમે ત્યારે આશ્રમમાંથી છટકી જાય. તેમને આશ્રમી જીવન બંધિયાર લાગે. વનવગડામાં ઊડતું પક્ષી કૃત્રિમ સ્થાનમાં બંધાવાનું ન પસંદ કરે. યુગધર્મની અસરથી આશ્રમનિવાસની જરૂર પડે તો એવા ઉચ્ચ કોટિના મહાત્માઓ યોગ્ય સમયે પોતાનું અનુકૂળ અલગ સ્થાન તૈયાર કરાવી દે. સૌ સૌનાં પ્રારબ્ધ અલગ એટલે તેમની ચેષ્ટા પણ અલગ રહેવાની.

સ્થિતિમાં રાખતા રહો. કોઈ તો એનો ઉપયોગ કરશે ખરો ને ?" બીજરમાં આશા હશે કે શિષ્યોમાંથી કોઈ આશ્રમને દીપાવનાર નીકળી આવશે. એ ગમે તે હોય, પણ પૂજ્યશ્રીનું એ ' મંદ પ્રારબ્ધ ' આશ્રમનો આશ્રય લેનારનું ઉત્તમ ભાગ્ય હતું.

જ્યાં ત્યાં સુધી હરકોઈ આશ્રમમાં કોઈ ને કોઈ સુધારાવધારા કરાવતા રહ્યા અને બને તેટલી વધુ સગવડ ઉમેરાવતા રહ્યા, એટલે વધુને વધુ ખર્ચ કરવો પડયો. આશ્રમ પેટે રોકડ પૈસા મૂકી જવાની તરફેણ પોતે કરતા નહીં. લક્ષ્મી હાથમાં રહેવાથી ચંચળતા વધે અને પછી આરામપ્રિયતા આવીને પ્રમાદને પ્રવેશાવે. પોતે એ પ્રમાણે વારંવાર કહેતા. આર્થિક ચિન્તાથી આશ્રમવાસીઓ સદા મુક્ત રહે એવી વ્યવસ્થામાં પોતે માનતા નહીં. સાધુ–ભજનિકને તો ખાસ જરૂર છે, રહેવા માટે સ્વતંત્ર સ્થાન, પાણીની વ્યવસ્થા, હરવાફરવા માટે ખુલ્લી જમીન અને પછી ફળાદિ ઉગાડવા માટે થોડી ખેડજમીન. એવું સ્થાન હવાઉજાસની પૂરતી સરળતાવાળું અને ગૃહસ્થનિવાસથી થોડેક દૂર હોવું જોઈએ. મહેનતમજૂરી કરી કરાવીને રોટી કમાઈ ખાય અને ઘટ પડયે ભિક્ષા માગી ખાય. સાધુપણાના સંસ્કાર બની રહેવા માટે ઉપરની હકીકત જરૂરની છે એવું પોતે કહી સંભળાવતા.

સ્થાન થયું એટલે એવા સ્થાનધારીઓને ત્યાં અતિથિ–મહેમાનો–સંત–મહાત્માઓ આવજા કરે. તેઓની પ્રેમપૂર્વક સેવા કરવાનો પોતે પૂરો આગ્રહ રાખતા. એવી સેવા કરીને પોતે પ્રત્યક્ષ ઉદાહરણ આપ્યું છે. સંતમહાત્મા માટે તો એઓશ્રીને એટલું બધું માન હતું કે પ્રસંગ પડયે તેઓનું ચરણામૃત લેતાં પણ પોતે અચકાતા નહીં. સારા સંતમહાત્માઓને તેઓ આવકારતા.

આશ્રમ એ કેવળ અંગત આરામ માટે વ્યવસ્થા છે એવું એઓશ્રી સ્વીકારતા નહીં. વૃદ્ધાવસ્થાને લીધે એઓશ્રીને આરામની પૂરતી જરૂર હતી છતાંય પોતે એ બાબતને બહુ ગૌણ સ્થાન આપ્યું છે. ભાગ્યે જ તેઓશ્રી કોઈ પણ આશ્રમમાં બે માસથી વધુ રોકાયા હશે. બીમારીને લીધે લગભગ અંતિમ અવસ્થામાં, પોતાને સુરત આશ્રમમાં વધુ સમય રહેવું પડયું હતું એ તો એક અપવાદ હતો અને તે પણ અનિવાર્ય હતો.

એઓશ્રી તો ચોમેર ઘૂમતા જ રહ્યા–" સાધુ તો રમતા ભલા, દાગ ન લાગે કોઈ " એ એઓશ્રીનું જીવનસૂત્ર હતું. એક જ સ્થળે રહેવાથી ત્યાંની

માયામમતા વળગી ન પડે એવી સાવધાની રાખીને 'તેઓ' વિચરણ કર્યા કરતા. વળી જુદે જુદે સ્થળે પ્રસ્થાન કર્યા કરવાનો તેઓનો ખાસ ઉદ્દેશ તો એ હતો કે એમ કરવાથી પોતે પોતાના પ્રેમી સેવક, શિષ્ય, ભક્ત અને પ્રશંસકોના સહવાસમાં રહી શકે, જેથી કરીને તેઓના ધાર્મિક, આધ્યાત્મિક અને સંત-મહાત્માની સેવા કરવાના સંસ્કારો બન્યા રહે કે દૃઢ થતા જાય. વળી કેટલાકમાં એવા નવા નવા સંસ્કારો પણ જામે પણ.

એમ થવાથી ભક્તો વગેરેનાં સુખની માત્રા વધતી અને દુઃખની તીવ્રતા ઓછી થતી. એવા કેટલાય દુખિયારાનાં આંસુ એમણે લોહ્યાં છે, તેમના શોકગ્રસ્ત મનનું સમાધાન કર્યું છે. એવું સમાધાન થતાં દુઃખભાર હળવો લાગે અને સહાનુભૂતિભરી સાન્ત્વના મળી રહે.

પોતાના ભક્તો અને પ્રેમીઓના પરિવારને પોતે ફૂલવાડી કહીને સંબોધતા અને એ ફૂલવાડીને પોતાના સંસર્ગ—સત્સંગથી પ્રફુલ્લ કરી પોતે પ્રફુલ્લ થતા રહ્યા છે. એઓશ્રીએ સિંચેલા સંસ્કારો અદૃશ્ય તો રહેવાના. એ સંસ્કારો કેટલા ઊંડા કે આછા હતા તે કદાચ કોઈને પૂરું માલુમ ન હોય છતાંય એક બાબત નિશ્ચયપૂર્વક કહી શકાય કે અંતરમાનસમાં પડેલાં સંસ્કારબીજ કોઈને કોઈ કાળે જાગ્રત થશે અને ભક્તજનોને સન્માર્ગે વાળશે. આવા સમર્થ પુરુષે વાવેલું બી કેમ ન ઊગે ? સો કદમના રસ્તા પર ચાલનારનું એક કદમ કે પા કદમ પણ તેટલું અંતર કાપે. સંતસમાગમે બતાવેલો મોક્ષમાર્ગ છે તો લાંબો. તે કાપતાં કદાચ જન્મોજન્મ વહી જાય. ધીરજ કેળવવી રહી—છે એ કેવળ શ્રદ્ધા—સ્વાનુભવનો વિષય. પ્રથમ માનવું પડે, પછી જાણવું—અનુભવવું પડે અને ત્યાર બાદ તે પ્રમાણે વર્તવું પડે.

આશ્રમ વાટે આવતા રહેનારા રમતા જોગીઓનાં દર્શન, સ્પર્શન અને પ્રશ્નોત્તરથી જિજ્ઞાસુ લોકોને લાભ છે, પણ એવા કેટલા રમતારામ એ લાભ આપી—અપાવી શકે ? પૂજ્યશ્રી રમતા રહ્યા તો તેઓ પણ શું કામ ન રમી લે ? પૂજ્યશ્રી તેઓને આશ્રમમાં હમેશને માટે રહેવાનો પ્રબંધ તો કરે, પણ એ રમતારામ નજર ચુકાવી ગમે ત્યારે આશ્રમમાંથી છટકી જાય. તેમને આશ્રમી જીવન બંધિયાર લાગે. વનવગડામાં ઊડતું પક્ષી કૃત્રિમ સ્થાનમાં બંધાવાનું ન પસંદ કરે. યુગધર્મની અસરથી આશ્રમનિવાસની જરૂર પડે તો એવા ઉચ્ચ કોટિના મહાત્માઓ યોગ્ય સમયે પોતાનું અનુકૂળ અલગ સ્થાન તૈયાર કરાવી લે. સૌ સૌનાં પ્રારબ્ધ અલગ એટલે તેમની ચેષ્ટા પણ અલગ રહેવાની.

વળી આશ્રમની જવાબદારી સ્વીકારવાનું કામ વિરક્ત સંતમહાત્માઓને એક રીતે કપરું લાગે. પૂજ્યશ્રી જેવા કોઈ વિરલ મહાત્મા જ પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેમાં એકરસ અને સમદર્શી રહી માનસિક સમતુલા જાળવી રાખે. આશ્રમ ચલાવવો એ એક હળવી બાબત નથી. એ પ્રવૃત્તિ એક પ્રકારે ગૃહસ્થાશ્રમી પ્રવૃત્તિને મળતી આવે છે—એક ઘર ચલાવવું એમાં કેટકેટલી બાબત પર ધ્યાન આપવું પડે એ તો જેને વીતે તે જ જાણી શકે. ભોજન સાથે ભજનનો નિર્વિઘ્ન પ્રબંધ યોજવો એ એક મુશ્કેલીભર્યું કાર્ય છે. એ એક સમસ્યા છે. ભોજન વિના ભજન ન થાય, પણ ભિક્ષાભોજન મોંઘું થતું જાય ત્યારે ભજન કેવી રીતે સરતું રહે? આશ્રમની જરૂર તો રહેવાની. સેવારૂપે એ કામ સ્વીકારી કોઈ સાધુમહાત્મા કે સંતપ્રેમી ગૃહસ્થ એ કામ ઉપાડે તો કોઈ રસ્તો નીકળે. વિરક્ત મહાત્માઓને તો વિચરવાનું—અને તેય એકાકી વિચરવાનું—રુચે.

× × ×

પૂજ્યશ્રીએ આશ્રમવ્યવસ્થાની રક્ષા માટે વિદ્વાન પંડિત મહાત્મા તરફ પ્રથમ નજર ફેરવી. એક પર વિશ્વાસ બેઠો. નજર ઠરી. તેને સાથે રાખી ચકાસી લીધા. તે મહાત્મા દેખાતા હતા શાન્ત. વિદ્વાન તો હતા જ. એક આશ્રમ સંભાળવાનું કામ તેને સોંપવામાં આવ્યું. સ્વતંત્ર સ્થાન મળવાથી તેની શાન્તિ હચમચી ઊઠી. મનમાં ચંચળતા આવી. તેને હઠાવી દેવાની પરિસ્થિતિ પેદા થઈ તે પહેલાં જ તે સમજીને હટી ગયા. પરીક્ષામાં નાપાસ થયા. વિદ્વાન, ઠરેલ, શાન્ત, જુવાની વટાવી ગયેલો મહાત્મા માયામાં લપટાયે નિસ્તેજ થઈ ગયો. તેને મારાં મારાં ફર્યા કરવું પડ્યું. તે પરિચિત ગૃહસ્થ ભક્તો સામે પણ આંખ મિલાવી શકયો નહીં. નીચી ઢીકી નજર કરી ઊતરેલે મોઢે દૂરથી ચાલી જાય. પાપ મોં પર ચડીને બોલે. છુપાવેલું છુપાય નહીં.

× × ×

પૂજ્યશ્રીનો એક પ્રયાસ નિષ્ફળ ગયો. બીજો આદર્યો. એઓશ્રીને દવાનો શોખ. એક વૈદ સાધુને કસોટીએ ચડાવ્યા. તે હતા કંઈક ક્રોધી, પણ દવાના જાણકાર. પૂજ્યશ્રીએ તેને ફરમાવ્યું: "મારા કોઈ પણ મનપસંદ આશ્રમમાં તું રહે અને દુઃખી દર્દી જનતાની વિનામૂલ્યે સેવા કર. ભોજનનો પ્રબંધ આશ્રમ તરફથી થશે." વૈદજીને શરત મંજૂર નહોતી. એમને તો આશ્રમનો સ્વતંત્ર કબજો જોઈતો હતો. હવે આશ્રમની સંપૂર્ણ માલિકી આપી દેવાની બાબતમાં પૂજ્યશ્રીને વાંધો નહોતો. પણ વૈદ મહાત્માની પાકી પરીક્ષા કર્યા

વિના આશ્રમ સોંપી દેવાય પણ શી રીતે ? યોજના પડી ભાંગી. વૈદજીએ વિદાય લીધી.

× × ×

હવે એક બીજા સાધારણ પંડિત અને વૈદું જાણનાર મહાત્મા મળી આવ્યા. તેની સાથે પણ મેળ ન બેઠો. તેનેય રજા આપવી પડી. આમ અખતરા પર અખતરા થતા ગયા અને આશ્રમની કાયમી વ્યવસ્થા ખોરંભે પડી.

× × ×

જસીડી આશ્રમ તો પૂજ્યશ્રીને પસંદ પડે એવી કોઈ પણ લોકહિતની યોજના માટે સોંપી દેવાય એમ હતું. પોતે તાત્કાલિક સ્વતંત્ર વહીવટ પણ સુપરત કરી દેવા કબૂલ હતા. શરત માત્ર એટલી જ હતી કે પૂજ્યશ્રી આશ્રમના નિભાવ માટે ત્યાર પછીની કોઈ પણ આર્થિક જવાબદારી લેવા રાજી નહોતા. એક પંડિતજી તૈયાર થયા. સંસ્કૃત પાઠશાળા ખોલવાનો પ્રસ્તાવ પણ મુકાયો. પણ તેમાંય નિષ્ફળતા સાંપડી. આખરે તો રામકૃષ્ણ મિશનને આશ્રમ સોંપી દેવાના નિર્ણય પર પૂજ્યશ્રી આવ્યા. પણ કેટલાક ગૃહસ્થ ભક્તો અને સાધુમહાત્માઓએ થોડોક સમય થોભી જવાની સૂચના કરી. એક પછી એક યોજના ચર્ચાતી રહી. કોઈએ મૂર્ત સ્વરૂપ પકડયું નહીં.

× × ×

કોઈક વ્યવહારકુશળ ભક્તે ઊટીનો આશ્રમ વેચી દઈ બાકીના ત્રણ આશ્રમને આર્થિક બાબતે પગભર કરવા પ્રસ્તાવ મૂકયો. પૂજ્યશ્રીને એ પસંદ પડયું નહીં. આશ્રમ બની ગયા છે તો તે વેચી નાખી આર્થિક લાભ ઉઠાવી લેવાને તેઓ સંમત ન થયા. જે થાય તે પોતાની હયાતી બાદ, એ એઓશ્રીનો પ્રધાન સૂર હતો. વળી એવી આર્થિક મદદની તેટલી જરૂર નહોતી, જેટલી સારા વ્યવસ્થાપક અને કાર્યસાધક સેવાભાવી વ્યક્તિની. કાર્યકર્તા સેવાભાવી ન હોય તો કોઈ પણ સદ્ધર સંસ્થા તૂટી પડે. વળી પોતાની એવી આંતરિક ઇચ્છા પણ ખરી કે આશ્રમ કંઈક આર્થિક તંગી અનુભવતો રહે તો કાર્યકર્તા સાવધ ને સાવધ રહે. બેઠી આવકવાળા આશ્રમની વ્યવસ્થા કરનાર બેદિલ, બેફિકર અને પુરુષાર્થહીન થઈ જાય. પુરુષાર્થી મનુષ્ય બગડતાને પણ બનાવી શકે તો બનેલાને કેમ ન દીપાવી શકે ? પ્રાણહીન ખોળિયું શું કામનું ?

દરમ્યાન ભક્ત લોકોએ પૂજ્યશ્રીને વીનવ્યા કે આપની લથડતી જતી તબિ-

યતના કારણે તેમ જ પાકી વૃદ્ધાવસ્થાને કારણે આશ્રમને લગતું એક ટ્રસ્ટ કરી લેવું હિતાવહ છે. એએક કાચાં વિલ થયાં. પછી પૂજ્યશ્રીના સાધુ શિષ્ય ફક્ત આત્મદેવજી અને ગૃહસ્થ ભક્તોના સંયુક્ત ટ્રસ્ટીપણા–વાલીપણા નીચે એક પાકું વિલ ૧૯૪૮માં તૈયાર થયું. કમભાગ્યે કહો કે આશ્રમના મંદભાગ્યે, એ યોજના પડતી મુકાઈ. સંતમહાત્માઓના વિરોધી સૂરો સંભળાયા. કોણે, કયારે અને કયા ઉદ્દેશે આ યોજના પર પાણી ફેરવ્યું, એ રહી ગઈ છે એક ગુપ્ત બાબત. પૂજ્યશ્રીએ ફક્ત એટલું જ કારણ આપ્યું કે ગૃહસ્થ લોકો અને સાધુમહાત્માને સાથે રહીને કામ કરવું ફાવશે નહીં. બન્નેનાં દષ્ટિબિંદુઓ જુદાં એટલે સંતસેવાના કામમાં કોઈ ને કોઈ ઉપાધિ ઉપસ્થિત થયા કરશે. સારો ને સાચો સાધુ જ સંતોની સેવા કરી શકે.

પૂજ્યશ્રીને પોતાના સાધુ–શિષ્યો તથા સંતમહાત્માને માટે—ભલેને પછી તે બહુ ઉચ્ચ કોટિના ન હોય—એક કૂણો ભાવ હમેશ બન્યો રહેતો. એ મહાત્માઓએ ઘરબાર, કુટુંબકબીલો અને તેમનાં માયામમતા તો છોડ્યાં છે ને? એટલા પૂરતા તો એઓ થોડાક વિવેકવૈરાગ્યયુક્ત ખરા ને? ભજન કરવાની અંતરમાં ભાવનાય ખરી. માટે આવા ભજનિક મહાત્માઓના માર્ગમાં કોઈ અંતરાય ઊભો કરે એવી પરિસ્થિતિ ટાળવી—મૂળમાંથી કાપવી., એવી કોઈ વિચારશૃંખલા ભાગ ભજવી ગઈ. પોતે સરળ, નિષ્કપટી અને વિશ્વાસુ એટલે સામાને પણ એઓશ્રી એ જ ભાવે જુએ—કદાચ કેવળ શુદ્ધભાવે. પણ કોઈ સંતમહાત્માએ એઓશ્રીને સલાહ આપી હશે—કાન ભંભેર્યા હશે એમ તો ન કહેવાય.

પૂજ્યશ્રીને શંકા પડી તે પડી. વિલ રદ થયું. સન ૧૯૫૫માં નવું વિલ લખાયું. ફક્ત ચાર સાધુ શિષ્યો ફરજિયાત ટ્રસ્ટી બન્યા. તેઓને એ ગમ્યું હશે કે કેમ એ કોને ખબર? ગૃહસ્થો બાતલ રખાયા—ગૃહસ્થોને માટે તો એ કોઈ માન–અપમાનનો સવાલ હતો નહીં. પૂજ્યશ્રીની ઇચ્છાને માન આપીને તેઓએ તો ટ્રસ્ટીપણું સ્વીકાર્યું હતું. વાસ્તવે તેઓને તે મોટી જવાબદારી ભર્યું—કદાચ જોખમકારી—કામ લાગતું હતું એટલે ટ્રસ્ટીપણામાંથી મુક્તિ મળી એ એક લાભ હતો. તેઓ પૂજ્યશ્રીની 'હા'માં હા અને 'ના'માં ના ભણવામાં રાજી રહેતા. વળી કોઈ સૈદ્ધાન્તિક પ્રશ્ને સમાયેલ નહોતો.

પણ પૂજ્યશ્રીના કેટલાક તટસ્થ, નિરપેક્ષ, સાચા દિલના પ્રશંસકોને ગળે આ વાત ન ઊતરી. પૂજ્યશ્રીનાં માનપ્રતિષ્ઠા, ઇજ્જત–આબરૂ પૂરેપૂરાં જળવાઈ

રહે તેવી તેમને આ વ્યવસ્થા ન લાગી—ન ગમી. તેઓએ નિખાલસ ભાવે પૂર્ણ પૂરી મક્કમતાથી પૂજ્યશ્રીને કાને પોતાના વિચાર નાંખ્યા. પૂજ્યશ્રી વિચાર-વિમાસણમાં પડી ગયા. નિઃસ્વાર્થી સલાહ અવગણે પણ શી રીતે ! પણ પોતે કેટલી વાર ટ્રસ્ટ ફેરવ્યા કરે એ મૂંઝવણે એમને સતાવ્યા. હવે જે કરવું તે પૂરા વિચારથી કરવું એવા નિર્ણય પર આવ્યા. વાત લંબાઈ ગઈ. પોતાને કશો ઉત્સાહ આવે નહીં; અંતરનો અવાજ પણ સંભળાય નહીં. પોતાના સાધુ-શિષ્યો પર એમને એટલો તો વિશ્વાસ હતો કે એઓ આશ્રમને બગાડશે નહીં.

૧૯૪૮–૫૫ વર્ષો દરમ્યાન એક જાણવા યોગ્ય ઘટના બની ગઈ હતી. પૂજ્યશ્રીના પરિચયમાં એક બહુશ્રુત, બહુપ્રશંસિત, વિદ્વાન વ્યક્તિ સાધુમહાત્મા આવી ચડયા. સન ૧૯૫૧–૫૨માં તેમની સાથે કંઈક મનમેળ થયો હોય એવું વાતાવરણ સર્જાયું. લગભગ બધા શિષ્યો, ભક્તો, પ્રશંસકોના મનનું સમાધાન થયું કે પૂજ્યશ્રી એક એવા સંતમહાત્માની પસંદગી કરી રહ્યા છે કે જે એઓશ્રીનું નામ રાખશે અને આશ્રમવ્યવસ્થાને દીપાવશે. ઈશ્વરને આ બાબત નામંજૂર હશે. કોઈ અશુભ ચોઘડિયામાં આ બાબતનાં મંડાણ થયાં હશે. બનતી બાજી બગડી ગઈ. કોઈએ અદશ્ય રીતે દૈવી પ્રેરણાથી સરસ્વતીનો ભાગ ભજવ્યો અવળી મતિ કરી દીધી. કોઈ મન્થરા થઈ. કોઈ કૈકેયી બની. કરુણ ખીના બની ગઈ. પેલા માનનીય મહાત્માનું માનભંગ થયું. તે ચાલી ગયા. છતાંય તેમણે પૂજ્યશ્રીને માટે માનની લાગણી કાયમ રાખી. કોણ આ રમત રમી ગયું એ આજસુધી અગમ્ય રહ્યું છે. બનવાનું તે બનીને રહે. આશ્રમવ્યવસ્થા પર અકલ્પ્ય પ્રારબ્ધનો આ ભારે ઘા હતો કે એક વિદ્વાન, સ્વાવલંબી મહાત્મા કે જે પૂજ્યશ્રીના માનને ખાતર પોતાની સ્વતંત્રતાનો ભોગ આપી આશ્રમ-વ્યવસ્થા સંભાળી લેવાનું માથે લે તેને ચાલી જવું પડે.

આવી ઊંધી સલાહ આપનારે નથી પોતાનું કલ્યાણ કર્યું, નથી પૂજ્ય-શ્રીના ગુણની કદર કરી, નથી આશ્રમનું હિત વિચાર્યું, નથી ભક્તજનોની કૂણી લાગણીનું માન રાખ્યું, નથી શિષ્યોની ભારે જવાબદારીનું ભાન રાખ્યું. એક રીતે તો તે ટૂંકી બુદ્ધિના વામનજીએ પોતાને હાથે પોતાના પગ કાપ્યા. જે ડાળી આશ્રય આપે તેના પર કુઠાર—ઘા કર્યો. થનાર તો થઈ ગયું પણ ચચરાટ મૂકી ગયું. સેવાભાવી સીધાસાદા સાધુ શિષ્યો પર આખરે આશ્રમ-વ્યવસ્થાનો બોજ આવી પડયો અને પૂજ્યશ્રીનું નામ જાળવી રાખવાની જવાબ-દારી ઊતરી પડી.

પેલા માની મહાત્મા અને સ્વમાની પૂજ્યશ્રીએ ઉત્તરદક્ષિણના રાહ લીધાં. કહેવાય છે કે પૂજ્યશ્રીએ બધાની વિદાય લેતા વેળા અને કુંભમેળાને ઉદ્દેશ્ય નમસ્કાર કરતી વેળાએ આ સંતજીને યાદ કર્યા હતા, પણ તેઓ હતા પરપ્રાંતમાં, બહુ દૂર. શી રીતે મળી શકાય? છતાંય એટલો સંતોષ આજે જરૂર લઈ શકાય કે બન્ને મહાત્માઓ કે જેઓ વાસ્તવે તો સંમુખી હતા તે હવે વ્યાવહારિક રીતે પણ અભિમુખી અને સંમુખી થઈ શક્યા. એકબીજાને બરાબર તેમણે ઓળખી લીધા અને બન્ને પરસ્પર ખટરાગથી મુક્ત થયા અને વ્યાવહારિક દૃષ્ટિએ કહેવાતા વિરોધભાવથી મુક્ત થયા.

પૂજ્યશ્રી આશ્રમવ્યવસ્થાનો પૂર્ણ અને બધાને ગમે એવો સંતોષકારી ઉકેલ ન કાઢી શક્યા તેનો તેમને ખટકો અને ઊણપ સાલતાં હતાં, પણ કોઈ ઉપાય સૂઝતો નહોતો, ન કોઈ દિવ્ય સંદેશ મળે, ન કોઈ સંપૂર્ણ સંતોષજનક યોજના મળે. યોજનાઓ બેત્રણ હતી, પણ તે માટે નહોતું એમને અનુભવજન્ય જ્ઞાન કે નહોતી કોઈ પ્રતીતિકારક સલાહ. વાસ્તવે તો હવે એમની પાસે તટસ્થભાવે તુલનાત્મક વિચાર કરવાનાં શક્તિ અને સમય નહોતાં. વળી પોતાના સાધુ શિષ્યો આશ્રમની પ્રણાલિકા જાળવી રાખશે એવો વિશ્વાસ પણ હતો.

ચરૂભ આશ્રમને સ્થાનિક લોકપ્રિય લોકહિતકારી સેવાશ્રમને સોંપી દેવાનો એક બીનસ્વાર્થી પ્રસ્તાવ મુકાયો હતો. સંતમહાત્માનું શાંત શીતળ આશ્રમસ્થાન યોગીસ્થાનમાં ફેરવાઈ જાય એ વિચાર એઓશ્રીને કદાચ ન ગમ્યો હોય; પણ ખરી રીતે તો ન ગમ્યો એ પ્રસ્તાવ કેટલાક ભક્તજનોને. સાંભળ્યા પ્રમાણે કદાચ કઅવસરે અને કાર્યકર્તાઓની જાણ બહાર એઓશ્રીની કાયમી સ્મૃતિ માટે એઓશ્રીનું એક પૂતળું મૂકવાની યોજના એઓશ્રી સમક્ષ ભૂલથી રજૂ કરાઈ હશે પૂજ્યશ્રી એવા માનભૂખ્યા તો નહોતા. એટલે એઓશ્રીને એ પ્રસ્તાવથી કંઈક પૂર્વગ્રહ પણ બંધાયો હોય. કોઈ ભક્તહૃદયના એકાદ ખૂણામાં એઓશ્રીનું અર્થવાહી નામ કોતરાઈ જાય તો એઓશ્રી રાજી થાય એવો એઓશ્રીનો મનોભાવ હતો. આ કારણે સંતમહાત્માઓને રહેવાકરવા માટેની કોઈ એક જગા તે વિશાળ સ્થાનમાં નક્કી કરીને બાકીનો ભાગ સેવાશ્રમને સોંપાય તેવી સરસ મધ્યમમાર્ગી યોજના પણ પડી ભાંગી. વૃદ્ધાવસ્થાને કારણે પૂજ્યશ્રીને શાંત ચિત્તે વિચાર કરવાની તક નહોતી મળતી. વળી તે સમયે એ વિશાળ દૃષ્ટિવાળા બુદ્ધિશાળી શિષ્યો પણ હાજર નહોતા કે જેઓ એઓશ્રીને સ્વાર્થથી પર રહી અને વાસ્તવિક પરિસ્થિતિથી વાકેફ કરી સ્વતંત્ર સલાહ આપી શકે.

એટલે એ બાબત અદ્ધર રહી તે રહી. પણ એ સંબંધેના વિચારો એઓશ્રીના મનમાં ઘોળાયા કરતા ખરા.

રામકૃષ્ણ મિશનને બધી સંસ્થા સોંપી દેવાય તો એક અગ્રગણ્ય, પ્રતિષ્ઠિત, અને પૂજ્યશ્રીના પ્રશંસક સજ્જન ઘણી મોટી રકમનું દાન આશ્રમોના શરૂ શરૂના નિભાવ માટે આપે એમ હતું. પ્રસ્તાવ મુકાતાં મુકાતાં રહી ગયો. તાપી-બ્રહ્મચર્યાશ્રમ દ્વારા સંચાલિત આયુર્વેદિક ઔષધાલય જેવી કોઈ વ્યવસ્થા કરવાનો પ્રસ્તાવ પણ અદ્ધર રહી ગયો. સેવાભાવી અને સેવાકદરી વ્યક્તિઓના વિચાર મનમાં ને મનમાં રહી ગયા. કુંભમેળા સમયે બધા ભેગા મળે ત્યારે છેવટનો નિર્ણય કરી લેવાશે એવી આશાએ પણ કદાચ પૂજ્યશ્રીએ કંઈક નિરાંત કરી લીધી હશે, એટલે વિધિના લેખ ન ફર્યા. પૂજ્યશ્રીની તબિયત લથડતી ગઈ. બધા અગ્રગણ્ય સજ્જનો મેળામાં જઈ શક્યા નહીં—મળી શક્યા નહીં. મળ્યા તે પૂજ્યશ્રીની તબિયત જોતાં કહી શક્યા નહીં. પૂજ્યશ્રી બહુ અકળાઈ ઊઠતા ત્યારે ઉદ્ગાર કાઢતાઃ જગતમાંની હરકોઈ જડ-ચેતન વસ્તુનું પ્રારબ્ધ તેની સાથે વળગેલું હોય છે અને તે અનુસાર આશ્રમોમાં ભરતીઓટ—આવ-જા કરે. બને તે બગડે; બગડે તે બને. હરિ ઇચ્છા બળવાન સાધુનું સ્થાન સાધુ માટે જ રહેવું જોઈએ એવો એમનો આગ્રહ પણ ખરો.

હવે જે કોઈ કર્તવ્યભાર આવી પડયો છે તે વાસ્તવિક રીતે પૂજ્યશ્રીના સાધુ શિષ્ય ટ્રસ્ટીઓ પર અને આંશિક નૈતિક રીતે તેઓશ્રીના અને સંતમહાત્માના પ્રેમી ભક્તજનો, પ્રશંસકો પર. ભૂતકાળ વહી ગયો છે, ભુલાઇ જવા માટે; વર્તમાનકાળ વહી રહ્યો છે, બગડતું સુધારવા માટે; ભવિષ્યકાળ આવી રહ્યો છે, જેવું વાવો તેવું લણવા માટે. પ્રશ્ન ઉપસ્થિત થયો છે એક પડકારરૂપે. ઝીલી શકાશે ?

પૂજ્યશ્રીના એ ચાર સાધુ શિષ્યો તો પૂજ્યશ્રીના ચાર અંશો છે, ભક્તો છે. શ્રી કૃષ્ણદેવ ભરત સ્થાને છે. એ શ્રી ગુરુદેવના ધ્યાનમાં મગ્ન રહી તેમની પાદુકાને યોગ્ય સ્થાને સ્થાપીને અને શ્રી ગુરુદેવ હૃદયમંદિરમાં પ્રગટ થાય ત્યાંસુધી તેમની સાક્ષીમાં તેમના નામે ભરૂચ આશ્રમ સંભાળી લઈને તપશ્ચર્યામાં લાગી ગયા છે. શ્રી આત્મદેવે તો રામજીની આજ્ઞા શિરોધાર્ય કરી સુગ્રીવનું સેવાકાર્ય દક્ષિણના ઊંડી આશ્રમમાં જઈને ઉપાડી લીધું છે. શ્રી કૂટસ્થાનંદ શબરીની જેમ એક સ્થાનમાં પડી રહી સુરતની આશ્રમ-ઝૂંપડી વાળીચોળી, લીંપીગૂંપી સાફસુથરી કરી કરીને શ્રી ગુરુજીની કાગને ડોળે વાટ જોતા પોતાના દુઃખના દિવસો પસાર

કરી રહ્યા છે. દીન ભાવે તે ગાઈ રહ્યા છે. 'એક દિન આવશી મારા જીવનના આધાર.' આશામાંને આશામાં પોકારે છે :

> कागा सब तन खाइयो, खाइयो चुन चुन मांस ।
> दो नैना मत खाइयो, प्रिय मिलन की आस ॥
> कागा नैन निकार दऊं, जो प्रिय पास ले जाय ।
> पहेले दर्श दिखायके, पीछे लीजो खाय ॥

શ્રી નિરંજન દેવ તો નિર્માની અને નિર્મોહી. પૂર્ણ દાસભાવનું, શ્રી હનુમાનજીનું કામ ઊપાડી લઈ શ્રી તુલસીદાસજીની ભૂમિપ્રદેશમાં આવેલ જસીડી સ્થાનમાં જઈ બેઠા છે.

પૂજ્યશ્રીના જીવનમાં રસ લેનારાઓના મનમાં એક પ્રશ્ન ઊઠી રહ્યો છે કે એઓશ્રી જેવા સમર્થ પુરુષની સ્મૃતિ જાળવી રાખે એવું કોઈ નરરત્ન નીકળી આવશે ? આશા અમર છે. પ્રારબ્ધ-હરિઇચ્છા-બળવાન છે. આજે એટલી આશા રાખીને સંતોષ માનવો પડે છે કે પૂજ્યશ્રીના ચતુરંશી એ ચાર શિષ્યો પોતાની ચોથાઈ પૂરતો હિસ્સો આપી પૂજ્યશ્રીનું તળેનું નિત્ય નૈમિત્તિક કાર્ય યથાશક્તિ યથાભક્તિ કર્યે જાય તોય તે પૂરતું છે. વળી એ છે ટ્રસ્ટની વધુ આવશ્યક કલમોને અનુરૂપ અને પૂજ્યશ્રીના વિચારોને અનુરૂપ :

ભજન કરો-કરાવો; ભોજન કરો-કરાવો. સાધન આપેલ છે. સાચા સંત-મહાત્માની પ્રેમપૂર્વક ખૂબ સેવા ઉઠાવો. આશ્રમમાં તેમને આવકારો. પ્રેમથી રાખો. તેમના જ્ઞાનનો લાભ લો-લેવડાવો. ભૂખ્યાં-તરસ્યાંને આશ્રય આપો. આશ્રમે આવેલ અતિથિનો સત્કાર કરો. શારીરિક, માનસિક, આધ્યાત્મિક શક્તિનો બરાબર ઉપયોગ કરી ધર્મ ને નીતિનાં કામે લાગી જાવ. ધર્મભૂખી-આધ્યાત્મિકતાભૂખી જનતાની ભૂખ સંતોષવાની પૂરતી લાયકાતની પ્રાપ્તિ કરો. પૂજ્યશ્રીએ વર્તન દ્વારા મૂકભાવે આપેલો એ ઉપદેશ હરકોઈએ યાદ રાખી આચરવો જોઈએ. એનાથી ભજન કરવાની ઉત્તેજના મળશે, પ્રેરણા મળશે અને મનને સમતોલ રાખવાનું સમાધાનકારી બળ મળશે સત્-સંગ રાખો :

> कबीरा हसना दूर कर रोनेसे कर प्रीत ।
> बीना रोये क्यों पाइऐ प्रेम पियारा मित्त ॥
> सुखिया सब संसार है खावै और सोवे ।
> दुखिया दास कबीर है जागे और रोवे ॥

> હરિનો મારગ છે શૂરાનો નહીં કાયરનું કામ જોને,
> પરથમ પહેલું મસ્તક મૂકી વળતાં લેવું નામ જોને.

ॐ

श्री शंकराय नमोनमः

हंसः सोऽहं ध्यायते यो श्रवणमननपूर्वकम् ।
तस्य शान्तिः परमाऽस्ति मन्त्रदेव प्रसादतः ॥

# ઉત્તરપદ
યાને
# સારસર્વસ્વ



## હંસસ્વરૂપ

क्वचिन्मूढो विद्वान् क्वचिदपि महाराजविभवः ।
क्वचिद् भ्रान्तः सौम्यः क्वचिदजगराचारकलितः ।
क्वचित् पात्रीभूतः क्वचिदवमतः क्वाप्य विदितश् ।
चरत्येवं प्राज्ञः सततपरमानन्दमुदितः ॥

કોઈક વાર મૂઢ તો કોઈક વાર વિદ્વાન અને મહારાજવિભવવાળા, કોઈ વાર ભ્રાન્ત તો કોઈ વાર સૌમ્ય અને અજગરવૃત્તિ આચરનારાળા (પવનાહારી), કોઈ વાર માન પામતા તો કોઈ વાર અપમાનિત થતા અને અવિદિત (અજ્ઞાત) રહેતા, એવા એ પ્રાજ્ઞ (વિશેષજ્ઞ જીવનમુક્ત પુરુષ) પરમાનંદ (સ્વરૂપ)માં સતત મુદિત રહેતા વિચરે છે.

પૂજ્યશ્રી કોણ અને કેવા હતા એનો પૂરો ખ્યાલ ભાગ્યે જ કોઈ કાઢી શકે. નથી એઓશ્રીના શિષ્યો એ ખ્યાલ બાંધી શક્યા, નથી એમના સેવક ભક્તજનો. ઇતર જના એમને ન સમજી શકે તો નિરાશ થવાનું કશું કારણ નથી.

પોતે એકલા, એકલવાયા અને અટૂલા હતા અને રહેતા એટલે બધાંની અમેજ સાથે છૂટથી ભળતા દેખાયા પણ રહ્યા નિર્લેપ ને નિરાળા. બ્રહ્મસ્વરૂપ પામેલ મહાત્મા બ્રહ્મની જેમ નિર્લેપ રહે.

પોતે જબરા માયાવી—લીલાધારી ખેલાડી હતા. ખેલ ખેલ્યા, ખેલી શક્યાં. ખેલાડી ઊપડી ગયા. હરકોઈએ તેમને પોતપોતાની રીતે માપ્યા. કોઈના માપમાં એઓ ટૂંકા દેખાયા; કોઈના માપમાં વધુ પડતા ઊંચા આવ્યા. એક સરખાં માપ ન આવ્યાં. બુદ્ધિથી પર પહોંચેલ મહાત્મા માટે બુદ્ધિનાં માપ ન કામ આવે. એઓશ્રી જેવા અનુભવવાળા જ એઓશ્રીને બરાબર માપી શકે, ઓળખી શકે, ઓળખાવી શકે.

દુનિયાભરમાં હરકોઈ સામાન્ય મનુષ્ય પણ એક રીતે તો એકલોઅટૂલો અને અદ્વિતીય છે. એના જેવી હૂબહૂ નકલ જોવા મળે નહીં ત્યારે પૂજ્યશ્રી તો અસાધારણ વિચિત્ર વિરલ વ્યક્તિ હતા. એમની નકલ શી રીતે મળે? મથાળેનો શ્લોક પૂજ્યશ્રી જેવા અનુભવી જીવનમુક્તોની કંઈક ઝાંખી કરાવે છે. વિરોધી ગુણનું વિચિત્ર મિશ્રણ એમાંથી જોવા-જાણવા મળે છે.

પૂજ્યશ્રીને સારી પેઠે ઓળખનારા વિરક્ત સંતમહાત્માઓ અને પરિચિત પુરાણા સાથી મિત્રો એઓશ્રીને જોઈને ભેટી પડતા, સ્નેહી સ્નેહીને મળે તેમ. કુંભમેળા સમયે આ દશ્ય જોવા મળતું.

બીજું દશ્ય, જુદું દશ્ય પણ કોઈક વાર જોવા સાંભળવા મળતું. કેટલાક નવા અને નવશિક્ષિત બીનઅનુભવી મહાત્મા પૂજ્યશ્રી તરફ કંઈક શંકાની નજરે જોતા. કોઈક પોતાના શિષ્ય-ભક્ત-મંડળમાં પોતાનું ગૌરવ જાળવી રાખવા કે વધારવા કંઈક આવા પ્રકારનું ઘસાતું પણ બોલતા: "અમારા અને અમારા ગુરુજીના પગ પકડીને દંસદેવ વિનંતીપૂર્વક કાલાવાલા કરતા કે સંતજી મહારાજ મારે ત્યાં ભિક્ષા લેવા પધારજો." બિચારા કાચા મહાત્માઓ ભૂલી જાય છે કે, પૂજ્યશ્રીને એવી રીતે હલકા પાડવામાં તો તેઓ પૂજ્યશ્રીના નમ્રતા અને પ્રેમપૂર્વકની સંતસેવાના ગુણોનું નિર્દેશન કરે છે.

અનુભવી મહાત્માઓ કોઈના—ખાસ કરી બીજા સંત મહાત્માઓના—ગુણદોષની ચર્ચામાં ન ઊતરે. તેમને એવી વૃત્તિ કે ફુરસદ પણ ન હોય છતાંય કોઈક વાર ગફલતમાં કોઈની ટીકા થઈ જાય તો વાસ્તવે તેનો ઉદ્દેશ ભક્તજનોની અંધશ્રદ્ધા ટાળવાને માટે યા તો મહાત્મા પણ આખરે તો મનુષ્ય જ છે ને, એ તરફ ધ્યાન દોરવાને માટે હોય છે. કોઈ પણ બે મહાત્માઓ સર્વ બાબતમાં સર્વ રીતે એકસરખા ન હોઈ શકે એટલે સારા સંતમહાત્માઓની એક બીજાની સાથે સરખામણી કરી તેઓમાં નાનામોટાનો ભેદ પાડવો એ એક મિથ્યા શ્રમ છે, સમયનો દુર્વ્યય છે, કારણ કે દરકોઈનાં પ્રારબ્ધ અલગ એટલે ચેષ્ટા પણ અલગ રહે.

ગૃહસ્થ લોકોનો મોટો ભાગ પોતપાતાના સાંપ્રદાયિક જૂથમાં વહેંચાયેલો રહે. સ્વતંત્ર રીતે વિચાર કરી શકે એવી બહુ થોડી વ્યક્તિઓ હોય છે. વળી તેઓ પોતપોતાના ધંધાદારી વ્યવસાયોમાં એટલા બધા ગૂંથાયેલા-ગૂંચવાયેલા હોય છે કે તેઓને પૂરું વાંચવા, વિચારવાં કે સમજવાની ફુરસદ હોતી નથી. એટલે બીનઅનુભવી આદીપતિ કે ગુરુજીએ જે માર્ગ ચીંધી આપ્યો હોય, જે સંકુચિત બોધ આપી રાખ્યો હોય, તેમાંથી તેઓ બહાર નીકળી શકે નહીં. ગુરુજીની રાહે ચાલ્યે જાય, અંધશ્રદ્ધા રાખ્યે-પોષ્યે જાય. આવા લોકો ખરા મહાત્માને શી રીતે ઓળખી શકે? બીનઅનુભવને લીધે, બીનલાયકાતને લીધે તેઓ સાચા મહાત્માની નિંદા પણ કરી બેસે.

વળી અહંકારી પોથીપંડિતો, જૂનવાણી કર્મકાંડીઓ અને અજ્ઞાનીઓ,

અણસમજુઓ પોતપોતાની રીતે ચૂંથણાં ચૂંથ્યા કરે. ખરા મહાત્માને ઓળખનારા કેટલા બાકી રહે ? કોઈ બીનસ્વાર્થી, ખરો જિજ્ઞાસુ ઓળખે તો ઓળખે. પૂજ્યશ્રી કોઈ પણ સાંપ્રદાયિકતા–સંકુચિતતાના બીબામાં ગોઠવાઈ જાય એવા નહોતા એટલે એઓશ્રીની વિરુદ્ધનું વાતાવરણ કોઈ જમાવી શકે તો નવાઈ પામવા જેવું કશું નથી. તેજોદ્વેષનો ભોગ તો તેજસ્વી વ્યક્તિએ આપવો રહ્યો.

તટસ્થ દૃષ્ટિએ જોઈએ તો લાગે છે કે, પૂજ્યશ્રી એક વિચિત્ર વિરલ, પુરુષાર્થવાદી મહાત્મા હતા. મનુષ્યમાંથી એ મહાત્મા બન્યા અને મહાત્મા બન્યા પછી મનુષ્યની જેમ વર્ત્યા. તેમણે મહાત્માપણું દીપાવ્યું, મનુષ્યત્વ શોભાવ્યું, નરના નારાયણ થઈ નરરૂપે વિચરણ કર્યું. સાધકમાંથી સિદ્ધ થઈ સાધનામાર્ગ નિર્દેશી ગયા, ભક્ત જ ભગવાનને ઓળખે ને ઓળખાવી શકે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ આપી ગયા, દેહાત્મા મુક્તાત્મા થઈ શકે તે સ્પષ્ટ બતાવી ગયા, આત્મા અને પરમાત્માના ( અંશ–અંશીભાવે ) રૂપરંગમાં જરાય ફરક નથી તેની સાક્ષી–જુબાની આપી ગયા. ન્યાય તોળવો હોય તે તોળી લે. તત્ત્વતઃ તો આત્મા ને પરમાત્મામાં ભેદ નથી.

બાહ્ય દૃષ્ટિએ જોઈએ તો પ્રતીત થાય છે કે, પૂજ્યશ્રી સત્ત્વગુણની શાંત, શુદ્ધ, સ્વચ્છ, મૂર્તિ હતા. તેમાં રજોગુણી પ્રાણ–ઇન્દ્રિયો નિયમમાં રહી ક્રિયા કર્યે જતી. તમોગુણ પર તો એઓશ્રીએ આસન જમાવ્યું હતું. જરૂર પડ્યે તેને જરાક વાર છૂટો કરીને તેને બહાર ફરી આવવા આસન ઢીલું કરતા અથવા આસનફેર થાય ત્યારે તે થોડીક વાર બહાર ઘૂમી લેતો.

આવી શાંત સરસ શીતળ સત્ત્વગુણી મૂર્તિમાં કોઈકને કોઈક વાર અભિમાન દેખાતું પણ તે હતું કેવળ ઉપર ઉપરનું, દેખાવ પૂરતું. ખોટા અભિમાનને મારવા માટે એ અભિમાનને આવાહન કરાતું. એવું સ્વાભિમાન દોષરૂપ નથી.

પૂજ્યશ્રીને અભિમાન તો હતું પણ તે અભિમાન હતું પોતાના નામનું નામને સાર્થક કરવાને, સારાં કામ કરવાનું મારેના અભિમાનને કોણ અવગણે ? પૂજ્યશ્રીને અભિમાન હતું આ પ્રકારનું : હું છું આર્યપુત્ર, ભારતપુત્ર, બ્રાહ્મણપુત્ર, ઋષિપુત્ર, અમૃતપુત્ર. નામ પ્રમાણે પોતે ખરા નામધારી બન્યા. આર્યાવર્તને, આર્યપ્રજાને, ભારત દેશને, ભારત પ્રજાને, બ્રાહ્મણકુળને, ઋષિવંશને અમરલોકોને એમણે દીપાવ્યાં, તેમનાં માન વધાર્યાં.

વળી પોતાના હંસ નામને પણ એઓશ્રીએ સાર્થક કર્યું. પૂર્વાશ્રમનું પરંપરાગત પ્રણાલિકા પ્રમાણેનું ઈશ્વરાયી નામ તેજસિંગ સાર્થક થયું.

હંસ એટલે સુર્ય. સુર્ય પ્રકાશ આપે–ગરમી આપે. ગરમી આપી પોતે, કેટલાયની ટાઢ ઉડાડી. દુઃખ દૂર કરી સુખ પહોંચાડ્યું. વળી પ્રકાશ પાથરી કેટલાયના અંધારિયા ખૂણા ઉજાળ્યા. અજ્ઞાન કાઢી જ્ઞાન ફેલાવ્યું. સુર્ય એ પ્રત્યક્ષ દેવ, બ્રહ્મનું પ્રતીક છે. પૂજ્યશ્રી બ્રહ્મસ્વરૂપ હતા.

હંસ એટલે હંસ પક્ષી પણ થાય. લોકોક્તિ પ્રમાણે તે પાણી ને દૂધ જુદાં પાડી શકે. આપણા હંસ મહારાજે સત્યને અસત્યથી જુદું પાડયું. સત્યરૂપી દૂધ પીધું ને પિપાસુને તે પાયું. પોતે પૂરા વિવેકી હતા.

કહેવાય છે કે એક જાતનો હંસ માનસરોવરમાં મોતીના ચારો ચરે. આપણા પ્રસ્તુત હંસે આંતર માનસરોવરમાં ખોજ કરી, બહુ ઊંડાણમાં ઊતરી ઈશ્વર–બ્રહ્મરૂપી મોતી શોધી કાઢયું અને એ ચારો ચર્વા કર્યો. કોઈ વિરલ નસીબદારને એ ચારો ચરવા મળે.

ખરો હંસ તો હજુ બાકી રહ્યો. એ અંતરના પૂરા ઊંડાણમાં ઊતરતાં ઊતરતાં એ હંસના દર્શન થાય અને તે એમને થયાં. એ હંસ 'अहं–अहं' બોલી રહ્યો હતો. એ अहं શબ્દની પાછળ પાછળ જતાં हं–हं નો ઝીણો, મીઠો, શાંત સૂર સંભળાતો ગયો. એ તરફ દૃષ્ટિ ફેરવતાં તેણે તેના મૂળ સ્થાન 'सः' તરફ સંકેત કર્યો. એ हं અને सः મળી 'हंसः' મંત્ર મળ્યો. એ મંત્ર પર દૃષ્ટિ સ્થિર થવાથી અર્થસ્ફોટ થયોઃ તે હું છું. अहं सः (ॐ–ब्रह्म–अस्मि) નિશ્ચય થયોઃ अहं ब्रह्मास्मि. ઉપનિષદ વચને સાક્ષી પૂરીઃ (ॐ નામી) પરમાત્મા (अहं નામે) મનુષ્યશરીરમાં જીવભાવે દાખલ થયો. શ્રીમદ્‌ભાગવતે પણ યાદ કરાવ્યુંઃ 'ईश्वरो जीवकलया प्रविष्टो भगवान् इति ।' ભગવાન ઈશ્વર જીવકલારૂપે (સર્વમાં) પ્રવેશ્યો. हंस નામે રૂપ–દૃષ્ટિ આપી–રૂપ અર્થ બતાવ્યો.

આમ हंसः हंसः મંત્રની ધારા ચાલુ રહી. ધ્યાન કરતાં કરતાં મંત્ર ઊલટાઈ ગયો અને તે થયો सःहम्=सोऽहं. એ सोऽहम् ની ધારા હવે શરૂ થઈ. સમજ ખૂલીઃ 'હું તે છું' તે ઊલટ મારીને 'તે હું છે' એમ ફેરવાઈ. અર્થાત્ હું અને તે, તે અને હું એક જ છીએ એ પ્રત્યક્ષજ્ઞાન સિદ્ધ થયું. અભ્યાસ સ્થિર થયે સોऽहं મંત્રમાંના हं–हं ના રણકારનો લય થયો. તેને પરાવાણીનું સ્થાન મળ્યું, જ્યાં વાણીમાત્રના–મંત્રમાત્રના ઉદય અને અસ્ત

થાય છે. ૐ અને अहं ના ઉત્પત્તિ અને લય સ્થાન પામ્યા પછી પરમશાંતિ, પરમઆનંદ, પરમપ્રકાશનો પ્રદેશ મળ્યો, જે સત્ દેશની પારનો પ્રદેશ છે, પુરુષાર્થની અવધિનો પ્રદેશ છે, પરમહંસનું પરમધામ છે, પરમભાગવતનું આનંદ ધામ છે; યોગીનું તેજોધામ છે.

પૂજ્યશ્રી હંસના પરમહંસ થયા—નામ રૂપની હદ બહારની બેહદ ભૂમિમાં ગયા તે ગયા—તેમાંથી કદી બહાર નીકળી શક્યા નહીં, નીકળી શકાય એમ હતુંય નહીં. તળેના શ્લોકમાં એ પરમહંસપદ કે પરમહંસ સ્વરૂપનું વર્ણન આપ્યું છે:

ब्रह्मनिष्ठः परमहंसः साक्षात् नारायणः स्मृतः ।
यस्तं पूजयेन् नित्यं विष्णुस्तेन प्रपूजितः ॥

બ્રહ્મનિષ્ઠ પરમહંસ એ સાક્ષાત નારાયણ છે. જે તેની નિત્ય પૂજા કરે છે તેનાથી હમેશ વિષ્ણુ પૂજાયો છે:

હંસ નામના મંત્ર અને પ્રતાપથી આજે અમલડી હરકોઈ સાધક એ પરમહંસ સ્થાન પ્રાપ્ત કરી શકે એમ છે. નીતિયુક્ત વહેવાર આદરી, આસક્તિરહિત કર્તવ્ય-કર્મ કર્યે જઈ, ભક્તિ, ઉપાસના, ધ્યાન દ્વારા ચિત્તશુદ્ધિ કરીને અભ્યાસ કરતો રહે તો કોઈ ને કોઈ ક્ષણે એની દિવ્ય દૃષ્ટિ ઊઘડી જાય અને તે પરમધામનાં દર્શન કરી ધન્ય ધન્યતા અનુભવે. એને હવે પ્રત્યક્ષ થાય કે એ ધામ છે, આર્યકુમારનો, બ્રાહ્મણ બાળકનો, ભારતવાસીનો, ઋષિસંતાનનો, અને હંસ—પરમહંસનો પુણ્ય પ્રકાશપ્રદેશ અને માનવમાત્રનો મુક્તિમુલક, સ્વાતંત્ર્યદેશ. જીવનલક્ષ્ય આ પ્રદેશમાં જઈને સિદ્ધ થાય છે.

'आत्मार्थे पृथ्वीं त्यजेत् ।' આ ઉક્તિનો આદેશ આ પ્રદેશમાં પહોંચવા માટે છે. 'संगं त्यक्त्वा सुखी भव ।' એ સૂત્રનો ઉપદેશ આ સુખોત્પાદક-સુખ સ્વરૂપ સ્થાનની પ્રાપ્તિ કરવા માટે છે. જેનો સંગ ન કરવો જોઈએ તેનો સંગ છૂટી ગયે નિઃસંગ સ્વરૂપ સ્થિર થઈને શેષ રહે.

એ પુણ્ય પ્રદેશમાં પહોંચવું, જવું, આદિ શબ્દપ્રયોગો તો ઔપચારિક છે, વ્યાવહારિક રીતે કહેવા પૂરતા છે. જ્યાં જીવ નથી, જગત નથી, બીજો નથી, બીજું કશું નથી, કેવળ એક પરબ્રહ્મ પરમ સત્તા છે ત્યાં કોણ જાય અને

ક્યારે જાય ? એ તો જાગીને જોવાનું છે. પણ એવો અનુભવ થયા નથી ત્યાં સુધી જગત (અને જગતની વસ્તુઓ–જીવસહિત) પ્રતીત થાય એટલે એટલું કહી શકાય કે એ પ્રદેશ–એ પરબ્રહ્મ સત્તાની સપાટી પર જગત દેખાવ કર્યા કરે છે. આ વિષય છે ગૂઢ. એ કેવળ સમજવાનો અને ત્યાર બાદ સમજપૂર્વક વર્તવાનો વિષય છે. એની પાકી સમજણ આવ્યા પછી વસ્તુમાત્રનું મૂલ્યપરિવર્તન થઈ જાય છે. જગત એ કેવળ સ્વપ્નું છે એ ત્યારે સમજાય. જે છે તે તો ત્યાં જ રહેવાનું. નથી કશું છોડવાનું કે પકડવાનું. વિવેકદૃષ્ટિ રાખીને સર્વ પ્રકારનો વહેવાર થયે જવાનો, કરવો પડવાનો પણ વિચિત્ર બાબત તો એ છે કે, 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં.'

દેહદૃષ્ટિ રહે એટલે જગતદૃષ્ટિ પણ રહે. દેહના ધર્મો વળગેલા રહે અને જગતવહેવાર પણ વળગેલા રહે. જ્ઞાનીને, અનુભવીને પણ ભૂખ, તરસ, થાક, ઊંઘ, સુખ, દુઃખ લાગે. અજ્ઞાની અને જ્ઞાનીની બાહ્ય ક્રિયા લગભગ તેની તે જ રહે છે, પણ બન્નેની વિવેકદૃષ્ટિમાં આસમાન–જમીનનો ફેર પડી જાય છે—ગીતાજીના આ એક અનેકાર્થી શ્લોકમાં આ દૃષ્ટિફેરનો સુંદર સંકેત મળે :

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

ભોગી લોકોનો જે અંધકાર–અજ્ઞાન–અણસમજ–દુઃખનો વિષય છે તે સંયમી–ઊલટી ગતિએ જનાર યોગીનો પ્રકાશ–જ્ઞાન–સમજ–સુખનો વિષય છે. વળી ભોગીનો જે આનંદનો વિષય છે, તે યોગી–જ્ઞાનીનો દુઃખનો વિષય છે. એક જગતને જ જો જો કરે; દ્વૈત ભાવમાં રહે અને ભયભીત થઈ રહે. બીજો જગદીશને જોયા કરે. અદ્વૈતભાવ કેળવે અને નિર્ભય બન્યો રહે. એકનો પ્રધાન પ્રદેશ જગત અને જગતવહેવાર છે. બીજાનો એ પ્રદેશ છે જગદીશ–જગદાધારનો. એક કહે : જગત સત્ય છે. બીજો કહે : તે અસત્ય છે. એક કહે : જગતમાંથી છૂટી શકાય એમ છે જ નહીં. બીજો કહે : વાસ્તવે તો જગત જ છે નહીં તો એમાંથી છૂટવાનો પ્રસંગ ક્યાંથી ઉદ્ભવે ? દૃષ્ટિ ખોલો, સત્યનાં દર્શન થશે. અસત્ય ઊડી જશે. ટકી શકશે નહીં. અદૃશ્ય થઈ જશે. બહુ ઉચ્ચ કોટિના સંયમી મહાત્માની દૃષ્ટિએ જુઓ યા તો એમની એ દૃષ્ટિ સમજો તો કહી શકાય કે જે શેષ તત્ત્વ છે તે દ્રષ્ટા–દૃશ્યમુક્ત કેવળ દર્શન કે દૃષ્ટિ છે, જ્ઞાતા-જ્ઞેયમુક્ત કેવળ જ્ઞાન કે જ્ઞપ્તિ છે. દેહથી એ મહાત્મા તદ્દન અલગ થઈ ગયેલ

હોય છે એટલે તેને માટે દેહ નથી અને જગત પણ નથી. તે જ્ઞાનસ્વરૂપ કેવળ જાગ્રતિ કે અખંડ સ્મૃતિ છે. આ એક અવર્ણનીય અનુભવ છે.

પૂજ્યશ્રી ખરા અર્થના હંસ-પરમહંસ બનીને ખરા હંસસ્વરૂપે રહ્યા. અજ્ઞાન નીકળી જાય તો સાથોસાથ દેહભાવ અને જગતભાવ પણ નીકળી જાય અને જીવરૂપી હંસલો સદા મુક્ત છે તે સમજાય. એ બાબત સચોટ રીતે સમજાવવા પોતે તળેના એ રમૂજી દૃષ્ટાંતો આપતા :

વાંદરો ચણા લેવાની આશાએ સાંકડા મોંના ઘડામાં સહેલાઈથી પોતાનો હાથ નાખે છે. ચણાની મૂઠી ભરે છે. હવે ચણાભરી મૂઠી થઈ મોટી અને ઘડાનું મોં પડયું નાનું. ચણાનો લોભ જાય નહીં અને મૂઠી બહાર નીકળે નહીં. ગભરાય કે મને કોઈએ અંદરથી પકડયો છે. પછીથી પકડનાર આવે છે અને મૂરખ વાંદરો માર ખાય છે. મનુષ્ય મોહમાં-લોભમાં પડી અજ્ઞાનથી માર ખાય છે.

કુંભાર ગધેડાંની હારની હાર ઊભી રાખે છે. સાંજે કામથી પરવાર્યા પછી ગધેડાંને સૌ સૌને સ્થાને ખડાં કરી દે છે. બધાંને બાંધવા માટે રસ્સી નથી, પૂરતો સમય પણ નથી. આજુબાજુના એચાર મજબૂત કે તોફાની ગધેડાંના પગ બાંધે, બીજાં બધાંને વચ્ચે રાખે અને ઘૂંટી પર હાથ ફેરવી લે ગધેડાં માની લે કે અમને બાંધ્યાં છે. બીચારાં ચૂપચાપ ત્યાં ને ત્યાં સ્થિર થઈ રહે, મહામુસીબતે રાત વિતાવે. સવારે છૂટાં કરાયેલાં ગધેડાં સાથે ચાલવા માંડે-ભાર વહન કરવા માંડે. દેહે, જગતે કે તેમાંના કોઈ કામે જીવને બાંધી રાખ્યો છે એમ માનવું એ કેવળ ભ્રમ છે.

× × ×

મનુષ્ય હરહમેશ આત્માના સ્વતંત્ર-મુકત પ્રદેશમાં હોય છે, રહે છે, છતાંય કહે કે હું તો તે પ્રદેશની બહાર છું અને જગતમાં છું. આ એની ભ્રાંતિ છે. આકાશ ચોમેર અંદર-બહાર બધે ફેલાયેલું છે. તેની અંદર રહીને આપણે ઘણાખરા જાગતિક અને દૈહિક વહેવારો કરીએ છીએ. તેનાં રૂપરંગ નથી છતાંય કહ્યા કરવું કે આકાશ તો ભૂરા રંગનું છે. તે બહાર છે, દૂર છે, એ એક વિચિત્ર ભ્રાંતિ છે. ઘડો ખસે, તેમાંનું આકાશ ખસી શકતું નથી. તે ઘડાની સાથે ખસીને હોય એમ પ્રતીત થાય. આ પણ એક ભ્રાંતિ છે. સર્વવ્યાપી આકાશ ખસીને ક્યાં જાય ? છતાં લોકો તો માને કે ઘડો ખસ્યો તેની સાથે ઘટાકાશ પણ ખસ્યું. એ ભ્રમ કેવી રીતે કાઢવો ? સમજે તો ભ્રમ નીકળે કે ઘટાકાશ મહદ્ ( સર્વવ્યાપી ) આકાશથી કદી છૂટું પડી શકતું નથી.

લોકો વિના કારણે, વિના સમજ્યે એ મુક્તપ્રદેશને વગોવે છે. એવા લોકોનું જ્ઞાન જીવન પ્રમાણે ઘડાયેલું હોય છે એટલે એ લોકો જ્ઞાન પ્રમાણે જીવન ઘડનારાને ન સમજી શકે. પૂજ્યશ્રીએ જ્ઞાન પ્રમાણે જીવન જીવીને સ્વાનુભવ મેળવ્યો હતો એટલે એઓશ્રીનું જગત તો બળી ગયેલું હતું, કેવળ પ્રતીતિ પૂરતું રહ્યું હતું. દોરડી બળી જવાથી તેનો આકાર પડી રહે છે. તે દોરડીથી બાંધકામ ન થાય. પૂજ્યશ્રી જેવાનું બળી ગયેલ જગત તેમને બાંધી શકે નહીં, બંધનકારી નીવડે નહીં. સ્વપ્નના પદાર્થો જાગ્રતમાં રહે નહીં.

એ જ કારણે મહારાજશ્રી જગતમાં રહી જગતથી પર વહેવાર કરી શકયા. દેહરૂપે દેખાવા છતાં દેહથી પર સ્થિતિમાં રહી કેવળ સાક્ષીરૂપે બધી ક્રિયા સ્વાભાવિક રીતે કર્યા કરતા, ભલેને તે ક્રિયાઓ બીજાઓની નજરે ત્રિગુણી પ્રતીત થતી. પોતે ગુણાતીત હતા, ક્રિયા બરાબર કરવા છતાં ક્રિયારહિત હતા અને એવી રીતે દેહાતીત, આશ્રમાતીત, કાલાતીત હતા, સ્વસ્વરૂપે સ્થિર હતા.

ઉપરની પારમાર્થિક વસ્તુસ્થિતિ છોડીને વ્યાવહારિક દૃષ્ટિએ પૂજ્યશ્રી સંબંધે અનુમાન બાંધીએ તો આ પ્રમાણે કહી શકાય:

'મંદ પ્રારબ્ધે' એઓશ્રીને પ્રવૃત્તિમાર્ગમાં ન ફેંકયા હોત તો એઓશ્રી મનોજયનાં સાતે સાત પગથિયાં વટાવી ગયા હોત. પાંચ પગથિયાં તો એઓશ્રી ચડી ચૂકયા હતા. અસંસકિત નામની પાંચમી ભૂમિકામાં રહી એઓશ્રીએ મંદ પ્રારબ્ધ ભોગવ્યું પણ સુખપૂર્વક ભોગવ્યું. એઓશ્રીને સ્થિરતાપૂર્વક્નાં ઓળંગી જવાનાં રહી ગયાં હતાં છેલ્લાં બે પગથિયાં—છઠ્ઠી ભૂમિકાનું પદાર્થા ભાવિની પગથિયું અને આગળનું સાતમી ભૂમિકાનું તૂર્યનું છેલ્લું પગથિયું. નિવૃત્તિમાર્ગની આ અંતિમ અચળ સ્થિતિ પ્રાપ્ત કરવા રહી ગઈ.

પોતે એટલા બધા પુરુષાર્થી અને દૃઢનિશ્ચયી હતા કે જો હઠયોગે ચડી ગયા હોત તો તે માર્ગની બધી સિદ્ધિ સંપાદન કરી શકયા હોત, જોકે તેથી તેમનો મુક્તિનો માર્ગ અવરોધાયો હોત, જગતને અને સિદ્ધિને સાચાં માનીને અજ્ઞાનમાં પડી રહેવું પડત.

ગૃહસ્થાશ્રમમાં અટવાઈ ગયા હોત તો તે આશ્રમ પૂરો દીપાવ્યો હોત, આદર્શ બ્રહ્મચારી કે આદર્શ ગૃહસ્થ રહીને લોકનેતાનું કોઈ અમરસ્થાન લીધું હોત; અથવા જો કોઈ બીજી આકવિદ્યાકળા તરફ એઓશ્રીનું ધ્યાન ગયું હોત

તો તે તે વિદ્યાકળાના તેઓ વિશારદ બન્યા હોત. એઓશ્રીમાં સંગીત, સાહિત્ય અને એવી બીજી કળાવિદ્યાનાં બીજ પડેલાં હતાં. તે સુષુપ્ત સ્થિતિમાં જ પડ્યાં રહ્યાં. જ્ઞાનીને તેની જરૂર પડી નહીં.

## હંસબોધ

ઉપરના અનુમાન અને કલ્પનાના વિષય છોડી મહારાજશ્રીના જીવન સબંધે વધુ ઉમેરીએ તો કહીએ કે એઓશ્રીએ મનુષ્યમાત્રને મળતા બધા પ્રકારના અનુભવોનું તોલન કરીને તારતમ્ય કાઢયું હતું.

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિના અનુભવો તો હરકોઈ મનુષ્યને સુલભ રીતે મળે છે. વળી મૂર્છાદિના અનુભવો જોવા કે સાંભળવા મળે છે, ડૂબીને મર્યા કે મર્યા જેવા થઈને પાછા જીવતા થયેલ મનુષ્યોના અનુભવો જાણવા મળે. પ્રાણ બંધ પડી જાય, રક્તાભિસરણની ગતિ રૂંધાય છતાંય મનુષ્ય હવે, જીવી શકે, સ્મૃતિ કાયમ રાખી શકે અને આંતરચક્ષુ–આંતરજ્ઞાની થઈ શકે, રહી શકે એ પણ અનુભવો છે અને માનવા પડે. ઉપરાંત સમાધિસ્થ થઈ બાહ્યજ્ઞાન અને ચેતનારહિત થવા છતાં અંતરમાં સભાન રહી ઇષ્ટના કે તેજોરૂપ દેવનાં દર્શન યોગી લોકો કે ભાવુક પરમ ભક્તો કરી શકે એ પણ સાચો અનુભવ છે.

આવા બધા પ્રકારના અનુભવો ધ્યાનમાં લઈ કે જાતે અનુભવી જે કોઈ મહાન વ્યક્તિ પોતાનો સિદ્ધાન્ત બાંધી શકે તેનો જ સિદ્ધાન્ત ખરો સિદ્ધાન્ત થઈ શકે. બીજા બધા સિદ્ધાન્તો આંશિક ગણાય—કદાચ મિથ્યા પણ કહી શકાય. પૂજ્યશ્રીએ પોતાના સિદ્ધાન્ત સ્વાનુભવના પ્રયોગપૂર્વક તારવ્યા હતા, બાંધ્યા હતા અથવા તો પરાપૂર્વના એ સિદ્ધાન્તોને અનુભવીને અપનાવ્યા હતા, અનુમોદ્યા હતા, આચરણમાં ઉતાર્યા હતા અને બોધ્યા હતા.

એ સિદ્ધાન્તો શા છે? તે હવે તપાસીએ: એક સિદ્ધાન્ત છે કર્મવાદનો અને તેમાંથી ફલિત થતો પુરુષાર્થ અને પ્રારબ્ધનો ઉપસિદ્ધાન્ત. બીજો સિદ્ધાન્ત છે ઈશ્વરવાદનો અથવા તો અદ્વૈતવાદનો આધ્યાત્મિક સિદ્ધાન્ત. એ બન્ને સિદ્ધાન્તો નવા નથી—કદાચ જગજૂના કે ધર્મજૂના હશે. પણ એ બહુ પુરાણા સિદ્ધાન્તો છે માટે જ કદાચ અતિ પરિચયાદ્ અવજ્ઞા—વધુ પડતા પરિચયથી અવજ્ઞા ઉદ્‌ભવે—એ ન્યાયે એનો મોટે ભાગે આજે અનાદર થઈ રહ્યો છે. પોપટિયા જ્ઞાનની જેમ એ સિદ્ધાન્ત બોલ્યા કરવા અને રોજ ઘાલવો કે એ

સિદ્ધાન્તો તો સ્વયંસિદ્ધ છે એટલે માનવા રહ્યા, પણ આચરણ કરતી વેળા એને વિસારી દેવા. આજે તો એ રીતે એ સિદ્ધાન્તનો ઉપહાસ થઈ રહ્યો છે. પૂર્વે આ સિદ્ધાન્તો સંબંધે ઠીકઠીક પ્રમાણમાં કહેવાયું છે છતાં અહીં તેના પર જરા જુદી દૃષ્ટિનો પ્રકાશ પાડીશું.

એમાંથી એક પણ સિદ્ધાન્તને બરાબર સમજીને આચરણમાં ઉતારાય તો મનુષ્ય ધર્મભીરુ બને, નીતિમત્તા જાળવી રાખે, કર્તવ્યભાન છોડે નહીં, પરદુઃખે દુઃખી થાય, સહાનુભૂતિપૂર્વક અન્યને સહાય કરે, બીજાનું સુખ છીનવી લઈ પોતે સુખી થાય નહીં, મનુષ્યકૃત દુઃખો હળવાં કરે, હક કરતાં જવાબદારી પર વધુ જોર દે. મનુષ્યકૃત દુઃખો આજે વધુ પ્રસરી રહ્યાં છે.

બન્ને સિદ્ધાન્તો સમજપૂર્વક અમલમાં મૂકી શકાય તો આજે આ દુનિયા નંદનવન સમી બની રહે. પ્રાણીમાત્ર તરફ મનુષ્ય પ્રેમની નજરે જુએ અને મનુષ્ય મનુષ્ય જોડે ભાઈ ભાઈની જેમ યા તો પોતાના આત્માની જેમ વર્તે. આજનો ભ્રષ્ટાચાર હાથ ઊંચા કરી કરીને પોકારે છે કે મનુષ્ય અવળે માર્ગે ચડી ગયો છે; હૈયા અને હોઠ વચ્ચે, વિચાર અને વર્તન વચ્ચે ઘણું અંતર પડી ગયું છે.

× × ×

પૂજ્યશ્રી કટ્ટર શાંકરવેદાન્તી હતા. " ब्रह्म सत्यं जगत् मिथ्या ।" એ સિદ્ધાન્ત એઓશ્રીએ અપનાવ્યો, અનુસર્યો અને અમલમાં મૂક્યો હતો. છતાંય પોતે જગતનું સાપેક્ષિક યા તો વ્યાવહારિક અસ્તિત્વ સ્વીકારતા હતા. એ સ્વીકારથી જગતના મિથ્યાત્વના સિદ્ધાન્તને આંચ આવતી નથી. મિથ્યા શબ્દનો અર્થ સમજી લેવાય તો કોઈ પણ વિરોધ નડતો નથી.

એ સિદ્ધાન્ત પરાપૂર્વથી ચાલ્યો આવે છે. પંડિત મહાત્માઓએ એનાં મૂળ વેદમાં નિહાળ્યાં છે. શ્રી શંકરાચાર્યજીએ દેશકાળની પરિસ્થિતિ પ્રમાણે તેનો વિશેષ પ્રચાર કર્યો અને પૂજ્યશ્રી જેવા સાધુમહાત્માઓએ તેની સાક્ષી પૂરી લોકો માની લે તેવો જો મિથ્યા શબ્દનો અર્થ થાય તો ખુદ શંકરાચાર્ય સહિત એવા મહાપુરુષોનું ન તો અસ્તિત્વ સિદ્ધ થાય અને ન તો સિદ્ધ થાય તેમનાં વાણી-વચન-પુસ્તકોનું અસ્તિત્વ. મિથ્યા શબ્દનો પ્રયોગ પારિભાષિક છે.

મિથ્યા એટલે મનોમય, સંકલ્પરૂપ, ભાવ-કલ્પિત; અનિર્વચનીય, ન કેવળ સાચું, ન કેવળ જૂઠું. દેખાય ત્યાં સુધી સાચું. દૃષ્ટિ-સૃષ્ટિવાદ એ એમાંથી

ફલિત થતો બીજો સિદ્ધાન્ત છે. ગાઢ નિદ્રા, મૂર્છા, સમાધિમાં જગત અદશ્ય થયું. આ પણ એક અનુભવ છે. એ અનુભવ અનુસાર અનુમાન બાંધવું પડે કે મન અને જગતનો અતૂટ સંબંધ છે. મન જાય એટલે જગત પણ જાય. જગતને જોનારો અદશ્ય થઈ જતાં જગત અદશ્ય થઈ જાય. કબીરજી ઠીક કહે છે કે, आप मुए पिछे डूब गई दुनिया. મનુ મહારાજ એ જ વિધાનને જરા જુદી રીતે કહે છે, मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । મન જ મનુષ્યને જગત સાથે બાંધે છે, અને પછી છોડે છે. સમાધિસ્થ મહાત્માઓને માટે સમાધિના સમય સુધી જગત થંભી ગયેલું લાગે; ખુદ પોતાનો દેહ પણ થંભી ગયેલ લાગે. રક્તાભિસરણ બંધ, શ્વાસોશ્વાસની ગતિ બંધ, શરીરની બધી ચેષ્ટા બંધ. એવા પુરુષોને માટે જગત ક્યાં રહ્યું ? સાતમી ભૂમિકામાં રહી દેહવિસર્જન કરનારનું યા તો દેહભાન ભૂલી જનારનું જગત હમેશને માટે ગયું. આ અનુભવ ખોટા શી રીતે ગણાય ? એ અને એવા અનુભવનો અસ્વીકાર કરનાર અવૈજ્ઞાનિક કહેવાય. મન એટલે વિચાર અને લાગણીનું ઘર.

જગત અને એનો પર્યાય સંસાર એ બન્ને શબ્દો અર્થસૂચક છે. જે હરહમેશ ગતિ કર્યા કરે, જા, જા કરે તે જગત અને સર્યા કરે તે સંસાર. આવા ક્ષણે ક્ષણે બદલાતા, પરિવર્તનશીલ જગતનું શું લક્ષણ બાંધી શકાય ? સ્થૂલ નજરે જોઈએ તો પ્રતીત થાય કે એ છે એક નક્કર સ્થિર દ્રવ્ય, પણ વાસ્તવે છે એ બિલકુલ અસ્થિર—અદશ્ય થઈ જતું કોઈ વિચિત્રદ્રવ્ય. છેક સૂક્ષ્મ દષ્ટિએ જોતા રહીએ તો એ સૂક્ષ્મથી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ થતાં તદ્દન અદશ્ય થઈ જાય છે, કપૂરની પૂતળીની જેમ જોતજોતામાં ઊડી જાય છે, અને બાકી રહી જાય છે એને જોનારો, જે કોઈ પણ દશ્યને અભાવે દ્રષ્ટા રહિત થઈ જઈ કેવળ દર્શનરૂપે શેષ રહે છે. આ છે કેવળ સત્ય—એ સિવાયનું બીજું બધું અસત્ય યા તો સાપેક્ષિક સત્ય. શેષ તત્ત્વને શાસ્ત્રીય નામ અપાયું છે બ્રહ્મ. એ બ્રહ્મ સત્ય છે એટલે જગત આપોઆપ મિથ્યા થઈ ગયું.

બીજી રીતે જગતનું મિથ્યાત્વ, અનિર્વચનીયત્વ સિદ્ધ થાય છે–જગતને ગણ્યું છે અનાદિ. જેનું આદિ નથી તે થયું અનાદિ. અનાદિ હોય તેનો અંત આવે નહીં. અંત આવે તો તેનું આદિ પણ થાય. અંત પછી આદિ અને આદિ પછી અંત એમ કહેવું હોય તો કહી શકાય પણ તેમ કહેતાં પણ એક વિચિત્ર ગૂંચ ઊભી થાય. એ આદિ અંતની પરંપરા તો થાય પણ કયા સમયથી એની શરૂઆત થઈ ? કશો ઉત્તર ન મળી શકે. એક વિચિત્ર સમસ્યા ખડી થઈ. જગત દશ્ય છે. દેખાય છે, છતાં જેનાં આદિ અંત જાણવા

પૃથ્વી–પૃષ્ઠ. એ પૃથ્વીના પેટાળમાં હજુ ગરમ રસ–લાવા–ઉકળે છે. પૃથ્વી બંધાયા પછીથી તેના પર ચર–અચર સૃષ્ટિ આવતી ગઈ.

મનુષ્યસૃષ્ટિ પર નજર ફેરવીએ તો મનુષ્યને માટે માન, પૂજ્ય ભાવ ઊપજે એવાં એનાં કામ છે; તો બીજી રીતે એને માટે ઘૃણા–તિરસ્કાર ઊપજે એવાંય એનાં કામ છે. એક મનુષ્ય દેવ બને. બીજો પિશાચ બને. એક વાહવાહના ઉદ્‌ગાર કઢાવે તો બીજો તોબાહ પોકરાવે. ભવિષ્યમાં એ મનુષ્યસૃષ્ટિ કયાં જઈને અટકશે? આજનું ભૌતિક વિજ્ઞાન એનો કશો જવાબ આપી શકતું નથી. એટલે નિરાશાના ઉદ્‌ગાર કાઢવા પડે છે કે એ ભૌતિક વિજ્ઞાન આખરે વિનાશના પથે વિચરવાનું, જો એના પર કોઈ આધ્યાત્મિક અંકુશ ન મુકાય તો. પિશાચ કયું કામ કરે?

જો ભૌતિક વિજ્ઞાનવાદીઓ અથવા ભૌતિક જ્ઞાનનો લાભ ઉઠાવનારાઓ કેવળ ભૌતિક ઉન્નતિ પર ભાર મૂક્યા કરશે અને ભોળી જનતા તેઓની ભ્રમજાળમાં ફસાઈ પડશે તો કેવળ જડવાદની બોલબોલા થઈ રહેશે. મનુષ્ય મનુષ્યને મારીને જીવવાના પ્રયાસ કરશે. એવાઓને માટે ભવિષ્ય અંધકારમય છે. જડ તત્ત્વમાંથી જડતા આવે. વાસ્તવે તો એક ચેતનતત્ત્વ જ વિલસી રહ્યું છે.

આધ્યાત્મિકતા જ એ અંધકારમાંથી બચાવતી આવી છે અને બચાવશે. દેવાસુર સંગ્રામ પરાપૂર્વથી ચાલ્યો આવે છે. દૈવી સંપત્તિવાળાઓની સહાયે દેવાધિદેવ આવે છે અને આસુરી સંપત્તિવાળાઓના હાથ હેઠે પડે છે.

જગતની ઉત્પત્તિ જડ તત્ત્વમાંથી નથી. પૂર્વે કહ્યું તેમ જગતની પાછળ તેની આગળ, તેની અંદર, બહાર, ઉપર, નીચે, ચેતન તત્ત્વ ભારોભાર ભર્યું પડ્યું છે. તેને ખસેડી દેનારાને ખસવું પડ્યું છે. તેને ઉડાડી દેનારાને ઊડી જવું પડ્યું છે. સર્પ છે, તો પ્રકાશ છે.

હવે પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે જો જગત ઉત્પન્ન થયું છે તો તે ક્યારે થયું! શું તે કેવળ શૂન્યમાંથી થયું? કોરી પડી રહેલી પ્રકૃતિમાંથી થયું? શાસ્ત્રો કહે છે, અનુભવી પુરુષો સાક્ષી પૂરે છે કે આ જગતની પૂર્વે બીજું જગત હતું—તેની પૂર્વે એક બીજું, એમ પૂર્વથી પૂર્વ જતા જઈએ તો તેનો છેડો આવે નહીં. એટલે સ્પષ્ટ શબ્દોમાં, અસંદિગ્ધ વાણીમાં કહેવામાં આવ્યું છે કે પરાપૂર્વથી આ જગતની એક અનાદિ ધારા ચાલી આવી છે, અને એક પછી એક

એમ અનેક જગતોની આવ-જાની ધારા વહેતી રહે છે અને વશ કરવાની. પૂર્વ પૂર્વનાં કર્મબીજો નવાં નવાં જગતોની (ઉત્તરોત્તર આવતાં જગતોની) ઉત્પત્તિનાં કારણો બની રહે. કર્મબીજ ખલાસ થાય નહીં અને જગતધારા અટકે નહીં.

હવે એક રસપ્રદ પ્રશ્ન ઉદ્ભવે છે. જગત એટલે ચર–અચર પ્રાણીપદાર્થોનો સમૂહ. આ પ્રકારના જગતનાં કર્મબીજ ક્યાં હોઈ શકે ? જગત અનાદિ એટલે એનાં કર્મબીજ પણ અનાદિ. જે ક્રમે જગતની ઉત્પત્તિ થઈ તેનાથી ઊલટા ક્રમે તેનો લય થાય. વળી પાછી ઉત્પત્તિ અને ફરી પાછો લય. આ પ્રમાણે ક્રમ અને વ્યુત્ક્રમ અનુસાર જગત આવ-જા કર્યા કરે છે. મનુષ્યરૂપી સર્જન એ જ સર્વશ્રેષ્ઠ સર્જન છે, કારણ કે મનુષ્ય જગત સંબંધીના, પોતાના સંબંધીના, અનેકવિધ પ્રશ્નો પૂછે છે અને તેના ઉત્તર શોધવા અને આપવા આગળપાછળની તર્કબદ્ધ વિચારસંકલના ખડી કરી શકે છે. એટલે સર્વ સર્જનમાં મનુષ્ય પ્રાણી કેન્દ્રસ્થાને છે. ચર–અચર પ્રાણી પદાર્થો કરતાં મનુષ્યોનાં ક્રિયાકર્મ અલગ પડી જાય છે. એકનાં એ ક્રિયાકર્મો સ્વાભાવિક, સાહજિક, કુદરતી રીતે થયે જાય છે. મનુષ્યનાંય એ ક્રિયાકર્મો સહજ–સ્વાભાવિક રીતે તો થાય છે પણ સાથેસાથ 'તે ક્રિયાકર્મ હું કરું છું' એવો તે અહંકારી કર્મમાલિક બને છે અને તેની નોંધ પણ રાખતો રહે છે. મનુષ્યશરીરમાં બીજી ઊંડેલું ચેતન સાક્ષી પૂરે છે કે આ જગતની પાછળ કોઈ ચેતન તત્ત્વ પડેલું છે. ચેતન ન હોય તો તે આવે ક્યાંથી ? મનુષ્યશરીરમાં ચેતન છે તો જગતશરીરમાં પણ ચેતન છે. પિંડે તે બ્રહ્માંડે, એ સૂત્ર તેની સાક્ષી પૂરે છે. મનુષ્ય પોતાનાં કર્મોની નોંધ રાખે છે તો સમષ્ટિ-ચેતન ઈશ્વર જગતનાં ક્રિયાકર્મોની નોંધ કેમ ન રાખી શકે ? એ નોંધ પ્રમાણે ઈશ્વર જગતનાં નિર્માણ અને (લય પછી) પુનર્નિર્માણ કર્યા કરે છે. જગતમાં કશું નાશ પામતું નથી. તેનાં રૂપાન્તર થયાં કરે છે યાદ રાખીએ વ્યષ્ટિ ચેતન સમષ્ટિ ચેતનમાં છે.

મનુષ્ય મરે છે, પાછો આવે છે જગત મરે છે, લય પામે છે અને પાછું આવે છે, ફરી જન્મે છે—એક રીતે તો જગતનાં જન્મમરણમાં પ્રાણીપદાર્થનાં જન્મમરણ થયાં કરે છે—મરણ વેળા ચેતન વસ્તુ ચેતનમાં જઈ મળે, જડ વસ્તુ જડમાં. પ્રાણીપદાર્થના સ્થૂળ ભાગો પાંચ તત્ત્વોમાં મળી જાય અને સૂક્ષ્મ ભાગો. સૂક્ષ્મ ભાગોમાં.

પાંચ તત્ત્વોનો લય આ પ્રમાણે થાય છે: પૃથ્વી જળમાં, જળ તેજમાં, તેજ વાયુમાં અને વાયુ આકાશમાં મળી જાય; આકાશ પ્રકૃતિના તમોગુણમાં જાય; રજોગુણ શાંત થાય અને સત્ત્વગુણ સ્થિર થઈ રહે. આ સામ્ય અવસ્થાવાળી

પ્રકૃતિ પુરુષ (ઈશ્વર)ની ઓથમાં ભરાઈ બેસે. પછી જગતસ્રષ્ટા ઈશ્વર—જરૂર ન રહેવાથી—બ્રહ્મના કોઈ એક આકાશ ખંડમાં અદૃશ્ય થઈ જાય. આ રીતે જગતમાત્ર પ્રકૃતિમાં અદૃશ્ય થઈ જાય; પ્રકૃતિ ઈશ્વરમાં સૂક્ષ્મ રૂપે પડી રહે; છેવટે ઈશ્વર પણ અદૃશ્ય થઈ રહે; પશુપંખી, ઝાડ, વેલ, વનસ્પતિનાં સૂક્ષ્મ બીજ આ રીતે પડી રહે અને વખત આવ્યે જાગ્રત થવા તૈયાર થઈ જાય.

મનુષ્યોનાં કર્મો તો પ્રત્યક્ષ છે. કર્મોની છાપ તેના મનમાં ચોંટી રહે છે. વાસના, વિચાર, વર્તનના સંસ્કાર મનમાં પડ્યા તે પડ્યા—ગમે તે વખતે તે જાગ્રત થાય. ચેતન મનુષ્યના મનની છાપ ભૂંસાય નહી તો ઈશ્વરના સમષ્ટિમનમાં પડેલી જગતમાત્રની છાપ શી રીતે ભૂંસી શકાય? વળી તેને ભૂંસનારોય કોણ હોય? મનુષ્યસહિત સમગ્ર સૃષ્ટિનાં કર્મબીજ ઈશ્વરનાં માનસમાં જઈ રહે. વખત આવ્યે નવી સૃષ્ટિ રચવા માટે તે કામ આવે. ઈશ્વર દૃશ્યમાન થાય; પ્રકૃતિ સામ્યાવસ્થા છોડતી જાય; રજોગુણ ચંચળ બને; કર્મ બીજમાં જાગ્રતિ આવતી જાય; સત્ત્વગુણનો આશરો લઈ ઈશ્વર સંકલ્પ કરે; જગતનાં મંડાણ થાય; સાથોસાથ તેનું આયુ પણ નિશ્ચિત થયેલ હોય છે, એટલે ઈશ્વરના સંકલ્પાનુસાર તેની સ્થિતિ રહે અને પછી તેનો લય થવા માંડે. આવાં સર્જનો અને વિસર્જનો થયાં જ કરે. જગતના સર્જનમાં મનુષ્યનાં સર્જન આવી જાય. તે તેનાં સુખદુઃખના ભોગો ભોગવી અધૂરાં રહેલાં ક્રિયાકર્મોની શરૂઆત કરી જગતની સાથે આવજા કર્યાં કરે. એક રીતે તો જગતનાં સર્જન મનુષ્યના ભોગ પૂરા પાડવા માટે થાય છે. મનમાં સ્વપ્નાંની જેમ જગતનાં સર્જનાદિ આપણા હાથમાં નથી.

## ( ज ) કર્મવાદ

પૂર્વે ઉલ્લેખ કરાયેલ છે કે ઈશ્વરે મનુષ્યનું સર્જન કરીને સંતોષ માન્યો. પોતાની આત્મિક શક્તિ એનામાં રેડી છે એટલે તેનામાં તારક અને મારક બન્ને શક્તિઓ પૂરતા પ્રમાણમાં જોવા મળે છે. પોતે ઈશ્વરનો અંશ છે એવું એને સ્પષ્ટ જ્ઞાન શરૂ શરૂમાં નથી હોતું, એટલે એ અજ્ઞાનને લઈ અહંકારવશ વર્તે છે અને રાગદ્વેષપૂર્વક પોતાનાં કર્મો કર્યે જાય છે. રાગદ્વેષની સાથે કામ, ક્રોધ, લોભ આદિ દોષો આવે છે. સારાં કામોનો પક્ષપાત લઈ એનામાં ઉદારતા, ક્ષમા, દયા આદિ ગુણો આવે છે, એટલે સામાન્ય રીતે મનુષ્ય શુભાશુભ કર્મોદ્વારી પાપપુણ્યાદિનો ભાગીદાર બની ધર્મ–અધર્મ કરતો રહે છે અને અંતે સુખદુઃખના ભોગ ભોગવે છે. જે જેવું કરે તે તેવું પામે—વાવે તેવું લણે એ છે કર્મવાદનો પાકો સિદ્ધાન્ત. પુનર્જન્મ ન માનનારને આ એક પડકાર છે.

પૂજ્ય મહારાજશ્રી તુલસીદાસના રામચરિતમાનસમાંનો આ દોહો કહી સંભળાવતા :

कर्मप्रधान विश्वकरी राखा।
जो जस करइ सो तस फल चाखा॥

કર્મને પ્રધાન પદે રાખી વિશ્વ રચાયું છે. જેવું જે કરે તેવું તે ફળ ચાખે. ઈશ્વરનો એમાં જરાય દોષ ન કઢાય. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે :

न सुखस्य दुःखस्य कोऽपि दाता। परो ददातीति कुबुद्धिरेषा॥
अहं करोमीति मिथ्याभिमानः। स्वकर्मसूत्रग्रथितो हि लोकः॥

સુખદુઃખનો દાતા કોઈ નથી. પારકો એ આપે છે, એ તો કુબુદ્ધિ થઈ. હું કરું છું એમ કહેવું એ એક મિથ્યાભિમાન છે. સૌ સૌના કર્મસૂત્રથી આ લોક ગૂંથાઈ રહ્યો છે. ( કર્મનો જવાબદાર કર્મનો માલિક. )

શું વ્યક્તિ કે શું સમાજ? જગતમાત્રના લય, પ્રલય, આવિર્ભાવ, તિરોભાવ આ સિદ્ધાન્ત અનુસાર થયા કરે છે. જે કર્મો ફલોન્મુખ થાય, ફળવાને માટે તૈયાર થઈ ગયાં હોય તે ધ્યાનમાં લઈ ઈશ્વર સંકલ્પ કરે—જગત, સમાજ, વ્યક્તિ, વસ્તુ માત્રનાં જાતિ ( જન્મ ), આયુ અને ભોગ નિશ્ચિત થઈ ગયાં હોય છે અને તે પ્રમાણે તેમનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય પણ નક્કી થઈ જાય. પૂર્વનિશ્ચિત સમયપત્રક પ્રમાણે જગત-કારભાર ચાલે; એમાં જરા પણ ગરબડ થાય નહીં. ઈશ્વરની યોજના સમજીએ તો સુખી થઈએ.

ઉપરના સિદ્ધાન્તની નિશ્ચયારૂઢ દશામાં અને કંઈક વૈરાગ્યની ખુમારીમાં પૂજ્યશ્રી પડકાર કરતા : ઈશ્વર સમક્ષ પણ શું કામ દીન બની જઈ માગણી કર્યા કરવી કે આમ કર ને તેમ કર, આ આપ અને તે આપ, જો તે પણ કર્મ પ્રમાણે ફળ આપે તો અને તે પણ આગળથી નિશ્ચિત કરી દેવાયેલું હોય તો? કર્મને પ્રાધાન્ય આપીને ઈશ્વર હાથ ખંખેરી નાંખે તો કર્મને જ માન આપવું બહેતર છે. આપણું કર્મ આપણા હાથમાં લઈ શું કામ તે ન સુધારવું?

પૂજ્યશ્રીનો ભાવ એ કોઈ નાસ્તિકતાનો ભાવ નથી. એ તો એક પ્રેમના રંગીલા, મોજીલા, સ્વતંત્ર-મિજાજીપણાનું ઉદાહરણ છે. કટ્ટર કૃષ્ણભક્ત સૂરદાસે પણ ક્યાં એવી ગુમાની, સ્વતંત્ર-મિજાજીભક્તિ નથી બતાવી? સૂરદાસ ગાય છે :

हाथ छोडाई जात हो दुर्बल जानके मोहे ।
हृदयसे जब जायगा मरद जानुगा तोहे ॥

કર્મવાદ એ તો ઈશ્વરનો કાયદો છે, નિયતિ છે. એ ઈશ્વરી નિયમને આધીન રહેવાથી ઈશ્વર જેટલો પ્રસન્ન થાય છે તેટલો તેને દીન ભાવે વીનવ્યા કરવાથી નથી થતો. ઈશ્વર સમક્ષ તો પૂરા દીન બની જવું એ પ્રશ્ન અલગ છે. ઉપરોક્ત અભિમાનાભાસી ઉક્તિનો તો એ ધ્વનિ છે કે આજ્ઞા પાળનારથી પિતા જેટલા રાજી થાય છે તેટલા તેની સામે હાથ જોડીને બેસી રહેનાર નિરુદ્યમી દીકરા પર થતા નથી. ઉપરની દૃષ્ટિ ધ્યાનમાં લઈને ભર્તૃહરિએ કહ્યું છે :

ब्रह्मा येन कुलालवद् भ्रमयितो ब्रह्माण्डभाण्डोदरे ।
विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासंकटे ।
रुद्रो येन कपालपाणिपुटको भिक्षाटनंकारितः ।
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥

કર્મ તને નમસ્કાર છે કારણ કે તેં બ્રહ્માને કુંભારની જેમ બ્રહ્માંડ બનાવ બનાવ કર્યા કરવાના કામમાં ભમાવી દીધો, વિષ્ણુને દશાવતારરૂપી મહાસંકટમાં ફેંકી દીધો, રુદ્ર દેવતાને હાથમાં ખોપરી લઈ ભિક્ષા માંગતો કર્યો અને સૂર્યને હરહમેશ ગગનમાં ભમતો રાખ્યો.

× × ×

કર્મવાદના સિદ્ધાન્તમાંથી ફલિત થતો પુનર્જન્મ તેમજ પુરુષાર્થ અને પ્રારબ્ધનો સિદ્ધાન્ત છે. મનુષ્ય એટલી બધી ઇચ્છા, આશા, તૃષ્ણા અને સુખસામગ્રીની વિચારણા સેવી રહે છે કે તે એક જન્મે પૂરી થાય નહીં. એક ઇચ્છા પૂરી થઈ કે બીજી જાગેલી જ છે. એવી અપાર ઇચ્છા–તૃષ્ણા અનંત જન્મે સંતોષાય તો સંતોષાય. મરતી વેળા વાસના રહી જાય અને જન્મવું પડે. સુખદુઃખના અનેક પ્રસંગોનો અનુભવ–પરિચય મેળવ્યે કોઈક સુખદ જન્મે એ ખરા સુખની સામગ્રી એકઠી કરવામાં રોકાય અને જન્મમુક્ત થાય. ઇચ્છાની પૂર્તિ માટે પુરુષાર્થ કરવો પડે. પુરુષાર્થ એ એક પ્રકારનું કર્મ જ છે. પુરુષાર્થનું ફળ સમય પાકયે મળે. એ સમય આ જન્મે આવે કે કોઈ બીજા જન્મે. પસો પૈસો બધા ઝંખે, તે મેળવવાના ફાંફાં પણ મારે. પૈસો દૂરનો દૂર રહે. રાજદ્વારી કામમાં પડતા કયા મનુષ્યને ટોચનું સ્થાન પ્રાપ્ત કરવું ન ગમે ? કેટલા તે ઉચ્ચ સ્થાને પહોંચે ! જ્યાં એક ઇચ્છાને અવરોધતી કે ટક્કર મારતી અનેક ઇચ્છાએ હોય

પુનર્જન્મ

ર્યાં ફળ મળતાં સમય લાગે; તેથી અનેક ઇચ્છા-વાસનાના સંસ્કાર મનમાં ચોંટ્યા રહે. મર્યા પછી પણ ન છૂટે. પાછું આવવું પડે. પુરુષાર્થમાંથી પ્રારબ્ધ બંધાય અને કોઈક જન્મે એ પ્રારબ્ધ ફળ આપવા આગળ પડે. પ્રારબ્ધ એટલે ભૂતકાળનો પુરુષાર્થ એમ કહીએ તોય ખોટું નથી.

પુરુષાર્થ અને પ્રારબ્ધનો એક વિચિત્ર કોયડો છે. એમાં કોણ મોટું ? પ્રારબ્ધનું લક્ષણ અનેક રીતે બંધાય છતાંય 'પ્રારબ્ધ શું ?' એનો કેટલાક નિશ્ચય પણ ન કરી શકે. એ વિષયે પૂજ્યશ્રીના વિચાર જાણીશું :

એઓશ્રી બન્નેને—પુરુષાર્થ અને પ્રારબ્ધને—સરખું વજન આપતા અને બન્નેને દૃષ્ટાંતથી પુષ્ટ કરતા, છતાંય પોતાનો આંતરિક ઝોક પુરુષાર્થ તરફ વધારે હતો. પુરુષાર્થની વાત કરતાં પોતે સગર રાજાનું દૃષ્ટાંત આપતા :

ઋષિના શાપથી શાપિત થઈ બળીને ભસ્મ થયેલ કુટુંબીજનો માટે પુરુષાર્થની પરંપરા ચાલી. નિષ્ફળતા મળતી રહી. સામનો ચાલુ રહ્યો ભોગ પર ભોગ અપાતા ગયા. આખરે ગંગાજીનું સ્વર્ગમાંથી અવતરણ થયું. પણ તેમાંય વિઘ્નોની ઝડી વરસતી રહી. અંતે જન્મોજન્મની તપશ્ચર્યા ફળી. પુરુષાર્થ સિદ્ધ થયો. ભગીરથ રાજાએ પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો. લાગે છે કે પુરુષાર્થ સિદ્ધ થયો; પણ તેણે પ્રારબ્ધમાં ફેરવાઈને છેવટના પુરુષાર્થને વેગવંતો અને ફળદાયી બનાવ્યો. અહીં પુરુષાર્થ અને પ્રારબ્ધનો સુંદર સંબંધ સચવાયો છે. સહેલાઈથી સમજી શકાય એમ છે કે પ્રારબ્ધ કોઈ આકસ્મિક ઊતરી પડતી અદૃશ્ય અલૌકિક દેવી કે શક્તિ નથી. પ્રારબ્ધના મૂળમાં પુરુષાર્થ છે. પુરુષાર્થ વિના પ્રારબ્ધ બંધાય નહીં. પુરુષાર્થ અને પ્રારબ્ધ એ બન્ને એક જ કર્મના સમયાનુસાર ભેદ છે. એ બન્ને મળીને કાર્ય સિદ્ધ થાય છે.

× × ×

બીજું દૃષ્ટાંત આપ્યું ટિટ્ટિભ પક્ષી (ટિટોડી)નું; અને ભારપૂર્વક સમજાવ્યું કે પુરુષાર્થી મનુષ્ય ઉગ્ર પુરુષાર્થ કરી ચાહે તે કામ કરી શકે એમ છે.

માદા પક્ષીને પ્રસૂતિનો સમય આવ્યો. દરિયાકિનારે જોડું રહેતું હતું. માદાએ નરને પૂછ્યું કે ઈંડાં ક્યાં મૂકવાં? ઉત્તર મળ્યો કે, અહીં—આ સમુદ્ર તટ પર જ. માદાને શંકા પડી કે દરિયો ઈંડાંને ખેંચી તો ન લઈ જાય? નર પક્ષીએ નિઃશંક ભાવે જવાબ આપ્યો: દરિયાની દેન નથી કે ઈંડાં ઘસડી લઈ જાય. ઈંડાં

ત્યાં જ સુકાવાં. દરિયાએ એક પ્રચંડ મોજું ફેંક્યું અને ઈંડાંને પેટમાં સમાવી દીધાં. ટિટોડી કકળી ઊઠી. પતિના વચનમાં વિશ્વાસ મૂકવાની મૂર્ખતા પર રડી રહી. નર પક્ષીનું માન ઘવાયું. પડકાર ફેંક્યો કે દરિયાને સુકાવી દઉં. ચાંચ ભરી ભરીને પાણી ઉલેચવા માંડ્યું. માદા પક્ષી પણ મદદે લાગી. ભાઈબંધ દોસ્તદાર પક્ષીઓ દોડી આવ્યા. કેટલાકે ઠેકડી ઉડાડી પણ પેલાં નરમાદા પક્ષીએ લક્ષ ન આપ્યું. મક્કમ રહ્યાં. સ્વજાતિનાં પક્ષીઓ કામે વળગ્યાં. પછી તો પક્ષી આલમ મદદે આવી પહોંચી. સંઘબળે અને સંઘનિશ્ચયે વિષ્ણુ ભગવાનના વાહન ગરુડજીનું ધ્યાન ખેંચ્યું. તે પણ મદદે આવ્યો. ભગવાનનું વાહન ભગવાનને લાવ્યા વિના રહે નહીં. ભગવાન પ્રગટ થયા. સમુદ્ર પાસેથી ઈંડાં અપાવ્યાં. અટલ અડગ પુરુષાર્થ કામ સિદ્ધ કરીને જ જંપે. બરાબર કહ્યું છે કે, મનસ્વી કાર્યાર્થી ન ગણયતિ સુખં ન ચ દુઃખમ્ ।

પ્રારબ્ધની પ્રબળતા માટે તળેની એક રૂપક કથા પોતે કહી સંભળાવી :

એક રાજા હતો. સંતતિ નહોતી. દેવને પ્રસન્ન કરી એક પુત્રરત્નની પ્રાપ્તિ કરી, પણ તે પુત્ર મળ્યો હાથપગ વગરનો–અપંગ. દીકરો નીકળ્યો વિચિત્ર. બાપદીકરા વચ્ચે તકરાર ઊઠી : કોણ મોટું ? પ્રારબ્ધ કે પુરુષાર્થ ? દીકરો તો પ્રારબ્ધનું રૂપ જ હતો. હાથપગના અભાવે કોઈ ખાસ ક્રિયા કરી શકે નહીં. એણે બેધડક જવાબ આપ્યો કે પ્રારબ્ધ મોટું. બાપને ખોટું લાગ્યું. દીકરાને દેશવટો દીધો. દૂર દૂરના કોઈ એક જંગલપ્રદેશમાં તેને છોડી દેવાયો. બીજા એક દેશનો રાજા શિકાર કરતો કરતો ત્યાં આવી ચડ્યો. આ રાજાને દીકરો નહોતો એટલે દયાભાવે તેમ જ વહાલથી તે આ પ્રારબ્ધવાદી અપંગ દીકરાને પોતાને ત્યાં લઈ ગયો. છોકરાની બુદ્ધિ દિનપ્રતિદિન ખીલતી રહી તેના વિચિત્ર બુદ્ધિચમકારાથી બધા પ્રભાવિત થયા. વખત જતાં એ ગાદીપતિ બન્યો અને એણે રાજ્યાસન દીપાવવાનો મનસુબો કર્યો. દેવકૃપાએ એના હાથપગ ફૂટવા લાગ્યા. (પુરુષાર્થી મનુષ્ય કામ કરી શકે એટલે તેના ઉપલક્ષણના હાથપગ ફૂટે જ ને ?) નવા રાજાના સમયમાં પ્રજા સર્વ વાતે સુખી અને સમૃદ્ધ થઈ. આ આપણો પ્રારબ્ધવાદી રાજા પોતાના જન્મદાતા માતપિતાને ભૂલ્યો નહોતો. ગુપ્તચરોને મોકલીને તે તેના રાજ્યની માહિતી મેળવ્યા કરતો.

એક વાર એવું બન્યું કે આ એનાં માતપિતાના રાજ્યમાં દુકાળની પરંપરા ઊતરી. પુરુષાર્થ પર પુરુષાર્થ નિષ્ફળ થતા ચાલ્યા. લોકો દુઃખી દુઃખી થઈ ગયા અને ત્રાહિ ત્રાહિના પોકાર પાડવા લાગ્યા. જ્યાં આશરો મળે તેવે સ્થળે

તેમણે પ્રયાણ કરવા માંડ્યાં. ભીખ માગીને ગુજરો કરવાનો વખત આવ્યો. રાજાની પણ એવી અવદશા થઈ. દેશ છોડ્યો. પરદેશ પાર કરતાં કરતાં એનો દીકરો જે દેશમાં રાજ કરતો હતો ત્યાં રાણી સહિત આવી ચડ્યો. દરમ્યાન આ પુત્ર–રાજાએ એવો પ્રબંધ કર્યો હતો કે પોતાના રાજ્યના અન્નભંડારો ખુલ્લા મૂકી દીધા હતા અને જે કોઈ ભિક્ષા માગવા આવે તેને પૂરતું અન્ન આપવાનો બંદોબસ્ત કર્યો હતો વળી અન્ન વહેંચનારને એવી આજ્ઞા અપાઈ હતી કે અમુક રૂપરંગનું કોઈ દંપતી આવી ચડે તો તેને રાજાની સમક્ષ હાજર કરવું. આ રૂપરંગવાળાં લક્ષણો એનાં માતપિતામાં હતાં એટલે તેઓને રાજા સમક્ષ રૂબરૂમાં હાજર થવું પડ્યું. જોતાંવેંત પુત્રરાજાએ માતપિતાને નમસ્કાર કર્યા અને માનપૂર્વક ઉચ્ચ આસને બેસાર્યાં. પછી તેમને પૂછ્યું : " મને ઓળખો છો ? " જવાબ નકારમાં મળતાં રાજાએ પોતે પોતાનો પરિચય આપ્યો અને પૂરી ખાતરી કરાવી કે તે તેમનો સગો દીકરો હતો. બધાં સહર્ષ ભેટી પડ્યાં. પેલો પ્રારબ્ધવાદી, પુત્ર એકને બદલે બે દેશનો રાજા થયો. એના હાથપગ વધીને પૂરા કદના થયા. પ્રારબ્ધે પુરુષાર્થનો સાથ તો લેવો રહ્યો.

હવેનું આ ત્રીજું દૃષ્ટાંત તપાસીએ :

એક બ્રાહ્મણ હતો, સુશીલ, સત્યવાદી અને તપસ્વી. એક વાર નારદજી આવી ચડે છે. બ્રાહ્મણ દેવતા દર્શન કરી પ્રસન્ન થાય છે. આવકારવિધિ પૂર્ણ થતાં નારદજીએ ગંભીર અવાજે અને કંઈક ઉદાસ ચહેરે કહ્યું : " બ્રાહ્મણ દેવતા, આ તારા દીકરાનું તો મૃત્યુ થવાનું છે મારી પાસે કોઈ ઇલાજ નથી, પણ મારા પિતાજી—બ્રહ્માજી,—સૃષ્ટિકર્તાને પ્રસન્ન કરો તો કોઈ રસ્તો નીકળે. ચાલો મારી સાથે. " બ્રાહ્મણે ભક્તિ કરી બ્રહ્માજીને પ્રસન્ન કર્યા પણ બ્રહ્માજીએ લાચારી બતાવી. તે બોલ્યા : " મારું કામ તો કેવળ સર્જન કરવાનું છે. રક્ષણ કરવાનું કામ શ્રી શેષશાયી ભગવાન વિષ્ણુનું છે. ચાલો તેની પાસે જઈએ." વિષ્ણુ ભગવાને પણ હાથ ધોઈ નાખ્યા અને કહ્યું : " નાશ કરવાનું કર્તવ્ય શંકર મહારાજ રુદ્રનું છે. હું તેને આવાહન કરી બોલાવું છું. " રુદ્ર ભગવાન પ્રગટ થયા, પણ આ ત્રણે દેવતાનું એક સ્થળે દર્શન થતાં પેલો બ્રાહ્મણ પુત્ર ત્યાંને ત્યાં મૃત્યુને વશ થયો. બ્રાહ્મણ બહુ ખિન્ન થયો, ખીજવાઈ ગયો. તેણે ત્રણે દેવતાને ઠપકાર્યા કે તમારાં દર્શનથી પણ જો મૃત્યુ ટળી શકે નહીં તો પછી તમારી પ્રસન્નતાનો પ્રશ્ન ક્યાં રહ્યો ? હવે ત્યાં ધર્મરાજ યમદેવને બોલાવવામાં આવ્યા. તેણે ઉત્તર દીધો કે, જુઓ, આ મારી ખાતાવહી. ચિત્રગુપ્તનો ચોપડો.

વિધિનો લેખ. એ પ્રારબ્ધપોથીમાં તો લખ્યું છે કે ત્રણે દેવતા એકઠા થાય અને બ્રાહ્મણપુત્ર તેનાં દર્શન કરે તો તેનું અવશ્ય મૃત્યુ થાય. બ્રાહ્મણ દેવના ચૂપ રહ્યા.

વાતનો સાર વિચિત્ર છે. પ્રારબ્ધ પ્રમાણે જન્મ, મરણ અને ભોગ મળે. ત્રણ લોકનાં દર્શન થઈ શકે તેવી પુરુષાર્થી ભક્તિ થઈ. પ્રારબ્ધે પ્રેરણા કીધી. પુરુષાર્થે ભક્તિરૂપી ક્રિયમાણ કર્મ કરાવ્યું. નિશ્ચિત થયેલ ફળ પ્રાપ્ત થયું.

ઉપરના દૃષ્ટાન્તનું આધ્યાત્મિક રહસ્ય કોઈ ઓર છે. ત્રણ દેવતાનું દર્શન થવું એ તો કોઈ ભાગ્યશાળીના નસીબમાં હોય કેટકેટલા જન્મના પુરુષાર્થનું એ ફળ છે. ભૂતકાળનો પુરુષાર્થ સંચિત થતાં થતાં તેનું તીવ્ર પ્રારબ્ધ બંધાય. એ પ્રારબ્ધ અંતિમ ક્રિયમાણ પુરુષાર્થ દ્વારા વર્તમાન થાય અને ફળ આપી નિવૃત્ત થાય. ત્રણ દેવતાનાં દર્શન થાય ત્યારે જ 'અહં' ભાવ મરી જાય અને મોક્ષરૂપી અમરફળની પ્રાપ્તિ થાય. એ ફળ મેળવીને પુરુષાર્થની અવધિ આવે અને યોગાભ્યાસ પૂરો થાય. 'અહં'ભાવનું મરવું આ રીતે થાય: પહેલો દેહસંબંધ છૂટે. એકાગ્રતા આવતી જાય—વધતી જાય એટલે મન—બુદ્ધિ સંબંધ છૂટે. હવે અહં પૂરો એકાગ્ર થાય—સૂક્ષ્મતમ બની જાય અને આખરે દર્શન કરતો કરતો ઓગળી જાય, અદૃશ્ય થઈ જાય, દર્શનરૂપ થઇને શેષ રહે. આ છે ત્રણ દેવતાનું દર્શનફળ. દેવદર્શન કદી નિષ્ફળ ન જાય.

આ પુરુષાર્થ પ્રારબ્ધનો પ્રશ્ન અનેકને મૂંઝવે છે, એટલે એનું જરા વિસ્તારથી વર્ણન કરી લઈએ. કર્મવાદમાં પૂર્વજન્મ—પુનર્જન્મ અને પુરુષાર્થ—પ્રારબ્ધ ઓતપ્રોત રહ્યાં છે. તેમનો પરસ્પર સંબંધ તૂટે એવો નથી. ફળ આપતાં રહી જતો પુરુષાર્થ પ્રારબ્ધમાં ફેરવાઈને સમય પાકયે ફળ આપે. એ સમય ક્યારે આવે એ વિધિના હાથની વાત છે. મનમાં ચોંટી બેઠેલી અને અધૂરી રહેલી ઇચ્છા—વાસનાના આછા, પાતળા, ઘટ્ટ સંસ્કારોના થરો પોતાની તીવ્રતાના પ્રમાણમાં નવા નવા પુરુષાર્થની દિશા બનાવે યા તો તેની તે જ દિશામાં કર્મની એક સળંગ દોરીમાં પરોવાઈને પુરુષાર્થને પ્રેરે—વાસ્તવે તો જગતની સાથે કે જગતરૂપી એક અખંડ દોરી ચાલી આવી છે. તેમાં કાળભગવાન જન્મમરણનો જરૂરી પ્રશ્ન લાવીને તે સળંગ દોરીને તૂટક—તૂટક રૂપમાં બનાવે. એટલે મનુષ્યને તેમાં આગળ—પાછળના, ભૂત, ભવિષ્ય અને વર્તમાનના ભેદ દેખાય એ કારણે સંભવ છે કે કેટલાક મનુષ્યની દૃષ્ટિ પૂર્વજન્મ અને ભવિષ્યજન્મ—પુનર્જન્મ પરથી હઠીને કેવળ વર્તમાન ક્રિયમાણ કાળના ચાલુ જન્મનાં કર્મ પર કેન્દ્રિત

થાય. પણ એ ભૂલવું ન જોઈએ કે ક્રિયમાણ કર્મની સાથે ભૂતકાળના કર્મનો પણ સંબંધ છે—વાસ્તવે તો કર્મની એક સળંગ ધારા વહી રહી છે. તેમાં કાળભેદે પુરુષાર્થ-પ્રારબ્ધ ભેદ પડયા

અનાદિ ચાલ્યા આવતા કર્મપ્રવાહમાં કાળભેદે સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એમ ભેદ પડે છે. એ સંચિત કર્મમાંથી ફળ આપવાને તૈયાર થયેલાં કર્મોનું પ્રારબ્ધ બંધાય છે. પ્રારબ્ધ બુદ્ધિ દ્વારા પુરુષાર્થને પ્રેરે તે પ્રમાણે ક્રિયમાણ કર્મ થાય અને મનુષ્યને લક્ષ્યસિદ્ધિ મળે અને સાથોસાથ સુખદુઃખના ભોગ મળે.

સામાન્ય મનુષ્ય જે કોઈ કર્મ કરે છે તે સુખને માટે, પણ તે તેને રાગ-દ્વેષપૂર્વક કરે છે એટલે તે પ્રમાણે દ્વિવિધ સંસ્કાર તેના મનમાં જામતા રહે છે. તે સંસ્કાર પ્રમાણે એક રીતે તેની વાસના બંધાતી જાય છે અને પછી એક અદૃષ્ટ સુખદુઃખરૂપી (પ્રારબ્ધ) પણ બંધાતું જાય છે. એટલે એ બધું મનમાં સંચિત થતું જાય છે. એક શરીર જયે નવા શરીરની શરૂઆત આ સંચિતમાંથી બનતા પ્રારબ્ધ પ્રમાણે થયા કરે છે. નવી નવી વાસના, ઇચ્છાઓના સંસ્કાર તેમાં ઉમેરાતા જાય એટલે સંચિત કર્મ તો વધતું જ રહેવાનું. કોઈ ધન્ય પુરુષના એ સંચિત જ્ઞાનાગ્નિથી બળી જાય. ચિત્ત નિર્મળ થયું એટલે છેલ્લા પ્રારબ્ધ કર્મનું છેલ્લું શરીર ખતમ થયે તે મોક્ષગતિ મેળવી લે છે.

પ્રારબ્ધનાય ત્રણ ભેદ : છે તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ. તીવ્રતમ સિવાયનાં પહેલાં બે પ્રારબ્ધોને પુરુષાર્થી મનુષ્ય ફેરવી શકે યા તો તેની દિશાને જુદો વળાંક આપી શકે. પ્રારબ્ધ કર્મ સિવાયનાં સંચિત કર્મોનાં અનેકવિધ સંસ્કાર-બીજ પડ્યાં હોય છે. તેમાં વળી ક્રિયમાણના સંસ્કારો અને ભાવો ઉમેરાતા જાય એટલે તેમાંથી ઉદ્‌ભવતી ઇચ્છાઓ મનને ચંચળ કર્યા કરે. એ ઇચ્છા, આશા, તૃષ્ણાની ધારા તૂટે નહીં અને મન અનેકવિધ તરંગોમાં ઘૂમતું રહે. પણ આ સંસ્કારો બહુ પ્રબળ હોતા નથી એટલે તે ક્રિયામાં પરિણમતા નથી. ક્રિયામાં પરિણમે તોય તેને વશ કરવા માટે ઝાઝા પુરુષાર્થની જરૂર પડતી નથી. પુરુષાર્થી મનુષ્ય ધારે તો તેને નિર્મૂળ કરી શકે યા તો તેને ઉન્નતિકારી કોઈ સારી દિશામાં વાળી શકે. ઉદ્યમી પુરુષ મનને રોકેલું રાખે છે એટલે તે તરંગી થતું અટકે છે.

તાત્પર્ય એ નીકળે છે કે મનુષ્યે પુરુષાર્થ કર્યા કરવો. વળી યાદ રાખીએ

કે પ્રારબ્ધનો નિશ્ચય પુરુષાર્થ કર્યા સિવાય થતો નથી, એટલે આખરે તો પુરુષાર્થ કર્યા કરવો એમાં જ ડહાપણ છે. પ્રારબ્ધ અદ્ધર આવી ઘરઓર્ડા ઘરમાં આવીને બધું આપી જાય છે એવું કશું નથી. પુરુષનું નસીબ પાંદડે ઢાંક્યું છે, પણ પાંદડું ઉખાડવાની તો તકલીફ લેવી પડે. ખોરાકની સામગ્રી પડી છે; રસોઈ બનાવી, હાથમાં કોળિયો લઈ ચાવવાની ક્રિયા કરવી પડે. ૧૦૦ કદમ ચાલવાની ક્રિયારૂપી પુરુષાર્થ એક એક કદમ ચાલ્યે ૯૯ કદમનો રહે. ચાલેલું એક કદમ પ્રારબ્ધ બનીને રહે,

પુરુષાર્થમાં જરા પણ ખામી રાખી ન હોય, દેશ, કાળ ધ્યાનમાં રાખી, જરૂરી સાધનસામગ્રી મેળવી લઈ, સુયોગ્ય કર્મ કરનાર, કડીતોડ મહેનત કરી જરાય કચાશ ન રાખે અને છતાંય જ્યારે નિષ્ફળતા સાંપડે ત્યારે જ ખાતરી થાય કે એ તો તીવ્રતમ પ્રારબ્ધ હતું, જે અધૂરાં રહી જતાં કદમના પુરુષાર્થને ગાંઠે નહીં. પૂજ્યશ્રી એવા પ્રારબ્ધનો નિશ્ચય કરાવવા માટે જે જે કારણો આપતા તે ગીતા માતાના તજેના શ્લોકમાં આપ્યાં છે:

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचकम् ॥

કર્મની સિદ્ધિ માટે પાંચ કારણો અણીશુદ્ધ હોવાં જોઈએ. અધિષ્ઠાન શરીર અને ક્રિયા કરવાનાં અનુકૂળ દેશકાળનાં સ્થળ, કર્તા ક્રિયાનો કરનાર, કરણ અર્થાત્ ક્રિયાનાં સાધન, જેવાં કે કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ તેમ જ તેને સહાયક બાહ્ય સાધન, કર્તાની અનેકવિધ ચેષ્ટા અથવા ક્રિયા અને અંતે પાંચમું દૈવ અથવા અદૃશ્ય દૈવીશક્તિ, પ્રારબ્ધ કે ઈશ્વરેચ્છા. પહેલાં ચાર કારણમાં જરાય વાંધો ન આવ્યો હોય, છતાંય પુરુષાર્થ ફળે નહીં ત્યારે જ દૈવને કે પ્રારબ્ધને આગળ કરાય. પ્રારબ્ધ અને પુરુષાર્થ મળી સો કદમ પૂરાં થવાં જોઈએ. કોણ બચાવ કરી શકે કે પ્રારબ્ધવાદી મનુષ્ય આળસુ અને પ્રમાદી બની જાય છે, જ્યારે ખુદ પ્રારબ્ધની સમજ પુરુષાર્થ દ્વારા જ પડી શકે? પ્રારબ્ધવાદ તો મનુષ્યને ઉત્સાહી, ઉદ્યમી, સ્વાવલંબી, સ્વમાની અને સંતુષ્ટ બનાવે છે. મારું પૂર્વજન્મનું કર્મ–પ્રારબ્ધ આડે આવ્યું, ફળ ન મળ્યું, અને તેને લઈને પુરુષાર્થની પૂર્ણતા ન થઈ, એ વિચારે તો માણસ કર્મ સુધારવા મંડી પડે. પ્રારબ્ધના યોગે કાર્યસિદ્ધિ ન થાય; કેટલીય વાર અણધાર્યું દુઃખ ઊતરી પડે.

પૂજ્ય મહારાજશ્રી પરમ પુરુષાર્થી વ્યક્તિ હતા. કામ હાથ પર લીધું

તો તે પાર પાડવાના પ્રયાસો કરવામાં કોઈ પણ પ્રકારની પાછી પાની કરતા નહીં. વચ્ચે વિઘ્ન આવતાં ત્યારે કચવાતા નહીં, પણ ઊલટા વધુ પ્રયત્નશીલ બનતા. એમ છતાં જ્યારે ધારેલું કામ પાર ન ઊતરતું ત્યારે સમાધાનકારી વલણ લઈ સંતોષ ધારણ કરતા અને ઉદ્‌ગારતા :

जो तुद भावे साँईया सो हि भलीकार। જેવી ઈશ્વરની ઇચ્છા. અથવા તો તુલસીદાસની અમૃતમયી વાણી સંભળાવતા :

सुनहु भरत भावी प्रबल बिलखि कहे मुनिनाथ ।
हानि लाभ जीवन मरन जस अपजस विधि हाथ ॥

કોઈક વાર ઉત્સાહપ્રેરક ઉપદેશ કરતા : પ્રારબ્ધ ભોગવવું જ પડે છે તો દીન બનીને શું કામ ભોગવવું ? પ્રારબ્ધને પણ લાત મારીને, સામનો કરીને, હિંમત રાખીને ભોગવો. હાથનાં કર્યાં હૈયે વાગે તેમાં દોષ કોને દેવો ? કર્મ કરતાં ગભરાયા નહીં. ફળ ચાખો. બની શકે તો નવા પ્રારબ્ધના સંસ્કાર નાખો. આજે નથી તે કાલે તો મળશે ને ? વાવેલું ઊગ્યા વિના રહે નહીં. યાદ રાખો મીઠાં ફળ મળે તેવું વાવજો અને તે શીખવા માટે અનુભવીઓનું માનજો.

ભર્તૃહરિની એક કિંવદન્તી સંભળાવતા :

એક વેળા ભર્તૃહરિ પોતાના ત્યાગી જીવનમાં સ્મશાનમાં પડી રહી સ્મશાનના અગ્નિથી સ્મશાનમાં જ મૂકેલા પિંડદાનના ચાવળ–આટાની રોટી પકવીને ખાવાની તૈયારી કરી રહ્યા હતા. એટલામાં શંકરજી પાછળ આવીને ઊભા રહ્યા અને બોલ્યા : " ત્યાગીજી, જરા ઊંચે જુઓ તો ખરા. હું શંકર ભગવાન છું. માગો તે આપી શકું છું. " ભર્તૃહરિ શંકરજી તરફ જોતાય નથી અને અવળે હાથે રોટલી ધરી બોલ્યા : " ભૂખ્યો હોય તો લે આ રોટી; નહીં તો ચલતી પકડ. મારા ભાગ્ય બહારની કઈ વસ્તુ તું આપી શકે એમ છે ? "

તેમનો શ્લોક પણ કોઈ કોઈ વાર કહી સંભળાવતા :

अवश्यं भाविभावानां प्रतिकारो भवेद् यदि ।
तदा दुःखैर्न लिप्येरन् नलराम युधिष्ठिराः ॥

જે અવશ્ય બનવાનું છે, તેનો જો પ્રતિકાર થઈ શકતો હોય તો ( સત્યવાદી, સત્યનિષ્ઠ અને સમર્થ ) નળ, રામ અને યુધિષ્ઠિરને દુઃખનો લેપ લાગે નહીં.

ઉત્તરે તળેના ગીતાના શ્લોકથી પ્રસ્તુત વિષયનો ઉપસંહાર કરી લેતા:

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

કર્મ કરવામાં તારો અધિકાર છે; કદી પણ ફળ મેળવવામાં નહીં. કર્મફળને હેતુ બનાવીને તું કર્મ ન કર. અકર્મનો તો સંગ કરતો જ નહીં. એ ઉપદેશમાં પ્રારબ્ધ અને પુરુષાર્થનો સુંદર મેળ મેળવ્યો છે મનુષ્યે કર્તવ્ય કર્મ તો કરવાનાં છે. પ્રકૃતિ તેને ઠરીને બેસવા દે એમ છે જ નહીં. અર્જુનને કર્તવ્યભ્રષ્ટ થવાનો વિચાર આવ્યો. કૃષ્ણ ભગવાને તેને સ્પષ્ટ શબ્દોમાં સમજાવ્યું: "જે કામ તારે પરાણે કરવાં પડવાનાં છે તે સમજપૂર્વક રાજીખુશીથી કર્તવ્યભાવે શું કામ ન કરવાં?" અર્જુનની વિવેકબુદ્ધિ ખૂલી ગઈ. તેણે કર્તવ્ય કર્યું. .

કર્મ તો થયું પણ તેનું ફળ આપવાનું કામ વિધિના હાથમાં છે. એટલે ફળ ન મળે તો કર્મ કરનારો નિરાશ થાય તે નિરાશામાંથી બચવાને માટે ભગવાન સલાહ આપે છે કે કર્મફળના હેતુ પર લક્ષ ન ચોંટાડી રાખવું. સાથે સાથે ચેતવણી આપી છે કે અકર્મી–ક્રિયારહિત, નિરુદ્યમી, નિરુત્સાહી કદી બનવું નહીં. કર્મફળનું તો અદષ્ટ બધાઈ ચૂકેલું હોય છે. ઈશ્વરના નિયમમાં વિશ્વાસ રાખવો રહ્યો કારણ કે અનુભવી મહાત્માઓની વાણીરૂપ શાસ્ત્ર સ્પષ્ટ કરીને કહે છે કે: अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् । શુભ-અશુભ કર્મો કરવાં તો તેનું તેવું અદષ્ટ બધાય જ અને તે ગમે તે યોગ્ય સમયે સુખ દુઃખનું ફળ આપે જ. તે ફળ ભોગવ્યે જ છુટકારો. શુભાશુભ કર્મો કર્યાં, તેના બોધપાઠ શીખવા પડે.

પૂજ્યશ્રી સામાન્ય રીતે અનાદિ જગતના અનાદિ કર્મવાદ કે પ્રારબ્ધ સબંધે ઝાઝી ચર્ચા થવા દેતા નહીં. એ ચર્ચા લંબાવાથી ખાસ લાભ નથી. પોતે યાદ દેવરાવતા: મુખ્ય વિષય તો જગતમાં રહી જગતથી પર થઈ જવામાં લાભ છે, અને તે ઈશ્વરના કે આત્માના જ્ઞાનથી જ થઈ શકે એમ છે. ઈશ્વરપ્રાપ્તિ કે આત્મપ્રાપ્તિ માટે જ પ્રવાહપતિત મનુષ્ય આરો ચડે છે. તેનું જીવનલક્ષ્ય પ્રવાહમાંથી મુક્તિ મેળવી લેવામાં છે અર્થાત્ તે આત્મજ્ઞાનપ્રાપ્તિ મેળવવામાં છે. આત્મજ્ઞાન એટલે સચ્ચિદાનંદ સ્વરૂપની પ્રાપ્તિ કે પિછાન. પોતે વારંવાર યાદ આપતા: તમારા કપડાં પર ડાઘ લાગ્યો છે. એ ડાઘ કાઢી નાંખવો એ તમારું કર્તવ્ય છે. એ ડાઘ ક્યાંથી, ક્યારે, શા માટે અને કેવી રીતે આવ્યો, એવા પ્રશ્નોની પરંપરા ઉઠાવ્યા [illegible]ી તો તેનો કદીય આરો આવશે નહીં. જન્મમરણરૂપી ડાઘ લાગી ગ[illegible] ત કાઢી નાંખવામાં ખરો પુરુષાર્થ રહ્યો છે. જન્મમરણના મૂળમાં [illegible] પુરુષાર્થી બ્લોક છે તો દુઃખ પણ છે.

એક વેળા એક અચ્છા શાંત પ્રકૃતિના વિદ્વાન મહાત્મા ભરૂચના જૂના આશ્રમમાં આવી ચડ્યા હતા. મહાત્માજી વિદ્વાન તો હતા સ્વતંત્ર કે પરતંત્ર પણ સાથે સાથે તેઓ અદ્વૈતજ્ઞાનનિષ્ઠ, ભક્તિરસથી વિભોર, વિનયશીલ અને આચરણશીલ હતા. પૂજ્યશ્રીને તેમને માટે ઘણું માન હતું. સત્સંગનો પ્રસંગ નીકળતાં પૂજ્યશ્રીએ ભક્તજનોને કહ્યું : "આપણો ગુરુ-શિષ્ય કે ગુરુ-ભક્ત સંબંધ કંઈ આજનો નથી. એ તો પરાપૂર્વથી ચાલ્યો આવે છે. કેટલીય વાર આપણે આ રીતે પૂર્વજન્મમાં મળ્યા હોઈશું."

વાતનો એક વળ્યો કર્મવાદ અને પૂર્વજન્મ સંબંધે અને એક રસિક બોધપ્રદ પ્રશ્ન ઉપાડાયો : "જગતપ્રવાહ, કર્મ વગેરે અનાદિ પ્રવાહ છે તો મનુષ્ય સ્વતંત્ર છે કે પરતંત્ર?" પૂજ્યશ્રીએ વિદ્વાન મહાત્મા તરફ જોયું અને કહ્યું: "પંડિતજી મહારાજ, તમે હવે ઉત્તર આપો." પંડિતજી મહારાજ સાથેના પ્રશ્નોના ઉત્તરનો સાર નીચે પ્રમાણે છે:

મનુષ્ય જેટલો સ્વતંત્ર છે તેટલો જ પરતંત્ર છે. એણે અનેક પ્રકારની શોધ કરી છે. સાધનયુક્ત બની એણે લગભગ દરેક જ્ઞાનેન્દ્રિયની શક્તિ અનેકગણી વધારી દીધી છે. આકાશમાં કૂદકો મારી શકે અને પાતાળમાં પેસી શકે એટલી બધી શક્તિ એના હાથમાં આવી છે, એટલે પ્રતીત તો થાય છે કે એ પૂરો સ્વતંત્ર છે. જરા ઊંડો વિચાર કરીએ તો માલૂમ પડે છે કે એમાં પુરુષાર્થ–પ્રારબ્ધનો યોગ થયો છે તેથી જરા જુદી રીતે પ્રારબ્ધચર્ચા પણ કરી લઈએ.

પ્રારબ્ધનો કેવળ શબ્દાર્થ છે : જે પ્રબળતાથી શરૂ કરાયેલું તે. એવું જે શરૂ કરાયેલું તે બે પ્રકારનું છે. એક તો જે ઇચ્છા, વાસના કે આશાપૂર્વક અમુક લક્ષ્ય સિદ્ધ કરવાનું ધાર્યું છે તેની ઇચ્છાદિ યા તો તેનું પ્રેરકબળ અને પછી તેમાંથી નિષ્પન્ન થતા કર્મસંસ્કાર. ક્રમેક્રમે એ ઇચ્છા પરિપુષ્ટ થતાં થતાં લક્ષ સિદ્ધ થાય. એટલે એક રીતે એમ કહી શકાય કે પ્રથમ તો મનુષ્ય ઇચ્છા કે આશાના પાશમાં બંધાય છે. આવી રીતે બંધાયેલ પુરુષ પરાણે જે તે કામમાં ખેંચાતો રહે છે. ક્યાં રહી એની સ્વાધીનતા? એક ઇચ્છા કે વાસના લક્ષ્ય સિદ્ધ કરીને અટકી તો તે જ ઇચ્છા બીજી બાબત તરફ ફંટાય. મનુષ્ય એક આશા–ઇચ્છા પરથી બીજી પર કૂદાકૂદ કર્યા કરે એટલે વાસનાબદ્ધ થવું એ એક પ્રકારની પરતંત્રતા જ થઈ. વળી એ ઇચ્છાપૂર્તિના માર્ગમાં આવતા અંતરાયો દૂર કરવા જે કામ, ક્રોધાદિને વશ થઈ જવું પડે તે આનુષંગિક બીજી પરાધીનતા થઈ. પછી તેમાંથી ફલિત થતાં દુઃખાદિ એ એક વધુ પરાધીનતા થઈ.

માનો કે આવી પરાધીનતા બહુ સાલે, નહીં તો હવે બીજી પરાધીનતા જોઈ લો. પ્રારબ્ધનો જે બીજો શબ્દાર્થ થાય છે તે પર વિચાર કરો. સુખ-દુઃખ આપવાને માટે જે પ્રબળ અદષ્ટ શરૂ થયેલું હોય છે તે પણ પ્રારબ્ધ કહેવાય. સામાન્ય રીતે મનુષ્ય કોઈ પણ ક્રિયા કરે છે તેના મૂળમાં પ્રેરક બળ તરીકે રાગદ્વેષ કામ કરે છે, જે અનુકૂળ-પ્રતિકૂળ ફળ આપે. રાગદ્વેષયુક્ત કાર્યસિદ્ધિમાં સુખદુઃખરૂપી પરિણામ ઈશ્વરેચ્છા પ્રમાણે ઊપજે છે. વ્યક્તિ કદીય સમાજની બહાર જઈ શકતી નથી એટલે ક્રિયાનાં ફળ વ્યક્તિગત અને સમાજગત થાય છે. ગમે તે શોધખોળ થાય, તેનાં સુખદુઃખનાં ભાગીદાર વ્યક્તિ અને સમાજ એ બન્ને થાય છે. આ જ કારણે કેટલીક વાર નિર્દોષ લાગતી વ્યક્તિઓ પર પણ સમાજગત આફત ઊતરે છે. જાણ્યેઅજાણ્યે જે કોઈ શોધખોળ કે એવી બીજી કોઈ ક્રિયામાં સમાજ ભાગ લે છે, અથવા તો એવી ક્રિયાને તે સમાજ બીજાનાં સુખને ભોગે ઉત્તેજે છે અથવા તો એવી ક્રિયાને તે સમાજને કાજે કરાય છે તેનાં ફળ તે સમાજને શોધી કાઢીને અપાય છે—બાપ દાદાનાં કરેલાં શુભાશુભ કર્મો કે પાપપુણ્યોનાં ફળ તેનાં વંશવારસોને મળે છે. હરકોઈ દેશનો ઇતિહાસ આ બાબતની આરસી ધરે છે.

નવી નવી શોધખોળનું પરિણામ સુખ છે કે દુઃખ એ થઈ અદષ્ટ, પ્રારબ્ધ કે ઈશ્વરેચ્છાના હાથની વાત. નવા નવા પ્રકારના બૉમ અને તારક લાગતા પ્રયોગો સુખમાં પરિણમશે કે દુઃખમાં, કોને ખબર? એ સુખદુઃખ લાવવામાં અને ભોગવવામાં મનુષ્ય છે કેવળ પરતંત્ર. અજ્ઞાનમાં દુઃખ ભર્યું છે. વળી સુખને માટે બધા દોડે. દુઃખની પાછળ કોઈ ન દોડે, છતાં દુઃખ દોડી આવે. કારણ શું?

ક્રિયા કરવામાં તો મનુષ્ય કદાચ સ્વતંત્ર દેખાય પણ તેનાં ફળ ચાખવામાં તે પૂરો પરતંત્ર. પોતાના હાથમાં દેખાતી બાબત તેણે મને-કમને ઈશ્વરના હાથમાં નિરુપાયે છોડવી રહી. વાસ્તવે તેને સુખ શેમાં રહેલું છે તેનું ભાન નથી. અજ્ઞાનમાં કુટાય-માથું ફોડે.

હવે ક્રિયા કરવામાંય મનુષ્ય કેટલો સ્વતંત્ર છે તે હરકોઈ જાતે પોતે નિરીક્ષણ કરી શકે એમ છે. એને ક્રિયા કરવાની ફરજ પાડનારાં કયાં કયાં પ્રેરક બળો છે તે એ સ્વયં તપાસી જુએ તો એને ખાતરી થાય કે એ પૂરો પરતંત્ર છે. એનાં જન્મમરણ એના હાથમાં નથી. બાળપણમાં નિરાધાર. વૃદ્ધાવસ્થામાં પણ લગભગ એવો જ. જુવાનીનું જોર તો દેખાય પણ આંધળી પ્રેરણા પ્રમાણે દોડાદોડ કરી મૂકે. આંખનો પલકારો પરાણે મારવો પડે. વળી

રક્તાભિસરણ, શ્વાસોની ગતિ એના હાથ બહારની વાત. ન ઊંઘે તો ગાંડો થાય. ખાવુંપીવું જોઈએ. થાક લાગે. માંદો થાય. કઈ બાબતમાં મનુષ્ય સ્વતંત્ર થઈ શકે ?

જે મહાન વૈજ્ઞાનિક ક્રાંતિકારી શોધ કરે છે તેય કેટલીય નિરાશામાં ડૂબતો રહે છે અને કોઈ એક વિચિત્ર સમયે અકલ્પ્ય રીતે તેનામાં કોઈક ઝલક આવી જાય છે અને તેની બધી ગૂંચ ઉકલાઈ જાય છે. કોઈ દિવ્ય શક્તિ તેને ચમકારો બતાવી જાય છે અને તેની ખોજ પૂર્ણ થાય છે. ખરો સિદ્ધાન્ત તો એ જ છે કે જે છે તેનાં જ સમષ્ટિમાનસમાંથી ઉતરાણ થાય છે. કોઈ વિચિત્ર દિવ્ય શક્તિમાં જે જોઈએ તે પડયું છે. મંડી રહેનારને તે મળે. આપનાર કોઈ બીજો. લેનાર વ્યર્થ અભિમાન કરે કે મેં આ શોધ કરી અને તે તો નિયમિત બન્યો.

ગીતાજીના વિભૂતિયોગ પર વિચાર કરો. અવતારવાદના ઊંડાણમાં ઊતરો. શ્રીકૃષ્ણ અને વીર અર્જુન કેટકેટલી વાર અને કયે કયે રૂપે આવે ને જાય તે બરાબર સમજી લો. જગતનાં કેવી રીતે વારંવાર ઉત્પત્તિ, સ્થિતિ ને લય થયાં કરે તે ધ્યાનમાં લો. ખાતરી થાય કે મનુષ્ય તો નિમિત્તમાત્ર છે. કરનાર તો કોઈ જુદો જ છે તે તેની હૃદયગુફામાં ભરાઈને બેઠો છે અને તે તેની (મનુષ્યની) બુદ્ધિને પ્રેરીને જે તે જરૂરી કામ કરાવી લે છે. વાસ્તવે તો બનાવનાર, બગાડનાર અને સમારનાર તે અંતર્યામી છે. મનુષ્યને આ સમજ આવે તો તે સીધો થાય. સુધરી જાય. નિરભિમાની બની કર્તવ્ય કર્મ કર્યે જાય. સુખી થાય અને સુખી કરે. ઈશ્વરે રચેલું ઈશ્વરના શિર પર રહેવા દો.

ઈશ્વર અંતર્યામી જ બધું કરે છે એ જલદી જલદી સમજમાં ન આવે તો દોષ કોનો ? એ રહસ્ય અનેક રીતે શાસ્ત્રો અને અનુભવી પુરુષો ખોલે છે.

ગીતાજી કહે છે :

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

(કર્મનો સાક્ષી) ઈશ્વર સર્વના હૃદયમાં બેઠો છે અને તે સર્વ પ્રાણીઓને યંત્રારૂઢ કરાવીને—પરતંત્ર બનાવીને—પોતાની માયા વડે ભમાવ્યા કરે છે.

દુર્યોધન સમક્ષ પણ આવી જ સમસ્યા ખડી થઈ, ત્યારે વ્યાસભગવાન તેની પાસે પોતાની એ ગૂંચ રજૂ કરાવે છે :

जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्तिः।
केनापि देवेन हृदिस्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

હું ધર્મ જાણું છું. પણ મારી તેમાં પ્રવૃત્તિ નથી. અધર્મને જાણું છું છતાં મારી તેમાંથી નિવૃત્તિ થતી નથી. હૃદયમાં સ્થિત થયેલા કોઈ દેવ મને જે પ્રમાણે નિયુક્ત કરે છે તે પ્રમાણે હું કરું છું.

તુલસીદાસ પણ રામચરિતમાનસમાં એવી સાખ પૂરે છે. સતી રામજીની પરીક્ષા કરવા જાય છે ત્યારે શંકરજી પાસે તે ઉદ્‌ગાર કઢાવે છે :

होइ हि सोइ जो राम रचि राखा।
को करि तर्क बढावे साखा ॥

અધ્યાત્મ રામાયણમાં કૈકેયી એના જ ઉદ્‌ગાર કાઢે છે : त्वया एव प्रेरितो लोकः कुरुते साधु असाधु वा। ( હે રામજી ) તારી પ્રેરણા પ્રમાણે જ લોક સાધુ કે અસાધુ કામ કરે છે અર્થાત્ જેનું સુખનું પ્રારબ્ધ ઉદય થાય તેની બુદ્ધિમાં સાધુકર્મ કરવાની પ્રેરણા મળે અને જેને દુ:ખ ભોગવવાનું છે તે અસાધુ કર્મ કરવા પ્રેરાય ( આપણે સુખનો માર્ગ લીધો છે કે દુઃખનો ? )

શ્રુતિમાં પણ એવું કહેવાયું છે :

एष हि एव एनं साधुकर्म कारयति तं यम् एभ्यो लोकेभ्यो उन्निनीषते ।
एष हि एव एनं असाधु कर्म कारयति तं यम् एभ्यो लोकेभ्यो अधः निनीषते ॥

જેને ઊંચે લઈ જવો છે (કર્માનુસાર) તેની પાસે એ સાધુકર્મ કરાવે છે અને જેને કર્માનુસાર નીચે લઈ જવો છે તેની પાસે અસાધુ કર્મ કરાવે છે; અર્થાત્ સાધુકર્મનું ફળ સુખરૂપ છે અને અસાધુનું દુઃખરૂપ છે. ઈશ્વર કેવળ સાક્ષી છે. જેવું કર્મ તેવો પ્રકાશ તે આપે છે.

અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરનાર કોઈ મનુષ્યેતર નિરપેક્ષ તટસ્થ વિચિત્ર તત્ત્વ છે એ ઉપરનાં અવતરણોનું તારતમ્ય છે. કોઈ સ્વચ્છંદી મનુષ્ય કોઈ એવો દુરર્થ તો ન જ કરે કે ઉપરનાં વિધાનો પાપને પોષે છે, ઉત્તેજે છે અને મનુષ્યને તેની જવાબદારીમાંથી મુક્ત કરે છે. એની પાછળનું રહસ્ય તો એ છે કે ઈશ્વર સર્વ કોઈનાં કર્મ, વિચાર અને વાસનાની તીવ્રતા જોઈ તેને ' तथास्तु ' કહીને આશીર્વાદ આપે છે અને ભૂલ કરનારને, દુઃખ

ભોગવવાને મુક્ત થવાની તક આપે છે. વળી એનું બીજું રહસ્ય એ છે કે મનુષ્યે પોતાની બુદ્ધિનો પૂરો ઉપયોગ કરી વિવેકપૂર્વક કોઈ પણ પ્રવૃત્તિ આદરવી અને પોતે જે કંઈ કરી રહ્યો છે તે ઈશ્વરને સાક્ષી રાખીને કરી રહ્યો છે એમ માનવું. આવા સમત્વથી જે મનુષ્ય કાર્ય કરે છે તે તેની જવાબદારીમાંથી મુક્ત થઈ કર્તવ્યના અહંકારમાંથી બચી જાય છે. એટલે ઉપરનાં વિધાનો તો મનુષ્યને દીન, હીન, નિરભિમાની બનાવી હૃદયસ્થ ભગવાનનાં દર્શન કર્યા કરવાનો માર્ગ મોકળો કરી આપે છે. ઈશ્વર જ બધું કરે-કરાવે છે તો એ બધાંનો ભાર તેના શિર ઉપર મૂકો એ એનું રહસ્ય છે. જે બાંધે તે જ છોડે.

વળી એક બીજું રહસ્ય એ પણ છે કે એનાથી કોઈ સ્વચ્છંદી, ઘમંડી અને કર્તૃત્વઅભિમાની મનુષ્યને બોધ મળે છે કે તું તને પોતાને માને છે તેવો સ્વતંત્ર નથી. કર્તવ્યઅભિમાન છોડ અને કર્મઅભિમાનમાં ન પડ. તું પૂરો પરતંત્ર છે. એક અજબ મહેન્દ્રજાળીની બાજીનું તું એક નગણ્ય પ્યાદું છે. તે બાજીગરની ઇચ્છાનુસાર તું તારી ચેષ્ટા કરી રહ્યો છે. તું છે પૂરો પરાધીન. એક તરણું પણ હલાવી શકવાની તારી તાકાત નથી તારા જીવનનો દોરીસંચાર કોઈ બીજો જ કરી રહ્યો છે. તે તારાં કર્મનો સાક્ષી છે અને તે તારા કર્મ પ્રમાણે તારી બુદ્ધિ બનાવે છે, અને તું તે બુદ્ધિનો માલિક બની ક્રિયા કરતો રહે છે.

શક્તિશાળી દેવલોકોને પણ આ બાજીગરની બાજીમાં ગોઠવાઈ જવું પડે તો મનુષ્યના શા ભાર ? એ રહસ્ય સમજાવવા માટે ઉપનિષદમાં એક માર્મિક ગાથા આપી છે:

દેવાસુર સંગ્રામમાં દેવો જીત્યા. જીતનારને અભિમાન સ્ફુર્યું કે અમે અમારા બાહુબળથી અસુરોને હરાવ્યા છે. બ્રહ્મ યક્ષરૂપે ત્યાં પ્રગટ થયું. તેણે દેવોના અગ્રણી અગ્નિ, વાયુ અને ઇન્દ્રને પડકાર કીધો. તેઓની સમક્ષ એક તણખલું મૂકીને તેઓને કહ્યુ : આ તણખલાને બાળો કે ઉડાડો. અગ્નિ તેને બાળી ન શક્યો. નીચે મોઢે પાછો ફર્યો. વાયુ પૂરા જોરથી વાવા લાગ્યો. તણખલું રજભર ખસ્યું નહીં. તેય શરમીંદો પડ્યો. ઇન્દ્ર બિચારાનું તો એ રીતે માનભંગ કરાયું કે તે તો યક્ષબ્રહ્મને જોઈ પણ ન શક્યો. હવે ત્યાં ઉમાદેવી સરસ્વતી પ્રગટ થાય છે અને રહસ્યનો ભેદ ખોલે છે કે ઈશ્વરની શક્તિ જ તમારામાં તમારી શક્તિરૂપે કામ કરી રહી છે. તે તેની શક્તિ ખેંચી લે તો તમે શક્તિહીન કશું કરી શકો એમ નથી. જેનું હોય તેનું તેને સોંપીને

તેની આજ્ઞા લઈને તે સોંપાયેલી વસ્તુનો ઉપયોગ કરવો, માલિક બનીને નહીં. દેવો ડાહ્યા થયા. તેમનું અભિમાન ઓગળી ગયું.

જગત, કર્મવાદ, પ્રારબ્ધ–પુરુષાર્થ, પૂર્વજન્મ–પુનર્જન્મ અને આનુષંગિક બીજા પ્રશ્નો અનાદિ છે. એનો કદીય સર્વને સંતોષી શકે એવો નિર્ણય ન આપી શકાય. છતાંય જે કોઈ વિચારની ગહનતામાં ઊતરી શકે એમ છે તેને એટલો સંતોષ તો જરૂર થાય કે 'અનાદિ' શબ્દપ્રયોગમાં સર્વવાદને સ્થાન છે, તો સાથોસાથ સર્વવાદનો સમન્વય પણ છે અને તેથી સર્વ શંકાનું સમાધાન થઈ શકે છે. કોઈ પણ વિજ્ઞાન છેવટનો નિર્ણય ન આપી શકે. જગત અનાદિ તો સાથોસાથ જગતમાંનું અને જગત સંબંધીનું બધું જ અનાદિ થઈ જાય.

એવા જગત વિષે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણોમાં સારો જેવો ઉલ્લેખ છે, જેનો સાર આ પ્રમાણે છે:

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થયાં કરે. કેટલી વાર થયાં અને કેટલી વાર થશે તેનો કોઈ આંક નથી. ઉત્પત્તિમાંથી લય સુધીનો સમય તે તેનો સ્થિતિકાળ. લય પછી પાછી ઉત્પત્તિ એમ ચક્કર ફર્યાં કરે. જગત એક ક્ષણ પણ સ્થિર રહે નહીં, એટલે એમાંની નાનીમોટી વસ્તુઓ પણ સ્થિર રહે નહીં સ્થિર જેવું દેખાય તે એક ભ્રમ. ખુદ નક્કર જેવી લાગતી વસ્તુમાંના અણુ-પરમાણુઓ પણ સ્થિર નહીં તો બીજાં સ્થૂલ લાગતાં દ્રવ્યોનું તો કહેવું જ શું! એ અસ્થિર તત્ત્વોને જોનારો કોઈ સ્થિર હોય તો જ તે આ અસ્થિર ગતિ જોઈ, વિચારી કે જાણી શકે. અસ્થિર વિના સ્થિર મળે નહીં, પ્રગટ થઈ શકે નહીં, અને સ્થિર તત્ત્વ વિના અસ્થિર તત્ત્વને આધાર કે સ્થાન મળે નહીં. એટલે માનવું પડે કે ઈશ્વર નામનું એક સ્થિર ચેતન તત્ત્વ છે, જેના આધારે આ અસ્થિર જડ જેવાં જગતતત્ત્વનાં ઉઘાડઢાંક થયાં કરે. આ ઈશ્વર તત્ત્વ બ્રહ્મને નામે પણ ઓળખાય છે. (વેદાન્તની દૃષ્ટિએ ઈશ્વર–બ્રહ્મના ભેદની વાત અહીં ઉલ્લેખવાની જરૂર નથી.)

અનાદિ જગતનાં અનાદિ કર્મબીજ તત્ત્વો જગતનાં ઉઘાડ–ઢાંક, દૃશ્યતા–અદૃશ્યતા, જન્મ–મરણ, ઉત્પત્તિ અને વિનાશનાં કારણો છે. જે કર્મબીજ ફળ આપવાને તૈયાર થયાં તે તરફ ઈશ્વરનું ધ્યાન ગયું. ઈશ્વરે તે તરફ દૃષ્ટિ ફેરવી અને પછી સંકલ્પ કર્યો કે અમુક કાળ સુધી આ જગત દૃશ્ય થઈને રહો અને પછી પાછું સંકેલાઈ જાવ. પૂર્વનાં કર્મબીજ પૂરાં થયાં. નવાં

કર્મબીજ તૈયાર થયાં. એ પ્રમાણે જગતનું થવું, રહેવું અને શાંત થઈ જવું બન્યા કરે. અંત આવે નહીં. ઈશ્વરમાંથી જગત નીકળે છે, ઈશ્વરમાં સ્થિતિ કરે છે અને વળી પાછું ઈશ્વરમાં પાછું ફરે છે–સમાઈ જાય છે. ઉપનિષદમાં આ સ્થિતિને સમજાવવા એક ટૂંકું સૂત્ર આપ્યું છે: तज्जलान् (तत्, ज, लन्). तत् એટલે તેમાંથી, ज એટલે જન્મે છે, ल એટલે તેમાં લય પામે છે અને अन् એટલે પ્રાણ ક્રિયા કરે છે, જીવે છે. વસ્તુમાત્ર બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે, તેમાં સ્થિતિ કરે છે અને આખરે તેમાં લય પામે છે.

ગીતાજીમાં પણ એવો જ બોધ કર્યો છે અને પુરાણો પણ એ જ બાબતની સાક્ષી પૂરે છે.

' બ્રહ્મતત્ત્વ (કોઈની સમજમાં ઈશ્વર) सत्, चित्, आनंद સ્વરૂપ છે, તે સિવાયનું બીજું બધું असत्, अचित् (जड) અને દુઃખ રૂપ છે. બીજી રીતે કહીએ તો चित् એટલે પ્રકાશ–જ્ઞાન–જ્યોતિ, અને आनंद એટલે આનંદ આપનાર અમૃત.

જગતમાં એકલું મનુષ્યપ્રાણી ઈશ્વરનું ઉત્તમ સર્જન છે કારણ કે તેનામાં જ એ બ્રહ્મતત્ત્વને જાણવાની શક્તિ છે. બ્રહ્મને જાણીને તે બ્રહ્મસ્વરૂપ થાય છે યા તો બ્રહ્મમાં પ્રવેશે છે. વાસ્તવે તો એ બ્રહ્મમાં જવા માટે જ જન્મે છે, પણ પરિસ્થિતિ એવી બની જાય છે કે સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મમાંથી બહાર પડતાં એની પીઠ બ્રહ્મ તરફ થઈ જાય છે અને મુખ જગત તરફનું થઈ જાય છે. એટલે એ સત્માંથી અસત્માં ગયો, જ્યોતિમાંથી અંધકાર (તમસ્)માં પડ્યો અને અમૃત–આનંદમાંથી મૃત્યુ–દુઃખમાં ધકેલાયો. ખરી સ્થિતિ પ્રાપ્ત કરવા એ ફાંફાં મારે. જન્મોજન્મ વહી જાય. ફરતાં ફરતાં તે બ્રહ્માભિમુખી થતો જાય. તેને સત્ની, પ્રકાશની, સુખની કંઈક ઝાંખી થતી જાય. પછી તે બ્રહ્મ તરફ ઊંચે ને ઊંચે ચડતો જાય. આખરે બ્રહ્મ ભેગો થાય. ઘર છૂટી ગયું હતું. આખરે ઘર મળ્યું. असतो मा सद् गमय। तमसो मा ज्योतिर्गमय। मृत्योर्मा अमृतं गमय। (અસત્માંથી સત્માં, તમસ્માંથી જ્યોતિમાં અને મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા.) આ પ્રાર્થના કરતાં કરતાં અને અફળાતાં–કુટાતાં તે ખરું સ્થાન, વિખૂટું પડી ગયેલું સ્થાન, પ્રાપ્ત કરે છે.

હરકોઈ મનુષ્ય આ સ્થાન પ્રાપ્ત કરવા સર્જાયેલો છે, એટલે અનુભવ પાકયે એ સ્થાન એને મળવાનું છે જ. શરત એટલી કે એ ખરો મનનશીલ (વિવેકવૈરાગ્યશીલ) મનુષ્ય–માનવ બને, પછી મુમુક્ષુ બને, એટલે જગતમાંથી

છૂટી ઈશ્વરને મળવાની ઉત્કંઠા સેવે તો. એ ત્યારે બને જ્યારે એ બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળો તપસ્વી, સંન્યાસી, સત્ત્વગુણી બ્રાહ્મણ બને તો અને તે મહાપુરુષ-બ્રહ્મજ્ઞાની મહાત્મા પુરુષોનો સહવાસ સેવે અને સત્સંગી બને તો. ખરો અધિકારી બન્યા વિના ખરો અધિકાર ન ભોગવાય.

જન્મોજન્મનું પુણ્યબળ જમા થાય તો આ સ્થિતિ પ્રાપ્ત થાય. માટે યથાર્થ કહેવાયું છે કે, मनुष्यत्वं, मुमुक्षुत्वं, महापुरुषसंश्रयः ॥ સંત મહાત્માઓ કહે છે: હંસ મહારાજનું સાન્નિધ્ય સેવનારા ભક્તો અને શિષ્યો એ રીતે તો ભાગ્યશાળી લેખાય. પોતે મહાપુરુષ હતા. બ્રહ્મવેત્તા, બ્રહ્મસ્વરૂપ થયા છે. એઓશ્રીનો જન્મમરણનો ફેરો ટળ્યો છે. બ્રહ્મમાંથી ક્યારે વિખૂટા પડ્યા હતા તેનો ઈશ્વર સિવાય બીજું કોઈ ન જાણે. પણ એઓશ્રીને બ્રહ્મપ્રાપ્તિ થઈ છે એ સર્વવિદિત—સુવિદિત છે. એઓશ્રી બ્રહ્મમાંથી નીકળીને બ્રહ્મમાં પહોંચીને સ્થિર થઈ ગયા-છે એમના અનુભવે દેહદૃષ્ટિ ગઈ એટલે એઓશ્રી દેહાતીત થયા. જગત્-દૃષ્ટિ ગઈ એટલે જગતથીય અતીત થયા છે. એઓશ્રી સ્વસ્વરૂપમાં સ્થિત છે.

હરકોઈ મનુષ્ય બ્રહ્મપ્રાપ્તિ કરશે. એ પ્રકાશમાંથી નીકળ્યો છે માટે પ્રકાશ માટે ઝંખના સેવે છે. આનંદસ્વરૂપ સ્થિતિમાંથી વિખૂટો પડ્યો છે માટે આનંદનાં સ્થાન શોધી રહે છે. અમરતા એનું નિવાસસ્થાન હતું અને છે માટે એ મૃત્યુમાંથી મુક્તિ મેળવવા ફાંફાં માર્યા કરે છે. જાણ્યેઅજાણ્યે મનુષ્યમાત્રનાં—એટલે સાથોસાથ સમાજનાં—પ્રયાણ અંધકારમાંથી પ્રકાશમાં (અજ્ઞાનમાંથી જ્ઞાનમાં), અસત્‌માંથી સત્‌માં અને મૃત્યુમાંથી અમરતામાં પહોંચવાને માટે છે. બ્રહ્મ સિવાય બ્રહ્મતર બીજું કોઈ પણ તત્ત્વ અંધકારમય, અસત્ અને મૃત્યુશીલ છે. અનેક જન્મે, કદાચ અનેક પ્રલય પછી, મનુષ્ય આ અસલ સ્થિતિ પ્રાપ્ત કરે છે.

શાને માટે મનુષ્યને આવી સમમાંથી વિષમ સ્થિતિમાં થઈ સમતામાં આવવું પડે છે એનો કશો ઉત્તર છે જ નહીં. એ એક વાસ્તવિક સત્ય છે યા તો સાપેક્ષિક સત્ય છે, એ માનવું રહ્યું અને એ સત્યને વશવર્તી રહેવું રહ્યું. દુઃખ છે માટે સુખની ઇચ્છા થાય. જગત આવાં સુખદુઃખ, સમ-વિષમ, સત્ય-અસત્ય આદિ દ્વન્દ્વોનું સ્થાન છે. એ સ્થાન વટાવવું રહ્યું. એ સ્વીકાર્યે જ છૂટકો. વાસ્તવે તો દિવ્યદૃષ્ટિવાળાને એક બ્રહ્મ સિવાય બીજું કશું દેખાતું નથી.

કર્મવાદ, પુરુષાર્થ—પ્રારબ્ધવાદ, અને પુનર્જન્મનો સિદ્ધાન્ત હરકોઈ મનુષ્યને એકસરખી તક આપે છે, એક સરખી પરિસ્થિતિમાંથી પસાર કરાવે છે. વળી પોતપોતાનાં કર્મનો જવાબદાર હરકોઈને તે બનાવે છે અને સંતોષ, સમતુલા

આપી તેને આગળ વધવાનો ઉત્સાહ આપે છે. જે જેટલા પહેલા જન્મેલા તે તેટલા આગળ દેખાય. વાસ્તવે નથી કોઈ વહેલું જન્મ્યું કે નથી કોઈ મોડું જન્મ્યું. અનંત કાળના અનાદિ જગતપ્રવાહમાં કોણ આગળ-પાછળ થઈ શકે ? જે આજે આગળ છે તે કાલે પાછળ હતા. જે કાલે પાછળ હતા તે આજે આગળ છે. અનાદિ સમયમાં આગળ-પાછળ શબ્દપ્રયોગ કેવળ કાલ્પનિક, સાપેક્ષિક છે. બધાંને એકસરખાં સુખદુઃખમાંથી પસાર થવું પડે છે. વાસ્તવે તો બધાં એકરૂપ-એકસરખાં છે. જરા દૂર દષ્ટિ કેળવવી પડે.

હરકોઈ વ્યક્તિ પોતાના ભૂતકાળમાં દષ્ટિ ફેંકે તો તેને પ્રતીત થાય છે કે તે પાછળ હઠતાં હઠતાં છેક બ્રહ્મ સુધી પહોંચી જાય છે અને ભવિષ્યકાળમાં ડોકિયું કરે તો એની જીવનધારા બ્રહ્મમાં જઈને અટકે છે. પાછળ બ્રહ્મ, આગળ બ્રહ્મ ત્યારે વચલી સ્થિતિ શી હોઈ શકે ? જેની દષ્ટિ ખૂલી ગઈ છે તેને બ્રહ્મ સિવાય બીજું કશું દશ્યમાન થતું નથી.

ઉપરના પ્રશ્નના અનેક જવાબો અપાયા છે. જેને જે અનુકૂળ લાગે તે જવાબ પસંદ કરી લે. વાસ્તવે કોઈ પણ વ્યક્તિ બીજી કોઈ પણ વ્યક્તિ કરતાં કોઈ પણ વાતે ઊતરતી કે ચઢિયાતી નથી. હરકોઈનું જન્મસ્થાન એક અને તેનો જન્મસિદ્ધ હક એકસરખો છે. વળી તેનું વિશ્રામસ્થાન પણ એક છે અને વચ્ચેની સ્થિતિ પણ એકસરખી છે. હરકોઈને એક જ જન્મસ્થાનમાંથી નીકળી દ્વન્દ્વોમાંથી પસાર થઈ પોતાનો જન્મસિદ્ધ હક પ્રાપ્ત કરી એક જ જન્મસ્થાનમાં પહોંચવાનું છે. જગતમાંના કોઈ પણ પ્રાણી-પદાર્થ સ્થિર તત્ત્વમાંથી અસ્થિર થઈને બહાર નીકળી પડે છે અને એક ક્ષણ પણ સ્થિર રહ્યા વિના ફર ફર કર્યા કરે છે અને આખરે સ્થિર તત્ત્વને પ્રાપ્ત કરી સ્થિર થઈ જાય છે. જે જે ભૂમિકા પર છે તેણે તે ભૂમિકા પર રહીને નાટકનું પાત્ર બની આવશ્યક કર્તવ્યો કરવાનાં છે સંતોષ જાળવ્યા વિના કદી સુખી થવાય નહીં. હું મારો માલિક. કોની ભૂલ કાઢું ?

કેવળ વર્તમાનકાળમાં જ નજર નાખ્યા કરીએ તો મનુષ્ય મનુષ્ય વચ્ચે અનેક પ્રકારની વિષમતા જોવા મળે. પૂજ્ય શ્રી હંસમહારાજ જેવા જ્ઞાનસિદ્ધ મહાત્મા બ્રહ્મસ્વરૂપ થયા છે ત્યારે એક જંગલી મનુષ્ય જાણે કે આજે જ મનુષ્યયોનિમાં આવ્યો છે એવું પ્રતીત થાય છે. ઈશ્વરે આ જગતનું સર્જન કર્યું ત્યારે જે કર્મબીજો ફલોન્મુખ થયાં હતાં તે જ જે તે સમ-વિષમ રૂપમાં વ્યક્ત થવાનાં, બહાર પડવાનાં. એ રીતે ઉત્પન્ન થયેલ આ જગતની આયુમર્યાદા પૂરી થશે ત્યારે તે વેળાએ જે તે મનુષ્યો જે જે સ્થિતિમાં આગળ-પાછળ હતાં

તે તે સ્થિતિમાં જ લય પામશે. એટલે તેનાં કર્મબીજો જુદાં જુદાં રહે જ. વળી પૂર્વપૂર્વનાં કર્મબીજો જે સંચિત હતાં તેમાં નવાં કર્મબીજો ઉમેરાતાં જાય. એ રીતે વધુ ને વધુ થતાં સંચિત બીજોમાંથી તીવ્રતા પ્રમાણે વ્યક્ત થનાર કર્મબીજોનું પ્રારબ્ધ બંધાય અને વળી નવો સંસાર શરૂ થાય. સંચિત કર્મ-બીજો પૂરાં થાય નહીં અને જગતવહેવાર કદી અટકે નહીં. જગતનાં ઉધાડ-ઢાંક થયે જ રહેવાનાં. પૂર્વનાં સંચિત કર્મોમાં વર્તમાનનાં કર્મબીજો ઉમેરાતાં રહે. સમષ્ટિ-કર્મબીજો કદી પણ ખૂટે નહીં. પ્રારબ્ધકર્મ એમાંનો બહુ અલ્પ-અંશ ઓછો કરી શકે. એક તો સંગ્રહ મોટો. તેમાં વધારો થયે જાય અને વપરાશ ઓછો એ સંગ્રહ કયે દિવસે ઘટી જાય? એટલે બ્રહ્માજીને બ્રહ્માંડ ઘડવાના કામની, વિષ્ણુજીને તેનું પાલનપોષણ કરવાના કામની અને શંકરજીને તેનો લય કરવાના કામની કદી ફુરસદ મળે નહીં. ખુદ ઈશ્વરને (આ ત્રણ દેવોરૂપ યા એ ત્રણ દેવોથી પર તત્ત્વને) સંકલ્પ કર્યા કરવાની ફરજ પડ્યા કરે.

ઈશ્વરને મનુષ્ય જેવાં શરીર-મન નથી એટલે એનો સંકલ્પ જુદા પ્રકારનો હોઈ શકે. એનો સંકલ્પ જે પ્રકારનો કહેવાય છે તે જરા રૂપકરૂપે ગણી લેવાય. એ સંકલ્પ છે: एकोऽहं बहु स्याम् प्रजायेय। હું એક છું. બહુ થાઉં. પ્રજા ઉત્પન્ન કરું. અહીં સંકલ્પ એટલે ઈશ્વરની દૃષ્ટિ છે, અર્થાત્ તે ફળ આપવાને તૈયાર થતાં કર્મોના પ્રારબ્ધને સત્તા, પ્રકાશ, સ્ફૂર્તિ કે આધાર કહેવાય. આધાર વિના આધેય રહી શકે નહીં. કારણ વિના કાર્ય થઈ શકે નહીં.

જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ, લય આદિ કર્મવાદના પ્રકરણનો એક અંતિમ વિચાર વિચિત્ર પણ રહસ્યભર્યો છે. આ આપણું જગત અનેક વાર આવી ગયું છે અને અનેક વાર આવ્યા કરશે. પુરાણોમાં એ વિધાનનો અનેક પ્રકારે ઉલ્લેખ કરાયેલ છે. તે કેટકેટલાં વરસ ચાલશે તેનીય ગણતરી કરી રાખી છે. એ આંકડો અબજો વરસોનો થાય છે.

જગત અને તેમાંનાં પ્રાણી-પદાર્થો અનેક રૂપે રૂપાન્તર પામી આવજા કરે છે તે તો સમજી શકાય. અંતરથી વસ્તુ એકની એક રહે અર્થાત્ તેનું સૂક્ષ્મ તત્ત્વ—તેનો આત્મા—તો એક રહે પણ તેનાં સ્થૂલ-બાહ્ય રૂપોમાં કંઈ ને કંઈ ફેરફાર થતો રહે. હવે જગતનો અનંત-અનાદિ પ્રવાહ છે એટલે એ અનંત પ્રવાહમાં તેનું તે જ જગત જુદા રૂપમાં આવે પણ એક એવો સમય પણ આવે છે કે જ્યારે તેના તે જ જગતની હૂબહૂ નકલવાળું બીજું તેવું જ જગત, તેમાંનાં તેવાં જ ઝાડ, પાન, પંખી, પશુ અને તેવાં જ વિચાર, વાણી,

વર્તનવાળાં મનુષ્યો સહિત પાછું આવજા કરે છે. તેનાં તે જ સ્થળ, મઠ, મંદિર, મકાન, રસ્તા, ગામ, શહેર, દેશ, પરદેશ, ખંડ, ઉપખંડ વગેરે તેનાં તે જ રૂપમાં આવજા કરે છે. અર્થાત્ જે જગત આજે છે તેવું જ જગત, તેને સર્વ પ્રકારે નાનીમોટી દરેક બાબતમાં મળતું જગત, અનેક વાર આવી ગયું છે અને અનેક વાર પાછું આવશે. કોઈ વિચિત્ર ગણિતશાસ્ત્રી એ ગણતરી કરી શકે. એકની એક જ પરિસ્થિતિ કુદરતમાં આવ્યા કરતી હોય તો એમાં કશું ખોટું નથી. મનમાં પડેલી છાપ ભુંસાય નહીં તો કુદરતમાંની છાપ શી રીતે ભુંસાય?

કદાચ એ શંકા ઉદ્ભવે ખરી કે જ્યારે આ જગતના જેવું જ બીજું જગત પાછું આવે એટલે કે આજે આ સમયે હંસમહારાજ સહિત આપણે બધા આ જ આશ્રમના આ જ સ્થળે આ જ રીતે આ જગત સંબંધેની ચર્ચા કરનારાઓ પાછા આવીશું તો શું આપણી મુક્તિ થાય છે—(શ્રી હંસબાબા તો મુક્ત સ્વરૂપ બ્રહ્મમય થઈ રહ્યા છે)—તે બાબત જૂઠી થઈ જાય? એટલે અમુક સમય સુધી આપણે મુક્ત અને પછી પાછા જન્મ લઈને અમુક્ત થઈ રહીશું?

શંકાને સ્થાન નથી. મુક્ત તો મુક્ત જ રહે. મુક્તિ પ્રકરણનો વિચાર કરીશું તો માલૂમ પડે છે કે આત્મા સદા મુક્ત છે. દેહ સંબંધને લઈને એક જૂઠો અહંભાવ પેદા થયેલ કે હું દેહ છું, હું અમુક નામવાળો છું, વગેરે. આ જૂઠો અહંભાવ નીકળી જાય અર્થાત્ અજ્ઞાન નીકળી જઈ ખરું જ્ઞાન પ્રકટ થાય કે હું તો બ્રહ્મ છું, ઈશ્વરનો અંશ છું, હું કદી બંધાયેલ નહોતો, ત્યારે દેહાભિમાની જીવ શિવસ્વરૂપ બ્રહ્મ થાય છે. મુક્તાત્મા મુક્ત થઈને રહે. યાદ રાખીએ: આત્મા અમર છે, વ્યાપક છે—પરમાત્મારૂપે સર્વવ્યાપક છે.

હવે જેનો જન્મ થાય છે તે તો દેહનો થાય છે. એકસરખી પરિસ્થિતિમાં એકસરખા આચારવિચારવાળાં દેહધારી મનુષ્યો પેદા થાય. તેઓ પૂર્વના જેવી પરિસ્થિતિમાં તેવા જ સમાજ સ્થાપે, તેવાં જ કુટુંબી થાય, તેવાં જ મહેલમંદિર બાંધે, તેવા જ કૌટુંબિક, સામાજિક, રાજકીય, રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય સંબંધો જોડે તેમાં કશું અસંભવિત નથી. તેની તે જ પરિસ્થિતિ, તેનું તે જ વાતાવરણ લાવનારાં તેને તે જ અથવા તો તેનાં જેવાં જ કર્મબીજો ક્યારે પાછાં આવી ચડે એ વિષય ભવિષ્યના કોઈ વિચિત્ર ગણિત જાણનારનો—ખગોળશાસ્ત્રીનો છે. આજે એ વિષય એક માન્યતાનો છે એમ કહી વિરમવું પડે.

જે ત્રિગુણાત્મક પ્રકૃતિમાંથી જગત ઉત્પન્ન થાય છે તે પ્રકૃતિ તો જેવી ને

તેની રહે છે. તેમાંથી ફરી ફરીને જગત ઘડાયા કરે તો તે જરા જુદા રૂપનાં હોય. તેના તે જ ઘાટનાં પણ હોઈ શકે. માટી એક ઘડા જુદા અને સરખાય ઘડી શકાય—છે તેનો સમૂળગો નાશ ન થાય એ સિદ્ધાન્ત છે—છે તેનાં રૂપાન્તર થયે જાય; આખરે એકનું એક થઈ રહે એટલે સતયુગમાંથી કળિયુગમાં પડાય તો પાછું કળિયુગમાંથી સતયુગમાં ચડાય. સમષ્ટિ મન બધું સંઘરી રાખે.

એકસરખી પરિસ્થિતિ આવ્યે કુદરતમાં એકસરખી રચના થઈ શકે તે સિદ્ધાન્તને આધુનિક ખગોળશાસ્ત્રીનો આધાર મળે તો આપણા ઉપરના સિદ્ધાન્તને માનવામાં કોઈ વાંધો ન આવે. આપણા પૌરાણિક યુગ, મહાયુગની અસંભવિત લાગતી કાળકલ્પનાને પણ એ શાસ્ત્રી આડકતરી રીતે ખરી ઠેરવે છે એટલે આપણે વધુ વિસ્મિત થઈએ છીએ—એ માટે વાંચો તા. ૨૨–૫–'૬૧ ના The Times of India નામના છાપાની પુસ્તક વિભાગની સમાલોચના; પુસ્તકનું નામ: 'The Nature of the Universe'

"એક ઘણા આગળ પડતા અને પ્રમાણભૂત મનાતા ખગોળવેત્તા શ્રી હોઈલ (Hoyle)ના કહેવાનો ભાવ એ નીકળે છે કે આકાશની ઊંડાઈનો પાર પામવો મુશ્કેલ છે......કેટલાક તારા એટલે બધે દૂર છે કે તેનો પ્રકાશ પૃથ્વી પર પહોંચતાં વર્ષોનાં વર્ષ વહી જાય (એટલે તેના ઊગ્યા પછી કરોડો વર્ષ બાદ તે દેખાય) વળી નવા સર્જાતા તારાનું નિરીક્ષણ કરતાં એટલું તો નિશ્ચિત લાગે કે આ જગત ભલેને ભૌતિક પદાર્થ હોય પણ એના સર્જન પાછળ કોઈક ચેતન તત્ત્વનું અસ્તિત્વ સંભવે છે સમાલોચકનું વિસ્મયકારી વિધાન તો એ છે કે આ જગત જેવું જ અર્થાત્ એને સર્વ વાતે મળતું બીજું જગત આ ઘડીએ પણ બ્રહ્માંડમાં કોઈ બીજે સ્થળે અસ્તિત્વ ધરાવતું હોય તો તે અસંભવિત નથી; અને સંભવ છે કે જે સ્થળે અને જે સમયે હું (સમાલોચક) આ બોલી કે લખી રહ્યો છું તેવા જ સ્થળે, તેવા જ સમયે અને તેવી જ રીતે બેસીને બીજો "હું" એવાને એવી જ ક્રિયા કરી રહ્યો છે અર્થાત્ આ જ ઘડીએ તે બીજો "હું"—સર્વ વાતે મને મળતો "હું"—બીજી આવી જ પૃથ્વી પર, બીજે એવે જ સ્થળે અને એવા જ ઓરડામાં એવાં જ સાધનસામગ્રી સાથે એવું જ બોલી–લખી રહ્યો છે." (એકસરખી પૃથ્વીના એક સરખા વાતાવરણનું આ પરિણામ.)

ઉપરની કલ્પનાને જરા આગળ લંબાવીએ તો કહી શકાય કે આ જગત જેવાં બીજાં અનેક જગતો બ્રહ્માંડમાં એકી સમયે જોવા મળે, જો ત્યાં પણ

એવાં જ એકસરખાં વાયુમંડળ, આબોહવા, પરિસ્થિતિ વગેરે હયાતીમાં હોય. હજુ જરા વધારે ઊંડા ઊતરીએ તો કહી શકાય કે અનાદિકાળના અનંત પ્રદેશમાં એકસરખાં જગતની આવૃત્તિ પર આવૃત્તિ થયા કરે છે કારણ કે તેમાં એકસરખાં વાયુમંડળ, આબોહવા, પરિસ્થિતિ વગેરેની ઉત્પત્તિનો પૂરો સંભવ છે. ઉપરની બાબતને કેવળ કલ્પના કરીને ઉડાડી દેવાય નહીં. મનુષ્યકૃત કોઈ પણ જ્ઞાન–વિજ્ઞાનને કલ્પના કે સાપેક્ષિક સત્ય કહી શકાય.

પરમેશ્વર કશું નવું ઉત્પન્ન કરતો નથી. જે છે તેની ભાંગફોડ કરી તેને જ તેના તે રૂપમાં યા તો જરા બીજા રૂપમાં મૂક્યા કરે છે. એવી ભાંગફોડ અને નવાજૂનાં સર્જન એ તો કુદરતનો કરકસરિયો નિયમ છે. એક નાનોસરખો વિચાર પણ તેની અસર વ્યષ્ટિ અને સમષ્ટિ માનસમાં મૂકી જાય અને તેની નકલની નકલ ઊતર્યા કરે. ઈશ્વર જેવા સમષ્ટિ ચેતન તત્ત્વમાં જે અનાદિ ફિલ્મ ઊતરી ગઈ છે તે ફિલ્મ જ દૃશ્ય–અદૃશ્ય થયા કરે. કદાચ દૃશ્ય–અદૃશ્ય થવું એ પણ ફિલ્મનું એક અંગ હશે. એટલે જે છે તે જ આવજા કરે છે.

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું સળંગ ચિત્ર જોઈ શકનાર કેવળ ઈશ્વર છે. તેની સમક્ષ કેવળ વર્તમાનકાળ છે. આ જગતનો પ્રલય થયે જગદીશ–ઈશ્વર અદૃશ્ય થાય. રૂપાન્તરે બીજી જગત–સૃષ્ટિ વખતે બીજો ઈશ્વર આવે. તેનીય સમક્ષ વર્તમાનકાળમાં જ જગતની વસ્તુ–વ્યક્તિનાં જન્મમરણ થયાં કરે. તે જાય એટલે વળી બીજી સૃષ્ટિ. અંત આવે નહીં. વાસ્તવે તો આવાં જગતોથી બનતા એક જ બ્રહ્માંડની આવૃત્તિ પર આવૃત્તિ થયે જાય છે.

## ( च ) આધ્યાત્મિક સિદ્ધાંત

પૂજ્યશ્રી કટ્ટર શાંકરવેદાન્તી હતા. એટલે તેઓશ્રી 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' નો સિદ્ધાન્ત માનતા અને અનુભવતા. આ વેદાન્તના આધારે બ્રહ્મ અને ઈશ્વરમાં કંઈક ભેદ છે એટલે બ્રહ્મેતર તત્ત્વ કલ્પિત, અસત્‌ મિથ્યા થતાં જગતની સાથે જીવ અને ઈશ્વર પણ કલ્પિત અર્થાત્‌ સંકલ્પરૂપ થઈ જાય. આ કારણે સુરત ભક્તિપક્ષવાળા શ્રી શંકરને અને તેમના અનુયાયીઓને નાસ્તિક નહીં તો પ્રચ્છન્ન બૌદ્ધવાદી ગણી–ગણાવી ઉતારી પાડે છે. એ તો જેવો જેનો અનુભવ તેવું તેનું પ્રતિપાદન. કદાચ એવું પણ બને કે માન્યતા પ્રમાણે અનુભવ થાય; અનુભવ પ્રમાણે જ્ઞાન થાય. કોનો અનુભવ ખરો ગણવો ?

મન એ એક એવું વિચિત્ર તત્ત્વ છે કે જે જેવું માને તેવું તેને તે દેખાડે. તેથી મનને પણ માયામય કલ્પિત કહેવું પડયું છે : क्रतु (श्रद्धा) मयोऽयं पुरुषः । પુરુષ શ્રદ્ધામય છે, શ્રદ્ધારૂપ છે. એટલે મન્તવ્ય અનુસાર અનુભવ થાય તો તેમાં કશું ખોટું નથી. પણ એટલું યાદ રાખવું પડે છે કે શાંકરવેદાન્ત પ્રમાણે મન કલ્પિત તો મન્તવ્ય પણ કલ્પિત અને તે આધારે થયેલ અનુભવ પણ કલ્પિત ઠરે. તેમાં શંકા લાવવાની જરૂર નથી. કલ્પિતનો અર્થ સાપેક્ષિક સત્ય છે એમ પૂર્વે અનેક વાર કહેવાયું છે. એ સાપેક્ષિક સત્ય તો ઈશ્વરનાં દર્શન કરાવે અને જ્યારે ઈશ્વર અદશ્ય થાય ત્યારે તેની સાથે એ દર્શન પણ અદશ્ય થાય અને બ્રહ્મસ્વરૂપે દર્શનકાર શેષતત્ત્વ થઈ રહે. વિવિધતાયુક્ત જગતમાં વિવિધ માન્યતા અને તે અનુસાર વિવિધ અનુભવ પણ થવાના. मुण्डे मुण्डे मतिर्भिन्ना । માથાં તેટલી મતિ. જે મતિ-મન્તવ્યતા-શ્રદ્ધા-કલ્પનાથી ઈશ્વર પાસે જઈ બેસાય તે મતિ-મન્તવ્યતાનાં તો ઓવારણાં લેવાય. એટલે શાંકરવેદાન્ત સાચો ઠરે તો ભક્તિવાદીઓને જરા પણ ગભરાવાની જરૂર નથી. ભક્ત, ભગવાન અને વૈકુંઠ ઊડી જનાર નથી. જોનારાને દેખા દે છે.

મન્તવ્ય અનુસાર અનુભવ થાય તે સમજાવવા પૂજ્યશ્રી એક રમૂજી દૃષ્ટાન્ત આપતા :

એક સીધા, સાદા, નિષ્કપટ સાધકની ગુરુભક્તિની કસોટી કરવા ગુરુજીએ તેને મન્ત્ર આપ્યો કે તું महिषोऽहं महिषोऽहम्—હું ભેંસ છું—ભેંસ છું, એ મન્ત્રનો જાપ જપ્યા કર અને મન્ત્ર સિદ્ધ થયે મારી પાસે આવજે." શિષ્યે જાપ શરૂ કર્યો અને મન્ત્રદેવતા પ્રગટ થયા. હું ખરેખર ભેંસ છું એવી શ્રદ્ધા સિદ્ધ થયે તે ગુરુજી પાસે આવે છે. કુટિયાની બહાર ઊભો રહી તે ગુરુજીને પ્રણામ કરે છે. ગુરુજી તેને અંદર આવીને બેસવાની આજ્ઞા કરે છે. શિષ્ય કહે: "ગુરુજી, હુ અંદર શી રીતે આવી શકું ? મારાં શિંગડાં મોટાં છે. આપની ઝૂંપડીના દરવાજામાં એ ભરાઈ પડે એટલે હું તો બહાર ઊભો રહીશ." એ સાંભળી ગુરુજી પ્રસન્ન થયા કે શિષ્ય આજ્ઞાધારી છે અને પાકો અભ્યાસી છે. હવે તેણે તેને બીજો મંત્ર આપવા વિચાર કર્યો પણ મુશ્કેલી એ આવીને ઊભી રહી કે શિષ્યના મનમાંથી ભેંસ નીકળે નહીં અને નવો ઉપદેશ તેને મળી શકે નહીં. ધીરે ધીરે મનમાંથી ભેંસ નીકળી ગઈ અને નવો ઉપદેશ મળે તેવી તેની લાયકાત આવી.

ઉપરના દૃષ્ટાન્તને પૂજ્યશ્રી મનુષ્યની માન્યતા સાથે ઘટાવીને

વિનોદપૂર્વક કહેતા: વાસ્તવે તો મનુષ્યને કોઈ ખાસ સાધના કરવાની નથી. ફક્ત સમજશક્તિનો ઉપયોગ કરવાનો છે. પણ જે કંઈ મનમાં ભરાઈ બેઠું છે તે જલદી જલદી નીકળે નહીં અને ખરો ઉપદેશ સમજાય નહીં. સમજાય તો તેમાં નિષ્ઠા આવે નહીં. એટલે પ્રથમ સાધના તો એ કરવાની છે કે જે કંઈ મનમાં ભરેલું છે તેને ધોઈ નાખવાની જરૂર છે, અને એ ધોવાને માટે સુકૃત કરવાની જરૂર રહે છે. જપ, તપ, દાન, પુણ્ય, પરોપકાર, સુવિચાર, સુવર્તન, ધારણા, ધ્યાન કર્યા કરવાં પડે. સદ્‌ગુણી થતાં દોષના સંસ્કાર દબાઈ જાય કે નિર્મૂળ થાય. અભ્યાસ દૃઢ થયે ચિત્તશુદ્ધિ થાય. ચિત્ત શુદ્ધ થયે ખરી સમજ આવે અને પરોક્ષ જ્ઞાન પ્રત્યક્ષ થાય. એ પ્રત્યક્ષ જ્ઞાનનો અનુભવ સ્વસંવેદ્ય છે; બીજાને એ શી રીતે સમજાવી શકાય? મૂંગાએ ગોળ ખાધો. એની મીઠાશને એ કઈ વાણીએ પ્રગટ કરી શકે? મન-બુદ્ધિથી પરનો એ વિષય છે. વાણી-વિચારની બહારનો એ અનુભવ છે. પ્રત્યક્ષજ્ઞાન, આત્મજ્ઞાન, ઈશ્વરનું-બ્રહ્મનું જ્ઞાન એ કેવળ સમજ અને સ્વાનુભવનો વિષય છે. એ અનુભવ સમજાવવા પૂજ્યશ્રી એક બહુ સૂચક દૃષ્ટાન્ત આપતા:

અંધકારને કાઢવા તમે ગમે તેટલી ભક્તિ કરો, પ્રાર્થના કરો, ધ્યાન ધરો અથવા તો હાથ જોડીને વીનવ્યા કરો કે: હે અંધકાર દેવ, તું જા, જા, જા. પણ તે જાય નહીં. ઘંટડી વગાડી વગાડીને દેવના કાન ફોડો ને પ્રાર્થો કે હે ભગવાન, દયા કરીને આ અંધકારિયા દેવતાને ભગાડ, ભગાડ, ભગાડ. પણ તે ભાગે નહીં. થાકીને દિવાસળી સળગાવો, દીવો કરો તો ઝટ તે અંધકાર અદૃશ્ય થઈ જાય. શોધ્યો જડે નહીં. બુદ્ધિની બહારના પ્રદેશમાં જ્ઞાનદૃષ્ટિથી જવાય. બુદ્ધિનો સહારો તો લેવો પડે પણ પછીથી તેને હડી જવું પડે. અજ્ઞાનનું મારક જ્ઞાન છે. એ જ્ઞાન પ્રકટ થયું એટલે જગતરૂપી અજ્ઞાન ગાયબ થઈ જાય. જગતની સાથે જગદીશ પણ અદૃશ્ય થઈ જાય. કેવળ બ્રહ્મ શેષ રહે. એ બ્રહ્મ છે કેવળ સત્. એ સિવાયનું બીજું બધું માયામય-અસત્-કલ્પિત-દેખાય ત્યાંસુધી સત્ય. જે દૃશ્ય અદૃશ્ય થયા કરે તે સાપેક્ષિક સત્ય કહેવાય.

મન્તવ્ય અનુસાર અનુભવ થાય તેની ખાતરી અનેક રીતે થઈ શકે. બહુ nervous-અતિશય ઉત્તેજિત જ્ઞાનતંતુવાળા મનુષ્યોને પોતાની વિચિત્ર કલ્પનાનુસાર વિચિત્ર સુખદુઃખનો અનુભવ થાય છે. નાનીશી ટાંકણીની અણીનો સ્પર્શ ભાલાભોંક્યા દુઃખનો અનુભવ કરાવે. એક ચિનગારીનું કષ્ટ ધગધગ બળતા કોલસાનું કષ્ટ આપે, ફોલ્લા પણ ઉઠાવે. વિચિત્ર ભાવના, વિચિત્ર અસર. વિચિત્ર

મનની વિચિત્ર ગતિ, ક્રિયા, શક્તિ ! આવા અનુભવો છે તો કાલ્પનિક પણ તેની સત્ય અસર પ્રતીત થાય છે. કલ્પિત કારણનું કલ્પિત કાર્ય.

ગાંડાની દુનિયા કોઈ જુદી છે. કલ્પના પ્રમાણે તે હસે, રડે, ગાય, કૂદે. એ પણ એક કાલ્પનિક અનુભવ તો છે જ.

પોતાની શ્રદ્ધા, માન્યતા, દૃઢ કલ્પના, ઇચ્છાશક્તિ, વ્રત, નિયમ, બાધા, રાખડીના પ્રયોગથી કેટલાયનાં દુઃખ, રોગ મટે છે અને ઇચ્છાપૂર્તિ થાય છે, એવા સાચા દાખલાઓ જોવા-જાણવા મળે છે. જે મૂર્તિમાં અવિશ્વાસુ, અશ્રદ્ધાળુને પથ્થર દેખાય તે મૂર્તિમાં માનનારાને-શ્રદ્ધા રાખનારાને દેવ દેખાય. તે દેવ તેને દર્શન આપે અને તેની ઇચ્છા સંતુષ્ટ કરે. આવા અનુભવોને કાલ્પનિક એટલે ખોટા કરીને હસી ન કઢાય. વાસ્તવે તો કલ્પનાપ્રદેશની બહાર કોઈ પણ મનુષ્ય વહેવાર કરી શકે નહીં. કલ્પનારહિત જીવન કેવું હશે?

ભક્તને પોતાની ભાવનાનુસાર ભગવાનનાં દર્શન થાય. તે તેની સાથે વાત કરી શકે. પોતાનાં સુખદુઃખ કહી સંભળાવે અને મનનું સમાધાન કરી લે એ અનુભવ શી રીતે ખોટો ગણાય ? ભાવસૃષ્ટિ એ પણ એક વિચિત્ર પ્રદેશ છે, જેમાં સ્વર્ગનરક જોવા-જાણવા મળે છે. બાહ્ય આકાશ જેવું આંતર આકાશ છે.

યોગી લોકો પોતાના યોગબળથી, દૃઢ સંકલ્પથી, પૂર્ણ શ્રદ્ધાથી અને અટલ નિશ્ચયથી દૃશ્યના અદૃશ્ય થઈ જાય, હલકાના ભારે થઈ જાય, અનેક સ્થળે અનેક રૂપે દેખા દે અને બીજી અનેક સિદ્ધિ પ્રાપ્ત કરે. એ છે તો કેવળ કલ્પનાનો વિષય પણ એ કલ્પના ખોટી છે એમ ન કહેવાય. તાત્પર્ય એ છે કે કલ્પિત વસ્તુ એ એક અનિર્વચનીય વસ્તુ છે. છે તો એ એક માયા. પણ દેખાય છે, ફળ આપે છે તેટલા પૂરતી તે સાચી. બીજી કોઈ ઊંચી કક્ષાએ જઈને જુએ તો એ દેખાય નહીં તેટલા પૂરતી એ કેવળ સાચી, હરહમેશ રહેતી સાચી કહેવાય નહીં. જગતને કલ્પિત અનિર્વચનીય કહ્યું છે તે ઉપરની દૃષ્ટિ રાખીને જ. કેવળ સત્ય, એક જ સ્થિતિમાં રહેતું સત્ય, ઉત્પત્તિ-વિનાશરહિત તત્ત્વ તો એક બ્રહ્મ જ છે અને તે જ ખરું સત્ય છે. વાસ્તવે જીવ અને ઈશ્વર એ બન્ને સત્ય બ્રહ્મ—કેવળ બ્રહ્મ—થી જુદાં નથી એ મૂળ મુદ્દો છે. બ્રહ્મની દૃષ્ટિએ જીવભાવ અને ઈશ્વરભાવ કલ્પિત છે—મનોમય છે.

કહેવાય છે કે પરમહંસ રામકૃષ્ણને હનુમાનજીની ભાવના, ધારણા, ધ્યાન કરતાં એક નાનીશી પૂંછડી ફૂટી હતી. એ ખરું હોય તો વિચિત્ર મનની

વિચિત્ર શક્તિનો પુરાવો વધે છે. પરમહંસજીએ તો હનુમાનસ્વરૂપે પોતાને ભાવસૃષ્ટિમાં જરૂર જોયા હશે. દેહભાન ભૂલીને મનપ્રદેશમાં હનુમાન થઈ રહ્યા હશે. અનુભવને ન અવગણાય. કલ્પના—સંકલ્પ એ પણ એક શક્તિ છે.

પૂર્વે કહ્યું છે કે આ જગત પૂર્વયોજિત કર્મબીજ પ્રમાણે વર્તમાનકાળમાં પ્રતીત થાય છે અર્થાત્ એ અવ્યક્ત દશામાંથી વ્યક્ત દશામાં આવે છે, તે ઈશ્વરના સંકલ્પાનુસાર બને છે, એટલે એ એક યંત્રની જેમ ચાલ્યા કરે છે. મનુષ્ય એ જગતમાંનું એક પ્રાણી છે. તે પણ તેનાં પૂર્વનાં કર્મબીજ પ્રમાણે વર્તમાનમાં આવ્યો છે અને તે અદૃશ્ય-અવ્યક્ત કર્મબીજો વ્યક્ત થવાને માટે એની પાસે ક્રિયા-કર્મ કરાવે છે એટલે એ પણ એક યંત્રની જેમ ક્રિયા કર્યે જાય છે. દેખાય છે એ સ્વતંત્ર પણ એનાં કર્મબીજોએ એને બનાવ્યો છે પૂરો પરતંત્ર. પોતાનાં કર્મો એને પોતાને બાંધે. પોતે સ્વતંત્ર તો પોતે જ પરતંત્ર. જે કર્મ કરે તે તેનાં સુખદુઃખનાં ફળ ભોગવે. એટલે સ્વતંત્ર રીતે ફરતાહરતા લાગતા મનુષ્યને તેનાં પોતાનાં જ કર્મો બંધનમાં નાખે છે. જગત પણ એ રીતે એક બંધન છે. બંધન છે માટે તેમાંથી મુક્તિ મેળવવા મનુષ્ય મથામણ કરી રહ્યો છે. અમર છે માટે મૃત્યુને મારવા ફાંફાં મારે છે.

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

આવી પૂર્વયોજિત રચના સંબંધે મહર્ષિ રમણ જેવા આ જમાનાના એક સમર્થ મહાત્મા શું કહે છે તે જોઈ લઈએ. સાથે સાથે એ મહાન પુરુષનો થોડો પરિચય મેળવી લઈએ. મહર્ષિ રમણ શાંકરવેદાન્તના પૂરા અનુભવી હતા. એમની દૃષ્ટિ જ્ઞાનમયી થઈ ગઈ હતી એટલે તેઓ હમેશ સમાધિનિષ્ઠ, સત્યનિષ્ઠ, બ્રહ્મનિષ્ઠ રહેતા. કોઈ પણ પ્રશ્નનો ઉત્તર તેઓ એવી ઢબે આપતા કે પ્રશ્નકારને ખાતરી થતી કે આ જગત જેવું દેખાય છે તેવું નથી. એ બ્રહ્મરૂપ યા તો બ્રહ્મમય છે. બ્રહ્મ સિવાય બીજું કોઈ પણ તત્ત્વ હતું નહીં અને છે પણ નહીં. અને કેવળ એક બ્રહ્મ છે એ રીતની દૃષ્ટિ કે એવા દર્શનરૂપ થઈ જવું એ જ બુદ્ધિશાળી, શક્તિશાળી મનુષ્યનું કર્તવ્ય છે. જગતને જોતાં જોતાં જગતરૂપ થઈ જવાયું છે તો બ્રહ્મને જોતાં જોતાં બ્રહ્મરૂપ થઈ જવાનું છે. આ છે સારનો સાર.

પોતે (મહર્ષિ રમણ) દેહમાં દેખાતા છતાં દેહથી લગભગ પર થઈ શકતા અને તે રીતે હરહમેશ લગભગ દેહમુક્ત દશામાં રહી શકતા. તેમને દેહબંધન નહોતું એટલે ફલિત થતું કે જગતબંધન પણ નહોતું. જેઓએ મોતનો પણ સાક્ષાત્

અનુભવ કર્યો હતો અર્થાત્ મરીને પાછા જીવતા થયા હતા. એવા એ એક વિચિત્ર સંયમી જ્ઞાનયોગી હતા. મનની સાતે સાત ભૂમિકાનો અનુભવ કરી પોતે લગભગ વિદેહમુક્ત તુર્યાસ્થિતિમાં રહેતા હતા.

. જ્યારે જ્ઞાન સંબંધેની તાત્ત્વિક ચર્ચા છોડીને તેઓ (મહર્ષિ રમણ) સાધારણ મનુષ્યની કક્ષાના પ્રશ્નોત્તર આપતા ત્યારે તેઓએ નિશ્ચયાત્મક રીતે પ્રતિપાદન કર્યું હતું કે જગતમાં જે કાંઈ બની રહ્યું છે, બની રહ્યું હતું અને બની રહેશે તે પૂર્વયોજિત વ્યવસ્થા પ્રમાણે હોય છે. એટલે જગત અને જગતમાંનાં પ્રાણીપદાર્થ એ યોજનાનુસાર ચેષ્ટા કર્યા કરે છે. તેથી જે બનવાનું છે તેને તોડવાના કે સુધારવાના પ્રયાસ કર્યા કરતાં, તમને જે બાંધી રાખે છે, પકડી-જકડી રાખે છે તેમાંથી છૂટી જવાના પ્રયાસ કરવા એ ડહાપણભર્યું છે. બ્રહ્મ-જ્ઞાન-ઈશ્વરના જ્ઞાન વિના એ બંધનમુક્તિ ન થાય, ન થાય. પછી પોતે પોતાનો જ દાખલો આપી કહ્યું કે આ ઓરડામાં આ વેળા જે કંઈ હું કરી રહ્યો છું— ખુદ આ પંખો લઈ પવન ખાઈ રહ્યો છું—તે પણ આ શરીરની શરૂઆત કરાવનાર પ્રારબ્ધ કર્માનુસાર જ કરી રહ્યો છું. જે સૂક્ષ્મ-સૂક્ષ્મતમ કર્મબીજો ફળ આપવાને ઉદ્ભૂત થઈ ચૂકર્યા છે તેનું જ સ્થૂલભાવે ઉદ્ઘાટન થઈ રહ્યું છે. જે ફિલ્મ ઊતરી હતી તે જ ઉકેલાતી જાય છે, માટે નિરભિમાની બની કર્તવ્ય-કર્મ કર્યે જાવ અને કર્મબન્ધનમાંથી મુક્તિ મેળવી લો.

પૂજ્યશ્રીએ પણ આ જ દૃષ્ટિ ધ્યાનમાં લઈ પોતાની આશ્રમવ્યવસ્થા સંબંધે કંટાળાભર્યા પણ સૂચક ઉદ્ગાર કાઢ્યા હતા કે પ્રારબ્ધાનુસાર જે બનવાનું છે તે જ બનશે. આશ્રમ બન્યા પ્રારબ્ધ પ્રમાણે, તો બગડવાના હશે તે ય પ્રારબ્ધ પ્રમાણે. મનુષ્યકૃત કોઈપણ વસ્તુ એકરસ-એકરૂપ ન રહી શકે.

જગતનું પ્રારબ્ધ છે તો જગતની વસ્તુનુંય પ્રારબ્ધ તેની સાથે સંકળાયેલું છે. જગતની વસ્તુ જગત બહાર તો નથી ને? મનુષ્ય પણ જગતની બહારનું પ્રાણી નથી તો તેનુંય પ્રારબ્ધ જગતપ્રારબ્ધ ભેગું જોડાયેલું રહે. મનુષ્યકૃત વસ્તુનું અલગ પ્રારબ્ધ ક્યાંથી આવે? જગતમાં જગતની હરકોઈ ચર-અચર વસ્તુ આવી જાય. જગતનું પ્રારબ્ધ ખતમ થયે તે જાય અને પછી બીજું આવે. જગત અને તેનું આવવું-જવું એ બધું ગીતાજીના અર્થમાં સ્વભાવ છે.

પૂર્વયોજિત બધું બન્યે જાય છે એનો કોઈ એવો મનગમતો અર્થ ન કરે કે મનુષ્યે કશું કરવાનું નથી અને જે કંઈ બને છે તે આપોઆપ બની જાય છે. પૂરો વિચાર કરે તો એને પ્રતીત થાય કે મનુષ્યનાં પુરુષાર્થનાં કામ, ગમાઅણગમાનાં કામ, દયા - પરોપકાર, સ્વાર્થ - પરમાર્થનાં કામ,

તેનાં રાગ, દ્વેષ પ્રેમ, ધિક્કાર, તેનાં વિચારવર્તણૂક, પાઠ, પૂજા, પ્રાર્થના, ભક્તિ, ઉપાસના, જ્ઞાન વગેરે પૂર્વે બંધાયેલ સંસ્કાર, વલણ, લાગણી પ્રમાણે જ આગળ ને આગળ ધપે છે કે હઠે છે. એની સફળતા અને નિષ્ફળતાય પૂર્વયોજિત હોય છે. પ્રકૃતિ એને પરાણે યાતો સ્વાભાવિક રીતે પ્રેરે છે અને તેને સુખદુ:ખનો કે સંતાપ-અસંતાપનો ભેટો કરાવી આપે છે. મનુષ્ય કદી પણ કર્મ–ક્રિયા કર્યા સિવાય રહી શકે નહીં. ભૂખ, તરસ, નિદ્રા, કૌટુંબિક પ્રેમ આદિ ક્રિયા-કર્મને એ અટકાવી ન શકે, ત્યારે બીજા આવશ્યક ક્રિયા–કર્મ શા માટે અટકાવે ? તર્કવાદી અને પ્રમાદી વિસંવાદી વાત કરે.

અર્જુન વિશ્વદર્શન કરે છે. પૂર્વયોજિત બનાવ પ્રત્યક્ષ કરે છે. કૌરવો હારે છે. સગાંસ્નેહીઓ કપાઈ મરે છે. ભગવાન અર્જુનને કહે છે : "હે સવ્યસાચી, લડાઈનું દૃશ્ય અને તેનું પરિણામ તું અગાઉથી જોઈ રહ્યો છે. તારે તો નિમિત્ત-માત્ર બનવાનું છે." જે લડાઈનું કામ કરતાં અર્જુન ડરી ગયો હતો, કલીબ–કાયર થઈ ગયો હતો, વિપરીત બુદ્ધિવાળો બની જઈ સીધાને ઊંધું જોતો હતો અને ઊંધાને સીધું તે ખરું જ્ઞાન પામી પૂરા ઉત્સાહથી લડ્યો. કર્તવ્ય પાર પાડ્યું. પણ તેને નિમિત્ત તો બનવું પડ્યું. મનુષ્યે આવી પડેલું કર્તવ્ય કર્યે જવાનું છે. બધો ભાર ઈશ્વરને શિરે મૂકી દે તો તે અનેક આફતમાંથી બચી શકે. ઈશ્વરને ત્યાં સદા વર્તમાનકાળ છે અને તે પોતામાંથી નીકળતી, પોતામાં રહેતી અને અંતે સમાઈ જતી જગતમાળા જોઈ શકે છે.

મહાભારતમાં ઉપરના ચિત્રથી એક ઊલટું ચિત્ર દોર્યું છે. તેનાથીય જે પૂર્વયોજિત બનવાનું કહ્યું છે તે બનીને રહે એ વિચાર પુષ્ટ બને છે. યજ્ઞનો સમય છે. જન્મેજય રાજાને અગાઉથી વ્યાસ ભગવાન ચેતવણી આપે છે : તું અમુક પ્રકારના બ્રાહ્મણોને બોલાવતો નહીં, અમુક પ્રકારે તેમની સાથે વર્તતો નહીં, અમુક દિશામાં તું જતો નહીં વગેરે પ્રકારની સાતેક ચેતવણી અપાઈ છે સાથોસાથ બીજી રીતે પણ તેને ચેતાવાય છે કે, તું મના કરેલાં કામ કરતો રહેવાનો છે અને તેથી શાપિત થઈ દુઃખી દુઃખી થઈ જવાનો છે. માટે હજુ ચેતી જા. વિવેકપૂર્વક વર્તન કરજે. છતાં રાજાની મતિ વિનાશકાળે વિપરીત થાય તેવી થઈ. તે ન કરવાનું કરતો જ રહ્યો, શાપનો ભાગી થયો. ચેતવ્યા છતાં ઊલટી રાહ પકડે તેમાં દોષ કોનો ? પ્રારબ્ધ ન છૂટે ન છૂટે.

જ્યોતિષમાં માનનારા થનારા લાભાલાભ માટે પુરુષાર્થ કરે છે, તેમનાથી બેસી રહેવાતું નથી. પ્રકૃતિ કોઈને બેસી રહેવા દે એમ નથી. કરવા જાય સીધું —

સુધરવાને બદલે બગડે છે—વધુ પણ બગડે છે. જે બનવાનું છે તે કોઈ પણ પ્રકારે મનુષ્યને નિમિત્ત બનાવવાને બન્યે જાય છે. એવી પરિસ્થિતિ ઊભી થાય છે કે ક્રિયા કરવી જ પડે. હાથમાંથી છૂટેલું બાણ પાછું શી રીતે ખેંચાય?

કેટલાય ધંધાદારીઓને પ્રત્યક્ષ દેખાય છે કે તેઓ ધંધો આગળ ચલાવે તો ખોટની ખોટ જ છે. છતાંય તેઓ જલદી જલદી ધંધો સમેટી લઈ શકતા નથી. ખોટ પર ખોટ ખમ્યે જાય છે. નિશ્ચિત થઈ ચૂકેલું છે તે કેમ નહીં બને?

આજના શક્તિશાળી દેશો પાસે અનેક પ્રકારની શક્તિ છે છતાંય તેઓ ભયમુક્ત નથી—પોતાનું ધારેલું કરી શકતા નથી, કરાવી શકતા નથી. દોરી-સંચાર કરનાર કોઈ જુદો જ છે. એ સૂત્રધારને સમજતા થાય તો કંઈક શાણપણ આવે પરમેશ્વરની વસ્તુ પરમેશ્વરની સૃષ્ટિમાંથી લઈ પરમેશ્વરની પ્રીત્યર્થે ન વપરાય તો પરિણામ વિપરીત જ આવે. જે માલિક બને તે માર ખાય. કર્તવ્ય-અભિમાની કર્તવ્યનું તીખું-મીઠું ફળ ચાખે. માલિકના માલિક પરમેશ્વરને ઓળખ્યા વિના નિરભિમાની ન થવાય. જગતમાં આ બધુંય પૂર્વયોજિત રચના પ્રમાણે બન્યા કરવાનું જ. આજે તો વામણો મનુષ્ય મલકાય છે કે મેં પ્રચંડ શક્તિને કબજે કરી છે. આંખ ખોલીને જુએ તો તેને ખબર પડી જાય કે એ પ્રચંડ શક્તિએ જ એને કબજે કર્યો છે. કેમે કરી તેના સકંજામાંથી છટકાય એમ નથી. જે જે ભર્યું છે તે તે સમય પાકયે પ્રારબ્ધરૂપે બહાર પડશે, ફળ ચખાડીને વિરમશે. બાજી હાથમાં છે ત્યાં સુધી કંઈક આશા રાખી શકાય.

કદાચ ઉપરનું કારણ ધ્યાનમાં રાખીને પૂજ્યશ્રીએ એકવાર એક ગામના લોકોને અકળ અકલ્પ્ય ઉત્તર આપ્યો હતો : વરસાદની ખેંચ પડી. તૂલ સુકાઈ જવાની ફિકર પડી. ગામલોકોએ સમૂહપ્રાર્થનાનો કાર્યક્રમ ગોઠવ્યો અને પૂજ્યશ્રીને પણ તેમાં સાથ આપવાનો આગ્રહ કર્યો. પોતે કહ્યું : "મને તમારા કામ માટે, તમારી ભાવના માટે, પૂરી સહાનુભૂતિ છે પણ હું તમારી સમૂહપ્રાર્થનામાં તમારી સાથે રહી એ પ્રાર્થના ન કરી શકું. એમ કરવાથી 'બાપા' (પરમેશ્વર-પ્રારબ્ધ) ના કામમાં ડખલગીરી થાય. તમને લાભ થાય તે જ કારણે બીજાને ગેરલાભ થાય તો તેનો ભાગીદાર હું ન બનું." ઈશ્વરને ત્યાં આવી વિરોધી—એકના લાભમાં બીજાને નુકસાન કરનારી—બાબતનો કોણ નિકાલ કરતું હશે?

આ આધ્યાત્મિક સિદ્ધાન્ત સમજવામાં કંઈક અઘરો છે માટે થોડીક પુનરુક્તિ થવા દઈએ. પૂર્વે ઉલ્લેખ થઈ ગયો છે કે મહારાજશ્રી કટ્ટર શાંકરવેદાન્તી હતા. ત્રણ કાળમાં જગત ઉત્પન્ન થયું નથી તે સિદ્ધાન્તને પોતે અનુસરીને

અપનાવ્યો હતો. ब्रह्म सत्यं जगन्मिथ्या । એ સિદ્ધાન્તમાં બધા સિદ્ધાન્તો અને ઉપસિદ્ધાન્તો સમાવી દઈ શકાય. પૂજ્યશ્રીને માટે તો એ સિદ્ધાન્ત જીવનનું ધર્મનું અને આધ્યાત્મિકતાનું સારસર્વસ્વ હતું. જે બીજા સિદ્ધાન્તો કે સાંપ્રદાયિક ઉપ-સિદ્ધાન્તો છે તેનો નિચોડ કરીને આ સિદ્ધાન્ત તારવવામાં આવ્યો છે. જે અધનાસ્તિક છે તેને છોડીને બીજા કોઈ પણ બુદ્ધિશાળી ચારિત્ર્યશીલ સાધકને એ સિદ્ધાન્ત સંતોષી શકે એમ છે, જો તેને બીજા સિદ્ધાન્તો ન સંતોષી શકતા હોય તો. આ સિદ્ધાન્તને સમજનારાં પ્રમાણમાં બહુ ઓછાં મનુષ્યો નીકળે એ એક જુદી વાત થઈ. માથાગણતરીનો સિદ્ધાન્ત અહીં કામ ન લાગે. રામજી તો એક જ હતા. તેના સિદ્ધાન્તે તો અગણિતને તાર્યા છે–સુખી કર્યા છે.

લોકશાહી સિદ્ધાન્ત અપનાવવામાં આવે તો આ જગતને મિથ્યા ઠરાવનાર સિદ્ધાન્તને જરૂર તિલાંજલિ આપવી જરૂરી જણાય. સદ્ભાગ્યે લોકશાહીની નજર એ તરફ હજુ ગઈ નથી, જોકે તકવાદી, સ્વાર્થસાધુ, સંકુચિત, સાંપ્રદાયિક તેમજ અંધધાર્મિક વૃત્તિવાળાં બીનઅનુભવી મનુષ્યો એની ઠેકડી ઉડાવે છે ખરા; પણ સત્ અસત્ ન થાય.

પૂજ્યશ્રી પૂરી જવાબદારીથી અને હિંમતપૂર્વક પોતાના પ્રતિવાદીને જવાબ આપતા : ભાઈ, મેં તો મારો અનુભવપૂર્વકનો નિશ્ચય કરી દીધો છે કે એક બ્રહ્મ સિવાય બીજી કોઈ પણ વસ્તુ સત્ નથી. શાસ્ત્રો અને અનુભવી પુરુષો પોકારીને કહે છે કે :

आदौ अन्ते च यन् नास्ति, वर्तमानेऽपि तत् तथा । જે વસ્તુ આદિમાં અને અન્તમાં ટકી શકતી નથી તે વર્તમાનમાં પણ હોઈ શકે નહીં. જગતની પાછળ પાછળ હડના જાવ, કશું હાથમાં આવતું નથી. એનું આદિ શોધવા તો એ અદૃશ્ય થઈ જાય છે. કેવળ એકસત્તા સ્વરૂપે કોઈક તત્ત્વ શેષ રહે છે હવે એના અંત તરફ નજર ફેંકતા જાવ. તે રીતે પણ એ ગાયબ થઈ જાય છે. જે શેષ રહે તે કેવળ સત્તાસ્વરૂપ બ્રહ્મ. હવે વર્તમાનમાં જગત પ્રતીત તો થાય છે પણ ક્ષણેક્ષણે એમાં પરિવર્તન થતું રહે છે. એટલે જે આ પળે છે તે ત્યાર પછીની પળમાં નથી—બદલાઈ ગયેલું હોય છે. આવા પરિવર્તનશીલ જગતને પકડવું શી રીતે ? પકડવા જાવ તો તે ક્ષણ બદલાઈ જાય. ખરું શું છે, તે જણાય નહીં. વળી સુષુપ્તિ જેવી દશામાં, સમાધિમાં એ અદૃશ્ય થાય. અજ્ઞાનીને જ્યાં અંધકાર દેખાય ત્યાં યોગીને પ્રકાશ દેખાય, ભક્તને ભગવાન દેખાય અને આત્મજ્ઞાનીને આત્મા–દર્શન થાય. આ લોકોની દૃષ્ટિએ જગત દેખાય નહીં ત્યારે

વર્તમાનકાળમાં એ જગત સંતાકૂકડીની રમત રમે તો ખરું શું માનવું? જગત કે જગદીશ?

જેઓ સાતમી ભૂમિકામાં દૃઢ રીતે સ્થિત થયેલ છે તેમની દૃષ્ટિમાં તો જગત છે જ નહીં; કેવળ એક અનુભવગમ્ય શીવ શાન્ત તત્ત્વ બ્રહ્મ રહી જાય છે. વળી જીવનમુક્ત અનુભવી મહાત્માઓ વિદેહમુક્ત થયે કદીય જગત જોઈ શકતા નથી, કેવળ બ્રહ્મસ્વરૂપે સ્થિત રહે છે. ભક્ત લોકોના ભગવાન એ જ રીતે શીવ રહે છે તો જગત કોને માટે રહ્યું? જેને માટે રહ્યું તેનોય એક દિવસ તો મોક્ષ થવાનો છે એટલે જગત ક્યાં છુપાઈ જાય છે એ અનુભવની દૃષ્ટિએ દેખાતું નથી. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખી મસ્ત લોકોએ કહ્યું છે કે જગતની ત્રણ કાળમાં ઉત્પત્તિ થઈ નથી. જે છે નહીં તેની ઉત્પત્તિ કેવી?

પૂજ્યશ્રી આવા મસ્તરામ હતા. તેઓ કઈ દૃષ્ટિ પર રહીને જગતનું મિથ્યાત્વ પ્રતિપાદન કરે છે તે બરાબર સમજી લેવાય તો શંકાને સ્થાન નથી. પોતે અખંડ સ્મૃતિ, નિરંતર ભજન અને અખંડિત ધૂનથી મસ્ત બની સમદર્શનના અનુભવ કરનાર હતા. જીવતાં મરેલા હતા; મરીને જીવતા રહ્યા છે. કેવળ સત્-સ્વરૂપ બની પૂરા બ્રહ્મજ્ઞાની અને બ્રહ્મવાદી બન્યા હતા છતાંય સાપેક્ષિક સત્યની દૃષ્ટિએ જોતાં જગત અને જગદીશનો પૂરો આદર કરતા હતા અને અણીશુદ્ધ વહેવાર જાળવી રાખવાના પૂરા આગ્રહી હતા. આ રહ્યો એઓશ્રીનો જીવ, જગત અને ઈશ્વર સંબંધીનો જીવનોપદેશ, જેમાં કેવળ સત્ય અને સાપેક્ષિક સત્ય એ બેનો સુંદર સમન્વય થઈ રહે છે, અને જેમાં કહેવાયું છે કે જીવ છે તો ઈશ્વર પણ છે. એ યાદ રાખી જીવે ઈશ્વરને ઓળખવો રહ્યો અને તેની ભક્તિ કરવી રહી:

देहदृष्ट्या तु दासोऽहं जीवदृष्ट्या त्वदंशकः ।
वस्तुतस्तु त्वमेवाहमिति मे निश्चला मतिः ॥

પોતે વારંવાર એ શ્લોક કહી સંભળાવતા. શ્રી હનુમાનજી રામજીને કહે છે: દેહદૃષ્ટિથી હું તારો દાસ છું. જીવદૃષ્ટિથી તારો નાનકડો અંશ છું. વાસ્તવે તો તું તે જ હું છું એવી મારી નિશ્ચલ મતિ છે.

શ્રી હનુમાનજી બહુશ્રુત-બહુ વિદ્વાન હતા. તેમના જ્ઞાનની પરીક્ષા કરવા શ્રી રામજી તેને પ્રશ્ન કરે છે કે, બ્રહ્મજ્ઞાની બનીને તું બીનઅનુભવી શાબ્દિક શુષ્ક વેદાન્તી તો નથી થઈ ગયો ને? બોલ, તું કોણ છે? તારો પરિચય મને આપ.

ઉત્તરમાં શ્રી હનુમાનજીએ સરસ અને સારગર્ભિત હકીકત કહી :

देहदृष्ट्या तु दासोऽहम्। હે રામજી, વ્યાવહારિક રીતે દેહ તરફ હું નજર રાખું અર્થાત્ સ્થૂલદેહમાની થાઉં તો મારે કહેવું પડે કે હું તારો દાસ છું અને તું મારો માલિક છે. હનુમાનજીનો કહેવાનો ભાવ એ છે કે જ્ઞાની પુરુષ સમદર્શી થઈ રહે પણ તે સમવર્તી ન થઈ શકે. તે મનુષ્યની સાથે મનુષ્યનો વહેવાર કરે અને પશુની સાથે પશુનો—મનુષ્ય મનુષ્ય વચ્ચે પણ સમવહેવાર ન થઈ શકે. દરેક જણ પોતાના સ્થાન પર શોભે. સ્ત્રી–પુરુષ, નાનો–મોટો, મૂર્ખ–પંડિત એવા અનેક ભેદો રહેવાના અને તે ભેદાનુસાર યોગ્ય વર્તન રાખવું પડે. એમ કરવાથી વહેવારશુદ્ધિ જળવાઈ રહે. સુખીને જોઈ પ્રસન્નથવું અને દુઃખીને જોઈ દુઃખી થઈ યથાશક્તિ તન, મન અને ધનથી તેની કરુણાભાવે સેવા કરવી અને તેનો દુઃખભાર હળવો કરવો. દેહ અને જગત દેખાય ત્યાં સુધી તેના વહેવાર અણીશુદ્ધ કરવા પડે.

આવો વહેવારકુશળ સમદર્શી પુરુષ સમાજનું ઘણું કલ્યાણ કરે છે. તે તડ સાંધે છે. વર્ગભેદનો ડંખ કાઢી નાંખે છે. જે સમાજમાં આવા સમદર્શી પુરુષો વધારે પ્રમાણમાં પાકે તે સમાજ તેટલા વધુ પ્રમાણમાં ઊંચે ચઢે છે અને ઉન્નતિને પંથે વળે છે. બધાંના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ રહેલું છે એવું આવો વહેવારકુશળ સમદર્શી પુરુષ સમજે છે અને તે પ્રમાણે વર્તે છે.

સારાંશમાં, રામજીનો ખરો દાસ જ સમાજનો સાચો સેવક થઈ શકે. યથાર્થે યજ્ઞરૂપે પોતાની બધી પ્રવૃત્તિઓ આદરી તે સમાજને અર્પણ કરી સમાજ જે આપે તેમાં સુખસંતોષ માને—સુખ આપનારને સમાજ શું કામ સુખ ન આપે ? રામજીના ખરા દાસ હનુમાનજી જેવો કોઈ વિરલ ભક્ત પોતાના વર્તન દ્વારા સમાજને બોધ આપે : आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्। પોતાને પ્રતિકૂલ લાગે તેવું આચરણ બીજાને પણ પ્રતિકૂલ થઈ પડે, માટે એવાં આચરણો કદી આચરવાં નહીં. નીતિમાત્રનો સાર ઉપરના સુભાષિતમાં આવી જાય છે.

શ્રી હનુમાનજી પોતાનો જવાબ આગળ ચલાવે છે : 'जीवदृष्ट्या तव अंशकः'। હે રામજી, હું દેહદૃષ્ટિ છોડી જરા ઊંડાણમાં ઊતરું છું તો મન, બુદ્ધિ, ચિત્તને પાર કરતો અર્થાત્ સૂક્ષ્મ અને કારણ-શરીર અભિમાની એવો અહં ત્ર્ડ કરતો હું મારો જીવભાવ જોઈ રહ્યો છું. તું એક અથાગ સમુદ્ર જેવો

તેજ અને શક્તિનો ભંડારરૂપ દેખાય છે. તે સમુદ્રમાં હું એક બિંદુમાત્ર, કણરૂપ, અંશના અંશરૂપે તરી રહેલો દેખાઉં છું. એ તારું રૂપ જોઈને હું આનંદમગ્ન રસઘેલો બની જાઉં છું. તારામાં શક્તિ છે તો જ મારામાં આંશિક રૂપે તારી એ શક્તિનો સંચાર થયો છે અને એ રીતે હું હેરતભરી ફાળ મારી શકું છું, અસાધ્ય લાગતાં કામ સિદ્ધ કરી શકું છું. આકાશમાં ઊડી શકું, સમુદ્ર કૂદી શકું, સૂર્યને પકડી શકું, નાનામાં નાનો અને મોટામાં મોટો થઈ શકું. અદૃશ્ય થાઉં, હલકો થાઉં, ભારે થાઉં, પર્વત ઊંચકું, પહાડ ફેંકું—હું મારી કેટલી કેટલી યોગશક્તિ ગણાવી જાઉં ? મારામાં જે છે તે બધું તારામાંથી જ આવ્યું છે. હું તારાં જેટલાં ગુણગાન ગાઉં તેટલાં ઓછાં છે. તારા અને મારા રૂપરંગમાં જરાય ફેર નથી, તોય તારામાં અને મારામાં આસમાનજમીનનું અંતર છે તું સર્વજ્ઞ છે, હું અલ્પજ્ઞ છું. તું અંશી છે. હું અને મારા જેવા અનંત અંશો તારામાં સમાઈ જાય છે. તારા કોઈ અંશમાં આખું જગત સમાઈ જાય તો જગતનાં પ્રાણીપદાર્થો તારામાં કેમ ન સમાઈ રહે ? તું એ બધામાં તારા સમષ્ટિ અને વ્યષ્ટિ અંશોમાં રહ્યો છે છતાં અલગનો અલગ અને પાસેમાં પાસે છે છતાં દૂરને દૂર. તું સર્વવ્યાપી છે. જગતના પ્રલય સુધી તારી સ્થિતિ છે

આવો જીવ—ઈશ્વરનો અંશ—અંશીભાવનો સંબંધ લક્ષમાં લઈને પ્રખર અદ્વૈતસિદ્ધાન્તી શ્રીઆદિશંકરાચાર્યજી પૂર્ણ નમ્રભાવે ગાય છે :

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।

હે નાથ, તારા અને મારામાં ભેદભાવ રહ્યો તો નથી, છતાંય મારે કહેવું પડે છે કે ભક્તિભાવે ને ભાવસૃષ્ટિમાં હું તારો છું. તું મારો નથી. તું મારામાં જ સમાઈ રહે એવો નથી. મારા જેવા તો અનંત તારામાં પુરાઈ રહે છે. ઈશ્વર ચિરંજીવી છે, જીવ અલ્પજીવી શરીર છે ત્યાં સુધી જીવભાવ પ્રતીત થાય એટલે ઈશ્વરને [માનવો પડે.

પૂજ્ય મહારાજશ્રી પણ ભગવાન-ઈશ્વર વિષે એવી જ વિનમ્રતા દાખવતા. તેઓ ઈશ્વરને કલ્પિત કહેતા, તે કેવળ બ્રહ્મદૃષ્ટિ રાખીને. ઈશ્વરનાં દર્શન-અદર્શન—આવિર્ભાવ-તિરોભાવ થયાં કરે છે. બ્રહ્મમાં એવો કશો ફેરફાર થતો નથી એટલે એકને કલ્પિત સત્ય કહેવું પડે અને બીજાને કેવળ સત્ય. બ્રહ્મદૃષ્ટિ સ્થિર થયે નથી ત્યાં જીવ, જગત કે ઈશ્વર.

પુવે, કહેવાઈ ગયું છે કે જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય થર્યા કરે છે. અર્બોનાં વર્ષો વીતી જાય એટલે જગતનાં ઉત્પાદક કારણો—કર્મબીજો સુષુપ્તિદશા છોડી જાગ્રત દશામાં આવવા માંડે છે. એ સમયના સંધિકાળમાં અદશ્ય થઈ રહેલ ઈશ્વર દશ્ય થાય છે. સ્થિર, શાંત સર્વવ્યાપી, મહતત્ત્વના પૃષ્ઠ પર—ફલક પર—સત્તા પર—એક વિચિત્ર શુદ્ધ માયામયી ચેતન, સ્વયંભૂ પ્રકાશ પુંજ દશ્ય થાય છે. તે ઈશ્વર છે. એ ઈશ્વરને પ્રકૃતિનો શુદ્ધ સત્ત્વગુણ આવી મળે છે એટલે એ સર્વજ્ઞ અને સર્વશક્તિસંપન્ન બને છે. પ્રકૃતિનો રજોગુણ ચંચળ બનતો જાય છે. કર્મબીજો જાગ્રત થતાં રહે છે. એ કર્મબીજો પર ઈશ્વર દૃષ્ટિ કરે છે એટલે કે એ કર્મબીજો ઈશ્વરનાં ચેતનમાં પ્રતીત થતો જાય છે, કંઈક વ્યક્ત થાય છે. અદશ્યતામાંથી દશ્યતામાં આવતાં જાય છે. પછી એ સૂક્ષ્મ બીજોમાંથી જગતનું પ્રારબ્ધ રચનારાં બીજો બહાર તરી આવે છે એટલે ઈશ્વરનો સંકલ્પ થાય છે અને જગતનાં મંડાણ શરૂ થાય છે. રજોગુણ તો ચંચળ રહે જ કર્મબીજોને સૂક્ષ્મમાંથી સ્થૂલ થવા માટે સાધન-વાહનની જરૂર પડે. તમોગુણની જરૂર પડી, પછી આકાશ તત્ત્વ બહાર પડ્યું અને છેક મનુષ્યસૃષ્ટિ સુધી કર્મબીજો આવી પહોંચ્યાં ઈશ્વરનો અંશ બધામાં છે પણ મનુષ્યમાં તે બરાબર વ્યક્ત થાય. સ્વપ્નસૃષ્ટિની જેમ ઈશ્વરનાં મનમાં જગતસૃષ્ટિ થાય.

આકાશ તત્ત્વમાંથી સંકેત મળે છે કે સર્વવ્યાપી ઈશ્વરનો પ્રકાશ એ તત્ત્વ સુધી તો વધતાઓછા પ્રમાણમાં રહ્યો. ત્યાર બાદ કેવળ જડ લાગતી, તમોગુણી, અંધકારિયા સૃષ્ટિ. મનુષ્યમાં એ અંધકારિયો તમોગુણ દબાતાં દબાતાં, તેમજ રજોગુણ ચંચળતારહિત થતાં થતાં સત્ત્વગુણી સ્થિર પ્રકાશ નિહાળવા મળે છે. એવા સ્થિર સત્ત્વગુણી મનુષ્યો જ ઈશ્વરને ઓળખે અને ઓળખાવે.

એક રીતે કહીએ તો જગતમાંની એક પણ વસ્તુ ઈશ્વરની સત્તાની બહાર નથી એટલે હરકોઈ ચીજમાં ચેતનનો અંશ તો પડ્યો રહે છે, પણ તે દબાયેલો રહે છે એટલે તેવી વસ્તુ જડ જેવી લાગે. ઈશ્વરના અંશરહિત કોઈ પણ નાની-મોટી વસ્તુ ન હોવાથી હરકોઈમાં ઈશ્વર છે. પણ ફક્ત મનુષ્ય-વ્યક્તિ જ તે ઈશ્વરી અંશને જોઈ જાણી શકે અને તેના મૂળ-ઈશ્વરને મળી શકે.

જગતનો લય થયે ઈશ્વરની જરૂર રહી નહીં એટલે તે ઈશ્વર અદશ્ય થઈ જાય. નવા જગતની શરૂઆત વેળા તે પાછો આવવાને ઊભો રહે. ઈશ્વરનાં દર્શન-અદર્શન થતાં રહે એટલે તે એક કલ્પનાનો વિષય થઈ પડે. જગત છે ત્યાં સુધી જગદીશ-ઈશ્વર છે. ગીતાજીમાં આ જગત-ઉત્પત્તિનો અને ઈશ્વરના

અનાવરણ–આવિષ્કરણનો સંકેત મળે છે. ઈશ્વરનાં દર્શન કરીને ભક્ત મોક્ષ મેળવી લે છે. ઈશ્વરમાં લીન થઈ જાય અથવા તો અંશરૂપે દિવ્ય રૂપે પડી રહ્યો હોય. પછી ઈશ્વર સાથે અદશ્ય થઈ જાય. ઈશ્વરનાં જન્મમરણ નહીં એટલે મુક્ત થઈ ગયેલ ભક્તનાં પણ જન્મમરણ નહીં.

એક વેળા પૂજ્યશ્રીને પ્રશ્ન પુછાયો : મહારાજજી, ઈશ્વરનાં આવાગમન થયાં કરે તો ભક્તના મોક્ષનું શું ? તેઓ પણ ઈશ્વરની સાથે આવજા કરે ?

પૂજ્યશ્રીએ જવાબ આપ્યો : ઈશ્વરની આવ-જાનો પ્રશ્ન બરાબર સમજી શકો તો શંકા રહેતી નથી. ઈશ્વરને આપણા જેવાં હાથ, પગ, મન, બુદ્ધિ આદિ નથી. એટલે એનો સંકલ્પ, એમનું આવવું–જવું–આવાગમન–આપણા કરતાં જુદાં છે. આપણને કર્મબંધન નડે છે. અભિમાનપૂર્વક કર્મ કરે તો મનુષ્યને તેનાં કર્મ બંધનકારી થાય. ઈશ્વર એવી રીતે કર્મબંધનમાં પડી શકે નહીં; એટલે એની દર્શન–અદર્શનની ક્રિયા તો સ્વાભાવિક છે. બંધનમાં પડેલાં મનુષ્યોનું કર્મફળ આપવાને માટે તે એક આવશ્યક સર્વવ્યાપી તત્ત્વ છે. કર્મ જડ છે કર્મનો કર્તા ચેતન છે. જગત જડ છે, જડ લાગે છે. પ્રકૃતિ જડ છે. એને ચેતનવંતી બનાવવાને માટે કોઈ એક ચેતનવંતા તત્ત્વની આપોઆપ જરૂર પડે છે જગત–રચયિતા ચેતન છે, યા તો કહો કે જેમાંથી જગતની ઉત્પત્તિ થાય છે, જેમાં એ ટકે છે અને જેમાં જઈને એ કર્મબીજસહિત લય પામે છે એ તત્ત્વ ચેતન જ હોઈ શકે. ચેતન વિના ચેતનતા આવે કયાંથી ?

હવે ભક્ત લોકો ભગવાનનાં દર્શન કરી મોક્ષ મેળવે છે. એ ભક્ત લોકો ઈશ્વર અદૃશ્ય થઈ જાય છે ત્યારે બ્રહ્મસ્વરૂપે થઈ રહે છે. શરીરરહિત થઈને જ ભક્ત લોકો પોતાના ચિન્મય દિવ્ય સ્વરૂપે એક તેજોબિંદુરૂપે ભગવાનનાં દર્શન કરતાં કરતાં ભગવાનરૂપ થઈ જાય છે. તે લોકોમાં કોઈ વાસના રહી હોતી નથી એટલે તે ચિન્મય સ્વરૂપનો ભગવાનમાં લય થઈ જાય અને આખરે બ્રહ્મસ્વરૂપે રહે તે રહે. એ પણ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે ભગવાનમાં લીન થઈ ગયેલ તત્ત્વ શા માટે ભગવાનથી અલગ થઈ જઈ ફરી પાછું જન્મમરણના ફેરામાં પડે ? જેનો મોક્ષ થયો તે તો હમેશને માટે છૂટયો. તેનું કયું કર્મબીજ બાકી રહ્યું કે તે પાછું વ્યક્ત થવાને સ્થૂલ શરીરનું સાધન વાહન માગે ? મુક્ત થયેલો ફરી બંધાય નહીં.

બ્રહ્મજ્ઞાનીઓની મુક્તિ અને ભક્તની મુક્તિમાં નામમાત્રનો ફેર છે. જ્ઞાનીઓ સીધા બ્રહ્મસ્વરૂપ થઈ રહે, ત્યારે ભક્તો તેના ભગવાન સાથે જગતકાર્ય પૂરું

થયે બ્રહ્મસ્વરૂપ પામે. ભક્તોનો શુદ્ધ સત્ત્વગુણી પ્રકાશવાળો જીવ ે અંશ શુદ્ધ સત્ત્વગુણમય પ્રકાશસ્વરૂપ ઈશ્વરમાં બિંદુરૂપે અલગ પડી રહે છે ત્યારે બીજાનો— જ્ઞાનીનો એ સત્ત્વગુણમય પ્રકાશઅંશ પ્રકાશસ્વરૂપ ઈશ્વરનેપાર કરીને જે અંતિમ શેષ તત્ત્વ છે તે આત્મા—પરમાત્મા—બ્રહ્મસ્વરૂપને પામી જાય છે, એટલે કે તે ત્યાં અદૃશ્ય થઈ જાય છે. દ્રષ્ટા, દૃશ્ય, દર્શનમુક્ત જે કેવળ દર્શનરૂપે કે સત્તારૂપે શેષ રહે છે તે બ્રહ્મ, જ્યાં નથી કોઈ બીજું કે બીજો.

સકળગુણસંપન્ન, બળબુદ્ધિના દેવ, વાયુપુત્ર, યોગસિદ્ધ હનુમાનજી, સર્વ સિદ્ધિના સ્રોત શ્રી ઈશ્વરમાં અંશરૂપે પડી રહેવાનું પસંદ ન કરે. એ સ્થિતિમાં એને જરા ભેદ લાગ્યો. પ્રેમીને મળવું જ હોય તો પ્રેમસ્વરૂપ થઈને રહેવું એ એને વધુ પસંદ પડ્યું. એટલે એ શ્રી રામજીને વધારાનો પણ છેવટનો જવાબ આપે છે કે, वस्तुतस्तु त्वमेवाहमिति मे निश्चला मतिः ।

હે રામજી, તારા ઈશ્વરસ્વરૂપમાં પડી રહી લખલૂટ મોજ ઉડાવવી ગમે તો ખરી. યોગી બનીને તારામાંથી બધી યોગસિદ્ધિ ખેંચી લઉં પણ વિચાર આવે કે એ યોગસિદ્ધિ હું બતાવું કોને ? કોઈને બતાવી શકવાની ઇચ્છા ન થતી હોય તો પછી એ સિદ્ધિ કમાઈને હું કયું પ્રયોજન સિદ્ધ કરું ? જગતને સંભાળી લેવાનું કામ તો તું કરી લે છે. મારા જેવો તેમાં દખલ કરી બેસે તો લાભને બદલે હાનિ વધારે થાય.

ભક્ત બની રહીને તારો રસરૂપ મીઠો રસ—અમૃત પણ ક્યાં સુધી પી પી કર્યા કરું ? તારો એ અમૃતરસ પીવા કરતાં તું રસરૂપ છે તો હું યે શું કામ રસરૂપ થઈને ન રહું ? તું જ્યાં જઈને અદૃશ્ય થઈ જાય છે તે રસઘન, ચિદ્-ઘન બ્રહ્મમાં હું પણ શું કામ ન અદૃશ્ય થઈ જાઉં ? બ્રહ્મને ઓળખે તે બ્રહ્મરૂપ થઈ જાય, જ્યાં તું અને હું બન્નેનો ભેદ નીકળી જાય અને બધું એકરસ થઈ રહે. વાસ્તવે તો એ બ્રહ્મસ્વરૂપ એકરસ એકરૂપ સચ્ચિદાનંદઘન છે અને નથી ત્યાં તે એક સિવાય કોઈ બીજો. તું અને હુંના ભેદ તો જોવા પૂરતા જ છે.

હે રામજી, તું જે સ્વરૂપે મારી સમક્ષ ઊભો છે અને જે સ્વરૂપે હું તારી આગળ ઊભો છું તે વાસ્તવે નથી તારું ખરું સ્વરૂપ કે મારું ખરું સ્વરૂપ. હું નથી તારો દાસ. તું નથી મારો માલિક. હું નથી તારો અંશ; તું નથી મારો અંશી. તું તારામાંથી તારાં કલ્પી લીધેલાં નામ—રૂપ—રૂપી ઢાંકણ કાઢી નાખ, હું મારામાંથી મારાં કલ્પિત નામ—રૂપ—રૂપી ઢાંકણ કાઢી નાખું—તો વાસ્તવે જે વ્યાપક શેષ તત્ત્વ રહે છે તે જ તારું અને મારું ખરું તત્ત્વ છે અને તેને જ અનુભવી વિદ્વાન

લોકોએ નિર્ગુણ, નિરાકાર, નિરવયવ, નિર્વિકાર, નિરંજન, નિર્લેપ, નામરૂપ-રહિત, કેવળ સત્ બ્રહ્મ કહીને સંબોધ્યું છે—એક દિવસે તો તારે તારું ઈશ્વરત્વ છોડી દેવું પડે છે. મારે મારું જીવપણું છોડવું પડે. એટલે તું બ્રહ્મ છે; હું ય બ્રહ્મ છું. એ બ્રહ્મદૃષ્ટિએ તારામાં અને મારામાં જરાયે ભેદ નથી. જીવમાંથી શિવસ્વરૂપ શોધી લેવું એ જ ખરું જ્ઞાન છે. તું શિવ છે તો હું ય શિવ છું. શિવમાં બધાં અને બધું અદૃશ્ય થઈ જાય એ બ્રહ્મદૃષ્ટિએ—જ્ઞાનદૃષ્ટિએ જે જોઈ શકે તેને માટે નથી રહ્યું જગત, કે નથી રહી જગતમાંની કોઈ પણ વસ્તુ. નથી રહ્યો તેને માટે તેનો દેહ, કે નથી રહ્યા દેહના સંબંધીઓ. વસ્તુમાત્રનાં ઢાંકણ ઉઘાડીને જોઈ શકવાની જેની દૃષ્ટિ છે તેને એક બ્રહ્મ સિવાય બીજું કોઈ પણ તત્ત્વ નજરે પડતું નથી. અને એવો કોઈ વિરલો અનુભવી સાક્ષી પૂરે કે :

ब्रह्म सत्यं जगन् मिथ्या जीवो ब्रह्मैव नापरः।

એક બ્રહ્મ સત્ય, તે સિવાયનું બીજું બધું કેવળ કલ્પના; એ દૃષ્ટિ સમજાય નહીં ત્યાં સુધી દેહ અને દેહ-વહેવાર, જગત અને જગત-વહેવાર છૂટે નહીં. વળગેલા ને વળગેલા રહે. એટલે જે સાધકો બ્રહ્મજ્ઞાનના અધિકારી ન થાય તેઓ ઈશ્વર-ધામ સુધી પહોંચીને અટકી જાય તોય લાભ છે બધો ભાર ઈશ્વરને માથે નાંખવાથી પણ એક જાતની નિરાંત રહે છે. ઈશ્વરની સાથે રહી પડવાથી ઈશ્વરને જ્યારે જગતમાંથી ફુરસદ મળશે ત્યારે તેની સાથે તે જ્યાં જશે ત્યાં તે તેને જરૂર લઈ જશે. આ ઈશ્વરના ધામમાં ભલભલા યોગીઓ, ભક્તલોકો અટકી પડ્યા છે તો સામાન્ય વ્યક્તિએ ત્યાં અટકી પડવાનું શું કામ અચકાવું જોઈએ ? ઈશ્વર સચ્ચિદાનંદ છે. બ્રહ્મ સચ્ચિદાનંદઘન છે. જગત છે ત્યાં સુધી ઈશ્વરને રહેવું પડે.

કેટલાક ભક્તલોકો બ્રહ્મજ્ઞાનની ઠેકડી ઉડાવે છે કે, હે બ્રહ્મજ્ઞાનીઓ, તમારું બ્રહ્મજ્ઞાન તમને મુબારક. જે તમારું બ્રહ્મ નિર્ગુણ, નિરાકારી થઈ નિષ્ક્રિય પડી રહે, ન કોઈની દાદફરિયાદ સાંભળે, ન પ્રાર્થના સુણે કે ન ઉત્તર આપે તેવા નિર્દય, બધિર, મૂંગા બ્રહ્મની અમારે કશી જરૂર નથી. અમારો ભગવાન અમને દર્શન દે અને આનંદમગ્ન કરી દે છે. એને છોડીને અમારે આગળ વધવું નથી. અમને એની જરૂર નથી.

પૂજ્યશ્રી આવા ભક્તને ઉદ્દેશીને કહેતા : જેવો યોગાનંદ અને ભજનાનંદ છે તેવો જ્ઞાનાનંદ પણ છે. જ્ઞાની લોકોનું પણ સૂક્ષ્મ મન બન્યું રહે છે. જ્યાં સુધી તેમનો દેહ બન્યો રહે છે ત્યાં સુધી એ મન રહે જ. મન સિવાય આનંદ

મળે નહિ. એટલે મનપ્રદેશમાં તો એકસરખો આનંદ દરેક પ્રકારના સિદ્ધ અનુભવીઓને મળે છે.

હવે બ્રહ્મની જે નિષ્ક્રિયના આદિની ઠઠ્ઠામશ્કરી ઉડાવી છે. તે તો વિચિત્ર ભક્તોએ ભક્તિનો મહિમા બતાવવા માટે કરી છે. એ મશ્કરીમાં તો બ્રહ્મના વાસ્તવિક સ્વરૂપની સ્તુતિ છે. ભક્તો પણ વિચિત્ર ખોપરીના હોય છે એ ભૂલવું જોઈએ નહીં.

બ્રહ્મ એ કોઈ ભડકાવનારી વસ્તુ નથી એ એક અંતિમ તત્ત્વ–શેષ તત્ત્વ છે. સાપેક્ષિક દૃષ્ટિએ જોતાં એને જગતની પારનું–ઈશ્વરથી ય પર તત્ત્વ કહ્યું છે. જે અનુભવમાં એક તત્ત્વ પ્રતીત થાય છે તે અનુભવને નકારી કાઢનાર કોઈ શાણો પુરુષ તો ન નીકળે. ભક્તિમાર્ગે મોક્ષ મળે છે. યોગમાર્ગેય મોક્ષ મળે છે. જ્ઞાનમાર્ગને તો મોક્ષમાર્ગ કહ્યો જ છે. જેને સદ્યોમુક્તિ–તુર્તાતુર્ત મુક્તિ ન જોઈએ તેને માટે ભક્તિ અને યોગમાર્ગ મોકળા રહેવાના. એક સમયે એ બધાને આપોઆપ જ્ઞાનમાર્ગનું લક્ષ્ય સિદ્ધ થાય છે તેય નિશ્ચિત બાબત છે.

હનુમાનજીની દૃષ્ટિની ઓથમાં રહી પૂજ્યશ્રીએ પોતાના સિદ્ધાન્તનું સ્પષ્ટીકરણ કર્યું છે. જ્ઞાનમાર્ગ છે તો વિકટ. તેમાં વળી કેવળ બ્રહ્મદૃષ્ટિ આવવી એ વધુ વિકટ છે પણ એ વિકટતા વટાવ્યે જ છૂટકો. ગીતાજીના શબ્દોમાં કહીએ તો એ બ્રહ્મતત્ત્વ, બ્રહ્મવેત્તા અને બ્રહ્મશ્રોતા–એ બધા જ આશ્ચર્યવત્, આશ્ચર્યમય, આશ્ચર્યરૂપ છે। ગીતાજી કહે છે (શ્લોકના અનેક અર્થ થઈ શકે):

आश्चर्यवत् पश्यति कश्चिदेनम् ।
आश्चर्यवद् वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति ।
श्रुत्वापि एनं वेद नचैव कश्चित् ॥

એના (એ બ્રહ્મતત્ત્વના) દ્રષ્ટા, વક્તા, શ્રોતા અને જ્ઞાતા એ બધા જ આશ્ચર્યવત્ છે; કારણ કે એને જોવાય છતાં એ પૂરું જોઈ શકાય નહીં. એ વિષે પ્રવચન થાય છતાં પૂરું પ્રવચન થઈ શકે નહીં એવી જ રીતે એના વિષે પૂરું શ્રવણ કે પૂરું જ્ઞાન થાય નહીં. કદાચ આ કારણને લઈને ઉપનિષદમાં કહેવાયું છે કે: विज्ञातारं केन विजानीयात्। જે જાણે તેને કોણ જણાવી શકે? यस्य अमतं तस्य मतम्। मतं यस्य न वेद सः। अविज्ञातं विजानतां, विज्ञातम् अविजानताम् ॥ જે કહે છે કે નથી સમજતો તે સમજે છે. જે કહે કે હું સમજું છું તે નથી સમજતો.. જાણનારા નથી જાણતા. નહીં જાણનારા

જાણે છે. વિચિત્ર વિધાન—વિરોધાત્મક વિધાન—બધું જ આશ્ચર્ય; જગત, જીવ ઈશ્વર, બ્રહ્મ એ બધું જ આશ્ચર્ય, આશ્ચર્ય, આશ્ચર્ય.

પૂજ્યશ્રી આવા એક આશ્ચર્યમય સિદ્ધાન્તના આશ્ચર્યરૂપ મહાત્મા હતા. આવા સિદ્ધાન્તવાદીઓની પરંપરા ચાલી આવી છે અને ચાલુ રહેશે. સત્ય છુપાયેલ રહે નહીં, અને ખરું સત્ય તો આ એક જ છે કે, જેમાં બ્રહ્મ સિવાયનું બીજું કલ્પિત–મિથ્યા થઈ હટી જાય છે. જે અંતિમ તત્ત્વ હોય તે જ સ્થિર થઈને રહે. વાસ્તવે તો તેની સ્થિરતાનો કદીય ભંગ થતો નથી. એ જોવાની દૃષ્ટિ કેળવવી રહી. એ દૃષ્ટિ મળ્યે આજે અને અબઘડીએ હરકોઈ મનુષ્ય બ્રહ્મસ્વરૂપ થઈને રહે અને અનુભવે કે પોતે અને જગતમાંની હરકોઈ વ્યક્તિ અને વસ્તુ બ્રહ્મસ્વરૂપ છે. તેને બ્રહ્મ સિવાય બીજું કોઈ પણ તત્ત્વ દૃષ્ટિગોચર થતું નથી. તેની દૃષ્ટિ બ્રહ્મમયી–બ્રહ્મસ્વરૂપ થઈ ગઈ હોય છે.

મંત્રદ્રષ્ટા ઋષિમુનિઓએ સ્પષ્ટ શબ્દોમાં ઉપરની દૃષ્ટિનું પ્રતિપાદન કર્યું છે. प्रज्ञानं (आनंदं) ब्रह्म–બ્રહ્મ જ્ઞાન સ્વરૂપ છે (આનંદ સ્વરૂપ છે). अहं ब्रह्मास्मि–હું બ્રહ્મ સ્વરૂપ છું. तत्त्वमसि–तत्–તે બ્રહ્મ તું છે. अयम् आत्मा ब्रह्म–આ આત્મા (શરીરમાં રહેતો શરીરી–જીવ) બ્રહ્મ છે. એ ચાર વેદોનાં ચાર મહાવાક્યોનો જે અર્થ કરવો હોય તે કરે અને વાદવિતંડે ચડે. પૂજ્યશ્રીએ તો પોતાના અનુભવની શાખ પૂરી દીધી છે.

પોતે આર્યપુત્ર બનીને આર્યત્વને–સંસ્કારશ્રેષ્ઠતાને દીપાવ્યું. ભા–પ્રકાશમાં રત–રમીને ડૂબીને પ્રકાશસ્વરૂપ બની ભારત તત્ત્વને શોભાવ્યું. બ્રાહ્મણ બનીને–બ્રહ્મ બનીને બ્રાહ્મણત્વને ઉજાળ્યું. ઋષિ બનીને મંત્રદેવતાનો સાક્ષાત્કાર કરી દેવસ્વરૂપ બન્યા અને ઋષિકુળનાં માન વધાર્યાં અને અમરત્વ પ્રાપ્ત કરી અમરપુત્ર બની અમૃત પીવાનો માર્ગ મોકળો કરી આપ્યો.

આર્યપુત્ર સંસ્કારહીન ન રહી શકે; તે તો સત્યનિષ્ઠ, સત્યવાદી, સુસંસ્કારી થઈ રહે. પ્રકાશ–ભા–માં રમતો ન રહે તે ભારતીય ન હોઈ શકે: બ્રાહ્મણ પુત્ર બ્રહ્મવિદ્ બની બ્રહ્મભાવથી વિખૂટો ન પડે. બ્રહ્માનંદનો રસ પીને અમર ન થવાય તો શું વિષયાનંદનો રસિયો અમરફળ લાવી આપશે? વિષયાનંદનો–જાગતિક સુખનો કડવો લીંબડો રસ ત્યાગીને બ્રહ્માનંદનો રસ પીને પૂજ્યશ્રી અમર બન્યા અને અમર બનવાની સાધના બતાવી ગયા. એ અમર રસ તો સમરસ થઈને સર્વ સ્થળે સર્વ કાળમાં ભરપૂર પડ્યો રહ્યો છે. શોધીને પીતાં આવડવું જોઈએ. પણ આશ્ચર્ય તો એ છે કે, 'તરણા ઓથે ડુંગર, રે, ડુંગર કોઈ દેખે નહીં.' તરણું ખસેડાય નહીં અને ડુંગર દેખાય નહીં. એ તરણું ખસેડવાની યુક્તિ આ

મંત્રમાં આપી છે : तेन त्यक्तेन भुञ्जीथाः । ત્યાગપૂર્વક ભોગવ. ઈશ્વરની વસ્તુ ઈશ્વરને સોંપીને-તેને અર્પણ કરીને જરૂરિયાત પ્રમાણે તેનો ઉપભોગ કરવાથી રસસ્વરૂપ બ્રહ્મ પરમાત્માનાં દર્શન થાય છે-પદાર્થોમાંથી મમબુદ્ધિ ઉઠાવી લઈ બ્રહ્માર્પણબુદ્ધિથી તેનો ઉપભોગ કરવામાં આવે તો મનુષ્ય કર્મબંધનમાંથી છૂટે અને આત્માનું રક્ષણ કરી મોક્ષસ્વરૂપનો લાભ મેળવે.

કબીરજી પણ એવી સલાહ આપે છે :

मेरा मुझमें कुछ नहीं, जो कुछ है सो तोर (तेरा)।
तेरा तुझ को सौंपते क्या लगेगा मोर (मेरा) ॥

ગીતાજી પણ એ જ ઉપદેશ આપે છે :

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥

પૂજ્યશ્રી ભોજન સમયે ઉપરોકત શ્લોક બોલીને ભોગ આરોગતા. સેવકોને અને ભક્તોને એ કારણે બોધ મળતો કે પ્રભુની વસ્તુ પ્રભુની આજ્ઞા લઈ ઉપ-ભોગમાં લેવી. એમ કરવાથી આપોઆપ પરિગ્રહવૃત્તિ પર અંકુશ મુકાય અને મનુષ્યકૃત દોષ, આપત્તિ અને દુઃખમાંથી સ્વનું અને સમાજનું રક્ષણ થાય.

પૂજ્યશ્રી તેઓનું સૂત્ર પણ વારંવાર સંભળાવતા :

संगं त्यक्त्वा सुखी भव । સંગ છોડીને સુખી થાવ. એ સૂત્ર ઉપરોકત ઉપનિષદ મંત્રનો અનુવાદ છે. પોતે એ સૂત્રને પોતાનું જીવનલક્ષ્ય બનાવ્યું હતું અને તેથી પોતે હરકોઈ હાલતમાં અલગના અલગ-નિર્લેપ રહ્યા. એ સૂત્રના અનુચરણમાં પોતે ઘર છોડયું હતું. છેવટે આશ્રમ ઘર પણ છોડયું. એક પછી એક સંગ છોડતા રહ્યા. અંતિમ અવસ્થામાં ગુરુસંબંધ ઢીલો કરી દીધો, શિષ્યસંબંધ અળગો ને વેગળો કીધો, અંતરંગી સેવકોને દૂર હઠાવ્યા, અને દેહસંબંધ તોડ્યો તે તોડ્યો. મનમાંથી હઠયા, બુદ્ધિથી પર થયા. અહંભાવથી મુકત થયા. સચ્ચિદાનંદ ઈશ્વરનાં છેવટનાં દર્શન કરી લઈ, સચ્ચિદાનંદઘન બ્રહ્મ-સ્વરૂપે સ્થિત થયા તે થયા. સાપેક્ષિક રીતે સમજવું હોય તો સમજી લઈએ કે પોતે સ્વ-સ્વરૂપે શેષ રહ્યા. ચેતન કળા ત્રણે શરીરમાંથી હઠી ગઈ એટલે વ્યાપક આત્મા તેના શુદ્ધ સ્વરૂપે હતો. તેવો ને તેવો થઈ રહ્યો. શરીરના મર્યા પછી એ સ્થિતિ પ્રાપ્ત થઈ શકે એમ સમજવાની જરૂર નથી. જીવનમુકત મહાત્માની તો એ સ્થિતિ હરહમેશ બની રહે છે. પૂજ્યશ્રી વારંવાર અષ્ટાવક્રનો આ અનુભવ-શ્લોક કહી સંભળાવતા :

यदि देहं पृथक् कृत्वा चिति विश्राम्य तिष्ठसि ।
अधुनैव सुखी शान्तो बन्धमुक्तो भविष्यसि ॥

જો તું દેહથી–સ્થૂલ, સૂક્ષ્મ, કારણ દેહથી પૃથક્ થતો થતો તેની પારના ચિતિ-ચેતનતત્ત્વમાં વિશ્રામ કરી સ્થિર થઈ જાય તો હમણાં જ સુખી, શાન્ત અને બન્ધનમુક્ત થઈ જાય. અને એ છે અનુવાદ આ સૂત્રનો કે:

आत्मार्थे जगत्–पृथिवीं त्यजेत् ।

પોતે સુખી થયા હતા, શાન્ત હતા અને જીવતાં છતાં મુક્ત થઈ ગયા હતા. વિદેહમુક્ત થઈને પોતાને મળવાનો માર્ગ ખોલતા ગયા છે. મૂકભાવે કહે છે–બોલાવે છે–ઈશારો કરે છે કે, ભક્તિમાર્ગે આવો તો જેવા ભાવે આવો તેવાં દર્શન દઉં. જ્ઞાનમાર્ગે આવો. તમારું સ્વસ્વરૂપ બની જાઉં. દર્શન કર્યે જાવ. હૃદયમાંથી હું કદી બહાર જઈ શકું એમ નથી. આજેય હું હૃદયમાં તો છું. પણ તમારા હૃદયનો કાચ જરા મેલો રહે છે. સાફ–સ્વચ્છ કરો. હૃદયની બહાર હું કદી ગયો નથી. જ્યાં હતો ત્યાં જ આજે છું, કાલેય ત્યાં હોઈશ. દિવ્ય દૃષ્ટિ ખોલવાની જરૂર છે.

देवो भूत्वा देवं यजेत् । દેવ થઈને દેવનું યજન–પૂજન કરવું. हंसो भूत्वा हंसं यजेत् । હંસ બની હંસના યજમાન બની શકાય. યોગ્ય યજમાનને ત્યાં–તેના હૃદયમંદિરમાં હંસદેવ આવે જ આવે. હૃદય શુદ્ધ થવું જોઈએ. તેમાં તે વ્યક્ત થાય

શ્રી કૃષ્ણચન્દ્ર પણ એ આગમની સાક્ષી પૂરે છે:

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।

જેવી રીતે મારી પ્રપત્તિ કરે–ભજન કરે, તેનું હું તેવી જ રીતે ભજન–સેવન કરું છું.

ભગવાનને ભાળવા ભાગવતનું શરણ લેવું પડે શ્રી રામચન્દ્રજીને ઓળખવા રામાયણ વાંચવું–વિચારવું–પચાવવું પડે. શ્રી હંસદેવજીને શીખવા–સમજવા માટે આ ‘ હંસસ્મૃતિ ’ ઉપયોગી થશે ?

सर्वे सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग् भवेत् ॥

ॐ शान्तिः शान्तिः सुशान्तिर्भवतु । सर्वारिष्ट शान्तिर्भवतु ॥

હરિહર

ॐ

॥ नमः शान्ताय तेजसे ॥

ॐ

तेजसे श्रीरामस्वरूपाय श्रीकृष्णस्वरूपाय तेजसे ।
योगीजनानुभूताय नमः सर्वस्वरूपाय तेजसे ॥

# परिशिष्ट क

# जीवनवृत्तान्त



# પૂર્વબોલ

શ્રીયુત ભાઈલાલભાઈ અમીન (મુંબઈવાળા) અને સૌ શ્રીમતી તનુમતીબહેન ગિરિજાપ્રસાદ (અમદાવાદનાં)ની વારંવાર કરાતી વિનંતીને માન આપી પૂજ્યશ્રીએ પોતાનું થોડુંક જીવનવૃત્તાન્ત લખાવ્યું હતું તે આ સાથેના પરિશિષ્ટમાં આપ્યું છે. લગભગ ૨૦–૨૧ વર્ષની ઉંમર સુધીના જીવનપ્રસંગોનો એમાં ઉલ્લેખ છે. પોતે મન મૂકીને એ વૃત્તાન્ત આપ્યું હોય એવી છાપ તો ઊઠતી નથી છતાંય એ કેટલીક અગત્યની હકીકત પર ઠીકઠીક પ્રકાશ ફેંકે છે.

(૧) પૂજ્યશ્રીને એક બહેન હતાં, જે સંબંધે પૃષ્ઠ ૨ માં ઉલ્લેખ કર્યો છે. અહીં બહેન વિષે એઓશ્રી કશું કહેતા નથી, એટલે એમ માની લેવાય કે કાં તો એ બહેન એમનાં સગાં બહેન ન હોય કાં તો એ બહેન વિષે એમને અહીં કશું પણ કહેવાની જરૂર ન લાગી હોય.

(૨) તે સમયે શીખ અને હિંદુઓ વચ્ચે ઘણો મીઠો સંબંધ હતો.

(૩) નાના નાના છોકરાઓ સારા સંતમહન્તોની ગાદીએ ભેટરૂપે ધરાતા—આવા ભેગ ધરાયેલાં બાળકોને સંત મહારાજો ઉછેરતા અને પછી સાધુસમાજમાં તેમને લઈ લેતા. આવા નાના છોકરાઓ સાધુ બને તેમાં સમાજ તરફથી ખાસ અવરોધ નહોતો.

(૪) પૂજ્યશ્રી પૂર્વજન્મના કોઈ યોગભ્રષ્ટ પુરુષ હતા એટલે જ કર્મસાક્ષી વિધાતાએ એઓશ્રીને નાનપણથી વિરક્ત જેવા ઉચ્ચ કોટિના મહાત્માઓનો સમાગમ કરાવી આપ્યો હતો. આવા વિરક્ત મહાત્માના સત્સંગથી પૂજ્યશ્રીનું વ્યક્તિત્વ ખીલતું રહ્યું. રખડતા રઝળતા પોતે આવા મહાત્માઓ પાસે જઈ ચડ્યા ત્યારે જ એઓશ્રીને સુખસંતોષ મળ્યાં અને સન્માર્ગે ચડવાનો મોકળો માર્ગ મળ્યો.

કુંભમેળામાં આવા વિરક્ત મહાત્માઓનાં જેમણે દર્શન કર્યાં છે અને જેમણે સૂક્ષ્મતાથી તેમની દિનચર્યા નિહાળી છે તેઓ ઉપરની હકીકત સંપૂર્ણ રીતે સમજી શકે એમ છે. એ મહાત્માઓ ત્યાગ, વૈરાગ્ય, તપ, તિતિક્ષા, સાધના, પંડિતાઈ આદિમાં એકેકને ટપી જાય એવા હોય છે. ઉચ્ચ આદર્શને આચરણ દ્વારા વ્યક્ત કરવાને માટે તેઓ તનતોડ પ્રયાસ કરવા કટિબદ્ધ થાય છે, થયા છે.

(૫) પૂજ્યશ્રીના ઉદારતા, સ્વતંત્રતા, સ્વમાન, તેજ મિજાજ, નિશ્ચલતા, સંતસેવા, દયાર્દ્રતા આદિ સદ્ગુણો બાળપણથી જ દષ્ટિગોચર થતા જાય છે. વળી તેઓશ્રી ખટપટી, તકરારી, વિક્ષેપકારી વાતાવરણથી દૂર ભાગતા હતા. એટલે અનુમાન કરવું પડે કે એઓશ્રીએ પૂર્વજન્મમાં સાધનસંપન્નતા પ્રાપ્ત કરી હતી અને તેનાં સંસ્કારબીજ એઓશ્રીના શુભ માનસમાં સંક્રાન્ત અને સંગૃહીત થયાં હતાં, જે સુયોગ મળ્યે અમત થઈ ઉપર આવતાં ગયાં અને એઓશ્રીને આગળ ને આગળ વધવાની પ્રેરણા આપતાં રહ્યાં. એઓશ્રીનું અદષ્ટ જ એમને પ્રગતિને પંથે વાળતું રહ્યું. (વાંચો ભગવદ્ગીતા અ. ૬, શ્લો. ૪૩–૪૪).

(૬) પૂજ્યશ્રીની ઉંમર સંબંધે કંઈક અસંગતતા અને અસ્પષ્ટતા રહી ગઈ છે. એટલે અનુમાનવું પડે કે એઓશ્રીએ ૧૧૫ અને ૧૨૩ વર્ષની અંદરના કોઈ એક વર્ષે દેહવિસર્જન કર્યું. (જુઓ ઉંમર પ્રકરણ)

તા. ૨૭-૭-૫૮ : (શ્રી ભાઈલાલભાઈ અનુવાદ કરી લખે છે: રાતના પોતાનું જીવન-વૃત્તાંત જમ્યા પછી કહેવા માંડયું. તા. ૨૬-૭-૫૮: ભૃગુસંહિતાનું વાચન બોરકર મહારાજનું કર્યું હતું ત્યાર પછી આ વાત જારી રાખી. તા: ૨૮-૭-૫૮: લખવાનું શરૂ થયું. પોતે ઘણીવાર 'હું'ને સ્થાને 'બાવાજી' શબ્દ પ્રયોજતા )

જાતે શીખ. જન્મ પંજાબમાં થયો. આઠ મહિના થયા ત્યારે માતાજી સ્વર્ગવાસ થયેલાં. સત્તાવનના બળવા વખતે શ્રી ( બાવાજી )ની ઉંમર તેર વર્ષની હતી. પિતાજી મિલિટરીમાં હતા.

માતાજીના ગુજર્યા પછી કાકાને ત્યાં માસી ( માતાની બહેન ) હતાં ત્યાં રહેલા પોતે પાંચ વર્ષના થયા ત્યારે માસી પણ ગુજરી ગઈ. ત્યાર પછી પિતાજીએ માતાજીના બહેન સાથે લગ્ન કર્યાં.

માતાજીને બધી મળીને છ બહેનો હતી અને ચાર બહેનો એક જ ઘરમાં પરણેલી.

તન્દુરની રોટી બનાવવા માટે જંગલમાં કાંટા લાવવા જવું પડતું હતું. નદી એક માઈલ દૂર હતી. ત્યાંથી પાણી લાવવાનું હતું.

પિતાજીને ત્યાં સાધુલોક આવતા હતા. સાધુની સેવા કરવાનું પણ કામ હતું. વિરક્ત મહાત્માઓ પણ આવતા.

શાદીની વાત થવા લાગી અને ભણેલા નહિ તેમ જ અપરમાનું સાંભળવું પડતું તેથી ગૃહ છોડવું પડેલું.

ઉદાર વૃત્તિને લીધે બાવાજી બીજાને માગે તે ચીજ આપતા તેથી લોકો પાગલ કહેતા હતા.

પહેલાં દશ વર્ષની ઉંમર થઈ ત્યારે નીકળી ગયેલા. પોતાનું કામ કોઈને પસંદ ના પડે તેમ જ બોલવું પસંદ ના પડે.

ત્યાંથી રસ્તા ઉપર સડક ઉપર કામ કરનાર કોઈ કારકુનને ત્યાં નોકરીએ રહ્યા. સડકનું કામ કરવાનું તેમ જ કારકુનનું કામ કરવાનું. ત્યાં રૂા. રા પગાર મળતો. છૂટક દિવસના બે આના મળતા.

ત્રણ વખત ઘર છોડીને ચાલ્યા ગયેલા પણ પહેલી બે વખત પિતાજીને ખબર પડતાં લઈ આવેલા. બે વખત આમ થવાથી શાદીની વાતચીત થયેલી.

નીહંગસિંહના શીખોના દલની સાથે સામેલ થયા. તેમનાં કૂતરાં સાચવવાની નોકરી આપેલી. ત્યાંથી ગુજરાનવાલા આવ્યા. કુતરાંની બાંધેલી સાંકળ ... થી કૂતરાં લડવા લાગ્યાં અને માલિકે (નીહંગસિંહે ) જણાવ્યું કે કૂતરાંને બાવાજીએ લડાવ્યાં. નીહંગસિંહ તામસી વધારે હતા. તેથી બાવાજીને ડર લાગ્યો.

કે મારશે તેથી ગુજરાનવાલામાં ધર્મશાળા હતી, ત્યાં એક શીખ પૂજારી હતો, તેને પોતાને છોડાવવાની અરજ કરી.

પૂજારીએ એક ઓરડીમાં સંતાડી દીધા. ત્યાર પછી નીહંગસિંહે બેત્રણ વખત તપાસ કરી. પૂજારીએ જણાવ્યું કે અહીં કોઈ કશું જાણતું નથી. છેવટે કંટાળીને ત્રણ દિવસ તપાસ કર્યા પછી નીહંગસિંહ આગળ ચાલ્યા ગયા.

લાહોર જિલ્લામાં રતોકી ગામના કોઈ મહન્ત તે ધર્મશાળામાં આવ્યા. તેમણે પૂજારી પાસે બાવાજીની માગણી કરી અને બાવાજી તે મહન્તની સાથે ગયા. તે મહન્તનું નામ નીકુસિંહજી હતું.

પોતાનું નાનપણમાં નામ તેજસિંહ હતું. નીકુસિંહે પોતાનો એક માણસ બાવાજીને સંગાથમાં આપ્યો અને તેની સાથે રતોકી આશ્રમ, જ્યાં નીકુસિંહ રહેતા હતા, ત્યાં બાવાજીને મોકલી આપ્યા.

ત્યાં પચીસત્રીસ ઘોડા હતા. પંદરવીસ ભેંસો હતી. તેમાંથી બાવાજીને ઘોડા પસંદ કરવાનું કહ્યું. બાવાજીએ જણાવ્યું કે બધા ઘોડા તેમના જ હતા.

ત્યાં ચેલા તરીકે રહેવાનું હતું તેથી જે કામ આપે તે કરવાનું હતું.

બીજા શીખ શિષ્યો હતા. તેમનો નીકુસિંહ સામે દ્વેષ હતો તેથી તકરારો થવાનો પ્રસંગ હતો. શ્રી બાવાજીને એમ થયું કે મારામારીમાં તેમને ભાગ લેવો પડે, તેથી પોતે નીકુસિંહનો આશ્રમ ( મહિના સુધી ) છોડીને ચાલ્યા ગયા.

ત્યાંથી ગોરખનાથના નાથ સંપ્રદાયનો કસુર ( લાહોર જિલ્લા )માં મઠ હતો ત્યાં ગયા. તેમણે કાન વિંધાવવાનું કહ્યું અને ચેલા થવા કહ્યું, તેમ જ ત્યાં મોટાં માટલાં ભરેલી ગીનીઓ તેમ જ ચવન્નીઓ બતાવી. અને ચેલો થવા કહ્યું.

ત્યાં મન લાગ્યું નહિ તેથી ત્યાંથી ચાલ્યા ગયા. ઓઘડ જાતના સાધુ મળ્યા અને તેમની સાથે લાહોર આવ્યા.

લાહોરમાં નિર્વાણ સાધુ ( નાગા બાવા ) ની જમાતમાં પહોંચ્યા. ઓઘડ સાધુ તમાકુ પીતા, શરાબ પીતા તથા માંસ ખાતા; તેથી તેમને છોડી દીધા અને નિર્વાણ સાધુ સાથે રહ્યા.

તેમણે શ્રી બાવાજીનું નામ નીકુરામ પાડ્યું. આ બીના ઘર છોડ્યા પછી બેત્રણ વર્ષમાં બનેલી. ( નીકુ એટલે છોરો )

લાહોરથી અમૃતસર પહોંચ્યા. દિવાળી ઉપર અમૃતસરમાં મોટો મેળો થાય છે. ત્યાં ઘણા સાધુઓ આવે. ત્યાં નિર્વાણ સાધુની જમાત સાથે અમૃતસર આવ્યા હતા.

ત્યાંથી અમૃતસર ઉદાસી સંપ્રદાયના બહારથી આવેલા સાધુની જમાત સાથે જવા માટે તથા તેમના ચેલા થવા મહન્તે કહેલું. ત્યાં પણ શરાબબાજી તથા માંસાહાર હતાં, તેથી ત્યાં ગયા નહિ.

તે મહન્ત, જેમનું નામ જવાહરદાસ હતું તે ઘણા સુંદર હતા. તેમના ચેલા થવાનું બાવાજીને મન થયું. મનથી જવાહરદાસ સંતને ગુરૂ બનાવવા પોતાને વિચાર થયો. તે મોટા મહન્ત હતા. તેઓ સો વર્ષ જીવેલા. હવે સમાધિ લીધી છે.

જવાહરદાસના ગુરુ ભગવાનદાસ તે પણ ઘણા સુંદર અને તેજસ્વી હતા. તેમની પાસે પણ પચાસ સાઠ સાધુઓ રહેતા હતા.

શરૂઆતમાં જવાહરદાસે પ્રેમ બતાવ્યો પણ પછી ગાળો દેવા માંડેલી.

તેવામાં કોઈએ એક નાનું બાળક ત્યાં મહન્તને અર્પણ કર્યું અને તેની સંભાળ રાખવાનું કામ બાવાજીને આપવામાં આવ્યું.

પંજાબમાં રિવાજ હતો કે જે બાઈને પુત્ર ન હોય, તે કોઈ અખાડામાં મહન્ત પાસે સંકલ્પ લે કે પહેલો પુત્ર અખાડામાં આપશે અને બીજો પોતે રાખશે—તેવી રીતનો બાળક આવેલો. તેની સંભાળ રાખવાનું કામ શ્રી બાવાજીને સોંપવામાં આવેલું.

જવાહરદાસ સાધુએ બાવાજીને તેમનું નામ હંસદાસ આપ્યું. બીજા વિરકત સાધુઓ પછીથી મળેલા તેમણે બાવાજીનું નામ હંસદેવ પાડેલું. જવાહરદાસે કહ્યું કે બાવાજીએ પોતાના કેશ ઉતરાવી દેવા અથવા જટા રાખવી અને રખ્યા લગાવવી એટલે બાવાજીને ત્યાંથી જવાનો વિચાર થયો. કોઈ એક સવારમાં એકલા ત્યાંથી ચાલી નીકળ્યા. બાજરીના ખેતરમાં સંતાઈ ગયા. પોતાને માર મારે તેના ડરથી સંતાઈ ગયેલા.

ત્યાંથી કુરુક્ષેત્ર ઇલાકામાં આવ્યા. ત્યાં કોઈ નાથ પંથના સાધુ મળ્યા તેમની સાથે થયા. તેમણે પણ બાવાજીને ચેલો થવા કહેલું. તે સાધુનું નામ ભૈરવનાથ હતું. ત્યાં બાવાજીનું મન ગોઠયું નહિ.

પછી નારાયણદાસની ઉદાસી સંતોની જમાતમાં પોતે ભેગા થઈ ગયા. ત્યાં ખાવાપીવાનું સારું મળેલું. સરસ્વતી નદીને કિનારે કિનારે ફરેલા. પંદરવીસ દિવસ તે જમાતમાં રહ્યા.

ત્યાંથી શાહપુર, અંબાલા કેન્ટોનમેન્ટ પાસે આવ્યા. ત્યાં ધર્મશાળામાં આવ્યા. ત્યાં એક દિવસ રહ્યા. અંબાલા કેન્ટોનમેન્ટમાં છાવણીમાં મુખાસિંહની ધર્મશાળામાં રહ્યા. ત્યાં દલપતહરિ (નિર્મળાસંત) તેમની પાસે ગયા. તે

સંતના ચેલા સાથે ઝગડો થયો હતો. ત્યાં ભિક્ષા માગી લાવે અને ત્યાં રહ્યા.

તેવામાં કુરુક્ષેત્રનું સૂર્યગ્રહણ આવ્યું. તેથી ત્યાંથી છોડીને ગ્રહણ ઉપર કુરુક્ષેત્રમાં આવ્યા. તે વખતે રેલગાડીમાં બેસી ત્યાં આવ્યા. પતિયાલાથી બાર માઈલ ઉપર કુરુક્ષેત્ર આવ્યું છે. ત્યાં સરસ્વતી નદી અને પાંડવોનું મોટું તળાવ છે. નિર્મળા પંચાયતી અખાડામાં રહ્યા.

ત્યાં ઉદાસી પંથના લક્ષ્મણદાસ મહન્ત મુરાદાબાદના નિર્વાણ મળ્યા. તેમણે બાવાજીને મુરાદાબાદ આવવા કહ્યું. તે મહન્ત સાથે મુરાદાબાદ ગયા. ત્યાં મોટો ભંડારો કર્યો. તે મહન્તે પોતાના ગુરુનો ભંડારો કર્યો હતો.

ત્યાં બાવાજીને કોઠારી બનાવ્યા તથા પૂજારી બનાવ્યા લક્ષ્મીનારાયણની પૂજા કરવાની. ત્યાં રામગંગા નદી હતી. પોતે નદીએ નહાવા ગયા અને ચાવીઓ પોતાની પાસે હતી. મહન્તને કોઠારની ચાવીની જરૂર પડી. બાવાજી નદીમાં નહાતા હતા. કોઈ સાધુ બાવાજીને નદીએથી બોલાવી લાવ્યા. મહન્ત ઘણા ગુસ્સે થયા. તેથી બાવાજી ચાવી આપીને ત્યાંથી ચાલી નીકળ્યા.

ત્યાંથી અંબાલા કેન્ટોનમેન્ટની છાવણીમાં આવ્યા. ત્યાં કિશોરલાલ શેઠને ત્યાં રહ્યા. તેમણે વજીરાબાદની ટિકિટ લઈ આપી અને પોતે વજીરાબાદ આવ્યા. ત્યાં ગુરુનો કોઠો હતો ત્યાં ગયા.

ત્યાં કાશ્મીર જતા પાંચ સાધુ આવી ગયા. બાવાજી ત્યાં સુધી ચાલતા આવેલા તેથી રસ્તો જાણે. તેથી તે સાધુઓ સાથે ચાલી નીકળ્યા. તેમની સાથે ગુજરખાન સુધી આવ્યા. ગુજરખાન જેલમ અને રાવળપીંડીની વચમાં હતું.

આ વખતે દાઢી ન હતી. ઉંમર નાની હતી તેથી સાધુઓ નાના છોકરાને કાશ્મીર લઈ જવા માગતા ન હતા.

ત્યાંથી સુખો ગામમાં કાળાસિંહ નિર્મળા સાધુ, જેમની સાથે પચાસ સાધુ હતા તે જમાતમાં મળી ગયા. પોતાની ઉંમરના પણ તેમાં સાધુ હતા.

ત્યાં 'પ્રબોધચંદ્રોદય' નામનું નાટક પહેલવહેલું વાંચ્યું. સાધારણ વાંચતાં આવડતું તેથી વાંચવામાં આવેલું. ત્યાર પછી ત્યાં 'તુલસીરામાયણ' વાંચ્યું. ત્રણ વર્ષ ત્યાં રહ્યા. ત્યાંથી વાંચવાનો શોખ વધ્યો.

કહેરસિંહ ત્યાં શિષ્ય હતા. તેને ઉદાસી પંથ તેમ જ નિર્મળા પંથનો તફાવત બતાવ્યો તેથી પંડિત બાવાજી ઉપર વધારે પ્રેમ રાખતા હતા.

આ મંડળી સાથે દિવાળી ઉપર અમૃતસર આવ્યા. દિવાળી કરી જલંધર

જિલ્લામાં દુઆબમાં આવ્યા. ત્યાંથી કરતારપુર આવ્યા. ત્યાંથી કપૂરથલા જમાતની સાથે આવ્યા.

ભેદબુદ્ધિ વધવાથી બાવાજી ત્યાંથી નીકળી કસુરમાં ( લાહોરની પાસે ) આવ્યા. ત્યાં લાહોરમાં ગરીબદાસ સંપ્રદાયના પંડિત અનંતપ્રકાશની મંડળીમાં જોડાયા. ત્યાં ભણવા રહ્યા. ત્યાં કૌમુદી (વ્યાકરણ) ભણવા માંડ્યું અને શ્લોકો પણ શીખવા માંડ્યા.

ત્યાંથી પાછા જમાતની સાથે કસુરમાં આવ્યા. ત્યાં ગરીબદાસ પંથના મુખ્ય મહન્ત ભાસ્કરાનંદજી મળ્યા. તેમની સાથે ચાતુર્માસ કર્યો અને પૈદલ જલંધર આવ્યા.

આ વખતે બાવાજીને દાઢી આવી ન હતી. થોડી મૂછ ઊગવા માંડેલી. માથું મૂંડાવેલું.

ત્યાંથી એ લોકોની સાથે નભા સ્ટેટમાં આવ્યા. ત્યાંથી પતિયાલા આવ્યા. પછી કુરુક્ષેત્રમાં આવ્યા. ત્યાંથી ઓગડ અને ત્યાંથી દિલ્હી આવ્યા. ત્યાં શિષ્યો સાથે ન હતા. ત્યાંથી હાથરસ, ફરુકાબાદ, કાનપુર થઈ પ્રયાગમાં આવ્યા. ૧૮૫૬માં અર્ધકુંભ હતી. ગરીબદાસની છાવણીમાં આખો મેળો પૂરો કર્યો.

ત્યાંથી પૈદલ કાશી આવ્યા. ત્યાંની નૌકામાં બધા શિષ્યો સાથે ગયા. કાશીમાં ઉપરની મંડળીને છોડી.

અસીઘાટ ઉપર પંડિત જવાહરદાસના મકાનમાં રહ્યા. ત્યાં કૌમુદી (વ્યાકરણ) ભણવાનું ( પાઠ કરવાનું ) ચાલુ રાખ્યું.

ત્યાં ચાર સાધુઓ સાથે હતા. એકને ગૂમડું થયેલું. દરદ વધારે થયું. તેની સારવાર પણ કરવાની. કાશીમાં કૃષ્ણાનંદ પંડિત હતા. તે દવા કરતા હતા. તેમણે અળસીની પોટીસ દૂધમાં કરવાની કહી હતી. પોતાની પાસે પૈસા નહિ તેથી નિરાશ થયા અને ગંગા નદી ઉપર ચાલ્યા ગયા. ત્યાં ચાર આની મળી. અળસી લીધી. દૂધ પીધું. તેમાં વખત થઈ ગયો, તેથી અન્નક્ષેત્ર જેમાં બે આના પણ મળતા હતા તે પણ બંધ થઈ ગયું. સાધુની દવા કરી. તેની તબિયત સુધરવા માંડી.

ત્યાર પછી ત્યાંથી ચાલી નીકળ્યા. નદીકિનારે ચાલતા ચાલતા બકસર આવ્યા. ત્યાં ગરીબદાસની ભાસ્કરાનંદની મંડળી મળી. તે મંડળી જગનાથ જતી હતી. તેમની સાથે આરા જિલ્લા સુધી આવ્યા. ત્યાંથી બેત્રણ મહાત્મા સાથે પટણા આવ્યા. ત્યાંથી રાજગ્રહ અને ત્યાંથી હનુમાનમાથ આવ્યા. અકબરપુર રજોલીમાં ગોપાલદાસ મહન્તને ત્યાં રહ્યાં. ત્યાં ચાતુર્માસ કર્યા.

ત્યાં નાનામોટાના ભેદભાવ ન હતા ત્યાં સાધુઓમાં ઇંડાઈ માટે તકરાર પડી. તેથી બધા સાધુઓ ચાલ્યા ગયા. પણ ચારપાંચ સાધુ સાથે પોતે ત્યાં રહ્યા. અને ચાતુર્માસ ત્યાં કર્યો.

ગુરુપર્વ બાબા નાનકના શ્રાદ્ધપ્રસંગ દરમે મોટો ઉત્સવ હતો. ત્યાં બધાંને રૂા. ર) તથા એક ચાદર આપવામાં આવેલાં. ત્યાંથી ,વૈજનાથ અને ત્યાંથી રાણીગંજ આવ્યા. ત્યાર પછી કલકત્તા આવ્યા.

તા. ૨૯–૭–'૫૮.

કલકત્તામાં શીખોના ગુરુના બાગમાં બાવાજી રહ્યા. ત્યાં એક સાંઈદાસ સાધુએ એક બંગાલીના ઘરમાં તેની બહેન બીમાર હતી તેને દવા આપી. સંજોગવશાત્ તેને મટી ગયું. બંગાલી બાબુને વિશ્વાસ આવ્યો કે સાધુ સારા છે.

સાંઈદાસે જણાવ્યું કે પોતે સોનું બનાવવાનું જાણે છે. અર્ધું સોનું અને અર્ધી ચાંદી એક નાના માટલામાં મૂકી, તેમાં દવા મૂકવાથી બધુ સોનું થઈ જશે, એમ કહ્યું. તે બંગાલી પોતાના ઘરના સોનાના દાગીના તથા ચાંદીના દાગીના તેમ જ સગાંઓના પણ લાવી માટલામાં મૂકી સાંઈદાસ સાધુ પાસે તે લાવ્યા.

સાંઈદાસ સાધુએ પૂજાની સામગ્રી માગી, છાણાં માગ્યાં. બંગાલી પૂજાનો બધો સામાન લેવા ગયો તે વખતમાં સાંઈદાસ સાધુએ બધાં ઘરેણાં કાઢી લીધાં અને અંદર પથ્થર મૂકયા

બંગાલી બાબુ પૂજાનો સામાન લઈ આવ્યા ત્યારે ભઠ્ઠી બનાવડાવી, તેમાં માટલું મુકાવ્યું અને અગ્નિ પ્રગટ કરાવો.

સાંઈદાસ સાધુએ એમ કહ્યું કે પોતે ગંગાકિનારે જાય છે. રાતના લક્ષ્મી-પૂજા કરશે અને બીજે દિવસે ભઠ્ઠી ઉઘાડવી ત્યારે બધું સોનું થઈ ગયું હશે.

ઘોડાગાડી મંગાવી. તેમાં બેસી સાંઈદાસ સાધુ ચાલી ગયા. બીજે દિવસે બપોર સુધી રાહ જોઈ પણ સાંઈદાસ સાધુ આવ્યા નહિ. એટલે બંગાલી બાબુએ ભઠ્ઠી ઉઘાડી અને જોયું તો બધું સોનું થવાને બદલે તેમાં બધા પથ્થરના ટુકડા જોયા.

તે બંગાલી બાબુએ પોલીસને રિપોર્ટ કર્યો. પોલીસે જ્યાં જ્યાં સાધુ રહેતા હતા ત્યાં ત્યાં તપાસ કરી. પોલીસ ગુરુબાગમાં, કે જ્યાં બધા સાધુ હતા ત્યાં પણ આવી. તે વખતે બાવાજી ભિક્ષા માગવા ગયા હતા. ત્યાં પૂજારીના છોકરાને પૂછ્યું કે સાંઈદાસ સાધુ ક્યાં ગયા? ત્યારે છોકરાએ કહ્યું કે હંસદેવ જાણે. પોલીસે બાવાજીનું નામ લખી લીધું.

બીજે દિવસે સવારે પોલીસ જમાદાર જે મુસલમાન હતો તે આવી પહોંચ્યો. ત્યાં ત્રણચાર સાધુ હતા. બીજા સાધુએ બાવાજીને હંસદેવ નામથી ઓળખાવ્યા.

નાહીધોઈને બાવાજી તૈયાર થયા અને શહેરમાં પોલીસ સાથે ગયા. રસ્તામાં પોલીસે બાવાજીનાં નામઠામ–ઠેકાણું વગેરેની તપાસ કરી. બાવાજીએ સરળ ભાવથી બધું બતાવી દીધું. એટલે પોલીસે બાવાજીને કહ્યું કે થાણામાં જવું પડશે. જિલ્લા પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પાસે લઈ ગયા. સાહેબે બાવાજીને પૂછ્યું કે સાંઈદાસને ઓળખો છો ? બાવાજીએ કહ્યું કે પોતે તેને ઓળખતા નથી

સાહેબે બાવાજીને હુમ આપ્યો. બાવાજીની તપાસ કરવા કહ્યું. બાવાજી પાસે એક જ કપડું હતું તે કાઢી નાખ્યું. ત્યાર પછી પોલીસે બાવાજીને લાલચ આપી કે રૂા. ૫૦૦ નું ઇનામ મળશે અને સાંઈદાસને બતાવવા કહ્યું. બાવાજીએ જવાબ આપ્યો કે પોતે ઓળખતા નથી.

પછી સુપરિન્ટેન્ડન્ટે ગામ, નામ, ઠામ, ઠેકાણું વગેરે બાવાજીની બધી વિગતો લખી લીધી. બાવાજીને ધમકાવવા માંડ્યા. ખાવાનું પણ ન આપ્યું. અને ખાટલા ઉપર બેસાડી રાખ્યા.

ક્ષત્રિય લોકો સિપાઈ હતા તેમણે આરામ કરાવી આપ્યો. મીઠાઈ મંગાવી આપી અને બાવાજીને જમાડ્યા. સિપાઈઓએ પછી પૂછ્યું કે કાંઈ ભણ્યા છો કે નહિ ? બાવાજીએ હા પાડી, તેથી તુલસીરામાયણની કથા કહેવા કહ્યું.

બેત્રણ કલાક પછી અંગ્રેજ સુપરિન્ટેન્ડન્ટ પાછો આવ્યો, સિપાઈઓ બધા ઊભા થયા બાવાજી બેસી રહ્યા. બાવાજીને બીજા કોઈ સાધુ ઓળખે છે કે નહિ તે બેત્રણ સિપાઈઓને તપાસ કરવા કહ્યું. કલકત્તા શહેરમાં જ્યાં જ્યાં સાધુ હતા ત્યાં બાવાજીને લઈ ગયા અને તપાસ કરી કે બાવાજીને કોઈ ઓળખતું હતું કે કેમ ? પણ કોઈ સાધુ બાવાજીનો ઓળખીતો ન નીકળ્યો.

સિપાઈઓએ ફરીથી બાવાજીને સુપરિન્ટેન્ડન્ટ પાસે હાજર કર્યા અને જણાવ્યું કે બાવાજી સાંઈદાસને ઓળખતા નથી અને ખરા સાધુ છે. પછી બાવાજીને છોડી મૂક્યા અને કહ્યું કે સાંઈદાસ મળે તો જણાવશો.

પછી બાવાજીને રજા આપી બાવાજી નીકળ્યા ત્યારે તેમની પાછળ છૂપી પોલીસનો માણસ પણ મોકલાવ્યો. છૂપી પોલીસના માણસને બાવાજીએ બધી હકીકત ફરીથી કહી બતાવી અને જણાવ્યું કે પોતે સાંઈદાસને ઓળખતા નથી. બાવાજીએ ગુરુબાગમાં જવાનું કહ્યું. છૂપી પોલીસનો માણસ પણ તેમની સાથે ત્યાં ગયો.

રસ્તામાં તે છૂપી પોલીસે જણાવ્યું કે પોતે પોલીસ હતો અને બાવાજીની પાછળ આવ્યો હતો. ગુરુબાગ સુધી તે બાવાજી સાથે ગયો અને ત્યાં મૂકી ચાલ્યો ગયો.

બાવાજીએ પૂજારીને કહ્યું કે તેના છોકરાએ પોતાનું (બાવાજીનું) નામ ખોટું કહેલું. ત્યાર પછી ત્રણચાર દિવસ બાવાજી ભિક્ષા લેવા જતા ત્યારે છૂપી પોલીસ તેમની પાછળ ફરતી હતી.

ફરીથી પોલીસ થાણાના સિપાઈઓએ બાવાજીને તુલસીરામાયણની કથા કહેવા માટે આવવા કહ્યું. ત્યાર પછી બાવાજીએ ગુરુબાગ છોડી દીધો અને જુગલકિશોર રૂઈઆના બગીચામાં સાધુ હતા ત્યાં ગયા.

ગંગાસાગરનો મેળો જોવા માટે શેઠે મોટી હોડી આપી અને બધા સાધુઓ તે હોડીમાં ગયા. ગંગાસાગરનો મેળો બાવાજીએ બધા સાધુઓ સાથે હોડીમાં ફરતાં જોયો. ત્યાર પછી બાવાજી પાછા કલકત્તા આવ્યા.

એ સાલ જગન્નાથ જવાની રેલગાડી ખોલવામાં આવેલી. મારવાડી વેપારીઓએ સાધુઓને જણાવ્યું કે જેને જગન્નાથપુરી જવું હોય તેને ટિકિટ કપાવી આપીશું. બાવાજીએ હા પાડી અને બેત્રણ સાધુ સાથે જગન્નાથપુરી ગયા.

ત્યાંથી પેદલ રામેશ્વરની યાત્રા કરવા પાંચસાત સાધુઓ સાથે ગયા.

ગંગાસાગરમાં બીજા સાધુ સાથે નિયમ કરેલો કે પૈસા પાસે રાખવા નહિ; રાતના રાંધેલું અનાજ રાખવું નહિ; શ્લોકો બોલી ભિક્ષા ન લેવી—ભલે ને ભોજન લીધા પછી શ્લોકો સંભળાવાય.

રામકૃષ્ણ પરમહંસના ગુરુ તોતાપુરી બાવાજીની સાથે ગંગાસાગરમાં હતા. તે વખતે રામકૃષ્ણ તોતાપુરીના ચેલા થયા ન હતા. રાણી રાસમણીના બગીચામાં તોતાપુરી રહેતા હતા. તોતાપુરી બાવાજીની સાથે જગન્નાથપુરી ગયેલા. ત્યાંથી પાછા ફર્યા પછી તોતાપુરી પાછા કલકત્તા આવ્યા. તે વખતે તોતાપુરીને કોઈ ઓળખતું ન હતું. રામકૃષ્ણના ચેલા વિવેકાનંદે તોતાપુરીની વાત કહી છે.

(હવે સૌ. તનુમતીબહેન લખે છે:) તા. ૩૦–૭–'૫૮.

જગન્નાથજીના મંદિરથી ૧૦–૧૨ માઈલ દૂર એક જગા છે. ત્યાં સૂર્યનાં દર્શન કરવા ગયા. ત્યાં સૂર્ય સાત ઘોડાના રથમાં નીકળે છે તેવું દેખાય છે. ત્યાંથી

જગન્નાથપુરીથી સાક્ષીગોપાલ થઈ ભુવનેશ્વર થઈને રામેશ્વરની યાત્રાએ નીકળ્યા. રસ્તામાં ઓરીસામાં બ્રહ્મપુર થઈ શિવાચલ પહાડ ઉપર નરસિંહના મંદિરે ગયા.

ત્યાં દેવદાસીની પ્રથા હતી અને છોકરીઓને મંદિરમાં ચઢાવતા હતા. શિવાચલની નીચે ઇસાપટ્ટન ( વિઝાગપટ્ટમ ) માં એન્જિન બનાવવાનું કારખાનું હતું.

ત્યાંથી આગળ નીકળ્યા. તેલંગ દેશની હદમાં પેઠા અને રાજમુંદરી આવ્યા. આઠ સાધુ સાથે હતા. ચાર ચારના જૂથમાં સાથે સૂતા હતા.

જ્યાં બીજા ચાર સાધુ સૂતા હતા ત્યાં તે દેશના કીર્તન કરનાર આવ્યા. તેનાથી કંટાળી એ સાધુ ત્યાંથી નીકળી પડ્યા અમે એમનાથી જુદા પડ્યા. રસ્તામાં જંગલ આવ્યું. ખાવા અનાજ ન મળ્યું. આગળ જતાં શેરડીનું ખેતર આવ્યું. ત્યાં શેરડી માગી. એક એક દરેકને આપી અને ખાતાં ખાતાં આગળ ગયા. રાતના કોઈ ગામ આવ્યું. ત્યાં બ્રાહ્મણને ઘેર લગ્ન હતું ત્યાં જમવાનું માગ્યું અને બધાને જમાડ્યા. સવારે આગળ ચાલવા માંડ્યું. ત્યાં કાગનાડા બંદર હતું તે રસ્તે એ લોકો નીકળ્યા. ત્યાં ગોદાવરીની નહેર છે. ત્યાં સાથેના બીજા સાધુઓએ કહ્યું કે આપણે હોડીમાં આગળ જઈએ. મતભેદ થતાં એ ત્રણ સાધુથી પોતે જુદા પડ્યા અને એકલા પગરસ્તે નીકળ્યા. એક બ્રાહ્મણનું ગામ આવ્યું ત્યાં ભિક્ષા માગવા ગયા. ત્યાં જુવારનાં ઢોકળાં અને છાશ મળ્યાં તે ખાધાં. રહેવા આગ્રહ કર્યો પણ ત્યાં ન રહેતાં આગળ જવા નીકળ્યા. બેઝવાડા પહોંચ્યા. ત્યાં કૃષ્ણગંગા અને શરભતિયા મહાદેવ છે. ત્યાંથી મદ્રાસ બાજુ જવા નીકળ્યા. મદ્રાસ બીજા સાધુ મળ્યા તે ચાર સાધુ હતા ત્યાં ભિક્ષા માગીને ગુજારો કરતા. ત્યાંથી નીકળ્યા અને શ્યામકાર્તિક આવ્યા. ત્યાં દર્શન કર્યાં. ત્યાંથી પક્ષીતીર્થ આવ્યા અને દર્શન કર્યાં. ત્યાંથી શિવકાંચી અને વિષ્ણુકાંચી આવ્યા. બન્ને જગાએ શહેર વસેલું છે ત્યાં શિવરાત્રીનો મેળો હતો. તે જોયો અને આગળ મુસાફરી શરૂ કરી અને કુમ્ભકોણમ આવ્યા. ત્યાં કાવેરી નદી છે. આગળ જતાં શીનંબર મહાદેવ આવ્યા. ત્યાં મહાદેવજીની મૂર્તિ છે. ત્યાંથી ફૂલઝાડીએ આવ્યા. ત્યાં મંદિરમાં ફૂલો મુકાય છે. કોઈ મૂર્તિ નથી. આગળ જતાં શ્રી રંગજીના મંદિર ત્રિચીનાપલ્લી આવ્યા. ત્યાં મીનાક્ષી દેવીનું મંદિર છે ત્યાં જઈ દર્શન કર્યાં અને આગળ રામેશ્વરને રસ્તે જવા નીકળ્યા.........

( આગળ લખવાનું બંધ થયું )

હરિહર

ॐ

श्री कृष्णश्शरणं मम।

मन् मना भव मद् भक्तो मद् याजी मां नमस्कुरु।
मामेवैष्यसि युक्त्वे 'व मात्मानं मत्परायणः ॥

# परिशिष्ट ख

# સાધન
# અને
# સ્વરૂપદર્શન



## ईश्वर मेरे जीवन में कैसे आया?

ઈશ્વર એ એક અનાદિ, અનંત, સર્વવ્યાપી, બહુ સૂક્ષ્મ તત્ત્વ છે. સૂક્ષ્મ સ્વરૂપને પકડવા માટે, સમજવા માટે, બહુ સૂક્ષ્મ–શૂન્યવત્ થઈ જવું પડે શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, અહંકારાદિ વૃત્તિઓમાંથી જીવ છૂટો થતો થતો છેક નહિવત્ થઈ જાય ત્યારે જ તેને ઈશ્વરનું વ્યાપક સ્વરૂપ સમજાય, કંઈક અંશે પ્રગટ થાય. શૂન્યતા થાય ત્યાં જ વ્યાપકતા શેષ રહે. આ અનુભવ લાગે છે તો એક વિરોધાત્મક કથન, પણ તે છે એક નક્કર સત્ય હકીકત.

જીવ જીવભાવ છોડે ત્યારે તેને ઈશ્વરભાવની પ્રાપ્તિ થાય. જ્ઞાન અને ભક્તિની અહીં એકવાક્યતા છે. "ૐ"કારનામી ઈશ્વર પોતાના અંશરૂપ જીવમાં "અહં" નામે પ્રવેશે છે તેનો અભ્યાસીને હૃદયમાં અનુભવ થાય છે. ત્યાર બાદ ધ્યાનમાત્રા વધ્યે ગયે શાન્ત જ્યોતિરૂપનાં દર્શન થવા માંડે છે. હજુય ઊંડાણમાં ઊતરતાં "સચ્ચિદાનંદ" સ્વરૂપ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. એ રહી પુરુષાર્થની અવધિ અર્થાત્ મુક્તિ અને ભેદરહિત એકતાની અનુભૂતિ અર્થાત્ અદ્વૈતસિદ્ધિ એ સિદ્ધિ મળ્યા પછી બીજી કોઈ પણ પ્રકારની સિદ્ધિનો મોહ ઊતરી જાય છે, કારણ કે તે બધું માયામય–માયામાત્ર લાગે છે

આત્મામાં અને ઈશ્વરમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે એમાં શંકાને સ્થાન છે જ નહીં. મારું તો સારુંય જીવન એ વિશ્વાસ પર નિર્ભર રહ્યું છે. ઈશ્વરદર્શને અને ઈશ્વરકૃપાએ જે સુખ, શાન્તિ, સમૃદ્ધિ, સમતા, સંશયરહિતતા, વિશાળતા, નિશ્ચિંતતા, નિર્ભયતાનો હું ઉપભોગ લઈ રહ્યો છું અને મારા જેવા બીજા કેટલાય એના સાક્ષી છે તે સુખાદિ બીજા પ્રકારના એટલે કે ભૌતિક—કેવળ ભૌતિક—સમૃદ્ધિવાળાઓ ભોગવતા હશે કે કેમ તે તો મારે મને એક પ્રશ્ન છે. મને હજુ સુધી એવી કોઈ પણ વ્યક્તિનો ભેટો થયો નથી. આત્મા–પરમાત્મા વિરોધી–વિમુખી વ્યક્તિ કઈ રીતે નિઃશંકભાવે યથાર્થ સુખનો લહાવો લઈ શકે એ મારા જેવાની સમજમાં ન આવે. તેઓના મનના કોઈ ને કોઈ ખૂણામાં, અસંતોષ છૂપી વાસના, સંશય, નિર્વેદ, અંધકાર ભરાઈ બેઠાં હોય છે. દુઃખ, માન–આબરૂ–સંપત્તિનાશ, અને મોતના ભયથી તેઓ વિહ્વલ બની જાય છે. ઈશ્વરનાં–આત્માનાં દર્શન કર્યા વિનાનાં બીજાં બધાં દર્શનો અને અનુભવો અપૂર્ણ, અશાન્ત અને અસંતોષજનક રહેવાનાં. ઈશ્વર કે આત્માનું અસ્તિત્વ જ એ દર્શનોને મૂલ્યાંકન અપાવી શકે.

ઈશ્વરને–આત્માને ઊંચો મૂકીને કોઈએ ખરાં અને સ્થિર સુખ–શાન્તિ મેળવ્યાં હોય એવું જોયું નથી–સાંભળ્યું નથી, માની શકાય એમ નથી. કોઈ ને કોઈ પ્રવૃત્તિમાં લાચારીએ પડ્યા રહી મનને મનાવી લેવું પડે એ એક જુદી વાત થઈ. દુનિયાભરમાં મનુષ્ય રમી આવે, ગ્રહ–ઉપગ્રહમાં કૂદી આવે, અનેક પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરે, માન, પ્રતિષ્ઠા, વિદ્વત્તા પામે પણ મનનું પૂરું સમાધાન ન થાય, ન થાય. મૃત્યુ મેં વિકાસીને એવું જ હોય છે. દુઃખમાં અને મરતી વેળાએ ઈશ્વરનો આશ્રય, ઈશ્વરની ઓથ, એ એક મોટું બળ બની રહે છે. અંધકારમાંથી પ્રકાશમાં જવાનું કોને ન ગમે? આત્મામાં–પરમાત્મામાં કોઈ વિચિત્ર પ્રકારનાં સુખ, શાન્તિ, સમૃદ્ધિ ભર્યાં છે. કરે તે પામે. વાવે તેવું લણે.

" *ईश्वर मेरे जीवनमें कैसे आया?* " એ પ્રશ્નનો પૂરો અને સચોટ ઉત્તર આપવા તો એક સળંગ લેખમાળા લખવી પડે, કારણ કે એની સાથે બીજા કેટલાય પ્રશ્નો સંકળાયેલા છે. મારા જીવનના બધા પ્રસંગો હું તો ઈશ્વરના આગમનરૂપે નિહાળું છું. ઈશ્વર અનેક રૂપે અને અનેક રીતે અધિકારી મનુષ્યના જીવનમાં આંશિક પ્રવેશ કરે છે. પ્રસ્તુત પ્રશ્નનો ટૂંકામાં ટૂંકો પણ બહુ માર્મિક ઉત્તર તો આ છે : 'સત્સંગરૂપે કે સત્સંગથી.' જેવો સંગ તેવો રંગ. હરિકૃપા વિના કદી પણ સંતસમાગમ થતો નથી. સત્સંગથી અભ્યાસીના દોષો ટળે છે, ગુણો વધે છે. તેની બુદ્ધિ ખીલે છે અને તે ઈશ્વરાભિમુખી–આત્માભિમુખી થઈ ઈશ્વરદર્શન–આત્મદર્શનનો અધિકારી બને છે. સત્સંગના પ્રતાપે અને ગુરુ, ઈશ્વર, આત્માની કૃપાએ તેમ જ આત્મા–પરમાત્માના સ્વરૂપનું પૂર્ણ શ્રદ્ધાએ ચિંતવન કર્યા કરવાથી યથાસમયે અભીષ્ટ ફળ મળે છે. આત્માનું–પરમાત્માનું જે ભાવે ભજન–સેવન કરીએ તે ભાવે તે પણ આપણું ભજન–સેવન કરે છે, દર્શન દે છે, સતત પુરુષાર્થની જરૂર છે. અનુભવ થાય જ થાય.

કાષ્ઠમાં અગ્નિ રહેલો છે. તે અદૃશ્ય છે, વ્યાપક છે, બાળવા કરવાની ક્રિયા કરતો નથી, કરી શકતો નથી. પણ ઘર્ષણ કરી વિશેષરૂપે અમુક કેન્દ્રમાં તેને પ્રગટ કરાય ત્યારે તે વિચિત્ર શક્તિસંપન્ન બને છે. એ જ પ્રમાણે પુરુષાર્થ કરી સાધના દ્વારા અવ્યક્ત, વ્યાપક ઈશ્વરને વ્યક્ત કરવામાં આવે તો તેમાં શક્તિસંપન્નતા આવે છે. શક્તિમાત્રનું કેન્દ્ર ઈશ્વર છે. જુદા જુદા પ્રકારની વિભૂતિઓ ઈશ્વરની શક્તિ દ્વારા વિવિધ પ્રકારનાં કામ કરી ગઈ છે, કરી રહી છે. ઈશ્વરને આપણાં જેવાં શરીર, ઇન્દ્રિય, મન નથી એટલે એની ક્રિયા દિવ્ય અને અદૃશ્ય છે. એની દિવ્ય અદૃશ્ય શક્તિ કેવી રીતે પ્રગટ થઈ મનુષ્યશરીર દ્વારા કામ કરી જાય છે તે તો તેને પ્રગટ કરનાર સંત, મહાત્મા, ભક્તજન સારી પેઠે

જાણે, અનુભવે. બીજાઓને માટે તો આ છે કેવળ શ્રદ્ધાનો વિષય પુરુષાર્થ કરી પ્રભુને પ્રગટ કરાય ત્યારે જ આ વિષય યથાર્થ સમજાય. અવતારી, પેગમ્બરી પુરુષોમાં તો ઈશ્વર કોઈ ખાસ ધ્યેય સિદ્ધ કરવા પ્રગટ થાય છે. અંતર્મુખ બની એકધારું ઈશ્વરચિંતન કરવામાં આવે તો કોઈ ધન્ય પળે અજ્ઞાનનો પડદો હટી જાય છે અને ઈશ્વરદર્શન થાય છે. આ દર્શન થઈ જાય છે તો એક આંખના પલકારામાં, પણ એ ક્ષણને માટે જ જન્મ જન્મભરની સાધનાની જરૂર પડે છે. આત્મામાં જ ઈશ્વરદર્શન થાય છે, એટલે ઈશ્વર–દર્શનમાં આત્મદર્શન સમાઈ જાય છે. આનું બીજું નામ મોક્ષ છે. ઈશ્વરદર્શન, આત્મદર્શન અને મોક્ષ એકી વખતે થાય છે અથવા તો એમ કહો કે એ ત્રણે એકરૂપ છે.

ઉપરના સાધનને અને તેમાંથી નિષ્પન્ન થતા ફળને જરા વિશેષરૂપે કહું. એ પણ અનુભવીની જ વાત છે. પણ એ વાત વિષયને જરા જુદી લાગતી દૃષ્ટિએ અને કંઈક વિસ્તૃત રૂપે વર્ણવે છે. સાધનો લાગે છે તો જરીપુરાણાં પણ એ રહેવાનાં નિત્યનવાં એ છે શ્રવણ, મનન અને નિદિધ્યાસન. ઈશ્વરનું દર્શન થાય તે પૂર્વે તેના સ્વરૂપનું જ્ઞાન–પરોક્ષ જ્ઞાન શ્રવણ દ્વારા મેળવવું પડે. એટલે કે સત્પુરુષો અને સત્શાસ્ત્રોનાં વચનોનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરવું પડે. ત્યાર બાદ સાંભળેલા જ્ઞાનનું વારંવાર મનન કરવું પડે. મનનની સતત આવૃત્તિથી શબ્દના અર્થનું જ્ઞાન સ્ફુરે અને ત્યાર બાદ અનુકૂળ વૃત્તિનો એકધારો પ્રવાહ ચાલે. એવા એકધારા પ્રવાહથી એકાગ્રતા વધવા લાગે અને નિદિધ્યાસન સિદ્ધ થાય. નિદિધ્યાસન દૃઢ થયે જન્મ જન્માન્તરનાં પાપ બળી જાય, વાસના ઓગળી જાય અને ચિત્તની પ્રસન્નતા લાધે. એવા શુદ્ધ, શાન્ત, પ્રસન્ન ચિત્તમાં કોઈ એક સુભગ ક્ષણે ઈશ્વર આવીને ઊભો રહે. જીવ ધન્યધન્યતા અનુભવે. આનંદનો ઉલ્લાસ આવે. જે જોઈએ તે મેળવે. માગતાં આવડવું જોઈએ. નહીં તો સુખ કરતાં પરિણામે દુઃખ વધુ મળે. ખરું પૂછો તો અનુભવી કશું માગતો નથી. એને જે જોઈએ તે મળી ગયું હોય છે. ઈશ્વરદર્શન શું છે, અને તે કેવી રીતે, ક્યારે અને ક્યા રૂપમાં આવી મળે છે, તેનો હવે કંઈક આછો ખ્યાલ આવી શકે.

ઈશ્વરદર્શન એ દેખાય છે તો એક સહેલી રમત જેવી વાત. પણ એ ઘણું કષ્ટસાધ્ય દર્શન છે. પાકા અધિકારીને માટે એ માર્ગ છે ઘણો સરળ અને એક રમત. સાધારણ કોટિના અભ્યાસીને માટે જરા વધુ વિગત આપવી જરૂરી છે. પૂર્વજન્મમાં અભ્યાસ કરી આવેલાને માટે જે સ્થિતિ–સાધન સહજ અને સ્વાભાવિક છે તે બીજાને માટે અભ્યાસ દ્વારા કેળવવાં પડે છે.

હરિકૃપાએ અને સંતસમાગમ દ્વારા ઉચ્ચ કોટિના અધિકારીએ પ્રાપ્ત કરેલ સ્થિતિને પહોંચવાને માટે અન્ય ઉપાસકોએ ઉપરનાં સાધનોના પૂરક રૂપે કંઈક જુદાં લાગતાં સાધનોનો આશરો લેવો પડે છે. ઉપલક દૃષ્ટિએ એ સાધનો જુદાં લાગે પણ વાસ્તવે તો એ પૂર્વનાં સાધનોનો વિસ્તાર જ છે અથવા તો તેમાંથી એ ફલિત થાય છે. મોક્ષદ્વારમાં પેસવાનો રસ્તો એક જ છે. ઈશ્વરદર્શન એ છે તો એક અખંડ જાગૃતિ, પણ એમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. આ વિઘ્નો ટાળવા માટે સતત પુરુષાર્થ કરવો પડે, સાધનસંપન્ન થવું પડે

એ સાધન છે—સાધનચતુષ્ટય અર્થાત્ વિવેક, વૈરાગ્ય, ષડ્સંપત્તિ, મુમુક્ષતા ષડ્સંપત્તિમાં આવે—શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ અને તિતિક્ષા. (એ છનો ક્રમ યથારુચિ જરા બદલી પણ શકાય ) આ ચાર સાધનોનાં ઉદય, સમજ અને અનુવર્તન એ ઈશ્વરદર્શન માટે બહુ આવશ્યક છે, અને ઈશ્વરની દયા-કૃપા વિના તેમાં ટકી રહેવું ઘણું અઘરું છે, એટલે એ સાધનોનું ખીલી ઊઠવું એ પણ અભ્યાસીને માટે એક પ્રકારનાં ઈશ્વરનાં દર્શન નહીં તો માર્ગદર્શન તો છે જ.

આ દરેક સાધન એકેકના પૂરક-પોષક છે. વૈરાગ્ય વિના વિવેક ન ટકે. વિવેક વિનાનો વૈરાગ્ય નકામો જાય. કદાચ દંભમાં પણ પરિણમે. ષડ્સંપત્તિ વિનાનાં વિવેક-વૈરાગ્ય શિથિલ અને નિષ્પ્રાણ બની જાય અને મુમુક્ષતા લક્ષ્યચ્યુત થઈ જાય, કેવળ શબ્દમાં જ પુરાઈ રહે. મુમુક્ષતા વિના મોક્ષ ક્યાંથી થાય? મોક્ષ નહીં એટલે ઈશ્વરદર્શન નહીં.

વિવેકથી નિત્ય-અનિત્ય, સત્-અસત્ તત્ત્વનો નિર્ણય થાય. વૈરાગ્ય દ્વારા નિત્ય-સત્ય વસ્તુને પકડી રાખવાની અને અનિત્ય-અસત્ વસ્તુને છોડવાની શક્તિ આવે. નિત્ય તત્ત્વ તરફ વિ-રાગ એટલે વિશેષ રાગ ( પ્રેમ ) થાય અને અનિત્ય તત્ત્વ માટે વિ-રાગ ( વિગત રાગ ) એટલે વૈરાગ્ય થાય અભ્યાસમાં મંડ્યા રહેવાથી કઈ કઈ વસ્તુઓનાં ગ્રહણ-ત્યાગ કરવાનાં છે તે અનુભવો પ્રત્યક્ષ થતા જાય છે. સાથે સાથે અભ્યાસ કરવાનો ઉત્સાહ વધતો જાય છે અને શાન્ત-પ્રફુલ્લિત જીવનનો લહાવો મળતો જાય છે. ષડ્સંપત્તિનાં પ્રથમ બે પગથિયાં-શમ અને દમ અર્થાત્ યમ અને નિયમ— પર જેટલો ભાર મુકાય તેટલો ઓછો પડે. એ તો નીતિનો પાયો છે. નીતિ વિના ગતિ ન મળે, ન મળે. શમ-દમ એટલે મન-ઈન્દ્રિયોનો સંયમ સંયમ વિનાનો વૈરાગ્ય કેવો? તો ખરો વિવેક ફૂટે જ ક્યાંથી?

સંયમમાં કેટલી શક્તિ છે એ તો દરકોઈનો અનુભવની બાબત છે. દવા કરતાંય વધારે ફાયદો સંયમથી થાય છે. એક તો સંયમી મનુષ્ય ભાગ્યે જ માંદો પડે છે. કદાચ કોઈક વાર પ્રારબ્ધવશાત્ કોઈ માંદગી આવી જ પડી તો પોતાનો સંયમ દર્દીને જલદી સારો કરે છે. આધ્યાત્મિક બાબત બાજુએ મૂકીએ તોય શારીરિક અને માનસિક સ્વાસ્થ્યને માટે—દુન્યવીસુખોપભોગને માટે પણ–સંયમ બહુ આવશ્યક છે. યોગી લોકો સંયમ દ્વારા અનેક સિદ્ધિ મેળવે છે. આત્મજ્ઞાન–ઈશ્વરી જ્ઞાન માટે એ સિદ્ધિ આવશ્યક નથી માટે પ્રસ્તુત વિષય શ્રદ્ધા પર આવીએ.

જે વિદ્યાનું જ્ઞાન મેળવવું છે તેના જાણકારમાં શ્રદ્ધા રાખવી પડે. શ્રદ્ધા વિના ડગ ન ભરાય–સંશય ન જાય. અનુભવીઓ અને આપણા કરતાં મોટા ડાહ્યા જ્ઞાની ગુરુના વચનમાં તેમજ તેમણે અથવા તેમના જેવા ઋષિ, મુનિ, સત્યશોધક, સત્યદ્રષ્ટાઓએ રચેલ સત્ શાસ્ત્રોમાં અચળ શ્રદ્ધા મૂક્યા વિના ન ચાલે અભ્યાસ અને અનુભવથી સંશય ખસતા જાય અને શ્રદ્ધા જામતી જાય. શ્રદ્ધામાં તો અસંભવિત લાગતી બાબત સંભવિત કરી બતાવવાની શક્તિ ભરી છે, તેની હવે પ્રતીતિ થતી જાય છે. ફક્ત ઢાંકણુ ઉઘાડવાની જરૂર છે. સંશયરહિત અવસ્થામાં ચિત્ત સ્વસ્થ થાય છે. તેનું સમાધાન થાય છે. તેની સમતા બની રહે છે. તે શાન્ત, સ્થિર, પ્રસન્ન, શુદ્ધ થાય છે, જ્ઞાન ગ્રહણ કરવા યોગ્ય થાય છે આવા શુદ્ધ ચિત્તમાં જ વિવેક પૂરા બહારમાં ખીલી ઊઠે છે અને તેમાં એક પ્રકારની ઉપરતિ–ઉપરામવૃત્તિનો ઉદય થાય છે એટલે કે જે કાંઈ અનુકૂળ–પ્રતિકૂળ આવે તેને તટસ્થ ભાવે જોયા કરવાની વૃત્ત કેળવાય છે. પછી એવો સ્વભાવ કેળવાતાં કેળવાતાં ગમે તે પ્રકારનું દુ:ખ સહન કરવાની શક્તિ અર્થાત્ તિતિક્ષા ઉદ્ભવે છે. તિતિક્ષાના બળે પ્રારબ્ધવશાત્ આવી પડેલાં આંતરબાહ્ય ( સુખ ) દુ:ખો સમભાવે—ગભરાયા–અકળાયા વિના–ક્ષોભ વિના—ભોગવી શકાય છે, અને તેમ થયે વિવિધ પ્રકારનાં પ્રલોભનો અને વિઘ્નોમાંથી અણીશુદ્ધ પાર ઊતરી જવાનું શક્ય ને સ્વાભાવિક બને છે. અનિત્ય, અસત્ય, દુ:ખમાત્રની પકડમાંથી હમેશને માટે છૂટવાને અને સત્ય, નિત્ય, અજર, અમર સુખ સ્વરૂપ આત્મા–પરમાત્માની પ્રાપ્તિ માટે તેને તમન્ના જાગે છે, મોક્ષસ્વરૂપ પરમાત્માનાં દર્શન કરવાની તીવ્રતા વધતી રહે છે. તેને સમજ પડતી નથી, ચેન પડતું નથી. તેને વિરહ જેવું દુ:ખ છે છતાંય તે કોઈ વિચિત્ર શાન્તિ, સ્થિરતા, મસ્તમતા અંતરના ઊંડાણમાં અનુભવે છે. પ્રિય

મળશે જ એવી એની શ્રદ્ધા, નિરાંત, નિશ્ચિંતતા બની રહે છે. પૂર્ણ વિવેક, પૂર્ણ વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિના કારણે એને એના પ્રિય મિલનની અભિલાષા વિના બીજી કોઈ અભિલાષા, ઇચ્છા કે તૃષ્ણા નથી. યોગ દ્વારા મળતી અનેક-વિધ સિદ્ધિના પ્રલોભનને પણ તે તરછોડે છે. આવી એકધારી પ્રિયમાં પ્રિય એવી આત્મા–પરમાત્મા દર્શનની તાલાવેલી અને વૃત્તિ એના અંધકાર–અજ્ઞાન-માયારૂપી પડદાને બાળી દે છે અને એની અભિલાષા પરિપૂર્ણ કરી દે છે. એટલે મોક્ષનો દરવાજો ખૂલી ગયો, ઈશ્વરદર્શન થઈ ગયું. જ્યોતિએ જ્યોતિ જોઈ–એકરૂપ થઈ ગઈ. જ્ઞાનમયી દૃષ્ટિ થઈ તે થઈ.

ધન્ય ઘડી અને ધન્ય પળ. કોણે ? ક્યારે...કેવી રીતે ? શા માટે ? માયાનો પડદો બાળી મૂકયો એ કશાની ખબર રહી નહીં, જરૂર પણ રહી નહીં. જ્ઞાનના પ્રકાશમાં બધું જ્ઞાનસ્વરૂપ–પ્રકાશસ્વરૂપ થઈ ગયું. જ્યાં જુઓ ત્યાં પ્રકાશ–પ્રકાશ, આનંદ-આનંદ. સતના અનુભવમાં બધું સત્‌સ્વરૂપ થઈ રહ્યું, અસત્‌ ક્યાં છુપાઈ ગયું તે શોધ્યે જડયું નહીં. જીવ, જગત, ઈશ્વર સંબંધેના પ્રશ્નો એકીસાથે શમી ગયા. કહો કે એ બધાનો ઉત્તર એકીવખતે મળી ગયો. જગત કોણે, ક્યારે, શા માટે ઉત્પન્ન કર્યું વગેરે અનેક પ્રશ્નોની જડ ઊખડી ગઈ. વિચિત્ર અનુભવ, વિચિત્ર દર્શન–દૃષ્ટિ સ્થિર થઈ, તે થઈ; સ્મૃતિ રહી તે રહી. અવર્ણ્ય સ્થિતિ : જીવવાનો મોહ નહીં, મરવાની ઉતાવળ નહીં.

જે કોઈ પ્રવૃત્તિ આદરવામાં આવે તે જો ઈશ્વરાભિમુખી–આત્મલક્ષી ન હોય તો તે શૂળ ઉત્પન્ન કરે છે, તેની સાચી સમજ હવે પડે છે. આત્મા તો અજર, અમર, નિત્યમુક્ત, અવિકારી, અસંગ છે. જેવો તે આજે છે તેવો કાલે હતો, અને આવતી કાલે તેવો જ રહેવાનો. ન તેને કશે જવાનું કે આવવાનું. મોત શરીરનું છે, આત્મા મોતનો સાક્ષી છે. સ્વ–સ્વરૂપમાં સ્થિત છે. શું વધુ લખું ! જેટલું લખું તેટલું ઓછું ને અધૂરું લાગે. હવે તો નિત્ય નવા–અવનવા અનુભવો થયા કરે. આત્મદર્શનમાં જ ઈશ્વરદર્શન થાય છે, અથવા તો એવું સમજો કે આત્મદર્શન અને ઈશ્વરદર્શન એકી વખતે થાય છે–એકરૂપ છે. બહુ જ સૂક્ષ્મ-દર્શી આ સૂક્ષ્મદર્શન કરી શકે–સમજી શકે. જેને એ દર્શન થાય છે, તેને બીજી હરકોઈ બાબત નીરસ–ફીકી લાગે છે. પાંચ તત્ત્વોને પાર કરતા યોગીની સિદ્ધિ જેને લલચાવી શકતી નથી તે કેવા વિચિત્ર આનંદમાં મસ્ત રહેતો હશે તો કલ્પના કરવી રહી. એ મસ્તી છે વિચિત્ર, પણ સાથે સાથે છે પણ જ શાન્ત. ગાઢ પરિચય કેળવ્યે આવા વિચિત્ર જ્ઞાની, અનુભવી, ભક્ત, સંતમહાત્માની દશા–સ્થિતિની કંઈક ઝાંખી થાય.

શરીરને ચરૂ કરાવનાર પ્રારબ્ધ કર્મ શેષ રહેવાથી જ્ઞાન-દર્શન થયા પછી પણ અનુભવી સંતમહાત્માઓ શરીર દ્વારા આવશ્યક કર્મો કરતા રહે છે, પણ તેમની દૃષ્ટિ ફરી ગયેલ હોય છે. તે સાક્ષીરૂપે નિષ્કામ ભાવે એ કર્મો કરે છે. દૃષ્ટિ આત્મામાં–કર્મો શરીર દ્વારા થતાં રહે છે. પ્રારબ્ધપ્રધાન પ્રવૃત્તિ આવે કે નિવૃત્તિ આવે તેનો તે આદર કરે છે, અને ખરી સ્વાભાવિક રીતે–કુદરતી રીતે તે કર્તવ્ય કર્મો કરતો રહે છે. તેમનો જીવ શિવસ્વરૂપ થયેલ હોય છે. અહંકાર રહિત જીવ તે શિવ.

'मेरे जीवनमें ईश्वर कैसे आया ?' નો ઉપસંહાર : "ॐ" (ઈશ્વર) માંથી "अहं" (જીવ)ની ઉત્પત્તિ છે. તેની તેને ( જીવને ) વિસ્મૃતિ થઈ ગઈ છે. એ વિસ્મૃતિ કાઢવા સારૂ તેણે ઈશ્વર તરફ મીટ માંડવી પડે કાયમી સ્મૃતિ શેષ રહે જ રહે પ્રભુકૃપાએ સંતસમાગમ દ્વારા સાધનસંપન્નતા કેળવ્યા કર્યે પુરુષાર્થસિદ્ધિ થાય જ થાય. પુરુષાર્થસિદ્ધિ તે જ ઈશ્વરદર્શન–આત્મદર્શન, અખંડ સ્મૃતિ કે મોક્ષ.

## अ-व-स-ड વિભાગની દિવ્ય ઘટના

ઈશ્વરદર્શન–આત્મદર્શન એ જ એક એવી વિચિત્ર પૂર્ણ ઘટના અને અનુભવ છે કે એમાં બીજી બધી ઘટનાની પરિસમાપ્તિ થઈ જાય છે. સંત, મહાત્મા, ભક્ત, પેગંબર અને તેમણે ઉપદેશેલાં–નિર્દેશેલાં વચનો, અનુભવો, શાસ્ત્રો એ પણ બધાં એવી અદ્ભુત પ્રત્યક્ષ ઘટના છે કે ઈશ્વર–વિશ્વાસને માટે બીજા કોઈ વધુ અનુભવો, ઘટના કે પુરાવાની જરૂર રહેતી નથી. ઈશ્વરદર્શન કે અનુભવની પૂર્વે થતા બીજા અનુભવો—જેવા કે સંકટવિમોચન, દિવ્ય શ્રવણ, દિવ્ય દર્શનના ચમકારા કે ઝાંખી, જ્યોતિદર્શન, દેવદર્શન એ અને એવી આનુષંગિક બાબતો—ગૌણ બની જાય છે. એક સાવધાનીનો સૂર સંભળાવવો અત્યાવશ્યક છે. એ વિના ખરું ઈશ્વરદર્શન દૂર રહી જાય.

સંકટવિમોચન, પ્રાર્થનાપૂર્તિ વગેરે અનુભવ કે શ્રવણથી ઈશ્વર–વિશ્વાસ બેસે તે કદાચ ક્ષણસ્થાયી નીવડે. અનુકૂળતા બની રહે વિશ્વાસ ચાલુ રહે પણ પ્રતિકૂળતામાં તેનાથી ઊલટા પ્રત્યાઘાત થાય. પરિણામ સિદ્ધ થયે વિશ્વાસ આવે ને જાય તો છેવટે અંતરમાં નાસ્તિકતા, નિરાશા, નિરુત્સાહતા, કાયરતા ઘર કરી બેસે. કર્મનો પણ એક કાયદો છે. તેમાં પુરુષાર્થ અને પ્રારબ્ધ એ બન્નેનું સરખું સ્થાન છે. એકની પ્રબળતા વધતાં બીજાએ દબાવું પડે જન્મજન્માન્તર સુધી ધીરજ રાખી શકાતી હોય તો પુરુષાર્થી મનુષ્યને માટે કશુંય અશક્ય કે

અસંભવિત નથી. તે ચાહે તે સ્થાન, સ્થિતિ, શક્તિ મેળવી શકે. પાંચે તત્ત્વોની પોતાના પર અસર ન થવા દે. એક તત્ત્વમાંથી બીજામાં પોતાનું રૂપાન્તર કરી શકે—સંકલ્પમાત્રથી તે ગમે ત્યાં આવે–જાય—ગમે તે કરી–કરાવી શકે. છતાં તેને પણ પ્રારબ્ધને વશ રહી પોતાનો રસ્તો કાઢવો રહ્યો. ઈશ્વર પણ પ્રારબ્ધને લક્ષમાં લઈ પ્રાર્થના સાંભળે છે અને નથી પણ સાંભળતો. હા, દુઃખ તો હળવું કરે છે. પ્રાર્થનાનો–અંતરની પ્રાર્થનાનો કોઈક સાન્ત્વનાત્મક દિવ્ય જવાબ આપે છે. દ્રૌપદીનો આર્તનાદ સાંભળે છે; પણ એ થઈ જુદી વાત. દ્રૌપદી જેવા કેવળ શરણાર્થી થવું પડે. પુરુષાર્થ અને પ્રારબ્ધનો પ્રશ્ન ગૂઢ છે–કૂટ છે. કર્મની ગતિ ગહન છે.

ખરો ભક્ત પોતાને માટે ભગવાન પાસે ભક્તિ સિવાય બીજું કશું માગતો નથી. માગે તો ભગવાનને તેની પૂર્તિ કરવી પડે. પણ તેમ થતાં ભક્તની શુદ્ધ ભક્તિને બાધ આવે. ઈશ્વર જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં રહેવાનો તેનો સંકલ્પ તૂટે તેની શરણાગતિ–પ્રપત્તિને આંચ આવે. ભગવાનને તકલીફ આપી કર્મનો કાયદો તોડાવી પોતે સ્વાર્થી બની જાય એવું એને ન ગમે પરમ ભક્ત તો કોઈ એવી વિચિત્ર મસ્તીમાં ડૂબેલો રહે છે કે એ તો ભક્તિ માગવાની કે ચાલુ રાખવાની પણ ફુરસદ ન કાઢે. બીજી બાબત એને યાદ પણ ન આવે. આ એક વિચિત્ર રહસ્યમય ઘટના છે. અનુભવીઓનું–પૂર્ણ ભક્તનું જીવન અટપટું છે, સમજવું સહેલ નથી ઈશ્વર જે કરે તે સારાને માટે છે. લાભ લેતાં આવડવું જોઈએ. અનુકૂળ અને પ્રતિકૂળ એ બન્ને સ્થિતિમાંથી—સુખ અને દુઃખ એ દ્વન્દ્વમાંથી—મનુષ્ય પસાર થાય તો જ તેનું મનુષ્યત્વ પોષાય છે—માનવતા ખીલી ઊઠે છે. સમજપૂર્વક સમતા કેળવવી એ પણ એક મોજ છે. શુભ કર્મો કર્યા કરવામાં મનુષ્યનું હિત સમાયેલું છે. માટે કર્મસુધાર એ જ સુખી જીવનનો આધાર છે.

મીરાંબાઈ ઝેર પી ગયાં–કશી અસર ન થઈ! સુક્રાત (સોક્રેટીસ) ઝેરથી મરી ગયો. મીરાંબાઈ અનેક જન્મોનો પરિપાક હતાં. પૂર્વજન્મમાં યૌગિક સાધના પણ સાધેલી હશે. ઝેરનું અમૃતમાં રૂપાન્તર કરી શક્યાં. વળી તે વિરલ ભક્ત પણ હતાં. પ્રભુની પ્રસાદીમાં ઝેરભાવ પણ અમૃતભાવમાં ફેરવાઈ જાય એવી તેને પૂર્ણ શ્રદ્ધા હતી. શ્રદ્ધામાં અદ્‌ભુત શક્તિ છુપાયેલી છે. નરસિંહ મહેતા પણ વિચિત્ર ભક્ત હતા. અણીના અવસરે તેમને ઈશ્વરે સહાય કરી હતી તેમાં જરાય અતિશયોક્તિ નથી. વિચિત્ર ભક્તનો વિચિત્ર મહિમા. ભગવાનનાં રૂપરંગ દિવ્ય છે અને દિવ્ય અને અદૃશ્ય રીતે જ ભક્તમાં તેનાં અવતરણ થાય છે. મહિમા ભક્તનો છે, તેની ભક્તિનો છે. ભક્તવશ ભગવાન. ભક્ત દ્વારા જ ભગવાનમાં વિશ્વાસ

એસે કારણ કે ભક્તમાં જ ભગવાન પ્રગટ થાય. ભક્ત બનીને એ સમજી શકાય—જોઈ શકાય—અનુભવી શકાય.

આવા ઉચ્ચ કોટિના ભક્તજીવન પરથી ઈશ્વર-વિશ્વાસ ન બેસે તો સાધારણ કોટિના ભક્તોના સાધારણ અનુભવો ઉપર શો વિશ્વાસ બેસે ? ઈશ્વરદર્શન કે આત્મદર્શનનો અનુભવ એકસરખો છે. પ્રારબ્ધભેદે શક્તિની—ખાસ કરી યૌગિક શક્તિની—ઉત્પત્તિ, ખિલવણી, આવિષ્કૃતિ સંબંધે ભેદ પડી જાય છે. આ શક્તિનો આધાર આ જન્મ તેમ જ પૂર્વજન્મોનાં કર્મો અને સાધના પર નિર્ભર છે. કેટલાક સાધકો એ શક્તિ સંબંધે જરાય પુરુષાર્થ કરતા નથી. કેટલાક મળેલી સિદ્ધિનો ઉપયોગ કરતા નથી યા તો જવલ્લે જ કરે છે.

ભક્તરહિત ભગવાન પર વિશ્વાસ ન રાખો તો કદાચ ચાલે, પણ ભક્ત અને તેના અનુભવ ઉપર વિશ્વાસ રાખવો પડે. તે ખોટા છે એવું કહેનારા દયાને પાત્ર છે. વિશ્વાસ એ તો જીવનનું એક મહામૂલું ધન છે. ભગવાનને માન્યા સિવાય પણ આત્મામાં—ભક્તમાં—મનુષ્યમાત્રના મનમાં છુપાઈ રહેલી શક્તિનું ઉદ્‌ઘાટન કરવાના પ્રયાસ નાસ્તિકે પણ કરવા રહ્યા. ખરાબ અનુકરણ કરવા કરતાં સારું અનુકરણ કરવું શું ખોટું ? તેમ કરતા રહેવાથી ઈશ્વરના અસ્તિત્વમાં વિશ્વાસ આવ્યા વિના રહે નહીં. સત્‌ના સંગથી સત્ સ્વરૂપ થવાય જ. નાસ્તિકતાના ઘરમાં આસ્તિકતા પાકે છે. હિરણ્યકશ્યપને ત્યાં પ્રહ્‌લાદ પાકયો. નાસ્તિક પણ પોતાના સિદ્ધાન્ત પૂરતો આસ્તિક નથી ? મૃત્યુ સમયે તે પોતાના સિદ્ધાન્તનો સાક્ષી રહેવાનો. શરીર જાય, સાક્ષી રહે

અનુભવી જન તો વિશ્વમાં અને તેમાંની નાનીમોટી કૃતિઓમાં ઈશ્વરની ચમત્કૃતિ નિહાળે છે. સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, ઉપગ્રહ, સમુદ્ર વગેરેને નિયમબદ્ધ ફરતા કે ક્રિયા કરતા જોઈ અનુમાન કરવું પડે છે કે તેનો કોઈ નિયામક છે. તેને નામ ગમે તે આપો—ઈશ્વર, ચેતન, ગેબીતત્ત્વ, અદૃશ્ય શક્તિ આદિ ફાવે તે નામ આપી શકાય. પણ એ છે કોઈ ગૂઢ તત્ત્વ એ નિશ્ચિત. આવી પ્રતીતિ ભાવુક હૃદયને જરૂર થાય છે. ઈશ્વરની—કુદરતની બહાર કોઈ જઈ શકતું નથી. તે બહારથી એક ધૂળની રજકણ પણ લાવી કે બનાવી શકતું નથી, તો આવાં સુંદર રચનાવાળાં સુગંધી, સુસ્વાદિષ્ટ ફળફૂલ તો બનાવે જ શી રીતે ? પોતાને નાસ્તિક માનતો—મનાવતો ઘમંડી મનુષ્ય પોતાના જેવી પ્રતિકૃતિ બનાવી શકશે ? કદાચ બનાવવાનાં ફાંફાં મારે તો તેની સામગ્રી લાવશે કયાંથી ? એનાં બુદ્ધિ, શક્તિ, ગૌરવ, વૈભવ, જ્ઞાન, વિજ્ઞાન, કળા, કૌશલ કયાંથી ઊતરી આવ્યાં ? અનુભવીઓ

તો કહે છે કે એ બધાનું મૂળ છે ઈશ્વર, આત્મા, પરમાત્મા. જોતાં આવડે તે જોઈ શકે છે કે મનુષ્ય અને ખુદ બ્રહ્માંડમાં આગળ, પાછળ, અંદર, બહાર, ઉપર, નીચે સર્વત્ર છે ઈશ્વર અને તેનું ઈશ્વરત્વ.

પોતાના કયા પુરુષાર્થથી મનુષ્ય મૃત્યુમાંથી–અકસ્માતમાંથી બચી જાય છે? પોતાના કરતાં વિશેષ બળવાન, સમૃદ્ધિશાળી, બુદ્ધિમાન વહેલા ગયા. દવા અને ડાક્ટરી મદદની કમી નહોતી. અકસ્માત વેળા કોઈ તેમાં મરવા જાય, કોઈ તેમાંથી બચવા ઊગરી જાય. કોઈ વિચિત્ર રીતે બચી જાય. વિશ્વાસીને આવું ઘણું જોવા, જાણવા, અનુભવવા મળે. પોતાની જિંદગીના અનુભવોમાંથી ઘણું ઘણું વિચારવાનું મળે. ઈશ્વરની સૃષ્ટિમાં કોઈ કશું નવું લાવતું નથી; લાવી શકતું નથી. જે છે તે જ છે અને તેનાં જ ઉતરાણ કે આવિષ્કાર થાય છે, થયાં કરે છે.

તીર્થાટન અને પર્યટન કરતાં કરતાં અમને અદ્‌ભુત અનુભવો થયા છે. ભયંકર વિષધર, વાઘ, મગરાદિ હિંસક પ્રાણીઓનો ભેટો થયો છે. પાસે બેસવું–સૂવું પણ પડ્યું છે. કશી હાનિ પહોંચી નથી. વિકટ જંગલોમાં, વેરાન પ્રદેશોમાં અણધારેલે સમયે અણધારેલી રીતે અમને કોઈ ખવડાવી ગયું છે, દિવ્ય સંદેશા આપી ગયું છે. હજુય કોઈ કોઈ વાર એવા સંદેશા મળતા રહે છે:

यह तो गति है अटपटी झटपट लखे न कोई।
जो मनकी खटपट मीटे तो चटपट दर्शन होई॥

ईश्वरको कैसे पाना?
एक तरफ खोदना। एक तरफ बोना।
संसार तरफसे मन हटाना और ईश्वर तरफ लगाना॥
ॐ शान्तिः शान्तिः शान्तिः।



# પૂર્વલેખનું મૂળ

આ લેખને પૂજ્ય મહારાજશ્રીની લગભગ અંતિમ વાણી તરીકે ગણી શકાય. એમાંના વિચારો પૂજ્યશ્રીના આંતરજીવન અને અનુભવ પર ગર્ભિત રીતે સારો જેવો પ્રકાશ પાડે છે. વળી અભ્યાસીને એ આધ્યાત્મિક માર્ગનું દર્શન કરાવી શકે એમ છે.

ક્યા પ્રયોજનથી અને કયા સંજોગોમાં એ લેખ લખાયો તે જાણવાનું કુતૂહલ થાય એ સ્વાભાવિક છે. એ પણ વિધિની એક વિચિત્રતા છે કે જે હેતુને માટે એ લેખનાં મંડાણ થયાં તે હેતુ તો પાર ન પડ્યો, પણ એનું નિર્માણ કદાચ આપણે માટે જ થયું હોય એમ હવે માની શકાય. પૂજ્યશ્રીના શિષ્યો, ભક્તો અને પ્રશંસકોને એમાંથી ઘણું ઘણું જાણવા-વિચારવા-અમલમાં મૂકવાનું સાધન મળશે—કદાચ એ આપણા હૃદયમાં ચિરસ્થાયી સ્મૃતિરૂપે સ્થાન પામે અને આપણા વિદેહી મહાપુરુષ પાસે પહોંચવાનો રસ્તો બતાવતા પણ રહે.

નિર્વાણપદની પ્રાપ્તિ થઈ તે દિવસના ચાર-પાંચ માસ પૂર્વે પૂજ્યશ્રીની તબિયત વધુ લથડી તેથી એમના ભક્ત શિષ્ય અને સેવક એમને આરામ અને હવાફેર માટે પોતાને ગામ ભીમપોર-ડુમસ લઈ ગયા. એ અરસામાં શ્રી ક. મા. મુનશીજીએ એઓશ્રીના ભરૂચના સરનામે એક વિજ્ઞપ્તિપત્ર મોકલ્યો. તે પત્ર ભરૂચથી પાછો ફરી સુરત થઈ ડુમસના સરનામે મહારાજશ્રીને મળ્યો. પોતે તો વાંચી શકે એમ નહોતું એટલે ત્યાં હાજર રહેલા તેઓશ્રીના એક ભક્તે એમને કંઈક આવું નિવેદન કર્યું કે શ્રી મુનશીજીનો પત્ર છે અને ઈશ્વરદર્શન કેવી રીતે થાય તે સંબંધે કંઈક તેઓ પૂછે છે. આ હકીકતથી તેઓશ્રી કંઈક વિચાર ચડી ગયા. પરિપત્ર એમને વાંચી તો સંભળાવવામાં આવ્યો, પણ પૂરા ધ્યાનથી એઓશ્રીએ એ સાંભળ્યો હશે કે કેમ તે એક કોયડો છે.

શ્રી મુનશીજી માટે મહારાજશ્રીને માન હતું. "ईश्वर मेरे जीवनमें कैसे आया?" આવી ગહન બાબતનો પત્ર દ્વારા ઉત્તર શી રીતે આપવો એ વિચાર એમના મનમાં ઘોળાવા કર્યો. દૈવસંજોગે લેખકનું તે દિવસે પૂજ્યશ્રીના દર્શનાર્થે ડુમસ જવું થયું. પૂજ્યશ્રીના મનમાં ઘર કરી બેઠેલા ભાવને વાચા સ્ફુરી. તેઓશ્રીએ તેને કહ્યું કે; "શ્રી મુનશીજીનો પત્ર આવ્યો છે. ઈશ્વરદર્શન કેવી રીતે થાય તે, તેમને જાણવું છે. (પૂજ્યશ્રીએ "कैसे" નો અર્થ કયા રૂપેને બદલે કેવી રીતે એટલે કયા સાધનથી થાય તે સમજવામાં કંઈક ભૂલ

કરી છે કે શું એવું ઘણા દિવસ વીત્યા બાદ મારા જોવાને પ્રતીત થયેલું.) તેમને લખી દે કે, 'ઈશ્વરદર્શન 'એ તો એક અટપટો વિષય છે અને પત્ર દ્વારા એની ચર્ચા કરવાથી સંતોષ ન થાય વગેરે."

કદાચ અહીં કોઈને શંકા ઉપસ્થિત થાય કે ઉપર પ્રમાણે મને કેમ કહેવામાં આવ્યું ? આનું જરા સ્પષ્ટીકરણ કરી લઉં તો તે અસ્થાને ન ગણાય. જ્યારે અંગ્રેજીમાં કોઈ પત્ર લખવાનો પ્રસંગ ઊભો થતો અથવા તો કોઈ ધાર્મિક કે આધ્યાત્મિક પ્રસંગ વિષે કોઈક ઉત્તર આપવાની જરૂર પડતી અને પોતે તે વખતે સુરતમાં હોય ત્યારે તો સામાન્ય રીતે એ કામ કરવાનું મારે શિરે આવી પડતું. પોતે મુદ્દાઓ કે સૂચનો કહી જતા અને મારે તેનો વિધિસરનો વિસ્તારથી મુસદ્દો તૈયાર કરવો પડતો.

શ્રી મુનશીજીનો કહેવાતો પત્ર મને આપવામાં આવ્યો. મેં વાંચી જોયું તો ખબર પડી કે એ પત્ર નહોતો પણ પરિપત્રરૂપ એક વિજ્ઞપ્તિપત્ર હતો. વિદ્યાભવનના કુલપતિ તરીકે શ્રી મુનશીજીએ મહારાજશ્રીને તેમજ બીજા મહાપુરુષોને પોતાના તેમ જ પોતાના જેવા બીજાના ઈશ્વરદર્શન સંબંધેના અથવા તો આનુષંગિક એવા બીજા અનુભવો અને પ્રસંગો વિષે લેખ લખી મોકલવા વીનવ્યું હતું. મેં પૂજ્યશ્રીને આ બાબતથી વાકેફ કર્યા અને ઉમેર્યું કે શ્રી મુનશીજી પોતાના અંગત સ્વાર્થ માટે નહીં પણ લોકહિતાર્થે એ લેખની માગણી કરે છે તેઓ આપણી સનાતન આર્ય સંસ્કૃતિના પક્ષપાતી છે, અને તેના પાલન, પોષણ, પ્રચાર-પ્રસાર અર્થે સારી જેવી સેવા કરી રહ્યા છે. તેઓ કેવળ ભૌતિકવાદના કટ્ટર વિરોધી છે, કદાચ પોતાના ' Bhavan's Journal ' ( ભવન્સ જર્નલ ) નામના પાક્ષિકમાં એઓ ઉપરના નામની એક લેખમાળા પ્રસિદ્ધ કરવા માગે છે વગેરે. પૂજ્યશ્રીના મનમાં એ વાત ઊતરી અને તેઓ લેખ મોકલવા સંમત થયા.

તેઓશ્રીએ બોલવાની શરૂઆત કરી. મેં લખવાની શરૂઆત કરી, પણ મને તેમ કરતાં અટકાવીને પોતે કહ્યું કે, "હું જે કંઈ કહું તે તું પહેલાં સાંભળી લે અને પછી તેને બરાબર યથાક્રમ ગોઠવી લેખબદ્ધ કરી શ્રી મુનશીજીને મારા નામથી મોકલી આપ. પૂજ્યશ્રીની વાગ્ધારા ચાલી તે ચાલી મને શંકા પડી કે શ્રી મુનશીજીએ માગેલી હકીકત એમના ધ્યાન બહાર તો નથી ગઈ? પૂજ્યશ્રીએ ઈશ્વરના અસ્તિત્વ સબંધે અને ઈશ્વરદર્શન માટેનાં સાધનો પર વધુ પડતો ભાર મૂકયો; જ્યારે શ્રી મુનશીજીના વિજ્ઞપ્તિપત્રનો ઝોક તો એ બાબત પર હતો કે ઈશ્વરદર્શન કેવાં હોય ? અથવા એવી કઈ કઈ દિવ્ય

ઘટના કે અનુભવો છે કે જેના પરથી મનુષ્યને ઈશ્વરના અસ્તિત્વ વિષે શ્રદ્ધા બેસે? એમને તો એવા અંગત અનુભવ વિષેનું લખાણ જોઈતું હતું. પૂજ્યશ્રીનું જો હું એ બાબત પર ધ્યાન ખેચું તો મને એ બીતિ નડી કે એઓશ્રીની વૃત્તિ તૂટે અને કદાચ લેખ લખાવવાનું માંડી વાળે. વળી પોતે વિજ્ઞપ્તિપત્ર બરાબર સમજ્યા નથી એમ પણ હું શી રીતે માની લઉં કે કહી શકું? પોતે કઈ દૃષ્ટિ અને કયા હેતુથી લેખ લખાવે છે એ સમજવું મારે માટે મુશ્કેલ બન્યું. એટલે મેં પૂજ્યશ્રીનાં વચનો સાંભળી લીધાં અને તેઓશ્રીએ કહેલા મુદ્દાઓ અને સૂચનોની માનસિક નોંધ કરી. પોતે શ્રમિત થયેલ લાગ્યા. દર્શનાર્થે લોકો આવતા ગયા. મારે પાછા ફરવાની ઉતાવળ હતી, તેથી વધુ ચર્ચા કર્યા સિવાય એઓશ્રીની આજ્ઞા લઈ હું સુરત આવી રહ્યો.

મારા મનમાં મૂંઝવણ ઊભી થઈ કે લેખ લખવાની આજ્ઞા માથે તો ઉઠાવી પણ તું એ કામ શી રીતે પાર પાડશે? શ્રી મુનશીજીનો પરિપત્ર ફરી ફરી વાંચ્યો. તેઓએ મૂકેલી મર્યાદામાં રહી લેખ લખતાં પૂજ્યશ્રીએ કહેલી કેટલીક હકીકત છોડવી પડે અને નવી ઉમેરવી પડે. તેઓશ્રીને પૂછ્યા વિના હું આ કેવી રીતે અમલમાં મૂકી શકું? મારે માટે આ એક વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો, પણ સદ્ભાગ્યે તેનો ઉકેલ મળી આવ્યો. મારા પચાસ વર્ષના (સને ૧૯૧૦–૧૧ થી) એકધારા સમાગમ અને પરિચયથી મને મહારાજશ્રીના આધ્યાત્મિક વિચારો, અનુભવો અને જીવનપ્રસંગો સંબંધે ઘણું ઘણું જોવા-જાણવા મળ્યું છે, એટલે લેખ લખવાનું મારે માટે કપરું બન્યું નહીં.

બીજી શંકા આવી પડી: પૂજ્યશ્રીને લેખ પસંદ પડશે? શ્રી મુનશીજી લેખને અપનાવશે? પૂજ્યશ્રી વાંધો ઉઠાવે અને નાપસંદગી દર્શાવે કે મેં જાણી-સમજીને છોડી દીધેલ વિગત શું કામ લીધી? શ્રીમુનશીજીને લાગે કે કેટલીક બીનજરૂરી બાબતોનો—જે બાબાશ્રીની નજરે જરૂરી હતી—એમાં શું કામ સમાવેશ કર્યો? આવી શંકાના હિંડોળે ચડતાં ચડતાં લેખ તો લખી કાઢ્યો. પૂજ્યશ્રીએ નિર્દેશેલ મુદ્દાઓ લીધા. તેને શરૂઆતમાં અને અંતમાં સ્થાન આપ્યું. વચ્ચે વચ્ચે શ્રી મુનશીજીએ માગેલી વિગત યથાસમજ અને યથાશક્તિ સૂક્ષ્મ રીતે પણ પરોક્ષ ભાવે પૂરી દીધી. પૂજ્યશ્રીએ સાધનો પર ભાર મૂક્યો હતો. તો લેખમાં તેની સાથોસાથ પુરવણીરૂપે તેમાંથી પરિણમતાં ફળ અને અનુભવોનો ઉમેરો કર્યો વેદાન્તદર્શન—ખાસ કરી શાંકરવેદાન્ત કે જેના મહારાજશ્રી પૂરા અનુભવી હતા—તેને ધ્યાનમાં રાખી તે દૃષ્ટિએ ઈશ્વર-

દર્શન યા તો આત્મસાક્ષાત્કાર શું હોઈ શકે તેની આછી રૂપરેખા દોરી અને શ્રી મુનશીજીએ સૂચવેલા દિવ્ય અનુભવો વગેરેનો ઉપરછલ્લો ઉલ્લેખ કર્યો. એના ઉપરછલ્લાપણાનું એ કારણ હતું કે પૂજ્યશ્રી એવા અનુભવોને ઝાઝું પ્રાધાન્ય નહોતા આપતા. તેઓશ્રી માનતા હતા કે સાધનની સંગીનતા અને સાધનામાં ટકી રહેવાની શક્તિ આવવી એ એક અસાધારણ ઈશ્વરકૃપા, આત્મકૃપા કે ગુરુકૃપા છે. જ્ઞાનમાર્ગમાં પણ વિચિત્ર અનુભવો થાય છે પણ તે દૂધી ભક્તિના અનુભવોથી કંઈક અંશે જુદા પડે છે અને સમજશક્તિ પર તેના જુદા પ્રત્યાઘાતો પડે છે. દિવ્યઘટનાને તેઓ મોટે ભાગે પ્રારબ્ધનો ખેલ યા તો શુદ્ધ–સત્ત્વપ્રધાન મનના ચમકારા સમજતા.

ઉપર વર્ણવ્યું છે તે કરતાં બીજી રીતે વર્ણન કરવાનું મારે માટે શક્ય કે સંભવિત નહોતું. બીજી રીતે લખતાં પૂજ્યશ્રીને મારે ફરીથી મળવું પડે અને લેખ સંબંધે નવેસરથી છણાવટ કરવી પડે. પૂજ્યશ્રીની પ્રકૃતિ એવી હતી કે એક નિશ્ચિત થઈ ગયેલ બાબત ફરીથી ઉકેલાતાં તેમની વૃત્તિ બદલાઈ જતી અને તેથી ભીતિ રહેતી કે તેઓશ્રી ફરી પાછા લેખ લખવાનું કબૂલ કરે નહીં. તે કારણે મારી જવાબદારીમાંથી છૂટવા માટે મેં પ્રસ્તુત લેખ પૂજ્યશ્રીની સંમતિ મેળવવા ડુમસ મોકલી આપ્યો. સાથે તળેની મતલબની એક ચિઠ્ઠી લખી મોકલી :

" લેખ લખી મોકલ્યો છે. યોગ્ય લાગે તે રીતે તેમાં સુધારાવધારા કરાવવા વિનંતી. શ્રી મુનશીજીએ માગેલા બધા મુદ્દા પ્રમાણે લખતાં આપે શ્રીમુખે કહેલી હકીકત ઉપરાંત જુદે જુદે સમયે આપે કહેલી બીજી વિગતો જુદી જુદી રીતે સમાવી લેવી પડી છે. એ લીધેલી છૂટ ક્ષમા કરવા પ્રાર્થના."

સાથોસાથ શ્રી મુનશીજીને પણ પૂજ્યશ્રીની સંમતિથી ખરી સ્થિતિથી વાકેફ કરવા પ્રસ્તુત લેખ સાથે તેઓશ્રીના નામથી મોકલવાનો એક તળેના ભાવનો પત્ર ખીડયો :

" આપ પુરાણી સંસ્કૃતિના સારા સરખા પક્ષકાર છો તેમ જ તેના ઉત્તેજન, પ્રચાર અને પ્રસાર માટે ભારે જહેમત ઉઠાવી રહ્યા છો એ જાણી આનંદ થયો. આપના એ પ્રયાસોની હું (બાવાજી) કદર કરું છું. મારી શરીરપ્રકૃતિ સારી રહેતી નથી તેથી એક આસને બેસી લેખ લખાવી શકું એવું મારું સ્વાસ્થ્ય નથી, છતાંય " मेरे जीवनमें ईश्वर कैसे आया ? " એ સંબંધેના મારા અને મારા જેવાઓના વિચારો–અનુભવો હું લેખકને કહી સંભળાવું છું. તે તેને લેખબદ્ધ કરી મારા નામથી તમને મોકલી આપશે. તમને અનુકૂળ લાગે

તો જ અને તમારી લેખમાળાની યોજના સાથે એ સુસંબદ્ધ હોય તો તમે એનો યથાયોગ્ય ઉપયોગ કરશો વગેરે. "

મહારાજશ્રીને લેખ વાંચી સંભળાવવામાં આવ્યો. કંઈક લાંબો લાગ્યો. દરમિયાન કેટલાક શિક્ષિત અને સંસ્કારી સજ્જનો તેઓશ્રીના દર્શનાર્થે આવી ચડ્યા. પૂજ્યશ્રીએ તેમને એ લેખ વાંચી જવા ફરમાવ્યું. તેઓએ લેખ વાંચ્યો અને અનુમતિ આપી. વધુમાં ઉમેર્યું કે પ્રસ્તુત વિષય પર તો હજુ ઘણું'ય લખી શકાય એમ છે. સાથોસાથ સૂચન કર્યું કે લેખની નકલ રાખી લો તો સારું. ત્યાર બાદ પૂજ્યશ્રીએ લેખને અંતે આપેલી ચારપાંચ હિંદી પંક્તિઓ ઉમેરાવી અને લેખ શ્રી મુનશીજીને મોકલવા આજ્ઞા આપી. એ રહ્યો લેખ સંબંધેનો ઇતિહાસ.

પણ મારી બીજી શંકા ખરી પડી. શ્રી મુનશીજી લેખનો ઉપયોગ ન કરી શક્યા; જોકે તેમને પૂજ્ય મહારાજશ્રીને માટે ઘણું માન હતું અને તે તેઓશ્રીને એક ઉચ્ચ કોટિના સંત માનતા હતા.

પૂજ્યશ્રીના નિર્વાણના સમાચાર સાંભળી, શ્રી મુનશીએ પૂજ્યશ્રીને નીચેના શબ્દોમાં ભાવભરી અંજલિ આપી હતી, જેની અત્રે નોંધ લઈશું :

> *" Swamy Hansdev Abdhoot was one among the few integrated personalities of our country that have enriched the spiritualism of our country."*
>
> *(' Bhavan's Journal' 24th July, 1960.)*

લેખને પ્રસિદ્ધિમાં ન મૂકવાનાં કારણોનું તો હવે અનુમાન જ કરવું રહ્યું. કદાચ એમ પણ બન્યું હોય કે પૂરા સરનામાને અભાવે શ્રી મુનશીજીને લેખ મળ્યો ન હોય. સંભવ છે કે 'ભવન્સ જર્નલ' ના સંચાલકોને પ્રસ્તુત લેખ-માળાની યોજનામાં એ લેખ બંધબેસતો ન લાગ્યો હોય, કારણ કે એનું કદ કંઈક વધુ પડતું મોટું હતું. તે હિંદી કે અંગ્રેજીને બદલે ગુજરાતીમાં હતો એટલે કે મહારાજશ્રીના પોતાના જ શબ્દોમાં નહોતો. કદાચ તેમને એ પણ વિશ્વાસ ન બેઠો હોય કે મહારાજશ્રીએ પોતે એ લેખની અનુમતિ આપી હશે.

અનુમાન બાંધવાની હવે કશી જરૂર નથી. લેખમાળાના મણકા કે જે

એક પછી એક થોડે થોડે સમયને આંતરે પાક્ષિકમાં પ્રસિદ્ધ થતા તે વાંચતાં મને તો પૂરી ખાતરી થઈ ચૂકી હતી કે પ્રસ્તુત લેખનાં સ્વરૂપ અને વસ્તુ લેખમાળાનાં સ્વરૂપ અને વસ્તુ કરતાં જુદી જ બાબત પર ધ્યાન દોરી લઈ જતાં હતાં. છતાંય મને એ લેખથી ઘણો લાભ થયો છે. સ્મૃતિપટ પર જુદે જુદે ખૂણે સંચિત થઈ રહેલા પૂજ્યશ્રીના વિચારો, અનુભવો અને જીવન-પ્રસંગોને સંગૃહીત કરતાં કોઈ વિરલ આનંદ મેં અનુભવ્યો. એઓશ્રીનાં સંસ્મરણો તાજાં થયાં અને એઓશ્રીની પ્રત્યક્ષ મૂર્તિ હૃદયમાં બિરાજી રહી.

લેખને પૂજ્યશ્રીનો અક્ષરદેહ ગણી શકાય. એમાં એઓશ્રીના આધ્યાત્મિક વિચારો અને અનુભવો સુગ્રથિત થયા છે. સાધકને એમાંથી ઘણું શીખવાનું મળે છે. ચિત્તશુદ્ધિ અર્થાત્ રાગદ્વેષરહિત, વાસનામુક્ત ચિત્ત થયા વિના કદીય આત્મદર્શન થતું નથી તે હકીકતનો એમાં અનેક રીતે નિર્દેશ કરાયો છે. એવા શુદ્ધ ચિત્તમાં જ ઈશ્વર—આત્મા—ખુદ ' મહારાજશ્રી સ્વયં કયાં છે તેનો પ્રકાશ પડ્યા વિના રહે નહીં એ હકીકતનો પણ બહુ સૂક્ષ્મ રીતે ઉલ્લેખ કરાયો છે. આપણે સાધનસંપન્ન બની પ્રયાણ કરવાનો પ્રયાસ કરવો રહ્યો. સહાય કરનાર સાથે છે જ.

નોંધ : મૂળ લેખનું હાર્દ જાળવી રાખી કોઈક સ્થળે એકાદ શબ્દ કે વાક્યની હેરફેર કરી છે. તથા કોઈક સ્થળે અર્થસ્પષ્ટતાને માટે એકબે વાક્યોનો ઉમેરો કરાયો છે.

પૂજ્ય બાબાશ્રીના સેવક અને શિષ્ય શ્રી મગનભાઈએ અગમબુદ્ધિ વાપરી પ્રસ્તુત લેખની નકલ કરી લીધી હતી એટલે આપણા સદ્ભાગ્યે પૂજ્યશ્રી આપણી વચ્ચે અક્ષરદેહે તો બિરાજી રહ્યા છે. इति शिवम् ॥

